श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रन्थावलिः

ग्रन्थाङ्कः १६

॥ ॐ ॥

# ॥श्रीत्रिभुवनविजयी खड्ग॥

(पूर्वधारारूप पूर्वार्ध.)

-द्वितीयावृत्ति-

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

સ્રગ્ધરા વૃત્ત.

આ સંસારાબ્ધિમધ્યે, અગણિત ભયથી, મુક્ત જેણે થવું છે,
પંચક્લેશપ્રદાતા, અજિત ષડરિના, ત્રાસથી છૂટવું છે,
દુઃખોના રાશિ ટાળી, નિરતિશય સુખે, સર્વદા રાજવું છે,
તેવા સત્કાર્ય વીરે, ત્રિભુવનવિજયી ખડ્ગ આ ધારવું છે.

प्रसिद्धकर्ता

श्रेयस्साधकअधिकारिवर्ग.

અમદાવાદ

ધી ડાયમન્ડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરિખ દેવીદાસ છગનલાલે મુદ્રિત કર્યું.

સંવત્ ૧૯૮૦. નૂ૦ ૭૧ ઇ૦ સ૦ ૧૯૨૪.

मूल्य रू. ०-८-०

॥ ॐश्रीं ॥

## ॥ अथ प्रसिद्धिकर्तृकृतमङ्गलम् ॥

पुरंदरादिभिः सेव्यं सत्संसेव्यगुणाकरम् ।
समस्तानन्दकन्दं श्रीनृसिंहं समुपास्महे ॥१॥

भगवन्! भववारार्शि दुस्तरं निस्तितीर्षताम् ।
भवच्चरणनौकैव साधनं नेतरदिक्षतौ ॥२॥

सच्चिदानन्दरूपोऽपि नीरूपोऽपि निराश्रयः ।
धत्से लीलातनूः काले स्वजनोद्धृतिकाम्यया ॥३॥

लोके त्वं त्वयि लोका इति वेदगिरस्ततो भवान् हि वयम् ।
अयमेव नो विभेदस्त्वं सर्वज्ञो वयं प्रकृत्याऽज्ञाः ॥ ४ ॥

संसारवार्धौ बहवोऽत्र जन्तवो भवंति नश्यंति च बुद्बुदा इव ।
स एव रत्नं स्पृहणीयजन्मवान् योऽनारतं त्वत्पदपद्मरागवान् ॥५॥

नो माता न पिता न चापि सुहृदो नो बंधुवर्गो जनं
काले यत्र दयानिधेऽतिविषमे त्रातुं क्षमाः स्युः प्रभो! ।
तस्मिन्नेव भवान् भवार्तिशमनः काले स्वकीयाञ्जनां-
स्त्वद्भक्तिप्रवणान् नृसिंह! सहसा संतारयत्यार्तितः ॥ ६ ॥

नेत्रे त्वामवलोकतां श्रुतियुगेनाकर्ण्यतां ते कथा
वाणी त्वद्गुणगानकर्मणि सदा संयुज्यतां नः प्रभो! ।
त्वत्पादाम्बुजचिंतनं प्रकुरुतां चेतोऽस्मदीयं सदा
किं भूयोऽधिकमस्तु सर्वकरणव्यापार एव त्वयि ॥७॥

कायः क्लेशकरः स्वबंधुनिचयो बंधप्रदा वागुरा
नेत्राद्यक्षगणो विमार्गगतिदो विक्षेपवन्मानसम् ।
तेषामत्र भवे भवेन्नरहरे! ये त्वां न भक्त्याश्रिता-
स्त्वद्दासास्तु समग्रवस्तुषु सदा पश्यन्ति सौख्यं परम् ॥८॥

**અર્થ:**—ઇન્દ્રાદિ દેવોએ સેવવાયોગ્ય, સત્પુરુષોએ સેવવા લાયક એવા, ગુણોના આશ્રય તથા સર્વ આનન્દના મૂલ એવા **શ્રીનૃસિંહભગવાનને** અમે ઉપાસીએ છીએ. ( ૧ )

હે **ભગવન્** ! આ દુસ્તર સંસારરૂપ સમુદ્રને તરવા ઇચ્છતા જીવોને આપના ચરણરૂપી નૌકા જ આ ભૂમિઉપર સાધનરૂપ છે, અન્ય સાધન નથી. ( ૨ )

આપ સચ્ચિદાનન્દરૂપ છો, રૂપરહિત તથા અન્યના આશ્રયરહિત છો, તથાપિ સ્વજનના ઉદ્ધારની ઇચ્છાથી લીલાવિગ્રહોને યોગ્ય સમયે ધારણ કરો છો. ( ૩ )

લોકમાં તમે છો, અને લોકો તમારામાં છે, એવી વેદવાણી છે માટે આપ તે જ અમે છીએ; પરંતુ આપમાં તથા અમારામાં માત્ર ભેદ આટલો જ છે તે એ કે, આપ સર્વજ્ઞ છો અને અમે સ્વભાવથી જ અજ્ઞ છીએ. ( ૪ )

આ સંસારસમુદ્રમાં પરપોટાની પેઠે અનેક જીવો જન્મે છે અને મરે છે, પરન્તુ જે નિરન્તર આપના ચરણમાં પ્રીતિવાળો છે તે પુરુષ જ રત્નરૂપ છે, તથા ચહાવાયોગ્ય જન્મવાળો છે. ( ૫ )

હે **નૃસિંહ** ! જે અતિવિષમસમયે, અર્થાત્ મરણસમયે માતાપિતા, મિત્ર તથા કુટુંબિવર્ગ જીવની રક્ષા કરવાને સમર્થ નથી તે સમયે સંસારદુઃખને હરનાર આપ આપની ભક્તિમાં તત્પર જીવોને સત્વર દુઃખથી તારી લો છો. ( ૬ )

અમારાં નેત્ર આપનાં દર્શન કરો, અમારા કર્ણ આપની કથાનું શ્રવણ કરો, અમારી વાણી આપના ગુણગાનરૂપ કર્મમાં સદા જોડાઓ, અમારું ચિત્ત આપનાં ચરણકમલનું ચિન્તન કરો. હે પ્રભો ! અધિક શું કહીએ ? અમારાં સર્વ કરણોનો વ્યાપાર જ આપને વિષે હોજો. ( ૭ )

હે **વિભો નૃસિંહભગવન્** ! જે પુરુષોએ ભક્તિવડે આપનો આશ્રય કર્યો નથી તેઓને આ સંસારમાં શરીર ક્લેશકારક ભાસે છે, પોતાનાં કુટુંબિઓ બન્ધન આપનારી રજ્જુસરખાં ભાસે છે, નેત્રઆદિ ઇન્દ્રિયગણ આડે માર્ગે દોરનાર ભાસે છે અને મન વિક્ષેપવાળું ભાસે છે. અને જેઓ આપના દાસ છે તેઓ તો સર્વ પદાર્થમાં પરમ સુખને અનુભવે છે. ( ૮ )

# ॥ प्रसिद्धिकर्तृकृत सूचना ॥

સત્શાસ્ત્રસ્વરૂપ આ **શ્રીત્રિભુવનવિજયીખડ્ગ**નામક પુણ્ય સદ્ગ્રન્થનો પ્રાદુર્ભાવ, એ શ્રેય સાધકોપ્રતિ તથા અન્ય સત્સંસ્કારી સત્પ્રજાપ્રતિ શ્રીઇષ્ટના મહાનુગ્રહને સૂચવે છે. અન્યથા પાપસંસ્કારપ્રધાન જીવોનો જેમા વિશેષે કરીને સદ્ભાવ હોય છે એવા આ કલિના સમયમાં આવા હિતતમ ગ્રન્થનો આવિર્ભાવ સંભવે જ શી રીતે?

**શ્રીપંચવરદવૃત્તાન્ત, શ્રીસન્મિત્રનું** મિત્રપ્રતિ પત્ર, આદિ શ્રેયસ્કર સદ્ગ્રન્થોની પેઠે આ પુણ્યતમ સદ્ગ્રન્થના પણ **શ્રીમહાકાલ**મા અવકાશાનુસાર થોડાં થોડાં પુષ્પો આપવામા આવતાં હતાં, અને તેથી કરીને પૂર્વોક્ત ગ્રંથોની પૃથક્ પુસ્તકરૂપે પ્રસિદ્ધિ કરવામાં જે હેતુઓ પૂર્વે દર્શાવાયા છે તે જ હેતુઓ આ સદ્ગ્રન્થની પૃથક્ પુસ્તકરૂપે પ્રસિદ્ધિમા પણ હોવાથી તેમની પુનરુક્તિ અત્ર અનાવશ્યક ગણી છે.

વ્યવહાર અને પરમાર્થમા સર્વ પ્રકારની ઉન્નતિનો હેતુ મનુષ્યમતિની વિશુદ્ધિ એ જ છે, એ અબાધિત સિદ્ધાન્તનો સ્વીકાર કરતા, મતિની શુદ્ધિ સધાવનાર ગ્રન્થો જ સત્શાસ્ત્રરૂપ હોવાથી સર્વોત્તમ ગ્રન્થો છે, એ સહજ સિદ્ધ થાય છે, અને એ પ્રકારે આ **શ્રીત્રિભુવનવિજયીખડ્ગ** મતિના વિકારમાત્રનુ નિર્મૂલન કરવાની અસંખ્ય સદ્યુક્તિઓથી તથા મતિને પ્રબુદ્ધ કરનારી અસંખ્ય સદ્વિચારની અને સદ્બોધની શ્રેણીઓથી આદ્યન્ત પરિપૂર્ણ હોવાથી, પ્રાચીન, અર્વાચીન તથા ભવિષ્યત સર્વ પ્રથમ પંક્તિના ગ્રન્થોમા પ્રધાનપદે સ્થિત છે.

એમ છતા જેમ આ સમગ્ર આશ્ચર્યકારક દશ્યપ્રપંચ દૃષ્ટિસંમુખ વિદ્યમાન છતા અસંસ્કૃત મતિવાળાને તથા યોગ્ય વિવેકવિચારને ન પ્રાપ્ત થયેલાને અખિલ જગત્‌ના અધિપતિ **શ્રીપરમેશ્વર**ના મહિમાનુ ભાન થતુ નથી તેમ આ **શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ**ના અત્યન્ત આશ્ચર્યકારક સુબોધપૂર્ણ આખ્યાનો દૃષ્ટિસંમુખ થવા છતાં પણ **શ્રીત્રિભુવનવિજયી**

ખડ્ગના અનન્ત અપાર મહિમાનું ભાન અસંસ્કૃત મતિવાળા તથા અયોગ્ય દૃષ્ટિવાળા તમસાવિષ્ટ મનુષ્યોને ન થાય તો તેમાં આશ્ચર્ય પામવા-સરખું કશું જ નથી.

સત્શાસ્ત્રરૂપ આ ગ્રન્થમાં વર્ણવેલા ખડ્ગને ધારણ કરનાર પુરુષ જેમ ઊર્ધ્વ, અધઃ અને મધ્યસ્થિત લોકોનો લીલામાત્રથી વિજય કરવા સમર્થ હોય છે તેમ આ **શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ**માં પ્રતિપાદિત સદ્બોધરૂપ દૈવી ખડ્ગને હૃદયમાં ધારણ કરનાર પુરુષ ત્રિભુવનનો વિજય કરવા સમર્થ થાય છે.

જેમ " **ત્રિભુવનવિજયી ખડ્ગ** " નામક દિવ્ય શસ્ત્રને ધારણ કરનાર પુરુષની દૃષ્ટિમર્યાદામાં રહેલા શૂર પુરુષો પણ હતવીર્ય થઈ તે ખડ્ગધારી પુરુષને શરણ થાય છે તેમ આ **શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ**રૂપ સત્શાસ્ત્રના શ્રેયસ્કર સિદ્ધાન્તોને અંતરમાં ધારણ કરનાર પુરુષની દૃષ્ટિમર્યાદામાં પ્રાપ્ત થયેલા કામક્રોધમોહાદિ દુર્જય યોદ્ધાઓ પણ હતવીર્ય થઈ અધીન થાયછે.

ઉક્ત ખડ્ગધારી પુરુષને જેમ ઇન્દ્રાદિ દેવો પણ અભ્યુત્થાનપૂર્વક સંમાન આપી પોતાના અર્ધ આસને બેસાડે છે તેમ આ **શ્રીત્રિભુવન-વિજયી ખડ્ગ**ધારી પુરુષને પણ **શ્રીબ્રહ્મા**દિ ઈશકોટિ તથા ઇન્દ્રાદિ દેવકોટિ પોતાના આત્મારૂપ ગણી અભેદભાવે યજે છે.

જેમ આ દૈવી ખડ્ગને ધારણ કરનાર પુરુષ ઐહિકામુષ્મિક સર્વ પ્રકારના અભ્યુદયને પ્રાપ્ત રહે છે તેમ આ **શ્રીત્રિભુવનવિજયી ખડ્ગને** પણ હૃદયમાં ધારણ કરનાર પુરુષ દૃષ્ટ અદૃષ્ટ સર્વ પ્રકારના અભ્યુદયને પ્રાપ્ત રહે છે.

જેમ **શ્રીમહે**શ્વરના પ્રસાદરૂપ દૈવી ખડ્ગને ધારણ કરનાર સિદ્ધ-પદાધિકારી પુરુષ આકાશગમન કરવા સમર્થ થાય છે, લોકલોકાન્તરમાં તથા ત્રિલોકીનાં સર્વ દુર્ગમ સ્થાનોમાં પ્રવેશવાને શક્તિમાન્ થાય છે, જરા અવસ્થા તથા વ્યાધિથી મુક્ત રહે છે, વિલક્ષણ તેજબલ અને આનન્દને અનુભવે છે અને ભયમાત્રથી મૂકાય છે તેમ **શ્રીમહે**શ્વરસ્વરૂપ **શ્રીસદ્**-ગુરુપરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના પ્રસાદરૂપ, આ દૈવીસંપત્તિ અર્પનાર **શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ**ને હૃદયમાં ધારણ કરનાર દ્રષ્ટાપદા-ધિકારી પુરુષવર અણિમાદિ સિદ્ધિઓની પ્રાપ્તિદ્વારા ત્રિલોકીમાં વિચરવા સમર્થ થાય છે, અજરામરત્વને પ્રાપ્ત રહે છે, વિલક્ષણ તેજબલથી યુક્ત પોતાને અનુભવે છે અને ક્લેશમાત્રના ઉચ્છેદપૂર્વક સમગ્ર ભયથી મુક્ત થઈ નિરતિશય અખંડાનન્દાનુભવ કરે છે.

ત્રિગુણરૂપ અથવા અવિદ્યા વા વાસના, કામ અને કર્મરૂપ ત્રિભુવનના જયદ્વારા માયાસત્તારૂપ સમુદ્રનુ અતિક્રમણ કરાવનાર હોવાથી સેતુરૂપ આ સદ્ગ્રન્થ વિશેષતઃ સ્વધર્મના તથા વ્યવહારપરમાર્થના સ્વરૂપને સ્પષ્ટ કરી સમજાવે છે, જ્ઞાતવ્ય વસ્તુનુ તથા પ્રાપ્તવ્ય અને પરમપ્રાપ્તવ્યનુ તથા કર્તવ્યનુ યોગ્ય પ્રકારે ભાન કરાવે છે, દૃઢનિશ્ચયપૂર્વક ધર્મરૂપ પ્રવૃત્તિમાં જોડે છે, તથા અધર્મરૂપ દુષ્ટ પ્રવૃત્તિ છોડવે છે. સૂક્ષ્મમાં કહીએ તો સર્વ પ્રકારે હિતકર હોવાથી આ ગ્રન્થ સર્વ સુજ્ઞ મનુષ્યોએ અભ્યાસ કરવાયોગ્ય છે.

ઘણા મનુષ્યો ક્લેશથી, અજ્ઞાનથી કે મન્દમતિ ત્યાગના વેશવાળા અવિવેકીઓના સસર્ગથી આ સંસારી સ્થિતિના ત્યાગને સેવવા ઇચ્છે છે, અને તે અઘટિત કૃત્ય કરીને મિથ્યા ત્યાગના વેશ ધરીને અને ગૃહીત્યાગી ઉભયની યોગ્ય સ્થિતિથી ભ્રષ્ટ થઈને પોતે દુઃખ ભોગવે છે અને પોતાના સબન્ધીઓને તેમ જ અન્ય સજ્જનોને અનાચારથી દુઃખ આપે છે. અવસ્ય ત્યાગના વેશની કલ્યાણમાં અપેક્ષા છે એમ નથી, તથા અધિકારવિના ત્યાગ અનર્થ આપે છે તેમ જ અનધિકારીએ વ્યવહાર ત્યજવો યોગ્ય નથી, હિતની ઇચ્છાવાળાએ આગ્રહથી શુદ્ધ વ્યવહાર ત્યજવો યોગ્ય નથી, હિતની ઇચ્છાવાળાએ આગ્રહથી શુદ્ધ વ્યવહારસિદ્ધિઅર્થે નિર્દોષ પ્રવૃત્તિ કરવી અને તેની યોગ્ય પ્રકારે સિદ્ધિ અનુભવ્યાપછી અવસ્ય ભાસે તો અધિકાર પ્રાપ્ત થયે એકાન્તદેશ સેવવો ઇત્યાદિ જાણવાયોગ્ય સર્વ હિતકર વાર્તાને હસ્તામલકવત્ સ્પષ્ટ પ્રત્યક્ષ કરનાર આ ગ્રન્થ છે તેથી સર્વ પ્રકારથી કલ્યાણની ઇચ્છાવાળાએ અવસ્ય સેવવાયોગ્ય છે

શ્રેય સાધકો તથા અન્ય સદ્વિવેકી સુપ્રજ્ઞ આ સ્વેષ્ટાભીષ્ટપ્રદ સદ્ગ્રન્થના સુખસાધક સિદ્ધાન્તોને હૃદયમા ધારણ કરી અભ્યુદયના પરાવધિને પ્રાપ્ત થઈ રહો, એ આ હૃદયમાં પ્રકટતી શુભેચ્છાને શ્રી ઈશ યોગ્યકાલે પૂર્ણ કરો.

કરુણાના મહોદધિ, મહેશ્વર **શ્રીસદ્ગુરુ** પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી** આ સદ્ગ્રન્થની '**ઉત્તરધારા**' પ્રસિદ્ધિમા મૂકવારૂપ સુયોગ અમને સત્વર અર્પવા કૃપા કરો એ જ અન્તમાં તે ઇષ્ટશ્રીપ્રતિ અભ્યર્થના છે.

| | |
|---|---|
| સંવત્ ૧૯૫૨, શ્રાવણ<br>કૃષ્ણપક્ષ ૧૧, ગુરુવાર<br>**વીરક્ષેત્ર (વડોદરા)** | **શ્રેયઃસાધકઅધિકારિવર્ગ.** |

# प्रसिद्धिकर्तृकृत भूमिका.

[ द्वितीयावृत्तिनिमित्त. ]

પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીપ્રણીત અનેક ગ્રન્થરત્નોમાં આ "શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ" ઘણું ચમત્કૃતિવાળું છે. આ ગ્રન્થની પૃથક્ ગ્રન્થરૂપે જો કે આ બીજી આવૃત્તિ છે, પરન્તુ શ્રીમહાકાલ-માં તેના પ્રથમ અવતારને લક્ષમાં લેતાં ખરી રીતે આ ત્રીજી આવૃત્તિ છે. તે ગ્રન્થના પ્રથમાવતારમાં તેનું વાચ્યરૂપ કેવું છે, તેના સ્થૂલ અવ-યવો અને રચના કેવાં સુન્દર છે વગેરે અંગોપ્રતિ શ્રેયસ્સાધકોનું લક્ષ ખેંચાયું હતું. કદાચ તે ગ્રન્થ કોઈ ઉત્તમ સાહિત્યશાસ્ત્રની નવલકથાનું સ્થાન પકડશે એવી ભાવના પ્રકટ થઈ હતી. પરન્તુ જ્યારે એ ગ્રન્થની પૃથક્ પુસ્તકરૂપે પ્રસિદ્ધિ થઈ ત્યારે પ્રસિદ્ધિ કરનાર અધિકારિમંડલને સમ-જાવામાં આવ્યું કે આ ગ્રન્થ કેવલ સાહિત્યશાસ્ત્રને લગતો નથી, પરન્તુ તેમાં સર્વવિદ્યાશિરોમણિ અધ્યાત્મશાસ્ત્રનાં રહસ્યો ગુપ્ત રહેલાં છે, અને તે રહસ્યો લક્ષણાવૃત્તિવડે અથવા તાત્પર્યવૃત્તિવડે સ્ફુટ થઈ શકે તેમ છે. આ લક્ષણાનાં બીજકો ગઈ આવૃત્તિની પ્રાસ્તાવિક સૂચનામાં નખાયેલાં વાચકને જણાશે

માનુષ આયુષ્યના ત્રણ ખંડ પડે છે, અને તે લગભગ ત્રીસ ત્રીસ વર્ષના ગણાય છે. આ ત્રણે ખંડ પૂર્ણ કરી તુરીયખંડમાં રહી પ્રથમના ત્રણ પાદના આયુષ્યના રસનું અંતરવલોકન કરવાનો યોગ ઘણા થોડા ભાગ્યશાળીને હોય છે. એક વ્યક્તિનાં ત્રીસ વર્ષ તે સમાજની એક પેઢી ગણાય છે. કોઈ પણ નવા ગ્રન્થરૂપ કાર્યના સમ્બન્ધમાં આ ત્રીસ વર્ષના મનુષ્યો તેના ગુણદોષનો ઊહાપોહ કરી કાં તો તે કાર્યને પકવી આગળ આણે છે, અથવા તો તેનો નાશ અથવા લય કરી નાંખે છે. જો તે કાર્ય પોતાના ગુણોત્કર્ષથી ટકે છે તો પછી બીજી પેઢી તેના ઉપર પ્રીતિથી અવલોકન કરે છે. તે પેઢીના ચિન્તકોમાં તે કાર્યના કર્તાપ્રતિના રાગદ્વેષો શમી ગયેલા હોય છે, અને તેથી કાર્યની કાર્યરૂપે જ પરીક્ષા થવાનો સંભવ હોય છે. ત્રીજી પેઢી તે કાર્યને ઉત્તમ વારસાતરીકે વધાવી લે છે. તે ગ્રન્થ તે તે ભાષાના વાઙ્મયની તીજોરીમાં પડે છે. તેના રસિક જનોમાં

તે પુનઃ પુનઃ આવૃત્તિએ ચઢે છે, અને અભ્યાસના પરિપાકે તે પોતાના અન્તિમ રહસ્યને ફલરૂપે પ્રકટ કરે છે. પ્રસ્તુત ગ્રન્થ સમાજની બીજી પેઢીએ ચઢેલો છે, તોપણ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના કેટલાક દીર્ઘાયુષી પુરુષોના જીવનમાં ત્રીજા આયુષ્યના ક્રમમાં ત્રીજી આવૃત્તિમાં આવેલો છે. પ્રથમાવૃત્તિમાં તે પુરુષોએ આ ગ્રન્થને " જમદગ્નિ "નો તાપ આપી, પોતાના મનના સંપુટમાં વાચકવૃત્તિથી સારી રીતે પકવ્યો છે; બીજી આવૃત્તિમાં ( લોકપ્રસિદ્ધ પૃથક્ ગ્રન્થરૂપની પહેલી આવૃત્તિમાં ) તેમણે લક્ષણાવૃત્તિવડે તેના તાત્પર્યનું ચિન્તન કશ્યપ મુનિની પેઠે કર્યું છે; અને ત્રીજી આવૃત્તિના સન્ધિએ તેઓ તેને વ્યંજનાવૃત્તિથી એટલે દિવ્ય દૃષ્ટિથી અવલોકે છે.† આ ત્રીજી વૃત્તિના અવલોકનથી આ ગ્રન્થનાં કેટલાંક અપૂર્વ રહસ્યો થોડાં ઘણાં સ્ફુટ થઈ શક્યાં છે તે યથામતિ પ્રકાશ કરવામાં આવે છે.

## ગ્રન્થનો અનુબન્ધચતુષ્ટય.

### ૧: અધિકારી.

આ ગ્રન્થ પોતાના વાચ્યરૂપમાં શ્રવ્યકાવ્યના "કથા" નામના વિભાગમાં પડે છે. ગુજરાતી સાહિત્યમાં તેને નવલકથાનું નામ આપે તો વાંધા-પડતું નથી, પરન્તુ તે ગ્રન્થની રચના કંઈક પ્રાચીન પદ્ધતિની છાયાથી ભરેલી છે, તેથી તેને "નવલકથા"કરતાં "કથા"ની સંજ્ઞા વધારે યોગ્ય છે. આ ગ્રન્થમાં પ્રતિપાદ્ય વસ્તુ **સરસ** એટલે રસનો આવિર્ભાવ કરવાને સમર્થ છે. તે ગ્રન્થની શબ્દમયી રચના ગદ્યરૂપ છે, તેમાં કથાના આરંભમાં, મધ્યમાં અને અન્તમાં "સોરઠા"રૂપ પદ્યો આવે છે, અને તેમાં વસ્તુના વિકાસની ભાવિછાયા ઉતરતી સમજાય છે. તેમાં આરંભમાં ઇષ્ટ-દેવતાનું મંગલસ્મરણ છે; તેમાં અવાન્તર આખ્યાયિકાઓમાં સારા નઠારા મનુષ્યોનાં ચરિત્રોનાં વર્ણન છે, અને તેમાં ગ્રાહ્ય અને ત્યાજ્ય વર્તનનો સ્પષ્ટ વિવેક છે. આ રીતે કથાનાં સર્વ લક્ષણોથી યુક્ત હોવાથી અમે આ ગ્રન્થને કથાના* વર્ગમાં મુકીએ છીએ.

---

† **त्र्यायुषम्** મંત્રમાં આ ત્રણ ખંડના આયુષ્યનું, અને તે ત્રણ આયુષ્યનાં સર્વોત્તમ ઉદાહરણ ( Types ) નું ચિત્ર છે.

* જુઓ **कथालक्षणः**—

**कथायां सरसं वस्तु गद्यैरेव विनिर्मितम्**
**क्वचिदत्र भवेदार्या क्वचिद्वक्त्रापवक्त्रके ।**
**आदौ पद्यैर्नमस्कारः खलादेर्वृत्तकीर्तनम्**
**( साहित्यदर्पण. ५८७. )**

પરન્તુ આ કથારૂપ કાવ્યના શ્રવણનો અધિકારી કોણ? ઉપર કહ્યું તેમ તે શ્રવ્ય કાવ્ય છે. તેમાં ધ્વનિ છે. આ ધ્વનિ સાંભળી શકે તેવો અધિકારી કોણ? આ પ્રશ્નનું ઉત્તર મળ્યા વિના ગમે તે મનુષ્ય આ ગ્રન્થને વાંચે અથવા સાંભળે તેથી ધ્વનિનુ શ્રવણ થવુ સંભવતું નથી· બહેરાના આગળ શંખ ફુંકાય તોપણ તે સંભળાય નહિ, તેમ આરૂઢ સમાધિમા પ્રવેશ કરેલાને પણ તે શંખધ્વનિ ન સંભળાય. આમાં શંખનો દોષ નથી, શંખ ફુકનારનો પણ દોષ નથી, પરન્તુ બધિર અને સમાહિત—બંને શંખના સાંભળવાના અનધિકારી છે. એકને શ્રવણેન્દ્રિયનો ઘાત થયેલો છે, બીજાને મનોલય થયો છે. ભલે, બહેરો હલકો ગણાય અને સમાહિત ચઢીઆતો ગણાય, પરન્તુ શંખનાદશ્રવણમા બંને સમાન અનધિકારી છે. આ નિયમથી આ ગ્રન્થના અધિકારીનો પ્રથમ નિર્ણય થવાની જરુર છે. તે અધિકારની સંપત્તિ જેને મળી નથી અથવા તો મળી છે, પરન્તુ તે અધિકારની મર્યાદાનુ જેઓ અતિક્રમણ કરી ગયા છે તેમને આ ગ્રન્થ ઉપયોગનો નથી.

પ્રાચીન વેદાન્તમાર્ગની શ્રેણીમા મનુષ્યપ્રાણીના (૧) પામર, (૨) વિષયી, (૩) મુમુક્ષુ અને (૪) મુક્ત એવા ચાર ભેદ પાડવામા આવે છે. આગમગ્રન્થોમા અને તન્ત્રશાસ્ત્રમા (૧) પશુ, (૨) વીર, અને (૩) દિવ્ય એવા મનુષ્યપ્રાણીના ત્રણ વર્ગ પાડવામા આવે છે, અને દેવકોટિથી પર ગયેલાને એટલે ઈશ્વરપદમા સ્થિર થયેલાને તેઓ સર્વ અધિકારનું અતિક્રમણ કરી ગયેલા માનવામાં આવે છે. પ્રસ્તુત ગ્રન્થમાં પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી** અધિકારનુ વર્ગીકરણ નીચે પ્રમાણે કરે છે —




આ નવ વર્ગના અધિકારીમાંથી રાગારાગવતી ...
એટલે છઠ્ઠા વર્ગનાં મનુષ્યો આ કથાશ્રવણના મુખ્યાધિકારી છે.
મધ્યમાધિકારી છે, અને વિવેકી જીવદશાનાં મનુષ્યો મન્દા...

છઠ્ઠો વર્ગનો મુખ્યાધિકારી, પાંચમા વર્ગનો મધ્યમાધિકારી અને જીવદશાના વિવેકી વર્ગનો એટલે પહેલા આંકવાળો મન્દાધિકારી છે. વિવેકઅવિવેકવાળો અને અવિવેકવતી જીવદશાવાળો: એ આ ગ્રન્થના અધિકારિવર્ગના નીચલા વર્ગના છે. વીતરાગ સાધકો આ અધિકારના પુષ્પને ભોગવનારા છે અને સિદ્ધ દશાવાળા ત્રણ પેટાવર્ગના અધિકારી ફલભોગી છે. વીતરાગ સાધક આરૂઢાધિકારી છે તેથી આ ગ્રન્થ તેમને હવે ઉપયોગનો નથી, તેમ સિદ્ધવર્ગના મનુષ્યોને પણ ચરિતાધિકાર હોવાથી નિરુપયોગી છે. ટુંકામાં અકામ અને આપ્તકામ–જેમણે સર્વ કામનાને જીતી ત્યાગ કર્યો છે તેવા અને જેઓની સર્વ કામના સત્યસંકલ્પત્વાદિ સંપત્તિવડે સિદ્ધ થઇ છે તેવા પુરુષો આ ગ્રન્થના અધિકારથી પર છે. તો પણ આ ગ્રન્થમાં અકામ અને આપ્તકામ ( ૪, ૭, ૮, ૯ અંકવાળા ) પુરુષો કેવા હોઈ શકે તેનાં ચરિત્રો આપવામાં આવ્યાં છે; તેથી તે પ્રાપ્તવ્યદશા કેવી હોય તેનું ભાન મુખ્ય, મધ્યમ અને મન્દ અધિકારીને થઈ શકે તેમ છે. આથી પોતાના અધિકારનું અણઘટતું ઉંચું માપ કાઢનારાને સાવધાન કરનાર પણ આ ગ્રન્થ છે. તેથી સિદ્ધપ્રાય અને સિદ્ધજનોને પણ અપ્રમાદની સિદ્ધિઅર્થે પણ આ ગ્રન્થ ઉપકારક થઈ પડે તેમ છે.

આ ગ્રન્થના ચરિત્રનાયક **વીર**વિજયના અધિકારનિર્ણયમાં વાચકના અધિકારનો નિર્ણય અર્થાક્ષિપ્ત રીતે થાય છે. અરણ્યમાં એક વટવૃક્ષનીચે મળેલા સિદ્ધ પ્રવાસીના મુખવડે **શ્રીગ્રન્થકારે** અધિકારનિર્ણય કર્યો છેઃ—

> " હે ભાઈ ! ( **વીર**વિજય ) રાગારાગવતી સાધકદશાના એક ભેદમાં તમારો સમાવેશ થાય છે. તમે દૃઢ પ્રતિજ્ઞાવાળા છો, તેથી વિષયની સ્પૃહાવાળા છતાં તથા વિષય પ્રાપ્ત થયા છતાં પણ પ્રતિજ્ઞાની હાનિ કરીને સ્પૃહાને વશ થઈ સેવતા નથી, એટલી વિલક્ષણતાથી તમે તે રાગારાગવતી સાધકદશાના ઉત્તમ ભેદમાં સ્થિત છો એમાં સન્દેહ નથી..."

**વીર**વિજય ધીરોદાત્ત નાયક છે. તે પોતાના ગુણોની મહત્તા કહેતો નથી, પણ છુપાવે છે; તે ક્ષમાવાળો છે; તેનામાં ઘણી ગંભીરતા છે; તેનું ચિત્તસત્વ હર્ષશોકાદિ આવેશોથી દબાતું નથી; તે સ્થિર સ્વભાવવાળો છે; તો પણ તેના મનનો ગર્વ અથવા ઉત્તમપણાનું અભિમાન તે ગુપ્ત રાખી શકે છે; તે દૃઢ પ્રતિજ્ઞાવાળો છે. આ કારણથી રામ અને યુધિષ્ઠિર-જેવો આ ચરિત્રનો તે પ્રધાન નાયક* છે. રાગ અને વિરાગવચ્ચે–આશા

---

* જુઓઃ—अविकत्थनः क्षमावानतिगंभीरो महासत्वः ।
स्थेयान् निगूढमानो धीरोदात्तो दृढव्रतः कथितः ॥
( **સાહિત્યદર્પણ** ૬૬ )

અને નિરાશાવચ્ચે—સર્વકામસિદ્ધિ અને અકામતાવચ્ચે—આ નાયકનુ ચિત્ત દોલાયમાન છે. તે રાગી છતા વિરક્તદશાનો પક્ષપાતી છે. તે આશામાત્રને છતવાનો પ્રયત્ન કરે છે તો પણ પોતાની સ્વમદૃષ્ટ કન્યાને મેળવવાની તેની આશા નિરંકુશ છે, તે નિષ્કામ થવા કરતાં સર્વકામની પ્રાપ્તિની કિંમત કંઇક ઉંચી આંકે છે. સાધુતા ઇષ્ટ છે, પરંતુ વીરત્વ અધિક પ્રિય છે. તન્નશાસ્ત્રનો વીરત્વાધિકાર ચાર વર્ગમા પડે છે—

જ્યારે મનુષ્યના ચિત્તમા તમોગુણ અત્યન્ત દબાઈ જાય, અને રજસ્‌નો વેગ જાગે, અને તે સાથે તે સત્ત્વને તાબે રહે ત્યારે તે ચિત્તમા પ્રધાન રજસ્, મધ્યે ગૌણ સત્વ અને છેલ્લુ લીન તમસ્ હોય છે. અને તેવી ઘટનાવાળા ચિત્તમા એક સ્થાયિ અથવા સ્થિરભાવ ઇષ્ટસિદ્ધિપર્યન્ત-પ્રકટ થયેલો રહે છે. આ સ્થાયીભાવને "ઉત્સાહ" એ પ્રકારનુ નામ આપવામાં આવે છે. ચિત્તમાં તે ઉછળતો ભાવ હોવાથી, અને તેની સાથે અભિમાની તેના વેગને સાંકુન કરી શકે છે, તેથી તે ભાવ ઉત્સાહ કહેવાય છે. ઉત્તમ પ્રકૃતિવાળા પુરુષમાં આ સ્થાયીભાવ સુવર્ણજેવો કિંમતી હોય છે. ને મનુષ્ય સર્વ પ્રાણીપદાર્થોની કિંમત આ ભાવવડે જ આંકે છે. ઢીલા, પ્રમાદી, મિથ્યા વાતો કરનારા, ખોટી શાન્તિની હિમાયત કરનારાનો તે મનસ્વી ઉપહાસ કરે છે. તે સન્યાસ અને ત્યાગકરતા, કર્મયોગને અને પરાક્રમને વિશેષ ઉપકારક માને છે. સસારથી ત્રસ્ત થઈ તે ત્યાગ કરવા માગતો નથી. સસારને જેમ હનુમાન્ પનોતીને દબાવે તેમ, દબાવી જગતતત્ર ચલાવવા ને સિદ્ધપદે પહોચ્યા પછી પણ લોકયાત્રાના નિર્વહણઅર્થે કર્મ કરવામાં દોષ સમજતો નથી. ઉપરતિની અપેક્ષા જો કે તે રાખે છે, પરન્તુ કેવલ પિંડહિતાર્થે નહિ, પરન્તુ અધિક બલને પ્રાપ્ત કરી સમષ્ટિના ઉપકારક થવા અર્થે ઉપરતિ ઇષ્ટ માને છે સિદ્ધપદે સ્થિત થયા પછી પણ વામનાના ઉત્તેજક હેતુ ઉભા થતાં તેઓ સત્વર સત્વાપત્તિમા આવી જઈ મિથ્યનું સમાધાન કરી જગતના હિતની પ્રવૃત્તિ કરે છે. જ્યારે સન્યાસપ્રધાન ચિત્ત શમના સ્થાયીભાવવાળુ હોય છે, ત્યારે કર્મપ્રધાન આ ચિત્ત ઉત્સાહના સ્થાયીભાવવાળુ હોય છે. આવુ ચિત્ત ઘણે ભાગે જનક વિદેહીનુ હતું, શ્રીરામચન્દ્ર તથા શ્રીકૃષ્ણચન્દ્રના અવતારી શરીરો પણ આવા ઉત્સાહના સ્થાયીભાવવાળાં હતાં. ચિત્તનો આ ઉત્સાહરૂપ સ્થાયીભાવ ચાર પ્રણાલિકામા વહે છે.–(૧) દાનક્રિયામાં, (૨) ધર્મક્રિયામાં, (૩) દયાનાં કાર્યોમાં, અને (૪) યુદ્ધપ્રસગે. આ ચાર પ્રણાલિકામા વહેતો ઉત્સાહરૂપ સ્થાયીભાવ વીરનાયકોના ચાર વર્ગ પાડે છે: (૧) દાનવીર. (૨) ધર્મવીર, (૩) દયાવીર, અને (૪) યુદ્ધવીર.

આ ચારે પ્રકારનું વીરત્વ ચરિત્રનાયક અને તેના ઉપદેશઓના જીવનમાં **શ્રીગ્રન્થકર્તાએ** ઉત્તમપ્રકારે વર્ણવ્યું છે. **વીરવિજયને** પોતાનું ચરિત્ર વર્ણન કરનાર જ **મહીપાલેન્દ્રના** જીવનમાં **શ્રીનગરની સ્થાપના,** પોતાને મળેલા અખુટ ભંડારનું નિર્લોભવૃત્તિથી પ્રજાહિતને અર્થે વિતરણ; દશવર્ષપર્યન્ત પ્રજાના કર છોડી દેવાનો ઉત્સાહ: વગેરે પ્રસગોમાં અપૂર્વ દાનવીરત્વ ઝળકે છે. વળી એકાકી છતાં યુદ્ધ કરવાને સજ્જ થયેલા મહીપાલેન્દ્રને પોતાના સહાયકો મળી આવતાં શત્રુઓના કરેલા પરાજયપછી શરણ થયેલાને મારવા તત્પર થયેલા સહાયકોને તેણે કહ્યું:

"ભાઈઓ, આ જગતમાં ધર્મબલ જ સર્વોપરી બલ છે. મનુષ્યને ધર્મ જ સર્વોત્કૃષ્ટ રક્ષક છે, અને ધર્મ જ સર્વને પરમોત્કૃષ્ટ ગતિ આપનાર છે, માટે આ લોકમાં સાવધાન મનુષ્યોએ પોતાના અવિનાશી કલ્યાણને અર્થે, તેમ જ સર્વાર્થસિદ્ધિની પ્રાપ્તિનિમિત્તે સદા પ્રયત્નવડે ધર્મને જ સંપાદન કરવો તથા સેવવો ઘટે છે. જેમ આ સ્થલે મારું રક્ષણ ધર્મથી જ થયું છે, તેમ તમારું સર્વનું પણ સર્વકાલે થશે. માટે **શસ્ત્રધારી છતાં શરણ થયેલા એ ધર્મભ્રષ્ટને મારા આપેલા અભયથી તમે પણ અભય આપી જીવતા જવા દો.**"

આ પ્રસંગમાં **શ્રીમહીપાલેન્દ્રનું** અપૂર્વ ધર્મવીરત્વ વાચકને સ્પષ્ટ થયા વિના નહિ રહે. વળી એક મઢીઆગળ મળેલા સાધુજનને પોતાને પ્રાપ્ત થયેલી "પ્રકાશવાળી મુખમુદ્રા"થી જે પ્રાણીઓને પોતાથી ત્રાસ થયો એ વર્ણનમાં પોતાને મળેલી દૈવી શક્તિને જે નિંદી છે તે ઉપરથી આપણે ગમે તેટલા મોટા હોઈએ તોપણ બીજાં પ્રાણિઓની સમકક્ષામાં બેસવામાં જે દયાભાવ છે તેની મહત્તા આગળ તરતી કરવામાં આવી છે. પોતાની સંપત્તિ અને વિભવ અન્યને અનર્થ કરે તેના કરતાં તે ન હોય અથવા દબાઈ જાય તો સારું, આવો દયાનો ઉત્સાહ વીરકોટિઉપર ચઢે છે. સામર્થ્યનો પ્રકાશ તે જાદુગરનું અથવા ક્ષુદ્ર મનુષ્યનું લક્ષણ છે. પ્રાપ્તસામર્થ્યનો ત્યાગ અથવા લય એ વીર મહાપુરુષનું લક્ષણ છે. યુદ્ધવીરત્વના પ્રસંગો તો આ ગ્રન્થમાં ઘણા છે, અને વાચક સહજ શ્રમથી તેને તારવી શકે તેમ છે.

## ૨: વિષય.

### દિવ્ય કન્યા, દિવ્ય શસ્ત્ર અને ત્રિભુવન.

ઉપરના ચરિત્રનાયક **વીરવિજય** તથા તેમના સંબન્ધમાં આવતા સિદ્ધપુરુષોના ઇતિવૃત્તઉપરથી સમજાતા વીરત્વને દર્શાવવાના ગુણધર્મો-

વાળા મુખ્ય, મધ્યમ અને મન્દ અધિકારીને આ ગ્રન્થ શું પ્રબોધે છે—આ કથાની વસ્તુ શી છે ?—આ બીજો પ્રશ્ન છે. રાગારાગવતી દશાવાળા સાધકનું ધ્યેય અથવા આદર્શ સિદ્ધ થવાના બે પ્રકાર છે: એક પ્રકૃતિના સિદ્ધનિયમપ્રમાણે તે ધ્યેય, કર્મને અનુસાર કાળે કરીને સિદ્ધ થાય. આ માર્ગમાં ભોક્તા, ભોગ્ય અને ભોગ એ ત્રિપુટી કોઈ અદૃષ્ટસત્તાને વશ વર્તી કાલક્રમે ભોક્તાને ભોગ સિદ્ધ કરાવે, અને પુનઃ તે ત્રિપુટી છૂટી પડે. ઇષ્ટ-અર્થની સિદ્ધિનો આ લૌકિક પરવશતાનો એક ક્રમ. બીજો ક્રમ તે ઇષ્ટ-અર્થને સિદ્ધ કરવામાં દૈવ અથવા ભાગ્યની અવગણના કરી પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી અલૌકિક પૌરુષ બલવડે તે અર્થને ત્રિભુવનમાં જ્યાં હોય ત્યાંથી આપણી ભોગની અથવા અનુભવની મર્યાદામાં ખેંચી લાવવાનો છે. વીર સાધક પરવશતાથી પ્રાપ્ત થતા ભોગને માગતો નથી, પરન્તુ પૌરુષવડે સ્વાતંત્ર્યથી ભોગ સિદ્ધ કરવા માગે છે. પરવશતાથી ભોગ મેળવવા કરતાં યોગવડે ભોગમાત્રથી વિરક્ત થવું એટલે અકામ થવું વધારે ઇષ્ટ છે. વીરસાધકે કાં તો અકામ થવું અથવા આપ્તકામ થવું: એ બે કોટિનો સ્વીકાર કરે છે, અને તેમાં ઉત્તરકોટિને તે વધારે પ્રિય માને છે. વચલી રાગારાગવતી સ્થિતિ—કામ અને અકામવચ્ચે અથડાવાની સ્થિતિ—તે લગારપણ ઇચ્છતો નથી. પૌરુષ બલ અકામતામાં છે, અથવા આપ્તકામતામાં છે. દૈવબલ કામને સફલ કરી આપે છે, અથવા કામને નિષ્ફલ પણ કરે છે, પરન્તુ તે બન્નેમાં ભોક્તાની પરવશતા હોય છે.

વીરસાધકનું લક્ષ્ય—

"હે મન! આ સંસારમાં, દુઃખથી તું ન ડરીશ,
હું આશા ત્રિભુવન કેરી, ધાર્યું તે જ કરીશ."

એ આરંભસૂત્રમાં શ્રીગ્રન્થકર્તાએ સૂચવ્યું છે. પોતાના ઇષ્ટધ્યેય સિદ્ધિને મેળવવામાં જે જે ક્લેશ આવે છે તે સહન કરી સાહસ્યવાળા ધૈર્યથી વીરવિજય મોહમાં પડતો નથી. અને પોતાને પ્રવાસના મધ્યમાં પ્રબોધી કહે છે કે.—

"હે મન! મિથ્યા આમ, કાં શોક વધારી કરે,
નિરખ્યા વદન તમામ, પણ કોઈ ઠર નવ કરે.
વીરવિજય મુજ નામ, દુર્જનથી હું ડરું નહિ,
મિથ્યા ધરિશ ન હામ, મુજને મોહ પમાડશો.
મળી કર મોદક પાશ, શું આગળ આગળ ધસે,
વળી મુજ મિથ્યા આશ, વીરવિજય ઉભો હસે."

અને અન્તમાં કુલના ઉદયના અવધિઉપર તે પોતાના લક્ષ્યનો ઉગ્ર સ્વરૂપને ઉદ્દેશી કહે છે કે—

"જે આ સહુ દેખાય, તે નથી સુખ એ જાણીયું,
પણ જેથી પેખાય, તે સુખસ્વરૂપ પ્રમાણીયું."

આદિ, મધ્ય અને અન્તના આ સોરઠામાં **વીરવિજય**નું ધ્યેયબિમ્બ શું છે તેનું છાયાચિત્ર આપવામાં આવ્યું છે. કથાના વસ્તુરૂપે આ ધ્યેયને **વાચ્યાર્થ**માં દૈવી કન્યાનું રૂપ આપ્યું છે, અને તે કન્યાદ્વારા ત્રિભુવનનો વિજય કરાવનાર એક દિવ્ય શસ્ત્ર અથવા ખડ્ગ તેને પ્રાપ્ત થાય છે. **વીર-વિજય**નામના પ્રધાન નાયકનું ધ્યેય સ્વપ્નદૃષ્ટકન્યા, ઉપનાયક **ભદ્રસેન**નું પણ ધ્યેય ચિત્રમાં જોયેલી કન્યા, **વીરવિજય**ના સિદ્ધઉપદેષ્ટા **મહીપાલેન્દ્ર**નું પણ ધ્યેય વનમાં તાળી આપી સહસા જતી રહેતી દૃષ્ટનષ્ટયોગિની: આ સર્વ પાત્રોમાં આપણને સ્પષ્ટ સમજાય છે કે લૈકિક ધ્યેય કોઈ **દિવ્ય કન્યા** છે, અને તેના દ્વારા પ્રાપ્ત થનારું એક **દિવ્ય શસ્ત્ર** છે. આ ઉપ-રથી **દિવ્ય શક્તિ** અને **દિવ્ય શસ્ત્ર** આ ગ્રન્થનો પ્રતિપાદ્ય વિષય છે. સામાન્ય લૈકિક વિચારથી આ કોઈ નવલકથાના રૂપની કલ્પિત વસ્તુઓ છે, પરન્તુ સર્વજ્ઞ ગ્રન્થકર્તાનો આશય આ વાચ્યવસ્તુની સિદ્ધિમાં નથી, પણ તેના વ્યંગ્યઅર્થની સિદ્ધિમાં છે. કન્યાપ્રતિનો મોહ લૈકિક રતિ અથવા શૃંગારના રસરૂપ નથી, પરન્તુ ધર્મ–જ્ઞાન–વૈરાગ્ય અને ઐશ્વર્ય—એ ચારે ભાવોથી ભરપૂર કોઈ દિવ્ય બિમ્બને લગતો તે મોહ છે. તે રતિ નથી પણ ભક્તિ છે, તે પ્રીતિના આવેશનું પાત્ર લૈકિક વિષયસુખ નથી, પરન્તુ અલૈકિક મહિમાવાળું આપ્તકામત્વ છે. સ્ત્રીપ્રાપ્તિજન્ય વિષયસુખ ધ્યેય નથી, પરન્તુ તેના દ્વારા ઉઘડતું કોઈ નિર્વિષયી સુખ તે **વીરવિજય**નું ધ્યેય છે. **વીરવિજય**ની આ ઉંડી અભિલાષાનું રહસ્યઃ—

"જે આ સહુ દેખાય તે નથી સુખ એ જાણીયું,
પણ જેથી પેખાય, તે સુખસ્વરૂપ પ્રમાણીયું."

એ સોરઠામાં ઉઘડે છે. વળી લૈકિક રતિના પાત્રરૂપ સ્ત્રીના હાથ-વડે ખડ્ગ મેળવવાના ક્રમમાં આપણને રતિ અને ભયનો સ્પષ્ટ વિરોધ છે. તેજ સૂચવે છે કે સર્વજ્ઞ ગ્રન્થકર્તાના અભિપ્રાયમાં લૈકિક રતિ અથવા શૃંગારરસ ઇષ્ટ અર્થ નથી. શૃંગાર અને ભયાનકનો—રતિ અને ભયનો—વિરોધાભાસ જ આપણને જણાવે છે કે અભિપ્રેત અથવા વ્યંગ્યાર્થ કંઈક જૂદો છે. ત્યારે દિવ્ય કન્યા અને દિવ્ય શસ્ત્ર—એ શી વસ્તુ છે?

વીર અધિકારીની સહધર્મચારિણીને આગમશાસ્ત્રમાં **યોગિની** એવું નામ આપવામાં આવે છે. દાનમાં, ધર્મમાં, દયામાં અને યુદ્ધમાં ઉત્સાહની પ્રેરકશક્તિ પ્રત્યેક વીરને હોય છે. પશ્ચિમના સાહિત્યપ્રદેશમાં આ ઉદાત્ત-ભાવની (chivalry) પ્રવર્તક નાયિકાને નાયકની ઉત્તેજક વર્ણવવામાં

આવે છે. આ ભાવના આપણા અધ્યાત્મશાસ્ત્રની ઘણી ઉંડી છે. **शिवः शक्तयायुक्तो यदि भवति शक्तः प्रभवितुम्**—શિવ શક્તિયુક્ત હોય તો જ ઐશ્વર્યવાળા થાય છે-ઇત્યાદિ મંત્રશાસ્ત્રની આગમવાણીમાં અને **इच्छाशक्तिरुमा कुमारी (शिवसूत्र २. १३)** અભિમાનીની ઇચ્છાશક્તિ તેને "ઉમાકુમારી"—એવું નામ આપવામાં આવે છે—ઇત્યાદિ તંત્રશાસ્ત્રમાં પ્રત્યેક સાધકની સાથે નિત્યસમ્બન્ધમાં રહેનારી તેની ઇચ્છાશક્તિની પ્રેરક જે વ્યક્તિ રહે છે તેને "દિવ્ય કન્યા" એવું નામ આપવામાં આવ્યું છે.

પરમેશ્વરની જેવી અખંડ **સતી** સત્તાવાળી શક્તિ છે અને જેનું ઉપનિષદોમાં **उमा हैमवती**—એવું રહસ્યનામ આપવામાં આવે છે, તેવી તેમના પદમાં લીન થવાના વેગવાળા સાધકની પણ સિદ્ધદશામાં લઇ જનારી એક પતિવ્રતા શક્તિ હોય છે. રાગારાગવતી અવસ્થામાં તે અવિદ્યા અને વિદ્યાની સત્તાવાળી ગણાય છે, અને તેથી આ કથાના અન્તમાં દૈવી કન્યાનો પાણિગ્રહણ કરવાની સાથે જ રાજકન્યાનો પણ પાણિગ્રહણ થયો છે. વીરવિજયને બે કન્યાઓ વરી છે તેમાં રાજકન્યા તે ભૌતિક વ્યક્તિ છે અને દિવ્યકન્યા તે તેની પીઠમાં રહેલી અભૌતિક શક્તિ છે પુરુષઅધિકારીના સમ્બન્ધમાં આ ગ્રન્થ ગ્રથિત થયેલો હોવાથી આ પ્રકારની રચના છે, પરન્તુ સ્ત્રીઅધિકારીના સમ્બન્ધમાં પણ ભૌતિક ખડગ અથવા ખાંડુ અને અભૌતિક શસ્ત્રધારી પુરુષ—એ બે વરની ભાવના સર્વજ્ઞ ગ્રન્થકારે વીરવિજયને પ્રેમના સમાન વેગથી વરવા ઇચ્છનારી રાજકન્યાના સમ્બન્ધમાં પ્રકટ કરી છે. એટલે પ્રત્યેક સાધકપુરુષઅધિકારીને જેમ ઇષ્ટ શક્તિની અપેક્ષા છે, તેમ પ્રત્યેક સાધકસ્ત્રીઅધિકારીને પોતાને ઇષ્ટ વરની અથવા પતિની અપેક્ષા છે એવો ભાવ તારવી શકાય છે. આ અધિકારીની સહધર્મચારિણી જ્યારે સબ્રહ્મચારિણી થાય છે ત્યારે સાધક સિદ્ધપદને મેળવવામાં વિશેષ અનુકૂળતા મેળવે છે. સિદ્ધયોગિનીના મેલાપની ભાવના અનેક દેવ-દેવીઓના યુગ્મ ચિત્રોમાં દર્શાવવામાં આવે છે. વીરવિજયની સિદ્ધદશાનું સ્પષ્ટ વર્ણન આ ગ્રન્થની ઉત્તરભાગમાં આપવાનો શ્રીગુરુસંકેત અદ્યાપિ સફલ થયો નથી તેથી આ પૂર્વધારાના અન્તમાં તે મેલાપનું પટાન્તરે જે ચિત્ર આપ્યું છે તે ઉપરથી આપણે તેનો મર્મ ઉકેલી શકીએ છીએ—

"મારા ઐશ્વર્યવડે મને પ્રાપ્ત થવા યોગ્ય **સ્વભાવસત્તા**-રૂપ હે દેવિ! હું તને આજે સ્વીકારીશ. જેને પામવા વડે હું ત્રિભુવનને વશ વર્તાવવા સમર્થ થનાર છું, જેના વડે હું આ

ત્રિલોકીમાં મારે માટે વિદ્યમાન એવા સર્વ પ્રકારનાં ભયદુઃખને નિવારવા સમર્થ થનાર છું, જેની પ્રાપ્તિથી હું આ અનન્તસરખા સંસારપ્રવાસને ગોક્ષુરમાત્ર અન્તવાળા પ્રદેશના પ્રવાસસમ અન્તવાળો અનુભવનાર છું, અને જેના સમ્બન્ધથી હું અન્તમાં કૃતકૃત્ય થવાની સાક્ષાત્ યોગ્યતાને પામનાર છું તે સર્વ સામર્થ્યની અધિષ્ઠાત્રીરૂપ દેવિ ! હું તને આજે સ્વીકારીશ."

આ હેતુગર્ભ વાક્યોથી આપણે સમજી શકીશું કે આ દૈવી કન્યા પ્રત્યેક સાધકની **સ્વભાવસત્તારૂપ** ઇચ્છાશક્તિ છે; અને તે જેની પીઠમાં રહે છે એવું પત્નીરૂપ શરીર તે તે સાધકની **કર્મજસત્તારૂપ** બાહ્યભૌતિક રૂપ છે. પ્રથમને વિદ્યા અને બીજીને અવિદ્યા—એવી સંજ્ઞા રહસ્યગ્રન્થોમાં આપવામાં આવે છે.

દિવ્ય કન્યા અથવા દિવ્ય શક્તિનું સ્વરૂપ સમજ્યા પછી દિવ્ય શસ્ત્ર અથવા ખડ્ગ એટલે શું તે સમજવા પ્રયત્ન કરીએ. સર્વજ્ઞ ગ્રન્થકારે આ મર્મનું ઉદ્‌ઘાટન ગ્રન્થના મધ્યમાં કર્યું છેઃ

"જગત્‌ના સ્રષ્ટા **બ્રહ્મા**ભગવાન્ **શ્રી મહેશ્વર**ના પ્રસાદને પ્રાપ્ત કરવાને અર્થે તથા તે વડે પીડિતનું રક્ષણ કરવાને ત્રિગુણાતીત **શ્રીમહેશ**નું જેમાં પ્રધાનપણે યજન થાય છે એવો મોટો યજ્ઞ આરંભે છે. તે યજ્ઞથી **શ્રીમહેશ્વર** પ્રસન્ન થઈને તે યજ્ઞકુંડમાંથી એક બલવત્તમ સત્ત્વ પ્રકટાવે છે, અને તે સત્ત્વથી અન્તે એક ખડ્ગ બંધાઈને પ્રકટ થાય છે. એ ખડ્ગ આ ત્રિભુવનમાં ધારણ કરવાને કોઈ પણ જીવ સમર્થ નથી. ખડ્ગ પ્રકટ થયા પછી **શ્રીબ્રહ્મા**આદિ સર્વ વિચાર કરીને સકલ સૃષ્ટિસંહારકસત્તા જેમને અધીન વર્તે છે અને જે **શ્રીમહેશ્વર**ના પ્રધાન અંશરૂપ છે એવા **શ્રીરુદ્ર**ભગવાનને તે ખડ્ગ અર્પણ કરે છે, અને સર્વ **શ્રીરુદ્ર**ભગવાનની સ્તુતિ કરી પ્રાર્થે છે કે 'હે સમર્થ ! આપ આ દિવ્ય આયુધને સ્વીકારો અને એ વડે અમારા સહિત સર્વનું રક્ષણ કરો.''......આ પ્રકારે આ વિશ્વપ્રપંચમાં પ્રકટેલું તે ખડ્ગ **શ્રીસદા**શિવની પ્રસન્નતા પ્રાપ્ત કરનાર શુદ્ધ ઉપાસક પણ સકામ ઉપાસનાદ્વારા પ્રાપ્ત કરી શકે છે."

આગળ ઉપર કહે છે કે—

"યક્ષિણીએ એવો વર માગ્યો કે મને પ્રસન્ન કરનાર મારા ઉપાસકને હું આપના પ્રસાદથી આ આપનું ખડ્ગ આપવાને સમર્થ થાઉં. વર આપવામાં ઉદાર એવા **શ્રીશંકરે** તેને તે પ્રકારનો વર આપ્યો છે. આમ છતાં પણ એવો એક નિયમ છે કે ઉપાસક,

ઉપાસ્યના લોકને અન્તે પામે છે. તો યક્ષિણીનો ઉપાસક યક્ષલોકને પ્રાપ્ત થાય છે. જેથી ઉજ્જ્વલ સંસ્કારવાળો ખડ્ગની અભિલાષા રાખનાર પુરુષ સદ્‌ગતિની પ્રાપ્તિરૂપ બીજુ ફલ પામવાની ઇચ્છાથી શ્રીશંકરની ઉપાસના કરે છે, અને ક્ષુદ્ર પુણ્યસંસ્કારવાળો અને શુદ્ધ સદ્‌ગતિનો અનધિકારી કોઈ પુરુષ ખડ્ગની અભિલાષા રાખનાર હોય છે તો તે આ યક્ષિણીની ઉપાસનાદ્વારા જ તે ખડ્ગને પ્રાપ્ત કરવા પ્રવર્તે છે..."

ઉપરના અવતરણથી આપણે નીચેના મુદ્દા તારવી શકીએ છીએ – (૧) "ખડ્ગ" નામની વસ્તુ તે શ્રીપરમેશ્વરના યજ્ઞના પરિણામમા જગદારમ્ભે પ્રકટ થયેલુ એક સત્ત્વ છે, (૨) તે સત્ત્વ આયુધનો આકાર લે છે, (૩) તે આયુધનુ અખંડ ધારણ શ્રીરુદ્રભગવાન્ કરે છે, (૪) તે ઉપાસકને શ્રીરુદ્રની પ્રસન્નતાથી પ્રાપ્ત થાય છે, (૫) વિદ્યાસપ્રદાયના નિયમથી પ્રસગે યક્ષિણીની ઉપાસનાથી પણ તે મળે છે, પણ તે દ્વારથી મેળવેલુ તે શસ્ત્ર ઉત્તમ ગતિને આપનાર નથી, (૬) સદાશિવથી પ્રાપ્ત થાય તો ત્રિભુવનનો જય કરાવવા તે સમર્થ થાય છે.

વ્યગાર્થ હવે ઉઘડશે. ખડ્ગ–એ એક પ્રત્યક્ષ આયુધ અથવા શસ્ત્ર ખરુ, પરન્તુ ખરી રીતે તે અમુક પ્રકારના આકારવાળુ આયુધ હોય તેમ નથી. તે એક જાતનુ "સત્ત્વબલ" છે, જે પ્રાપ્ત કરનારના ઇન્દ્રિય અને બાહ્ય આયુધાદિ સામગ્રીમા ઉતરે છે.

આ આયુધનુ મન્ત્રશાસ્ત્રમા "પિનાક" અથવા "પાશુપતાસ્ત્ર" એવુ નામ આપવામાં આવે છે. લૌકિક રણસંગ્રામના વિજયને અર્થે પણ તેના કોઈ અંશાવતારને મેળવવાનુ ઇતિહાસ–પુરાણોમા વર્ણન થયુ છે. મહાવીર શ્રીઅર્જુને તે પ્રાપ્ત કરવા ભારે તપશ્ચર્યા કરી હતી. તે મેળવવા વીરપત્ની દ્રૌપદીએ અર્જુનને કહ્યુ હતુ કે "હુ તમને સ્તન દબાય એવી રીતે હવે આલિંગન ત્યારે આપીશ કે જ્યારે તમે આ પાશુપતાસ્ત્ર લઈને આવશો ત્યારે.' *

આ આયુધ "સત્ત્વબલ"રૂપ હોવાથી તે પ્રાપ્ત કરવા ઇચ્છનારે સત્ત્વનો ઉદય કરનાર ઉપાસનાનો આશ્રય લઈ શ્રીસદાશિવનો માનસયજ્ઞ કરવો પડે છે. તે આંતર યજ્ઞ મન્ત્રદ્વારા થાય છે, અને તે મન્ત્રમાથી શસ્ત્રનો ઉદ્‌ગમ કરવામા આવે છે. દીક્ષાના ક્રમમાં પ્રાપ્ત થયેલા શૈવમન્ત્રમાથી આ પિનાક અથવા પાશુપતાસ્ત્ર શી રીતે પ્રકટ થાય છે તે રહસ્ય પરમાત્માથીએ

---

* જુઓ કિરાતાર્જુનીય—स्तनोपपीडं परिरब्धुकामा......

આ ગ્રન્થમાં હજી ગુપ્ત રાખ્યું છે. વીરવિજયને છેવટના મહાત્માના ઉપદેશમાં કહેવામાં આવ્યું છે કેઃ—

"તે સર્વ જાણવા યોગ્ય મેં જાણ્યું છે; અને જે મેં જાણ્યું છે તે સર્વ તમે પણ તમારા યોગ્ય અધિકારના સમયમાં જાણશો. તેથી મારે આ ક્ષણે તે કથન કરવા યોગ્ય નથી."...

આ શિષ્ટનીતિને અનુસાર ગ્રન્થના પ્રસિદ્ધિકર્તા પણ આ શસ્ત્ર કેવી રીતે અને કેવા ક્રમથી પ્રકટ થાય છે એ વાર્તા પ્રસિદ્ધ કરવાની જવાબદારી લઈ શકે તેમ નથી. યોગ્ય અધિકારના સમયે તે સાધકને સ્વતઃ સ્ફુટ થાય તેમ છે.

હવે ત્રીજો પદાર્થ તે "ત્રિભુવન" છે. ઉપરનું દિવ્ય શસ્ત્ર જે દિવ્ય કન્યાદ્વારા મળે છે તેનું સામર્થ્ય ત્રિભુવનને વશ વર્તાવનારું જણાવ્યું છે. આ ત્રિભુવન સામાન્ય રીતે **ભૂર્લોક, ભુવર્લોક** અને **સ્વર્લોક** એમ સમજવામાં આવે છે. પરમાત્મચૈતન્યની સ્થૂલ વિષયાકાર સ્થિતિ જે લોકમાં અનુભવાય તે **ભૂ**, કારણ કે તેમાં પ્રાણિપદાર્થોની ઉત્પત્તિ અથવા હોવાપણું આપણે સ્પષ્ટ અનુભવીએ છીએ. એ સ્થૂલ પ્રાણિપદાર્થોની પીઠમાં જે મધ્યપ્રવાહી ઇન્દ્રિયવર્ગનું બલ છે અને તે જે લોકમાં અનુભવાય છે તેને **ભુવર્** કહે છે; કારણ કે **ભૂ**ના સ્થૂલ પ્રાણિપદાર્થોને તે પ્રવાહી આવરણ ઢાંકે છે. તે બીજા લોકની આગળ પાછળ અને અન્તર્માં એક કારણદ્રવ્યનું આવરણ હોય છે તેને **સ્વર્** કહે છે; કારણ કે પ્રત્યેક પ્રાણિપદાર્થ પોતાની **સ્વભાવસત્તા** તે મંડલમાં જણાવી શકે છે, પ્રત્યેક પ્રાણિપદાર્થ તે ભૂમિકામાં પોતાના સ્વભાવબલને પ્રતિબન્ધવિના પ્રકટ કરે છે તેથી તેને **સ્વર્**—પોતામાં રમવાના સામર્થ્યવાળો લોક–એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ લોકત્રયીને વાચ્યરૂપમાં ત્રિભુવન કહે છે, અને તેમાં સર્વ દૃશ્ય જગત્નો સમાસ થાય છે. પરન્તુ જેમ દિવ્ય કન્યા અને દિવ્ય શસ્ત્રના વ્યંગ્યાર્થ જૂદા છે તેમ આ ત્રિભુવનનો વ્યંગ્યાર્થ જુદો છે.

વેદાન્તશાસ્ત્રમાં પ્રત્યેક અભિમાની અથવા જીવની કારણશરીરની સામગ્રીને (૧) અવિદ્યાપુરી, (૨) કામપુરી, અને (૩) કર્મપુરી એવાં નામ આપવામાં આવે છે. કર્મપુરીના દ્રવ્યમાં કર્તૃત્વનાં બીજ હોય છે; કામપુરીમાં ભોક્તૃત્વનાં બીજકો હોય છે અને અવિદ્યાપુરીમાં જ્ઞાતૃત્વનાં વાસનાબીજકો હોય છે. જીવની આ કર્તૃત્વ, ભોક્તૃત્વ અને જ્ઞાતૃત્વનાં બીજકોને ધારણ કરનારા આ કોશોને આગમાન્ત શાસ્ત્રમાં મલ, માયા અને કર્મ–એવાં નામ આપવામાં આવે છે. પોતાના પૂર્ણ શિવભાવને પલટાવી અપૂર્ણ જીવભાવને જણાવનારો આદ્ય અણુદોષ તેને મલ કહે છે.

તે વડે જીવ પોતાને શિવના સર્વજ્ઞત્વાદિ ૭ સ્વભાવધર્મોથી, અલ્પજ્ઞત્વાદિ અવળા ધર્મવાળો માની લે છે. આ ગર્ભરૂપ મલ માયાવડે વેષ્ટિત થતાં "જે છે તે નથી અને જે નથી તે છે" એવા ભ્રમના પાશને શરણ થાય છે, અને આ અણુભાવવાળો અને માયાના જરાયુજવેષ્ટનવાળો જીવ તે તે મર્યાદાથી બંધાયેલા કારણો અને શરીરવડે ચેષ્ટા કરી શુભાશુભ કર્મના સંસ્કારો મેળવી જન્મમરણની પરંપરામાં પડે છે. આ પ્રમાણે વેદાન્તશાસ્ત્રની પરિભાષાવાળા અવિદ્યા, કામ, કર્મ અને માહેશ્વરશાસ્ત્રની પરિભાષાવાળા મલ, માયા અને કર્મ—એ જીવોના ઘણા ઉંડા "ગુહાહિત" ત્રિભુવનો છે. તેના ઉપર, ઉપર કહેલું દિવ્ય શસ્ત્ર સર્વાંશ અંકુશ મૂકે છે, એટલે તે કર્મસત્તામાથી સ્વભાવસત્તામાં જાય છે, તે પરવશતામાંથી સ્વતંત્રતામાં જાય છે. આ વિજયના ત્રણ ફલો હોય છે—(૧) હૃદયગ્રન્થિભેદ, (૨) સંશયભેદ, (૩) કર્મપાશભેદ. પ્રથમફલવડે અવિદ્યાના વાસનારૂપ બીજકો ભેદાય છે અથવા દગ્ધ થયેલાં અંકુરનાય છે તેથી ફરીને અવિદ્યાનો આત્યન્તિક લય થાય છે. બીજા ફલવડે આ વિશ્વમાં માયાની ગુંચો રહેતી નથી, સઘળું વિશ્વ જેવું છે તેવું સ્પષ્ટ સમજાય છે. ત્રીજા ફલવડે પાપપુણ્યનો સંશ્લેષ રહેતો નથી, જેથી પ્રાક્તન પાપકર્મના ફલ ભોગવવા પડતાં નથી એટલું જ નહિ પણ અજ્ઞાનઅવસ્થામાં કરેલાં પાપનો પશ્ચાત્તાપ પણ થતો નથી. કરેલા પુણ્યકર્મવડે ઉત્પન્ન થનાર સુખમાં મોહ થતો નથી, અને ભાવિપુણ્યનો તે સંચય કરતો નથી તેથી મારું શું થશે એવા ભયને પણ તે ધરતો નથી.

### ૩: સંબન્ધ.

આ પ્રમાણે ગ્રન્થના અધિકારી અને ગ્રન્થના ત્રણ પ્રતિપાદ્ય વિષયો દિવ્ય કન્યા, દિવ્ય શસ્ત્ર, અને ત્રિભુવનનું સ્વરૂપ સમજાયા પછી ગ્રન્થનો અને વિષયનો પ્રતિપાદક અને પ્રતિપાદ્યસંબન્ધ સમજાય છે. અધિકારીનો અને ગ્રન્થનો બોધ્ય-બોધકસંબન્ધ સમજાય છે.

### ૪: પ્રયોજન.

આ ગ્રન્થનું પ્રયોજન માત્ર બુદ્ધિનો વિલાસ અથવા આનન્દ નથી. આરંભમાં કહ્યા પ્રમાણે અધ્યાત્મવિદ્યાના કથારૂપે આ ગ્રન્થ રચાયેલો છે. કથા અધ્યાત્મ હોવાથી તેમાં **કથનીય** ધ્વનિ હોવો જ જોઈએ. સંસ્કૃતમાં પ્રસિદ્ધ કાદંબરી કથાગ્રન્થ છે, પરન્તુ તેના પ્રયોજનઉપર ઘણા થોડાનું લક્ષ જાય છે. ઘણા વાચકો તે ગ્રન્થને માત્ર બુદ્ધિના વિનોદના સાધનતરીકે જુએ છે. પરન્તુ સમગ્ર કથાનો સાર જે પોપટના મુખમાં કથાના અન્તે જણાવ્યો છે તે ઉપર ભાગ્યે જ કોઈ નજર નાખે છે. પોપટના જન્મમાં જાતિસ્મૃતિ હોવાથી તે પોપટ કહે છે કે—

" વળી દિવ્યલોકમાંથી ભ્રંશ, મર્ત્યલોકમાં જન્મ, તેમાં પણ તિર્યક્-જાતિમાં જન્મ, ત્યાંથી ચંડાલના હાથમાં પકડાવું, ત્યાંથી પાંજરાના બન્ધન-દુઃખમાં પડવું : આ સર્વ ઇન્દ્રિયોને વશમાં નહિ રાખવારૂપ દોષનું ફલ છે. કેવલ વાણીને જ અંકુશમાં રાખવી એટલું જ નથી, પરન્તુ સર્વ ઇન્દ્રિયોને આત્મવશ રાખવી. આમ સમજી આ પંખીની યોનિમાં મેં કેવલ મૌન સ્વીકારવાનું ઇષ્ટ ગણ્યું. મને કોઈ બોલાવે, મને કોઈ તિરસ્કાર કરે, મને કોઈ મારે, મને કોઈ પાંખોથી ખેંચે તોપણ હું કંઈ બોલું જ નહિ; મારાથી સહન ન થાય તો માત્ર ચીચીઆરીઓ પાડું. "

જ્યારે કેવલ કાવ્યગ્રન્થમાં પણ આવું ઉંડું પ્રયોજન હોય તો આ શાસ્ત્રગ્રન્થમાં કેમ ન હોય ?

પ્રયોજન બે પ્રકારનાં હોય છે : એક પ્રત્યક્ષ અથવા સાક્ષાત્; બીજું અપ્રત્યક્ષ અથવા પરંપરાનું. આ ગ્રન્થના અધ્યયનનું સાક્ષાત્ પ્રયોજન તો સાધકને રાગારાગવતી દશામાંથી વીતરાગદશામાં લઈ જવાનું સમજાય છે. કોઈ પણ ઇષ્ટકાર્ય સિદ્ધ કર્યા પછી બુદ્ધિમાન્ પુરુષ તેનું તે કરવામાં ચમત્કૃતિ જોતો નથી. તે કાર્ય કરતાં વધારે ચઢીઆતું કાર્ય કરવા મનસ્વીનું અન્તઃકરણ તલસે છે. ત્રિભુવનને વશ વર્તાવવાનું સામર્થ્ય જે અધિકારીને પ્રાપ્ત થાય તે શું ત્રિભુવનના જ ભૌતિક–અભૌતિક પદાર્થોને મેળવવા પુનઃ પ્રયત્ન કરે ? અનુભવેલા પદાર્થોને પુનઃ પુનઃ મેળવવા મથવું તે જીવસ્વભાવ છે, તે કંઈ **સાધક**દશાનો સ્વભાવ નથી. આ ખડ્ગ પ્રાપ્ત કરનાર કર્મ-સત્તામાંથી સ્વભાવસત્તામાં જાય છે, એવું આપણે ઉપર વિચાર્યું છે. ત્યારે સ્વભાવસત્તા રાગારાગની દોલાયમાન અથવા સંશયવાળી સ્થિતિમાંથી વીત-રાગની નિષ્ઠામાં લાવે છે. આ વીતરાગ તે અપરવૈરાગ્યની છેલ્લી ભૂમિકા છે. તેનું બીજું નામ " વશીકાર વૈરાગ્ય " છે. આ વૈરાગ્યની પહેલાંની ભૂમિકાઓ–(૧) યતમાન, (૨) વ્યતિરેક અને (૩) એકેન્દ્રિય–તો ખડ્ગ-પ્રાપ્તિપૂર્વે રાગારાગવતી દશામાં સિદ્ધ થાય છે. ઉદાહરણતરીકે વીરવિજયના પ્રવાસના આરંભમાં જ તેને દિવ્યકન્યાવિનાની બીજી સર્વ વસ્તુઓ અસાર છે, અને તે ન મળે ત્યાં સુધી જીવવું વ્યર્થ છે એવું જણાયું છે. આ આરંભનો **યતમાન** વૈરાગ્ય છે. તે પોતાના ટેકને વિઘ્નો આવ્યા છતાં પણ ટકાવી રાખે છે. શુદ્ધ ટેક યતમાનવૈરાગ્યવિના ટકી શકતો જ નથી. સંસારના સામાન્ય વ્યવહારના ટેક અને આત્મપ્રતિષ્ઠા યતમાન વૈરાગ્યવિના પ્રાપ્ત થઈ શકતાં નથી. " સિંહ મરી જાય પણ ઘાસ ન ખાય "–એ લૌકિક કહેવતમાં યતમાન વૈરાગ્યની કિંમત જાણ્યે અજાણ્યે પણ અંકાય છે. બીજી કક્ષા વ્યતિરેકની છે, તેમાં આટલા દોષો ગયા અને આટલા રહ્યા

તેનુ સરવૈયુ કાઢવામાં આવે છે. વીરવિજયે આ સરવૈયુ પ્રવાસના પ્રત્યેક વિરામસ્થાને પ્રભુની પ્રાર્થના કરી અંતરૂઅવલોકનથી કાઢ્યુ છે, અને તેવા પ્રકારનુ પ્રત્યેક અધિકારીએ કાઢવાનુ છે ત્રીજી કક્ષા એકેન્દ્રિયની છે. તેમા બધા બાહ્ય કરણો–જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોઉપર અંકુશ આવ્યા પછી માત્ર મનને જ બાહ્ય વેગમાંથી અટકાવવાનુ હોય છે. એકેન્દ્રિયવૈરાગ્યમા મનના ભીતર વેગને અને તેના અંતર્ગત સામર્થ્યને અનુભવવાનો મોહ શેષ હોય છે. આ પ્રકારનો મનનો મોહ આ કથામાં સમુદ્રના તલના પ્રવાસમા જણાવાયો છે. લોકોત્તર પદાર્થો જેને સાંભળવાથી (અનુશ્રવથી) મોહ થતો તેના પ્રત્યક્ષ અનુભવથી (દૃષ્ટિથી) આ મનનો વેગ નષ્ટ થાય છે. આ યતમાન, વ્યતિરેક અને એકેન્દ્રિય–વૈરાગ્યની ત્રણુ ભૂમિકા તો રાગારાગવતી દશામા દિવ્ય કન્યા અને દિવ્ય ખડ્ગ મેળવવામાં સાથે સાથે સિદ્ધ થાય છે, જેમ ભોજનથી સમકાલે તૃપ્તિ થાય છે, અને બલ અને આરોગ્ય ક્રમે કરીને પ્રકટે છે, તેમ "વિદ્યા" અને "અધ્યાત્મબલ" મેળવવા સાથે જ આ ત્રણુ વૈરાગ્ય સિદ્ધ થાય છે. માત્ર વિદ્યા અને અધ્યાત્મબલ—દિવ્ય કન્યા અને દિવ્ય ખડ્ગ–મેળવ્યા પછી વશીકાર વૈરાગ્ય જાગે છે, જેને આપણે અધિકારના વર્ગીકરણમા "વીતરાગ સાધકદશા" કહી છે ત્રિભુવનની અને તેમા અન્તર્ગત થયેલા સર્વ પદાર્થોપ્રતિની સ્પૃહા શમે છે અને વ્યાકૃત બ્રહ્માંડમા કોઈ પણુ પદાર્થ તેને બહાર ખેચી શકતો નથી. માત્ર તે સાધકને એક જ વસ્તુમા હજી મોહ રહે છે, અને તેને આપણે અવ્યાકૃત પ્રધાન અથવા પ્રકૃતિ કહીએ છીએ. મૂલ પ્રકૃતિના ગુણોમા રહેલા બીજરૂપ સામર્થ્યમાં હજી તેને ચમત્કાર લાગે છે. પ્રકૃતિલીન થવાનો તેનો વેગ હોય છે, અને તે એવા હેતુથી કે તેમા ડુબકી મારી વ્યાકૃતબ્રહ્માંડમા "હુ કંઈક છુ"—એવું જણાવુ આ વાસના ઘણી જ ઉંડી હોય છે. તે વાસનામાંથી બ્રહ્માદિ પણુ છૂટતા નથી. તેમને પણુ "એક હુ તે બહુ થાઉ"–એવી વાસના સૃષ્ટિકાર્યમાં પ્રેરે છે. આ વાસના સ્વતંત્ર દોષરૂપ નથી, પરન્તુ વાસના અભિમાનીને પ્રેરે તેના કરતા અભિમાન વાસનાને જગાવે એમાં મોટો ભેદ છે. એક સ્થિતિમાં પારતન્ત્ર્ય છે, બીજીમા સ્વાતન્ત્ર્ય છે. જેમ શ્વાસપ્રશ્વાસ સાહજિક છે, જેમ નિમેષ–ઉન્મેષ નૈસર્ગિક છે તેમ "હુ બહુરૂપ થાઉ અથવા એકરૂપ હોઉ"–એમા મારુ સ્વાતન્ત્ર્ય છે, વાસનાનુ સ્વાતન્ત્ર્ય નથી હુ મરજીમા આવે તો એકરૂપે હુ બ્રહ્મ જોઉં, અને મરજીમા આવે તો બહુરૂપે હુ મારા ચમત્કારને જોઉ આવી પૂર્ણ સ્વાતન્ત્ર્યની સ્થિતિ એકલા વશીકારથી બનતી નથી કારણ કે મૂલ–પ્રકૃતિના અંશરૂપ આપણી વાસનાપુરીમા વડના ટેટામા રહેલા બીજકોજેવા

સત્ત્વનાં ક્ષોભક પરમાણુઓ હોય છે. તે પરમાણુઓરૂપ બીજકો નવાં નવાં અંકુરો કાઢવાના બળવાળાં હોય છે, તેથી પ્રકૃતિલીન અવસ્થામાં પણ અભિમાનીને તે ટાંકણીના જેવાં અંકુરો ખુંચે છે. સુન્દર પથારીમાં એક પણ માંકણ જેવી ચટપટી ઉત્પન્ન કરી સ્વસ્થ નિદ્રાનો ભંગ કરે, તેમ વાસનાપુરીમાં એક પણ અચિદ્‌ની વાસના હોય ત્યાંસુધી ભલે **વિષ્ણુ**ની પેઠે યોગનિદ્રામાં હોઈએ તોપણ ભોગનિદ્રા અને તેમાં પુનઃ સંસારનું સ્વપ્ન ઉભું થાય છે. વાસનાનો નિઃશેષ ક્ષય આપણા સ્વરૂપનો અને પ્રકૃતિનો સ્પષ્ટ ભેદ અથવા વિવેકજ્ઞાન ઉત્પન્ન થયા વિના કદી થતો નથી. અને આ વિવેકખ્યાતિ પ્રાપ્ત થવી અને તે વડે **સિદ્ધ**પદની પ્રાપ્તિ થવી એ પરંપરાનું પ્રયોજન છે. સિદ્ધપુરુષોની બહિર્ વ્યાપારવાળી, આંતર વ્યાપારવાળી અને બહિરંતર્‌વ્યાપારવાળી સ્થિતિ કેવી હોઈ શકે તેનાં ચિત્રો **ભદ્ર**સેન અને **મહીપાલેન્દ્ર** પૂરાં પાડે છે. તેમનાં જીવનનાં ઉંચા આદર્શો મૂલપ્રકૃતિના ચમત્કારકરતાં પણ ચઢીઆતાં પુરુષચેતનના ચમત્કારવાળાં છે. આપણે સહજ સમજી શકીએ છીએ કે આ સિદ્ધપુરુષો પ્રકૃતિના અથવા વાસનાના દાસ નથી, પરન્તુ પ્રકૃતિના અને વાસનાના સ્વામી છે. તેની સાથે તેઓ કેવલ **સાંખ્યશાસ્ત્ર**ના ઉદાસીન પુરુષો નથી, તેમ જ **શાન્તબ્રહ્મવાદ** અથવા લોકપ્રસિદ્ધ વેદાન્તના કેવલ તટસ્થ જ્ઞાની પુરુષો પણ તે નથી, પરન્તુ તેઓ જાણે **સ્પન્દબ્રહ્મવાદ**ના અથવા **માહેશ્વર** અદ્વૈતીઓજેવા કરવા, ન કરવા અને અન્યથા કરવાને સમર્થ ઇશ્વિરાંશો છે. આ ગ્રન્થના સર્વજ્ઞ ગ્રન્થકારનું પરમ પ્રયોજન આ પ્રકારના સ્વતંત્ર સ્વારાજ્યમાં છે. ખરેખરું પ્રાપ્તવ્યપદ કૈલાસના ઘણા ઉંચા શિખરજેવું છે. કથામાં વર્ણવેલી પેલી તાળી આપી સમાન અંતરે રહેનારી યોગિનીજેવી—આ પ્રાપ્તવ્ય સિદ્ધકન્યા છે. તે નથી સ્વર્લોકની વારાંગનાજેવી અપ્સરા કે નથી ઇન્દ્રાણીજેવી પુણ્યકર્મના અવધિએ આપણને ત્યજી દેનારી અને અન્યને વરનારી સ્વર્લોકની ભાર્યા. પરન્તુ સિદ્ધકુમારી છે, અને તે " શુદ્ધવિદ્યા "રૂપ હોવાથી પરમ સતી છે. આવી પ્રત્યેક સાધકની સ્વભાવસત્તારૂપ શક્તિ જ્યાંસુધી સ્વાયત્ત ન થાય ત્યાં સુધી સિદ્ધદશાનો ઉદય સમજવો નહિ.

**શ્રીસદ્‌ગુરુ પરમાત્મા** અનેક અધિકારિઓમાંથી કોઈને પણ વીતરાગપણાનું અથવા સિદ્ધદશાનું પ્રયોજન આ ગ્રન્થદ્વારા સફલ કરાવવા કૃપા કરે એવા પુણ્ય હેતુથી આ નવીન આવૃત્તિની **ભૂમિકા** રચવાનું પ્રસિદ્ધકર્તૃમંડલે યોગ્ય ગણ્યું છે. ૐ **શિવમ્** ॥

આષાઢી પૂર્ણિમા, બુધવાર.
**સંવત્ ૧૯૮૦, તા. ૧૬ : ૭ : ૨૪**
**શ્રીનૃસિંહાશ્રમ, વડોદરા.**

**શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.**

સત્ત્વનાં ક્ષોભક પરમાણુઓ હોય છે. તે પરમાણુઓરૂપ બીજકો નવાં નવાં અંકુરો કાઢવાના બળવાળાં હોય છે, તેથી પ્રકૃતિલીન અવસ્થામાં પણ અભિમાનીને તે ટાંકણીના જેવાં અંકુરો ખુંચે છે. સુન્દર પથારીમાં એક પણ માંકણ જેવી ચટપટી ઉત્પન્ન કરી સ્વસ્થ નિદ્રાનો ભંગ કરે, તેમ વાસનાપુરીમાં એક પણ અચિદ્‌ની વાસના હોય ત્યાંસુધી ભલે **વિષ્ણુ**ની પેઠે યોગનિદ્રામાં હોઈએ તોપણ ભોગનિદ્રા અને તેમાં પુનઃ સંસારનું સ્વપ્ન ઉભું થાય છે. વાસનાનો નિઃશેષ ક્ષય આપણા સ્વરૂપનો અને પ્રકૃતિનો સ્પષ્ટ ભેદ અથવા વિવેકજ્ઞાન ઉત્પન્ન થયા વિના કદી થતો નથી. અને આ વિવેકખ્યાતિ પ્રાપ્ત થવી અને તે વડે **સિદ્ધ**પદની પ્રાપ્તિ થવી એ પરંપરાનું પ્રયોજન છે. સિદ્ધપુરુષોની બહિર્ વ્યાપારવાળી, આંતર વ્યાપારવાળી અને બહિરંતર્‌વ્યાપારવાળી સ્થિતિ કેવી હોઈ શકે તેનાં ચિત્રો **ભદ્ર**સેન અને **મહી**પાલેન્દ્ર પૂરાં પાડે છે. તેમનાં જીવનનાં ઉંચા આદર્શો મૂલપ્રકૃતિના ચમત્કારકરતાં પણ ચઢીઆતાં પુરુષચેતનના ચમત્કારવાળાં છે. આપણે સહજ સમજી શકીએ છીએ કે આ સિદ્ધપુરુષો પ્રકૃતિના અથવા વાસનાના દાસ નથી, પરન્તુ પ્રકૃતિના અને વાસનાના સ્વામી છે. તેની સાથે તેઓ કેવલ **સાંખ્યશાસ્ત્ર**ના ઉદાસીન પુરુષો નથી, તેમ જ **શાન્તબ્રહ્મવાદ** અથવા લોકપ્રસિદ્ધ વેદાન્તના કેવલ તટસ્થ જ્ઞાની પુરુષો પણ તે નથી, પરન્તુ તેઓ જાણે **સ્પન્દબ્રહ્મવાદ**ના અથવા **માહેશ્વર** અદ્વૈતીઓજેવા કરવા, ન કરવા અને અન્યથા કરવાને સમર્થ ઈશ્વરાંશો છે. આ ગ્રન્થના સર્વજ્ઞ **ગ્રન્થ**કારનું પરમ પ્રયોજન આ પ્રકારના સ્વતંત્ર સ્વારાજ્યમાં છે. ખરેખરું પ્રાપ્તવ્યપદ કૈલાસના ઘણા ઉંચા શિખરજેવું છે. કથામાં વર્ણવેલી પેલી તાળી આપી સમાન અંતરે રહેનારી યોગિનીજેવી—આ પ્રાપ્તવ્ય સિદ્ધકન્યા છે. તે નથી સ્વર્લોકની વારાંગનાજેવી અપ્સરા કે નથી ઇન્દ્રાણીજેવી પુણ્યકર્મના અવધિએ આપણને ત્યજી દેનારી અને અન્યને વરનારી સ્વર્લોકની ભાર્યા. પરન્તુ સિદ્ધકુમારી છે, અને તે " શુદ્ધવિદ્યા "રૂપ હોવાથી પરમ સતી છે. આવી પ્રત્યેક સાધકની સ્વભાવસત્તારૂપ શક્તિ જ્યાંસુધી સ્વાયત્ત ન થાય ત્યાં સુધી સિદ્ધદશાનો ઉદય સમજવો નહિ.

**શ્રીસદ્‌ગુરુ પરમાત્મા** અનેક અધિકારિઓમાંથી કોઈને પણ વીતરાગપણાનું અથવા સિદ્ધદશાનું પ્રયોજન આ ગ્રન્થદ્વારા સફલ કરાવવા કૃપા કરે એવા પુણ્ય હેતુથી આ નવીન આવૃત્તિની **ભૂમિકા** રચવાનું પ્રસિદ્ધકર્તૃમંડલે યોગ્ય ગણ્યું છે. ૐ **શિવમ્** ॥

**આષાઢી પૂર્ણિમા, બુધવાર.**
**સંવત્ ૧૯૮૦, તા. ૧૬ : ૭ : ૨૪**
**શ્રીનૃસિંહાશ્રમ, વડોદરા.**

**श्रेयस्साधकअधिकारिवर्ग.**



सद्गुरु श्रीमन्नृसिंहाचार्यजी

| | |
|---|---|
| प्रादुर्भाव: | स्वरूपावस्थान: |
| सं० १९१० कार्तिक शुक्ल० १४ मंगलवार | सं० १९५३ श्रावण शुक्ल० |
| स्थल: कठोर [सुरतसमीप] | स्थल: वडोदरा. |

[illegible]-Lakshmi Art, Bombay, 8

### સોરઠા.

ધિક્ ધિક્ ધિક્ તે રાજ્ય, (જ્યાં) રાંકસમું વસવું પડે,
ધાર્યું થાય ન કાજ, પ્રતિબન્ધો જ્યાં ત્યાં નડે.
વીર પુરુષ તો તેહ, જે આવ્યું ઉર તે કરે,
આદિ સમર્પે દેહ, પછી કાલથી પણ નવ ડરે.
જો જૂઠો સંસાર,-જાણો, તો ત્યજવો ભલો,
ન તો, ન પામી હાર, ગણિ સાચો વ્યવહાર લો.
શું ભોગવવા ભોગ, રોગશત્રુભય આપતા,
માટે સજવો યોગ, જે અરિઆમય કાપતા.
કાં તો કરી કો યત્ન, ત્રિભુવન વશ વર્તાવવું,
ના તો આ તનુરત્ન, કરી તપ ઉગ્ર, પતાવવું.
ન મળે ઇચ્છ્યો અર્થ, તો શું પુરુષપણું રહ્યું,
જગમાં તપિ તપિ વ્યર્થ, દુઃખદ શકટ સ્કન્ધે વહ્યું.
થાવું ન ઘટે નિરાશ, ઘટમાં પ્રાણ રહ્યા લગી,
કાં તો ત્યજવી આશ, કાં મેળવવું નવ ડગી.

આ પ્રમાણે બોલતાં વળી અટકીને નિઃશ્વાસ નાંખે છે, અને ફરી બોલે છે:

### દોહરો.

**રે મન ! આ સંસારમાં, દુઃખથી હું ન ડરીશ,**
**છે આશા ત્રિભુવન ફરી, ધાર્યું તે જ કરીશ.**

આ વચનો બોલી રહે છે એટલામાં તે વૃક્ષના પાછળથી કોઈ વૃદ્ધ તપસ્વી પુરુષ નિકળીને તેના સંમુખ આવી જુએ છે. તેને જોઇને આશ્ચર્ય પામતો આ **વીરવિજયચન્દ્ર** તે પુરુષને ઉભો થઈ નમસ્કાર કરે છે, તથા પોતાના મસ્તકનું વસ્ત્ર પાથરી તેમને બેસવા પ્રાર્થના કરે છે. તે પુરુષ નીચે જ બેશીને વસ્ત્ર પાછું આપી આ પ્રમાણે બોલે છેઃ—

હે પ્રવાસિન્ ! તમે કોણ છો ? શા દુઃખમાં છો ? અને ક્યાં જાઓ છો ? આ મન કે જે આ સંસારમાં જીવમાત્રને ચક્રે ચઢાવનાર તથા નીચે પાડી દુઃખ આપનાર ધૂર્ત છે તેને તમે વશ વર્તો છો. કે એ તમારે વશ વર્તે છે ? તમારા શબ્દો જે મેં શ્રવણ કર્યા છે તે પ્રતિ લક્ષ કરતાં કંઇક સન્દેહ રહે છે, માટે તમે તમારા વૃત્તાન્તને પોતાને મુખે સંક્ષેપમાં કહો.

વીરવિજયચન્દ્ર લગાર હસીને કહે છે. આ પ્રશ્નોનાં ઉત્તર આપવાથી જો કાંઇ ફલ ન થાય એમ હોય તો તો મૌન જ ભલું છે. કારણ કે દુઃખના ટાળનારઆગળ જ દુ:ખ કહેવુ સાર્થક ગણાય છે.

તપસ્વી કહે છે આ લોકમા દુખનો ટાળનાર કોણ છે તેને આપણે જ્યાં લગી ન જાણીએ ત્યાં લગી કોઇ પણ યોગ્યતાવાળા પુરુષને આપણુ દુખ કહેવામા ચિન્તા નથી, પણ લાભ છે. આપણુ દુખ ટાળી ન શકે તો તે દુખ ટળવાના ઉપાયને જણાવે, અથવા તો દુખના સમયમા સદ્બોધ કે સદ્વાર્તાદ્વારા ધૈર્યને આપે. માટે યોગ્ય પુરુષ જાણીને દુખવાર્તા કરવામા સકોચને પામવુ ઘટિત નથી.

વીરવિજયચન્દ્ર કહે છે. આપસરખા એકાન્તસેવન કરનાર મહાત્માને પારકુ દુખ શ્રવણ કરવાની ભાગ્યે જ ઇચ્છા થાય છે એમ છતા આપને થઇ છે તો હુ સક્ષમમાં કહુ છુ.

હુ ધીરવિજયચન્દ્ર રાજાનો પુત્ર વીરવિજયચન્દ્ર છું. જ્યા ત્યા મારૂં ધારયુ ન થવાથી હું દુખી છુ. આ શરીરને તથા અન્તકરણને અથવા એ બેમાંથી એકને પણ વિકારી કરનાર રોગ તથા શત્રુના સદા અભાવને હુ ઇચ્છું છું. આ સસારના સમગ્ર ભોગો દુ:ખ આપનાર છે, એવું સર્વત્ર શ્રવણ કરૂ છું, તથાપિ વિવિધ વિષયભોગની તૃષ્ણાવાળો છું. ઇપ્સિત ભોગો ઇચ્છાનુસાર મળે, તથા તે ભોગોને નિર્વિઘ્ન ભોગવી શકુ એવું સામર્થ્ય મેળવવા ઇચ્છુ છુ. એમ છતા તે મળવા અસભવ નિશ્ચય થશે તો તે તે ભોગવાસનાના ત્યાગની ઇચ્છાને પણ અતરૂમાં રાખું છુ. આ સઘળુ છતા હુ હજી કુવારો છુ. લગ્નની માગણી છતાં વરવા ઇચ્છા થતી નથી, તોપણ સ્ત્રીરહિત રહેવાથી પીડિત છુ. એક કન્યાનું મુખ જે સ્વપ્નાવસ્થામાં મે જોયુ છે, તે આકૃતિની શોધમા પણ રહુ છુ. તે આકૃતિ ન જ મળે તો સંસારદશાની આશા છોડવાના નિશ્ચયવાળો છુ. રાજ્યનો અધિકારી હુ જ છુ, એટલે ધનાદિ પદાર્થની ઇચ્છાવાળો નથી, તોપણ આ લોકના સપૂર્ણ રાજ્યની તથા ત્રિભુવનના રાજ્યની તૃષ્ણાવાળો છુ. એમ છતાં તે ન જ મળી શકે એમ હશે તો તૃષ્ણાના ક્ષયની પણ ઇચ્છા ધારં છું.

ઉત્તમોત્તમ વસ્ત્રાલકાર, વાહન તથા સેવકોને સમીપ રાખવા શકિતવાળો છું, તથાપિ તે અંતર્બહિર્ આવી પ્રાપ્ત થતા સતાપને હરનાર ન હોવાથી તેમના વિના જ નિકળ્યો છું. બીજાનો સંગ લગાર સુખ આપનાર હોય છે, તોપણ પ્રમાણ કરતાં દુઃખ વધારે આપનાર થાય છે, અને દુઃખ આપવા છતાં આપણું ધારેલું કષ્ટ કરી આપવા અસ-

મર્થ હોય છે, તેથી બીજા પ્રિયના સંગની ઇચ્છાવાળો છતાં અન્ય અપ્રિયનો અથવા સામાન્યનો સંગ રાખતો નથી.

પિતાની અત્યન્ત પ્રીતિનો પાત્ર પાટવી પુત્ર છું. અને તેમની ઇચ્છા-ઉપરાંત તથાપિ આજ્ઞા માગીને નિકળ્યો છું. ક્યારે પાછા ફરવું તેનો સમય બાંધ્યો નથી, પણ ધારણા પાર પડવે પાછા વળવા નિશ્ચય છે.

આ પ્રમાણે સર્વ પ્રકટતી ઇચ્છાને નિર્વિઘ્ન પૂર્ણ કરવાની શક્તિને તથા સ્વપ્નમાં પ્રિયરૂપે પ્રતીત થયેલી આકૃતિવાળી કન્યાને શોધી પ્રાપ્ત કરવા પ્રયાસ કરૂં છું. એ મારો વૃત્તાન્ત છે. હવે આપને જે યોગ્ય જણાય તે મને આપો અથવા કહો.

તપસ્વી કહે છેઃ હે ભાઇ! તમારી કામના મોટી છે. આ જગતુમાં કોઈ પણ શક્તિ કે પદાર્થ ન મળે એમ તો નથી જ. પણ ઘણે કષ્ટે તથા કાલે સાધ્ય થાય એવી તમારી ઇચ્છા છે.

સર્વ શક્તિ પ્રાપ્ત કરી આપવા તો પરમેશ્વરની ઉપાસના જ સમર્થ હોવાથી તે કરવી ઘટે છે. પણ તે ઉપાસના સ્ત્રીમાં આસક્ત ચિત્તવાળા તમે કેમ કરી શકશો? કારણ કે ઇશ્વિરોપાસના દૃઢ કરવામાં તથા પરમેશ્વરને જ પ્રિયરૂપે સાધવામાં અન્ય વિષયપ્રતિની આસક્તિ ચિત્તને વ્યગ્ર કરે છે, જેથી પરમેશ્વરને પ્રસન્ન કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ તો વિષયકામનાથી વિરક્ત થવું ઘટે છે. આમ છે માટે કાં તો પ્રથમ પરમેશ્વરને પ્રાપ્ત કરવાનો જ કેવલ યત્ન કરો, અથવા તો પ્રથમ કેવલ સ્ત્રીની જ પ્રાપ્તિમાટે ઉદ્યોગ કરો. વિષય તથા પરમેશ્વર એ બેની સરખી પ્રીતિ તમને બંનેથી ભ્રષ્ટ રાખશે.

આ મારાં વચનથી કદાચિત્ તમને એવી શંકા થશે કે સ્ત્રીપુત્રાદિમાં આસક્ત ગૃહસ્થપુરુષમાત્ર, શું પરમેશ્વરને પામવા યોગ્ય નથી? તો આ મારા કહેવાનું છેક એવું તાત્પર્ય નથી કે કોઈ પણ વ્યવહારસેવન કરનાર પુરુષ પરમેશ્વરને પામવાયોગ્ય નથી. પણ મારા બોલવાનું તાત્પર્ય તમે એટલું જ જાણજો કે પ્રધાન પ્રીતિનો વિષય પરમેશ્વરને માનનાર જ ઉપાસક થઇ શકે છે, અને તે વ્યવહારને ગૌણપણે સિદ્ધ કરે છે. એમ છતાં પણ તે ગૌણ વિષયાસક્તિવાળા પુરુષો પણ ઘણે કાલે ઉપાસ્યની સિદ્ધિને પામે છે, અને કેવલ ઇશ્વિરમાં આસક્ત પુરુષો ઉપાસ્યની સિદ્ધિને વેળાસર પ્રાપ્ત કરે છે. તેમાં તમે તો ઉપાસ્યની સિદ્ધિને સત્વર પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા છો, ને વળી દ્વિધા ચિત્તવાળા છો, એટલે એ કાર્ય સત્વર કેમ સધાશે?

તમે કામનાના બલને હજી જોયું કે અનુભવ્યું નથી. તમે તો હજી કામનાના દાસત્વને સ્વીકારી ફરો છો, તેથી એ કામના તમને

પોતાનો ચમત્કાર જેવો છે તેવો દેખાડતી નથી. જો આ બેમાંથી સ્ત્રીવિષયક કામનો ત્યાગ કરવાનો આદર કરી પરમેશ્વરપ્રાપ્તિમાં પ્રયત્ન આરંભો તો પછી તમને એ કામનાના છળબળનો અનુભવ થશે હે રાજપુત્ર ! આ જગતમાં વિષયકામના પ્રાણિઓને મહા સંતાપ આપનાર પિશાચીતુલ્ય છે. તેમાં પણ સ્ત્રીધનાદિની કામના તો અસંખ્ય કષ્ટને આપનાર છતાં પણ પ્રસંગે કેવલ અનિષ્ટ કરનાર થાય છે તે સર્વ વિષયકામનાકરતાં ઐશ્વર્યની કામના ઓછી દુઃખદ છે. ઐશ્વર્યની કામના પણ ઇષ્ટોપાસનામાં તો વિઘ્ન આણનાર જ છે, તથાપિ કામવાસનાની પ્રબલ સત્તાવાળા પુરુષો કેવલ નિષ્કામ અર્થાત્ સમગ્ર ઐહિકપારલૌકિક વિષયસુખની અસ્પૃહાવાળા થઇ ઇષ્ટોપાસનામાં પ્રવૃત્ત થતા નથી, તેથી તેમને તે કામનાસહ ઉપાસના કરવી અનુચિત નથી. આમ છે માટે હવે જેમ યોગ્ય જણાય તેમ વિચારી સ્ત્રીકામનાના ત્યાગપૂર્વક ઇષ્ટોપાસના કરવા, અથવા સ્ત્રીની શોધમાં, યત્ન કરો કેવલ મારી ઇચ્છા પૂછતા હો તો, દુઃખ આપનાર કામનાને જ કેવલ વશ રહેશો નહિ. પૂર્વે તમારા સરખા વયસમૃદ્ધિવાળો ભદ્રસેન નામનો રાજકુમાર વિષયકામનાના વશવર્તીપણાથી ઘણા ક્લેશને પામ્યો છે, તેનું સ્વલ્પમાં દૃષ્ટાન્ત કહું છું તે લક્ષમાં રાખી યથારુચિ વિચારજો.

વીરવિજયચન્દ્ર કહે છે હે મહાપુરુષ ! આપ અરણ્યમાં વાસ કરી રહ્યા છો, ને જનમાત્રનો સંગ કરતા હો એમ જણાતું નથી, તેમ છતાં આ રાજપુત્રની વાર્તા ક્યાંથી જાણી ? વળી આપ આ ક્ષણે આ સ્થળે ક્યાંથી આવ્યા ? મારી દૃષ્ટિએ કોઈ પણ મનુષ્ય ન પડ્યું ત્યારે મેં ઉચ્ચ સ્વરથી હૃદય લગાર ખાલી કર્યું. તે મારા શબ્દોને તમે ક્યાંથી સાંભળ્યા ? નિરન્તર ક્યાં રહો છો ? શો ઉદ્યોગ રાત્રદિવસ કરો છો ? અને આ સંસારમાં આટલું આયુષ્ય ભોગવીને મેળવવાયોગ્ય શી વસ્તુ મેળવી છે ? આ આદિ આપના સબન્ધમાં જાણવાયોગ્ય વાર્તાને આપ કૃપા કરી મને કહો. એથી પણ મને ઘણી શાન્તિ થવાનો સમ્ભવ ભાસે છે. આપનો વૃત્તાન્ત કહ્યા પછી સંક્ષેપમાં એ ભદ્રસેન નામના રાજપુત્રનું પણ ચરિત સંભળાવવા કૃપા કરશો.

તપસ્વી કહે છે હે રાજપુત્ર ! આ પ્રાચીન કાલથી સિદ્ધપુરુષના નિવાસનું સ્થાન છે. આ વટવૃક્ષ પણ ઘણા કાલનું હોય એમ લાગે છે. આ વટવૃક્ષના થડપાછળના ભાગમાં ઘણા કાલથી રચાએલી ગુપ્ત ગુહા છે એ ગુહા કોઈ પણ તપસ્વીવિના જ્યારથી થઈ છે ત્યારથી ખાલી રહી નથી. આજ પૂર્વે એમાં ઘણા પુરુષો થઇ ગયા છે. એ ગુહામાં તમારો શબ્દ આવ્યો ત્યારે મેં ગુહાના મુખઆગળ આવી તમારા શબ્દો

તેને ફરતું જરા ઝાંખા વર્ણનું કુંડાળું હોય છે, તેમ આ શુકલ વર્ણનાં આસપાસ ગોળ પ્રભાથી બંધાએલા વર્તુલાકાર પદાર્થને ચન્દ્રના સમાન જાણીને ભ્રાન્તિમાં પડયો. પણ પછી તો આ બિમ્બને ફરતાં જોયાં ત્યારે તો તેમના નીચે સુન્દર શોભતાં વસ્ત્ર પહેરેલાં શરીરો છે એવો મને ભાસ થયો, તેથી આ તે કોઈ દેવ, દાનવ કે ભૂત, પ્રેત, પિશાચ હશે એવી શંકા થઈ. તેથી ધૈર્ય ધરીને ખરો નિશ્ચય કરવાને હું એમના તરફ ગયો, અને જેમ જેમ હું સમીપ જતો ગયો તેમ તેમ તે દૂર દેખાતાં, પછી આકાશમાં ઉંચે ગતિ કરતાં, દિશામાં દૃષ્ટિની મર્યાદાથી બહાર જતાં રહ્યાં, ત્યારે મેં તે કોઈ સ્ત્રિયો હતી એવો નિશ્ચય કર્યો. પછી હું પાછો વળીને સ્થાનમાં આવ્યો. થોડી વારમાં **શ્રીગુરુ** પાછા આવ્યા, ત્યારે મેં સર્વ વ્યતીત વાર્તા કહીને પૂછયું કે એ શું હતું? ત્યારે **શ્રીગુરુએ** કહ્યું: ‘એ તો દેવકન્યાઓ હતી. તેના મુખ તારા દીઠામાં આવ્યાં છે. તે ચન્દ્રસરખાં તને ભાસ્યાં છે. પછી મારે સ્ત્રિયોના સંબન્ધમાં એ અવસ્થામાં રહી વાર્તા કરવી ઉચિત નથી એમ જાણીને હું મૌન બેશી રહ્યો. ત્યાર પછી આ વટવૃક્ષની શાખાઉપર ગરુડ પક્ષીનું જોડું શબ્દ કરતું સંભળાયું. તેમની પરસ્પરની વાર્તા સાંભળીને મારા ગુરુએ મને આ પ્રકારે કહ્યું:

હે સાધક! આ પક્ષીની વાર્તાને તું શ્રવણ કરે છે, પણ સમજી શકતો નથી. એ પક્ષી પરસ્પર એવી વાર્તા કરે છે કે ‘આ સ્થલે કાલ રાત્રે એક પુરુષ આવશે. તે ભાગ્યવાન્ છતાં હાલ દુ:ખમાં છે ને હવે અહિંથી જો ઉત્તર દિશામાં જશે તો તે પોતાનું ધારયું કરી શકશે.’ જો! આ પ્રકારની ભૂતભાવિવાર્તાને આ પક્ષિઓ જાણે છે, પણ આ સર્વ મનુષ્યો જાણતાં નથી. આટલું બોલીને **શ્રીગુરુ** મૌન રહ્યા. મારે ગુરુનાં વચનમાં વિશ્વાસ રાખવો જોઇએ, તથા ગુરુની ઇચ્છાઉપરાંત અધિક પ્રશ્ન ન કરવાની નીતિ સાવધાનપણે પાળવી જોઈએ, તેથી તથા આપણને જે જણાવવાનું યોગ્ય હશે, તે **શ્રીગુરુ** પોતાની પ્રસન્નતાથી જણાવશે, એવું ધારીને હું પણ મૌન રહ્યો. તથાપિ આ પક્ષિઓને જ્ઞાન હશે કે નહિ, એ વાર્તાનો મને મોટો સન્દેહ રહ્યો. કદાચિત્ ગુરુએ મારી પરીક્ષામાટે આ મિથ્યા વાર્તા પણ કહી હોય. કારણ કે જે સાધક, ગુરુએ કહેલા નિશ્ચયને પોતાના અભિમાનથી અથવા યોગ્યાયોગ્ય નિશ્ચય કરવા નિમિત્ત પોતે કરેલા તર્કથી અયોગ્ય ગણીને ગુરુનાં વચનમાં અવિશ્વાસ કરે અથવા મિથ્યા માને, તે સાધકને ગુરુ યોગ્ય અધિકાર આવ્યા વિના અનુગ્રહ કરતા નથી એમ મેં સાંભળ્યું છે. આ પ્રકારના મારા દોષને જાણવા કદાચિત્ એમણે આ એક વાર્તા અસમ્ભવસરખી કહી હોય, તો ઇશ્વર જાણે. પણ હશે, એ વિષે મારે આ ક્ષણે

અધિક વિચાર કરવાથી કશો લાભ નથી. ગુરુનાં વચનને યોગ્ય કે અયોગ્ય કેવલ વિચારવડે હું નિશ્ચય કરી શકવાનો નથી. કારણ કે આ વાર્તા તો અનુભવથી જ નિશ્ચય કરી શકાય એવી છે.

આ પ્રમાણે વિચાર કરતા સમય થવાથી હું મારી કરવાયોગ્ય ક્રિયાને કરવા લાગ્યો. એ રાત્રિનો ભાગ તથા દિવસ વ્યતીત થઇ ગયા અને બીજી રાત્ર આવી ત્યારે મને આગલી રાત્રની આ વાર્તા સાંભરી આવી. એક પ્રહર ગયાનો શુમાર થયા પછી શ્રીગુરુ વનમાં ઇચ્છાપ્રમાણે ફરવાનિમિત્તે, મને સાવધાનપણે ગુફાસમીપ બેસવા આજ્ઞા કરીને ચાલતા થયા શ્રીગુરુને ગયે બે મુહૂર્ત શુમારે થઇ ગયા એટલામાં મારે કાને કોઇ એકદમ ગભરાટથી રુદન કરતુ હોય એવો શબ્દ આવ્યો આગલી રાત્રિનો પ્રસંગ સ્મરણમાં હોવાથી આ કોણ રુદન કરે છે એ જોવાના વિચારથી હું તત્કાલ ગુફાથી બહાર આવ્યો જોયું તો આ જલાશયસમીપ એક યુવાવસ્થાવાળો, મારા કરતા પણ પાંચ વર્ષે નાના વયનો પણ તેજસ્વીસરખો દેખાતો પુરુષ મારી દૃષ્ટિએ પડ્યો. મને સમીપ આવેલો જોઈ તે ભયને પ્રાપ્ત થયેલો તો ન જણાયો, પણ તત્કાલ હસતા સરખુ મુખ કરીને મોટા હર્ષથી બોલ્યો અહા ભાઇ! આ લગભગ મધ્યરાત્રિના સમયે આ વનમાં તમે ક્યાંથી આવ્યા છો? કોણ છો અને શા નિમિત્ત આ ભયંકર વન સેવો છો? મે કહ્યું ગુરુસેવા કરી ગુરુપ્રસાદ પ્રાપ્ત કરી કદી પામવું બાકી ન રહે એવું પદ પામવાને આ ભયંકર વન સેવું છું. ગુરુની ગુફામાંથી રુદનસરખો શબ્દ સાંભળી જોવાને અત્ર આવ્યો છું. પણ હે ભાઇ! તમે આ વિકટ વનમાં એકલા રાત્રિના સમયે શે અર્થે આવ્યા છો? ભાગ્યવાન્ દેખાતા છતા દુર્ભાગ્યવાનની સ્થિતિને કેમ ભોગવો છો? ત્યાગીસરખા દેખાઓ છો, પણ હજી તમારા ચિત્તનો ત્યાગ તમે કર્યો લાગતો નથી. ત્યારે શું તમે રાગથી કે દ્વેષથી ત્યાગીસરખા થયા છો? રાગદ્વેષવિના ત્યાગનો સંભવ ઓછો હોય છે જ્યારે કોઈ પદાર્થવિષયક રાગ આપણા અંતરમાં પ્રબલપણે પ્રકટે છે, ત્યારે તે એક પદાર્થવિષયક રાગ અન્ય પદાર્થનો ત્યાગ કરાવે છે, અથવા જે જે પદાર્થવિષયક દ્વેષ જ્યારે પ્રબલપણે પ્રકટે છે, ત્યારે તત્ તત્ પદાર્થવિષયક દ્વેષ તે તે પદાર્થનો ત્યાગ કરાવે છે. આમ છે માટે તમારો ત્યાગ રાગથી કે દ્વેષથી છે તે કહો આ મારાં વચનો સાંભળીને તે બોલ્યો-દુઃખનુ ખરુ સ્વરૂપ તો દુઃખીનુ અંતર જ જાણે છે. કોઈને કહ્યાથી કે તેણે જોયાથી જેવું હોય તેવું સમજાતું નથી. દુઃખ મટવાના ઉપાય ન જાણનારને દુઃખ કહ્યા પછી પણ શું? મારો ત્યાગ રાગથી છે,

પણ તે રાગ પરિપૂર્ણ થવો ઇશ્વિરને સ્વાધીન હોય એમ ભાસે છે. રાગનો ત્યાગ થયા વિના ક્લેશનો ત્યાગ થતો નથી, એ જાણું છું; પણ આ રાગનો ત્યાગ હાલ તત્કાલ થવાનો સમ્ભવ નથી. જે પદાર્થમાં દૃઢ સુખબુદ્ધિથી ચિત્તનું જોડાવું થાય છે, તે પદાર્થ મળ્યા વિના તથા તેમાં પાછી દુઃખબુદ્ધિ દૃઢ થયા વિના ચિત્ત તેનાથી પાછું હઠતું નથી. હે સાધો ! મોટા મોટા વૈભવી પદાર્થોવાળાને ભાગ્યવાન્ ગણતા હો તો તે હું ખોટું જાણું છું. કારણ કે અનેક સેવકો, રૂપગુણવન્તી સુન્દર સ્ત્રિયો, રૂપગુણવાળા વિદ્વાન્ પુત્રો, ચક્રવર્તીસરખું નિષ્કંટક રાજ્ય તથા રુડે પ્રકારે ખરચતાં ન ખુટે એવી રાજ્યલક્ષ્મી છતાં પણ ઘણા રાજાઓ માનસાગ્નિથી વિવિધ નિમિત્તે રાત્રદિવસ અંતર્માં પ્રજળ્યા જ કરે છે. કોઈ કાલે પણ પૂર્ણતાને ન પામે એવી વિલક્ષણ આશાતૃષ્ણાઓ તેમને ભાગ્યહીનસરખા કરી મૂકે છે. તેથી ખરું જોતાં તેઓ હીનભાગ્ય છતાં પણ, યોગ્ય પદાર્થવિચારવિનાના મૂર્ખ લોકો તેમને મોટા ભાગ્યવન્ત સમજે છે. એવો ભાગ્યવાન્ છતાં પણ હું આ ક્ષણે ભાગ્યહીનની સ્થિતિને ભોગવતો બીજાને ભાસું છું. ખરો ભાગ્યવાન્ તો હું તેને જ ગણું છું કે જેને કોઇ પણ નિમિત્તથી માનસ અગ્નિ અંતર્માં દાહ કરતો નથી, તથા બાહ્ય પદાર્થો જેના માનસ અગ્નિને પ્રજ્વલિત કરતા નથી.

આ મારો માનસ અગ્નિ મને બાળે છે. એક રાજકન્યા જેવું ચિત્રમાત્ર મેં જોયું છે તે એ માનસ અગ્નિને વારંવાર પ્રદીપ્ત કરે છે. તે કન્યાનું ખરું રૂપ કે ગુણ મને પ્રત્યક્ષ નથી; તોપણ કોઈ અંતર્માં રહેલું પ્રબલ કારણ મને તેના પ્રતિ દોરવ્યા કરે છે. એ ચિત્રકારે આળખેલી કન્યાનું ગામ કે નામ જાણવામાં નથી. જાતિકુલ પણ જ્ઞાત નથી, છતાં તેને પ્રાપ્ત કરવારૂપ આ આશાપાશ મને દીન કરીને ભ્રમાવે છે. વિચાર કરવાથી ખરું ખોટું કે લાભહાનિને સમજું છું, પણ આ મન તે મારા નિશ્ચયને નાશ કરીને ઉપરનું ઉપર જ પોતાનું ધાર્યું કરવા મચ્યું રહે છે. લગભગ અઢાર માસ થયાં વન તથા વસતિમાં ભટકું છું, પણ કોઇ પ્રકારે ધાર્યું થવાનું ચિહ્ન જણાતું નથી. અઢાર માસમાં ભોગવેલાં સંકટ વર્ણન કરતાં હૃદય કંપે, તથા સાંભળતાં શ્રોતાનું પણ ચિત્ત દ્રવે એવાં છે. મારો નિશ્ચય છે કે ધારણા પાર પડતાપર્યન્ત એ દુઃખવાર્તા કોઇઆગળ પણ કહેવી નથી. આ સંસારમાં જીવમાત્રને પદાર્થપ્રતિ થતો મોહ જેટલો દુઃખદ છે, એટલું દુઃખદ બીજું કોઇ નથી, એ મને સસજાયું છે, પણ તે હાલ છૂટવો નથી. આ પ્રમાણે મારી કથા છે. હવે એથી વધારે હાલ કહેવાનું કાંઈ નથી. માટે જે ઘટે

તે કહીને તમે પોતાને કામે લાગો. અને હું પણ મારે માર્ગે ચાલતો થાઉં. કામનાને વશ પડેલો હું રાત્રદિવસ સુખદુઃખાદિ કાંઈ જ જોતો નથી; માત્ર વલ્વા કરૂં છું.

આ પ્રમાણે તેનાં વચનો શ્રવણ કરીને દયાથી મારૂં હૃદય ભીનું થયું, અને તેથી મેં તેને આ પ્રમાણે કહ્યું - હે ભાઈ! તમે ધૈર્ય રાખો. તમારૂં ધાર્યું થવાનો પરમેશ્વરની સત્તાથી હવે સમય આવવાનો સમ્ભવ છે. ગુરુએ મને આજ્ઞા કરી નથી, તેમ જ ગુરુપાસે મેં આજ્ઞા માગી નથી, તોપણ આ તમારી સ્થિતિ જાણીને તમને ધૈર્ય આપનાર તમારા લાભનું વચન કહ્યા વગર મારૂં હૃદય શાન્ત થતું નથી. ગઇ કાલે મધ્યરાત્રિના સમયે મને શ્રીગુરુએ કહ્યું કે 'જો! આ ઉપર પક્ષિનું જોડું પરસ્પર વાર્તા કરે છે. તું તે સમજતો નથી. એ પક્ષી એવી વાર્તા કરે છે કે કાલે ગયે આ પ્રસંગે કોઇ દુઃખી પુરુષ આવનાર છે. તે જો અહિંથી ઉત્તર દિશામાં ચાલી જાય તો તેનો ધારેલો મનસુબો પાર પડશે.' એ વાર્તા મેં જાણી ત્યારથી નિશ્ચય થયો કે તે પુરુષ તમે જ છો. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો. આ સાભળી તેણે મોટા હર્ષથી મને કહ્યું કે એ તમારા ગુરુનું મને દર્શન કરાવવાની કૃપા કરો મેં કહ્યું. એ વાર્તા મારે હાથ નથી. તેમ છતાં વળી હાલ તે સ્થાનઉપર નથી. ક્યારે પાછા પધારશે એ નિશ્ચય નથી. ત્યારે તેણે કહ્યું કે મારે એટલું પૂછવાનું છે કે એ ગામનું તથા સ્ત્રીનું નામ શું છે, તેમ જ તે કુંવારી છે કે તેનું લગ્ન થયું છે? કારણ કે લગ્ન થયું હોય તો મારો શ્રમ નિષ્ફલ જવાનો સમ્ભવ છે. પારકા ધનદારાદિ પદાર્થને પ્રપંચવડે પ્રાપ્ત કરવાસમાન અન્ય પાતક હું જાણતો નથી. મેં કહ્યું - ગુરુશ્રી તો એવી વાર્તાનું ઉત્તર આપશે નહિ. અને 'ધાર્યું પાર પડશે' એટલે એમ જ સમજવાનું કે તમારી ઇચ્છાપ્રમાણે જ થશે. આટલું સાભળીને તે તરત ઉઠ્યો. કાર્ય થશે ત્યારે પાછો અહિં આવીશ, એમ બોલી મને નમસ્કાર કરી ઉત્તર દિશામાં ચાલતો થયો, અને હું ગુહામાં આવીને બેઠો. થોડી વાર પછી ગુરુ પધાર્યા. મેં નમન કરી હાથ જોડી બનેલી સઘળી વાર્તા કહી. તે સાભળી લગાર મૌન રહી મન્દમન્દ હસતા બોલ્યા હજી તારૂં હૃદય લુઠબલવાળું છે. વાર્તાને હૃદયમાં ગુપ્ત કરી રાખવાનું અથવા તેનું વિસ્મરણ કરવાનું સામર્થ્ય તારામાં નથી. આજ્ઞા લીધાવિના વાર્તા કરવા અટકાવ થયો નહિ, તેથી ગુપ્ત રાખવાયોગ્ય વાર્તા તારા પ્રતિ કરતાં સંકોચને પામવું પડશે. આ સાંભળી મેં નમન કરી દીનપણે કહ્યું હે ભગવન્! જો આ કાર્યમાં અપરાધ થયો હોય તો ક્ષમા કરશો. હવે પછી

આપની કૃપાથી સાવધાન રહીશ. ગુરુ બોલ્યા : ગભરાઇશ નહિ. આ અપરાધ થયો નથી. તારી પાસે કહેવરાવવાઅર્થે જ તને એ વાર્તા કહી હતી. પણ એવે પ્રસંગે પૂછી લેવું ઘટે કે આ વાર્તા ગુપ્ત રાખવા યોગ્ય છે કે કેમ? જા, પ્રસન્ન ચિત્તથી તું તારા કર્તવ્યકર્મને કર. પછી નમન કરી હું મારે કામે લાગ્યો.

આ પ્રસંગ આવી ગયા પછી શુમારે ત્રણ વર્ષ વ્યતીત થયાં ત્યારે એક દિવસ લગભગ મધ્યરાત્રિના સમયે ગુહામાં બેઠાં મારે કાને ઘોડાના ખોંખારા તથા મનુષ્યનો કલબલાટ સંભળાવા લાગ્યો તથા એકબીજાને બોલાવતા તથા બોલતા ઘણા મનુષ્યો હોય એવું ભાસ્યું. જાણે જમીનમાં લાકડાના મોટા ખીંટા ઠોકાતા હોય એવા ધબાધબ અવાજ સંભળાવા લાગ્યા. આ સઘળી ગડબડાટ જાણીને હું ગુહાથી બહાર નિકળ્યો. આ સમયે પણ **શ્રીગુરુ** તો બહાર જ વિચરતા હતા. બહાર આવીને જોયું તો સમીપના મેદાનમાં જાણે કોઈ મોટા રાજાની સ્વારીનો પડાવ આવી પડ્યો હોય એવું જણાયું. મોટા મોટા સુન્દર શોભિતા ને ઝળકારા મારતા જરીના ડેરાઓ ઉભા કરવા માંડ્યા હતા. એક બાજુએ ઘોડાઓની હાર બાંધી હતી, અને તેનાં માણસો પોતાને બેસવાઉઠવાની જગા ઠીક કરતા જણાયા. એક બાજુએ રથો છુટેલા જણાયા. વિવિધ વાહનો તથા આ સઘળો ઠાઠ જોતાં આ કોઈ રાજાનો મુકામ આવ્યો છે એવું અનુમાન તો નક્કી થયું. પણ મારે તેનું કાંઈ પ્રયોજન ન હોવાથી જરા વાર ચન્દ્રના પ્રકાશવાળી રાત્રિથી શોભતા વનને તથા આકાશને જોતો હું ઉભો, અને પછી પાછો ગુહામાં જઇને બેઠો; તથા મારૂં પોતાનું કાર્ય કરવા લાગ્યો.

આ રાત્રિની સમાપ્તિએ પણ **શ્રીગુરુ** તો આસનઉપર પધાર્યા ન હતા, અને બીજે દિવસે પણ પધાર્યા ન હતા. સૂર્યોદય થતાં જે વેલા હું બ્રાહ્મમુહૂર્તની ક્રિયાને સમાપ્ત કરી ઉઠ્યો તે વેલા 'મહારાજ! મહાયોગિરાજ! આપને સવિનય પ્રવાસીના દંડવત્ પ્રણામ છે:' એવા શબ્દ સંભળાયા. આ શબ્દથી મને એવું અનુમાન થયું કે તે રાત્રિએ આવી ગયેલો પુરુષ આ હોવો ઘટે છે. પછી તત્કાલ હું ગુહાનું દ્વાર જે વડની મૂલિઓના મધ્યમાં ગુપ્તસરખું હતું તેમાંથી બહાર નિકળ્યો. મને જોઇને તેણે પ્રેમપૂર્વક પ્રણામ કર્યા, અને કહ્યું કે આપની કૃપાથી મારી ધારણા પાર પડી છે.

આ સાંભળી મે તેને કહ્યું કે ભલે હવે જો ઇષ્ટસુખ એથી પ્રાપ્ત થાય તો કરી સુખી રહો. મારે તમારી વ્યતીત વાર્તા શ્રવણ કરવાનું મુખ્ય પ્રયોજન તો કાંઈ નથી, તોપણ આ સંસારમાં તુચ્છ વિષયસુખ પ્રાપ્ત કરવામાં પણ પ્રાણિઓને કેટલું કષ્ટ ભોગવવું પડે છે,

એ જાણવા અર્થે તમારી સઘળી કથા સૂક્ષ્મમાં સાંભળવા આ ક્ષણે વૃત્તિ થાય છે. માટે જો હવે તમને ચિન્તા ન હોય તો પ્રસન્નતાથી તે સર્વ વૃત્તાન્તને મારા પ્રતિ આ ક્ષણે કથન કરો. કારણ કે શ્રીગુરુ પધાર્યા પછી મને સાંભળવા અવકાશ મળશે નહિ. આ વચન સાંભળી તેણે પ્રીતિવડે બેસીને આ પ્રમાણેની પોતાની સઘળી કથા મારા પ્રતિ કહી

તે બોલ્યો હે ભગવન્! હુ કુતૂહલપુરના મહાપદ્મસેન રાજાનો ભદ્રસેન નામનો પુત્ર છુ. લગભગ મારા વિશ વર્ષના વયે હુ વિદ્યાભ્યાસ કાર્યપૂરતો કરી રહ્યો. મને સામાન્ય વ્યવહારનીતિ તથા રાજ્યનીતિ પ્રથમ શીખવી હતી, તથા પાછળથી ધર્મના સિદ્ધાન્તો પણ રુડે પ્રકારે સમજાવી શીખવ્યા હતા. ત્યાર પછી ચાતુરી પ્રાપ્ત થાય એવા વિવિધ રસાલંકારયુક્ત સાહિત્યના મિશ્રણવાળા ગ્રન્થો શીખવ્યા, અને અન્તે વિવિધ વિદ્યાકલાદિના ગ્રન્થો શીખવ્યા. આમ થવાથી સામાન્ય રીતે મારો અન્ય ગ્રન્થોમા પણ પ્રવેશ થયો તેથી પ્રાસ્તાવિક ઘણા ગ્રન્થો મારા જોવામાં આવ્યા તેમા સામુદ્રિકાદિ પણ સમજવામા આવ્યુ હતુ. આ પ્રમાણે અભ્યાસમાં મારી કુશલતા જાણ્યા પછી રાજકાર્યમાં મારો પ્રવેશ થાય, અર્થાત્ રાજ્યવ્યવહારસમ્બન્ધી અનુભવથી મને પૂરતુ જ્ઞાન પોતાની હયાતીમા થાય તો ઘણુ સારુ એવો મારા પિતાનો વિચાર થયો મારૂ લગ્ન બાલવયમા મારા પિતાએ કર્યું ન હતું, કારણ કે વિદ્યા સપાદન કરવામા મોટું વિઘ્ન આવે. જ્યારે મારા પિતાને મારા વિષે સારો સતોષ થયો કે હવે આ પુત્ર ઉપયોગપૂરતુ સર્વ શીખ્યો છે, ત્યારે તે મારા લગ્નસબન્ધી વિચાર કરવા લાગ્યા. મારા પિતાએ લગ્નનો હવે વિચાર રાખ્યો છે, એ જાણવાથી દેશદેશથી કન્યાનાં ચિત્ર આવવા લાગ્યા. પણ મારી પ્રસન્નતા લેવા તે સર્વ રાખી મૂક્તા. એ અવસરમા કોઈ દૂર દેશનો ચિત્રકાર અમારા નગરમા આવ્યો. તેની પાસે ઘણા રાજપુત્ર તથા રાજકન્યાનાં ચિત્રો હતા. તે મારી પાસે આવી ચિત્ર દેખાડવાની ઇચ્છા રાખતો હતો પણ તે પહેલાં અચાનક તેનો કાલ થયો. દૈવયોગે તેનો ત્યા કોઈ વારસ નહિ હોવાથી તેનો સઘળો સામાન રાજદ્વારમાં આવ્યો. એ માલમા સુન્દર છબીઓ છે એમ મારા જાણવામા આવવાથી મે તે સર્વ ચિત્ર જોવાને મગાવ્યા. એ ચિત્રના સંગ્રહમાંથી એક કન્યાનુ ચિત્ર મારા ચિત્તને આકર્ષણ કરતુ નિકળ્યુ. તે ચિત્રનીચે 'કન્યા' એટલા અક્ષર લખેલા, પણ કોણ જનિની કે ક્યાની કન્યા છે, કેટલા વયની છે એ આદિ કાંઈ લખેલુ નહિ

વધારે મળી. આમ ચાલતાં રોકડ ખરચમાં છૂટી રકમ વપરાઇ જવાથી મારે એક ઘણી મોટી નહિ તેમ ઘણી નાની પણ નહિ એવી મધ્યમ પ્રકારની વસતિવાળું પણ શોભાવૈભવવાળું હોવાથી નગરમાં ગણાતા ગામમાં હાથની મુદ્રિકા વેચી ધન લેવાનો પ્રસંગ આવ્યો. વ્યાપારીએ મુદ્રિકા કિમતી જાણીને મારી ચોરમાં ગણના કરી, અને કહ્યું કે આ માલ તો મારો છે. તમે ક્યાંથી લાવ્યા ? જો મરજી હોય તો આ મૂકીને જાઓ, નહિ તો ન્યાયકર્તાપાસે પકડાવું છું. મેં જાણ્યું, આ માર્ગમાં ઉપાધિ આવી. ધાર્યા કામમાં વિઘ્ન આવ્યું. કદાચિત્ ન્યાયકર્તા અન્યાયી માણસ હશે તો ઉલટું ભારે નુકસાન ખમવું પડશે. રાજધાનીનું નગર તો અહિંથી ઘણું દૂર છે, માટે વધારવામાં માલ નથી. પણ ઘટતી યુક્તિ કરી જોઉં. એમ વિચારી કહ્યું : ભાઈ! તું સાહુકાર છે ને હું ચોર છું એમ તું જાણીશ નહિ. હું ક્ષત્રિય છું. આ દાગીનો મારો છે. તેમ છતાં તું વધારે કરીશ તો તારો જીવ ખોઈશ. હું ડરનાર માણસ નથી એમ જાણજે. મારે વાટખરચી નથી માટે આ મૂકવા આવ્યો છું. તારે ગમે તો થોડાં નાણાં આપ, નહિ તો ના કહે અને મુદ્રિકા પાછી આપ. નહિ તો હું આ દેશના રાજાપાસે જઈ તારાં ઘરબાર લુંટાવીશ, ને ખરાબ કરીશ. આ સાંભળી વણિક ડર્યો અને મને કિંમતકરતાં ઘણાં થોડાં નાણાં આપ્યાં. પણ સમય જાણી તે લઈ હું ત્યાંથી ચાલતો થયો. વળી માર્ગે ચાલતાં અનેક ક્ષુદ્ર કષ્ટોને અનુભવતાં મે ત્રણ માસ કાઢ્યા. પછી એક સ્થલે પાંથશાલામાં મેં રાત્રે ઉતારો કર્યો. ત્યાં મારી સાથે બીજા ઉતરેલા પ્રવાસીઓમાંના કેટલાક ઠગ માણસો છે એમ પાછળથી થોડી વાર જતાં મને ભાસ્યું. આ ઠગ માણસોથી પ્રાણસંકટ આવવાના ભયથી મેં આખી રાત્ર જાગરણ કર્યું. તે ઠગ માણસોએ મારા અંગઉપર દાગીનાઓ જોયાથી તેમનું મન લલચાયું, પણ મારા જાગવાથી તથા બીજા લોકો સમીપ હોવાથી તેમનો કાંઈ લાગ ફાવ્યો નહિ. પ્રાતઃકાલે મારા ચાલવાઅગાઉ તેઓ ઉઠીને આગળ ચાલી મારો માર્ગ રોકી બેઠા. માણસો વધીને પચાશ થયેલાં. હથિયાર પણ રાખેલાં. જેવો હું સ્વાર થઈ માર્ગે પડું છું તેવા જ તેમણે મને દૂરથી જોઈ ધીરે ધીરે આગળ ચાલવા માંડ્યું. હું ચેત્યો ને ત્યાંથી પાછો વળી બીજે માર્ગે ચાલ્યો. પણ તેમનામાં ફાટફુટ થવાથી બીજા તેમના શત્રુઓએ રાજ્યસત્તાના અધિકારીને પોતાના પક્ષમાં લઈ સઘળું જાહેર કર્યું. તેથી તે રાજ્યાધિકારીના સ્વારોએ મારા પાછળ ધસી આવીને મને રોક્યો, અને પાછો વાળી સત્તાધીશપાસે લેઈ ગયા. હું પણ સમયને માન આપી

માગ ક્ષાત્ર સ્વભાવને દાબી રાખી વગર આનાકાનીએ ત્યાં ગયો તે અધિકારી મને હાથ ધરી પોતાના એકાંતમા લઈ ગયો અને કહ્યુ તમે કોઈ સારા માણસ જણાઓ છો, પણ તમારા ઉપર ઘણા મોટા આરોપ મૂકવામા આવ્યા છે, તેથી મારે તમને કેદ રાખવા પડશે. માટે જો તમારે અહિથી છૂટવાનો વિચાર હોય તો તમારા પાસેના દાગીના ધન આદિ મને આપો તો હુ તમને સહીસલામત અમારા રાજ્યની હદપાર પહોચાડી દેઉ. મે વિચાર કરયો કે આ જગતના ધન જ મોટી આપત્તિનુ કારણ છે. આ ધન હોવાથી તથા ન હોવાથી પણ દુઃખ છે. મોટા પુરુષોનો નિયમ છે કે ભયદુઃખને ઉત્પન્ન કરનાર પદાર્થનો ત્યાગ કરવાથી ભય તથા દુઃખરહિત રહેવાય છે. તો હવે મારે એ વાર્તાનો પણ અનુભવ કરવાનો છે. દુષ્ટના હાથમાથી આ સમયે છૂટવુ જ ઠીક છે આ આદિ વિચાર કરીને મેં તે સર્વ વાતની હા પાડી, અને મારા તમામ અલકારો ઉતારી નીચે મૂક્યા. મારૂ હૃદય ભરાયુ. નેત્રમાં જલ આવ્યા મારૂ રાજ્ય સાભરયુ તથા સ્ત્રીની આશામાટે આ સર્વ દુઃખને સહન કરવા સલાહ આપનાર મનનો તિરસ્કાર થયો મેં મને પોતાને તથા મારા શૌર્ય, બલ તથા આ સમયના દુર્બલપણાને આણનાર ધૈર્યને ધિક્કાર ધિક્કાર કહ્યો મને ગુસ્સો આવવા લાગ્યો રુવાડા ઉભા થયાં તરવારપર દૃષ્ટિ ગઈ. નેત્રમાં રક્ત ચઢી આવ્યુ અને મેં આ પ્રમાણે વિચાર કરયો કે મરણ કાંઈ બે વાર નથી. રાજ્યશ્રીને લજાવવાકરતા તો મરણ સારુ. આગળ ગમે તે થાઓ પણ આ ચોર સત્તાધીશને તો હણવો જ જોઈએ એવો વિચાર કરીને મેં કહ્યું· ભાઈ! આ મૂલ્યવન્ત અલકારો હવે પછી ફરી મારે જોવાના નથી. માટે જો તમે કહો તો એક વાર પહેરીને લગાર મારો મોહ પૂરો કરી લઉં. તેણે હસીને હા પાડી કહ્યુ: ભલે એક વાર પેહેરી લો, પણ હવે એનો મોહ કામનો નથી. કારણ કે જીવતા આપી છૂટવા સકોચ પડશે તો મરીને અહિ મૂકી જવુ પડશે. માટે ગમે તેમ કરો. આ સાંભળી મેં તે આભૂષણ પાછા ધીરે ધીરે જેમના તેમ પહેરયા. સત્તાધીશ અને હું બે જણ અદર હતા. એ સ્થલ પણ છેક અન્તપુરજેવુ જ હતું. મેં કહ્યું· આ દાગીના આપને કયી પેટીમાં મૂકવા છે? તે ઉઘાડો તો ફરી મારી નજરે ન પડે એમ તેમા કાઢી કાઢીને નાંખતો જાઉં. તેણે પાસેનો એક મોટો પટારો ઉઘાડયો. એની લાલસા ને ભુંડુ કૃત્ય જોઈ ક્રોધથી મેં કટાર કમરેથી તરત કાઢયો ને એક ઘાથી એનું શિર છેદી નાંખ્યું. કટાર તથા મારાં નેત્રને જોતાં ગભરાટથી તે બોલી પણ શકયો નહિ. તેનું ધડ તથા માથુ પેટીમાં નાખી

હજી બંધાઇ નથી; અને હવે પછી મારી આશા ક્યારે પાર પડશે એનો નિશ્ચય પણ થતો નથી. આ સંસારમાં કયા મનુષ્યને કયું સુખદુઃખ ક્યારે અને કયા નિમિત્તથી મળશે એની ખાતરી કરી શકાતી નથી. જે પદાર્થને મેળવવાની આતુર ઇચ્છાથી માણસો તેની પાછળ દોડે છે તે પદાર્થ દૂર દૂર જતો દેખાય છે, અને જે પદાર્થ મેળવવાને ન ઇચ્છતા હોય તે આગળ આગળ આવીને વિનાપરિશ્રમે ઉભો રહે છે. કોઈ પણ માણસ દુઃખની ઇચ્છા કરતું નથી તો પણ સર્વને તે આવી મળે છે, અને સઉ સુખને ઇચ્છે છે, પણ આ વ્યવહારને ખેડતો કોઈ પણ માણસ આ લોકમાં મળતાં સુખોથી તૃપ્ત થઈ સુખને ન ઇચ્છતો એવો જણાતો નથી. ખરું જોતાં આ જીવો ખરા સુખને કે સુખદ પદાર્થને કે તેની પ્રાપ્તિના ખરા ઉપાયને જાણતા નથી, તેથી જ સઉ દુઃખમાં પીલાય છે. એ જ પ્રમાણે સર્વ પ્રકારનાં દુઃખનાં કારણને તથા તેની નિવૃત્તિના ખરા ઉપાયને પણ જીવો રુડે પ્રકારે જાણતા નથી.

ખરું જોતાં આ જીવો રાત્રદિવસ ક્રિયા કરે છે તથાપિ કયી ક્રિયાનું કયું ફલ ક્યારે મળશે તથા ક્યારે ટળશે તે જાણતા નથી. તેમ જ કયું ફલ કેવા પ્રકારની તથા કેટલી ક્રિયા કરવાથી ક્યારે મળશે તથા કયા કારણથી ક્યારે અળપાશે અને તે સુખદ કે દુઃખદ નિવડશે એ આદિ જાણવાયોગ્ય વાર્તાને પણ જાણતા નથી. આ હું પોતાની શી શી ગતિ થનાર છે, જન્મથી મરણપર્યન્તમાં કયે સમયે કયા પદાર્થને શા શા નિમિત્તથી મેળવીશ તથા મેળવેલાને ક્યાં અને કેમ ખોઇશ તે જાણતો નથી. મને ક્યારે અને શાથી સુખદુઃખ મળશે તેને પણ સમજતો નથી. તોપણ 'આ મને ગમે, અને આ ન ગમે, આ હું મેળવીશ અને આ મારે જોઇતું નથી, આ સારું અને આ નઠારૂં, આથી મને સુખ થશે અને આથી મને દુઃખ થશે,' એ આદિ અનેક પ્રકારના મિથ્યા સંકલ્પ તથા નિશ્ચયોને ભ્રમિત મનુષ્યોની પેઠે કરૂં છું. અદ્યાપિપર્યન્ત હું મને માનેલાં સુખમાંનું એક પણ મેળવી ભોગવી સંતોષને પામ્યો નથી. હવે પછી શું થાય છે તે ઈશ્વરને આધીન છે. આ કન્યા રૂપગુણવાળી છે. રાજકુલની છે. મનને અપ્રિય જણાતી નથી તોપણ એનાથી સર્વ પ્રકારે શ્રેષ્ઠ ગણવાયોગ્ય કન્યાઓનો પણ મેં અનાદર કર્યો છે તો આને પ્રસન્નતાથી સ્વીકારૂં, એ કેમ ઘટે ? ન જ ઘટે. તોપણ એની પ્રતિજ્ઞાનો ભંગ થવાથી એ પ્રાણ આપશે તો હત્યાદોષ બેસશે. એ કહે છે કે જ્યારથી મેં મારો જમણો હાથ એમને આપ્યો, અને ને ધરીને એમણે મને ઘોડાઉપર બેસાડી ત્યારથી જ મારા મનમાં

એમના વિષે પતિભાવના પ્રકટ થવા માંડી છે, ને તે હવે તો પૂર્ણ થઈ ગઈ છે, એટલે મટનાર નથી. આ વિચાર એને બંધાવા માંડ્યો હશે તે સમયમાં મને પણ એટલું સ્ફુરેલું કે આ સ્ત્રી હશે કે કન્યા ? મેં મારા વિચારને વધાર્યો નહિ, અને એણે વધાર્યો હવે આ રાજાને શું કહેવું, એ મારે સંકટસરખુ આવ્યુ છે.

આ પ્રમાણે વિચાર ચાલતા, પછી મેં પ્રથમ ઇશ્વરસ્મરણ કરીને તે રાજાને આ પ્રકારનું ઉત્તર વાળ્યું મેં ચિત્રથી પ્રિય ગણેલી સ્ત્રીની શોધમાટે જ મારૂ ઘર છોડ્યુ છે. જ્યા પર્યન્ત તેની આશાથી હુ છૂટુ નહિ ત્યા પર્યન્ત હુ લગ્ન કરી શકતો નથી. ઘણી કુલીન રૂપવન્તી રાજ-કન્યાઓની માગણીનો અનાદર કરીને મારી ધારણા પૂર્ણ કરવાને હુ પ્રવાસ સેવું છું. ઘર છોડતા મારો સકલ્પ છે કે પાંચ વર્ષ આ સ્ત્રીની ખોળ કરવી. તે ન જ મળે તો પછી ઈશ્વિરે ધાર્યું હોય તે સ્વીકારવુ. તેમાં હજી એક વર્ષ પણ પૂર્ણ થયુ નથી, તો આજથી જ મારે લગ્ન કરવું એ અસભવિત છે. માટે આ આશા આપે ન રાખતા એ કુલ-વતી કન્યાના મનનું સમાધાન કરવુ. આ સાંભળી રાજાએ તેને આ ખબર કરી. તેના તેણે ઉત્તર આપ્યાં. એમ પરસ્પર કેટલીક ભાંજગડ ચાલ્યા પછી અન્તે નિરુપાય થઈને મારે આ પ્રમાણે કબૂલ કરવુ પડ્યુ તે કન્યાએ કહ્યુ કે એ પોતાનું ખાડુ મને આપી સુખથી સ્ત્રીની શોધનો સંકલ્પ પૂર્ણ કરે. આજથી એમને શુમારે ચાર વર્ષથી વધારે કઈક માસપર્યન્ત શોધ કરવી બાકી છે, તો હુ આજથી પાંચ વર્ષપર્યન્ત એમના આપેલા ખડ્ગની સેવા કરીશ, અને પાચ વર્ષ પૂરા થતા મને નહિ મળે તો એ ખડ્ગથી હુ મારૂ ધાર્યું કરીશ. આ વિના બીજો મારી પાસે ઉપાય નથી. સર્વના આગ્રહથી આ વાર્તા મેં કબૂલ કરી. પણ વધારામાં મેં તેને એ જણાવ્યુ કે પાચ વર્ષ પૂરા થયા પૂર્વે મારે પાછા ફરી આવવાનું છે, પણ આ ક્ષણભંગુર દેહનો ભરોંસો નથી તો દૈવ-ગતિથી ન અવાય તો એણે પ્રાણત્યાગ ન કરતાં તપ કરીને આયુષ ગાળવું. જેથી એને આત્મહત્યા અને મને સ્ત્રીહત્યાદોષ લાગે નહિ. આ વાર્તા તેણે કબૂલ કરી. મારૂ ગામગામ સઘળે ત્યાં પ્રસિદ્ધ થયુ. તેથી ત્યાંથી સ્વારજોડે મારાં માતાપિતાને કુશલપત્ર મોકલવાનો બંદોબસ્ત કર્યો, અને પછી એ કન્યાને મારે હાથે ધરી એક ખડ્ગ તથા મારો એક કંઠનો અલંકાર આપ્યો. તેણે તે પૂજામા રાખ્યા. પછી મેં ત્યાંથી ચાલવા ધાર્યું. એ રાજાએ માણસો આપવા અતિ આગ્રહ કર્યો, પણ મેં ના કહીને ત્યાંથી પ્રયાણ કર્યું. થોડા દિવસ તો મારૂ મન ક્ષણમા

સુધી અહિં જ રોકાઈ રહેજો. પછી તેમાંનો એક મારી પાસે રહ્યો. બીજા ફરતા રહ્યા. એમ કરતાં પ્રાતઃકાલ થતાં તેમાંના એક જણે રાજાને વરધી પહોંચાડી. રાજાએ મને તેડાવ્યો. મને જોયા પછી તેણે ઘણા માનથી સામા આવીને મને આલિંગન લીધું, તથા પોતાના અર્ધ આસને બેસાડી કુશલ પૂછ્યું. મેં મારી ઘટતી વાર્તા તથા રાત્રની સઘળી બનેલી હકીકત કહી. તે સાંભળી તે રાજા પ્રસન્ન થયો. મારો રક્તથી ખરડાએલો પોષાક ઉતરાવીને મને બીજાં સુન્દર વસ્ત્ર આપ્યાં તથા મારી ખાનપાનાદિથી રુડે પ્રકારે પરોણાગત કરી. તે રાજા મધ્યમ અવસ્થાનો હતો, પણ ઘણો કુશલ હતો. તેણે મારા સમ્બન્ધમાં વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે આ કોઈ રાજપુત્ર છે અને કાંઈ દુઃખથી પ્રવાસે નિકળ્યો છે. તેથી તેણે મને એકાન્તમાં લઈ જઈને આ પોતાનું અનુમાન કહી સંભળાવ્યું અને પૂછ્યું કે તમે ખરેખરું તમારૂં દુઃખ હોય તે કહો. તમને ઘટતી મદદ કરીશ. મેં કહ્યું : પ્રવાસની ઇચ્છાથી જ નિકળ્યો છું, પણ તેમાં પ્રધાન કારણ આ કન્યાની ખોળ કરી મેળવવી, એ છે. આમ બોલી મેં ચિત્ર દેખાડ્યું. તેણે ચિત્ર જોઈ કહ્યું : આ કન્યાનો દેશ આદિ તમે જાણો છો ? મેં ના કહ્યું. પછી તે નિરુપાય થયો. તેણે રૂપગુણવતી અનુપમસરખી અન્ય રાજકન્યા મેળવી આપવા કહ્યું, પણ મેં તેને ના પાડી. અન્તમાં મેં તેને આ પ્રમાણે મારી ઇચ્છા જણાવતાં કહ્યું: હે રાજન્! જો તમે મદદ આપવાની ઇચ્છા રાખતા હો તો એટલી જ આપો કે આ સઘળા મારા અંગઉપરના કિમતી અલંકારો લો, અને એનું ઘટતું ધન મને આપો, એટલે હું તે ધન સત્પાત્રોને દાનમાં આપી સુખી થાઉં. આમ કરવાનું કારણ તેણે પૂછ્યું ત્યારે મેં આ પ્રમાણે કહ્યું : આ લોકમાં પ્રવાસીને પ્રાણસંકટ આપનાર આ ધન છે, એ મારો સિદ્ધ અનુભવ છે. ગૃહવાસીને પણ રાત્રદિવસ ભય આપનાર તથા પ્રસંગવશાત્ પ્રાણસંકટ આણનાર એ ધન છે. ધન જેની પાસે નથી, પણ જેને ધનની આશા છે એવા ધનાસક્ત મનુષ્યપ્રાણિને એ ધન પોતામાં આસક્ત થએલો હોવાથી ગૃહ તજાવે છે, વન વન રઝળાવે છે, ચોરી ઠગાઈ કે હિંસા આદિ નીચ કર્મો કરાવે છે તથા અન્તમાં આશામાં ને આશામાં એને પ્રાણસંકટ આપી નાશ કરે છે. આ પ્રમાણે જેમ પ્રવાસી તથા ગૃહીને દુઃખ દે છે તેમ ગૃહિઓમાં શ્રેષ્ઠ રાજાઓને પણ એ જ ધન નિરન્તર ભયદુઃખ આપે છે, તથા અન્તમાં નાશ પણ કરે છે. આ પ્રકારે જોતાં મહા અનર્થનું મૂલ આ ધન છે તોપણ વ્યવહારમાં એના વિના અસંખ્ય કષ્ટ પડે છે. ક્ષણે

ક્ષણે અન્નવસ્ત્ર તથા બીજા જોઈતા પદાર્થો પ્રાપ્ત કરવામાં એ ધનનો ખપ પડે છે. જેથી સંસારી અવસ્થામા તો એ ધનવિના એક દિવસ પણ કાઢવો કઠિન પડે છે. પણ નિરન્તર એકાકી પ્રવાસ કરનારને તથા વિરક્તાવસ્થામા રહેનારને એનાથી ઘણુ કષ્ટ પડે છે. જેથી હવે મારે વિરક્તની પેઠે થોડો પ્રવાસ કરી તે અવસ્થામા પડતાં કષ્ટનો અનુભવ કરવો છે. માટે મારી ઇચ્છાપ્રમાણે કરવામાં બને તો મને સહાય થાઓ. આ પ્રકારનાં મારા વચનોને શ્રવણ કરીને કિંચિત્ કાલ વિચાર કરી તે પછી આ પ્રકારનાં પ્રિય વચનો મારા પ્રતિ બોલ્યો

હે શૂરવીર રાજપુત્ર ! આ તમારા વચનો શ્રવણ કરીને હુ પ્રસન્ન થયો છું, કારણ કે 'ધનનુ દાન શુદ્ધબુદ્ધિથી સત્પાત્રોને આપવુ, એ જ ધનનું ઉત્તમ પ્રકારનું રક્ષણ છે' એવો આપણા પૂર્વજોનો દૃઢ નિશ્ચય તમે આ ક્ષણે મને તમારામા આરૂઢ કરેલો જણાવ્યો છે. આ તમારી ઉત્કૃષ્ટ ધારણાને પાર પાડવા હુ સર્વાંશે અનુકૂલ છુ. તોપણ એ સમ્બન્ધમાં મારે કેટલાક વચનો તમને કહેવાના છે, તે તમે પ્રીતિથી શ્રવણ કરો.

આપણે ક્ષત્રિયજાતિએ પોતાનો નિર્વાહ ભિક્ષા માગીને કરવો ઘટતો નથી. દીન મુખ કરીને ગૃહીઓના દ્વારમાં અન્નજલની આશાથી જઈને 'હું ક્ષુધાતુર છુ, મને અન્ન કે ભોજન આપો,' આ પ્રકારના વચનો આપણે ક્ષત્રિયોએ વદવા અત્યન્ત અયોગ્ય છે. ક્ષત્રિયે તો પોતાના પ્રજાના રક્ષણાદિ સ્વધર્મના પાલનદ્વારા પ્રાપ્ત કરેલા વિહિત આહારને જ સેવવો ઉત્તમ કહ્યો છે. આપણે ક્ષત્રિયપુત્રે સ્ત્રિયાદિ વિષયોની લાલસાને વશ થઈને એ વિષયની વાસનાને જ બલવાન્ કરતાં વસતિમા કે વનમાં વિચર્યા કરવું એ અધર્મરૂપ છે. તેમ જ આપણા સ્વધર્માચરણથી રહિત રહીને દિવસ વ્યતીત કરવા એ પણ અનિષ્ટ આપનાર છે.

હે ધર્માત્મન્ ! આ સંસારમા ક્ષત્રિયપુત્રને તેમા વળી રાજકુલમાં જ ઉત્પન્ન થયેલા રાજપુત્રને આ પ્રકારનો સ્ત્રીવિષયનો મોહ નિષિદ્ધ ગણ્યો છે. કારણ કે સ્ત્રીનો મોહ મહા અનર્થ કરનાર છે. કોઈ પણ રાજપુત્ર રૂપવતી સ્ત્રીમા મોહ ધરનાર હોય તો તે પોતાની પ્રજામાં પણ પ્રસંગે વિવેકથી વર્તી શકતો નથી માટે રાજપુત્રોએ તો સ્ત્રીવિષયમાં સંતોષ માનીને કોઈ રૂપગુણવતી શ્રેષ્ઠ રાજકુલની કન્યાસાથે પોતાના વડિલની આજ્ઞાનુસાર અથવા સ્વેચ્છાનુસાર લગ્ન કરવું ઘટે છે, કોઈ રાજપુત્રે સ્ત્રીની શોધમાટે આમતેમ ભટકવુ ઉચિત નથી. વળી આ જગતમાં પ્રાણીપદાર્થ અચલ નથી. જેથી વિનાશી વિષયોઅર્થે આપણા અમૂલ્ય આયુષ્યનો વ્યય કરવો ઘટતો નથી. તમે વિચાર કરો કે આ પ્રમાણે પાંચ

વર્ષ કષ્ટ કરીને તમે એ સ્ત્રીને પ્રાપ્ત કરશો, અને દૈવગતિથી કદાચિત્ તેનું આયુષ્ અલ્પકાલ રહ્યું તો પછી આવડે કષ્ટે પ્રાપ્ત કરેલ તે સ્ત્રીના વિનાશથી તમને કેટલો ખેદ થવો સંભવે છે? અને એ પ્રકારના વિષય-સમ્બન્ધી ક્લેશોમાં ગ્રસ્ત થયેલો ક્ષિતિપતિ પોતાની પ્રજાના રક્ષણાર્થે શો ઉદ્યોગ કરનાર છે? કાંઈ જ નહિ. અને સ્વાર્થપરાયણ તે રાજા ખાન-પાનમાં તથા અન્ય વિવિધ વિષયમાં નિમગ્ન રહેવાથી દુર્બલહૃદયવાળો થઈને પોતાના રાજ્યને પણ ખોઈ બેસે છે.

હે મોટા હૃદયવાળા! આ વિષયો કે જે અનુભવ કર્યા પછી દુઃખના જ આપનાર જણાય છે, તેને માટે તમે આવા બુદ્ધિમાન્ છતાં આટલો બધો ઉદ્યોગ આરંભ્યો છે, એ આશ્ચર્યસરખું છે. જે પદાર્થની ઇચ્છા છે, તે ક્યાં છે, કયા માર્ગથી તથા કેવા અને કેટલા પ્રયત્નથી તે પ્રાપ્ત થવાનો સંભવ છે, એમાંનું કાંઈ પણ નિશ્ચયપૂર્વક ન જાણનાર તમે તેના પાછળ યત્ન કરતા આવ્યા છો અને હજી આગળ જવા ઇચ્છો છો એ નવાઈજેવું છે.

આ આયુષ્યનું એક ક્ષણ જે અનેક પ્રકારના મૂલ્યવાન્ પદાર્થથી મળતું નથી, તેને તમે વિનાપ્રયોજન ગાળો છો. માતાપિતાનાં અન્તઃ-કરણને શાન્તિ તથા સુખ આપવાનો તમારો ધર્મ છતાં તમે તેમને આ પ્રથમાવસ્થાથી જ સંતાપ તથા દુઃખના આપનાર થઈ રહ્યા છો, એ તમારા સરખાને પણ ઘણું અણઘટતું જણાય છે.

આ સમયમાં તો તમારે વિવિધ વિદ્યાકલાના જ્ઞાનને સંપાદન કરીને પોતાના બલની વૃદ્ધિના ઉપાયોને સાધવા જોઈએ. વળી સેનાને સાવધાન રાખવી તથા વ્યૂહરચનાથી શત્રુઓનો પરાજય કરવાની યુક્તિઓને સાધવી એ તમારૂં મુખ્ય કરવા યોગ્ય કામ છે. તેમ જ આપણાં યુદ્ધકલાકૌશ-લ્યથી શત્રુઓનાં અન્તઃકરણને કંપાવવાનો તથા તેમને આપણા ત્રાસથી હીનવીર્ય કરવાનાં કાર્યમાં ચિત્ત નાંખવાનો આ તમારો પ્રથમાવસ્થાનો યોગ્ય કાલ છે. તે કરવાયોગ્ય કાર્યને આ અવસ્થામાં ન કરતાં આ ન કરવાયોગ્ય કાર્યમાં તમારો પ્રવેશ જોઈને મને હૃદયમાં ઉદ્વેગ ભાસે છે.

હે સાવધાન પુરુષ! તમે જાણો છો કે ક્ષત્રિયના કુલમાં જન્મેલા પુરુષનાં મસ્તક પ્રજાના રક્ષણાર્થે જ ધડઉપર સધાયાં છે. તેમને રણમાં જવું તથા રાત્રદિવસ પોતાની પ્રજાને નિરુપદ્રવ રાખવાઅર્થે ગૃહ છોડીને વિચરવું પડે છે. તો આવા ક્ષત્રિયપુત્રે સ્ત્રી, પુત્ર, ગૃહ, ધનાદિ પદાર્થમાં મોહ પામી રહેવું એ કેમ જ ઉચિત ગણાય? આ લોકમાં સર્વને પ્રસિદ્ધ જ છે કે જે પુરુષ વિષયોમાં જ આસક્ત રહેનારા છે,

તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે એટલું જ નહિ પણ તેમને હાથે કોઈ પ્રકારનું પણ દૈવી પરાક્રમ થવું સંભવતું નથી. આ કારણથી જ ક્ષત્રિયપુરુષો પોતાના ધર્મના પાલનાર્થે આ સ્ત્રિયાદિ વિષયોમાં અધિક મોહ ધરી બંધાઈ રહેતા નથી

હે રાજપુત્ર ! આ આદિ અનેક પ્રકારના વિચારને વશ થતા પ્રથમ તમને જોઈને તથા તમારા પરાક્રમને જાણીને જેવો મને સંતોષ થયો હતો તેવો આ તમારા પ્રવાસના નિમિત્તને તથા તમારી આ સમયની અન્તઃકરણની સ્થિતિને જાણીને મને અસંતોષ થાય છે. આમ છતાં પણ તમારી ઇચ્છાનુકૂલ તમને મારી શક્તિપ્રમાણે આશ્રય આપવામાં હું મને પોતાને ભાગ્યશાલી સમજું છું તમે જે આ અલંકારો મને આપી ધન લેવા ધારો છો તે અલંકારો તમારા સમીપ રાખો અને તમારી ઇચ્છાપ્રમાણે આ મારા ખાનગી ભંડારમાંથી ધન માગો એટલું આ ક્ષણે મગાવી આપું છું તેનો ઇચ્છાનુસાર ઉપયોગ કરો હું આશા રાખું છું કે આ પ્રસંગે મારાથી તમને ન ઘટતાં કઠોર વચનો કહેવાયા છે, તે મારો અધિકાર ન છતા મે તમને સંભળાવ્યા છે તેની મને ક્ષમા આપજો. તમે મારા દ્વારઉપર આજે યોગ્ય અતિથિ આવ્યા છો તેને આ પ્રકારના અપ્રિય વચનો સંભળાવવાનો મારો ધર્મ ન છતા પણ મેં સંભળાવ્યા છે એ મારો ન ક્ષમા અપાય એવો મોટો અપરાધ છે, પણ તમે કે જે ક્ષમા આપનાર ઉદાર ક્ષત્રિય છો તે આપશો એમા મને સન્દેહ નથી.

આ પ્રમાણે અનેક પ્રકારનાં યથાર્થ, પ્રિય તથા હિતકર વચનો તેણે મને સંભળાવ્યા તથા ક્ષમા માગી. આ પ્રકારનો તે રાજાનો વિવેક જોઈને મારું હૃદય ભીની ગયું. હું થોડીવાર ગ્લાનિ પામેલા ચિત્ત તથા મુખથી નીચે જોઈ રહ્યો. પણ પછી ધૈર્યથી તે રાજાને સંતોષ પમાડવાઅર્થે આ પ્રકારના વચનો સરલપણે હું બોલ્યો.

મેં કહ્યું હે ભૂપતિ ! તમારાં વચનો મને દુઃખ નહિ પણ સુખ આપનાર છે અને તે સુખદ વચનો કહેવાથી તમે અપરાધ કર્યો નથી, પણ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. હું અનિચ્છિતું આપે આ પ્રકારના સુબોધનું દાન આપવાથી યોગ્ય સન્માન થઈ ચુક્યુ છે, જેથી આપને અસંતોષ માનવાનું કાંઈ કારણ નથી. આ આપના વચનોથી જો મને દુઃખ લાગે તો હું મને પોતાને મોટો મૂર્ખ સમજું છું. ક્ષત્રિયકુલમાં પ્રકટેલા અને મારાથી વડિલ આપ મને સ્વધર્મનો બોધ આપવામાં યોગ્ય અધિકારવાળા છો હું કે જે અમાવધ થઈને અનુચિત માર્ગમા વળી જાઉં છું તેને સાવધાન કરનારા આપના આ વચનો જેમ

મારા પિતાએ એ પ્રકારે કરી જોયું છે, માટે હવે એમ કરવું નથી. મારે પોતે જ વિચરીને દૈવગતિનું સ્વરૂપ જોવું છે. માટે છેવટ માગવાનું એ જ છે કે જો અલંકારો લઈ ધનને આપવા ઇચ્છા હોય તો આ અલંકારો આપના સ્વાધીન રાખો. હું પુનઃ વળતાં આવીશ ત્યારે ઘટિત વ્યવસ્થા કરીશ અને ઇશ્વરેચ્છાથી ન અવાય તો એનો સદ્વ્યય આપ કરજો. અને મારો નિશ્ચય પૂર્ણ કરવાપર્યન્ત હવે મને રોકવાસમ્બન્ધી આપ શ્રમ લેશો નહિ. તેમ જ અલંકારો રાખ્યા વિના બીજે પ્રકારે ધન પણ મને આપવાનો આગ્રહ કરશો નહિ.

આ આદિ મારાં વચનોને શ્રવણ કરીને એ સમ્બન્ધમાં તત્કાલ તો તે કાંઈ બોલ્યા નહિ, પણ મને ત્રણ દિવસ આગ્રહ કરીને ત્યાં રોક્યો તથા રુડે પ્રકારે મારી પરોણાગત કરી. પછી જ્યારે મારી વૃત્તિ નિકળવા સમ્બન્ધમાં આતુરતાવાળી દીઠી ત્યારે તેમણે મને એકાન્તમાં બોલાવી બેસાડીને પોતાના ખાનગી ભંડારમાંથી એક પાત્ર લાવીને મારી પાસે મૂક્યું, અને બોલ્યાઃ હે રાજપુત્ર! આ પાત્ર મારી ઇચ્છા છે કે તમે પ્રવાસમાં તમારી પાસે રાખજો. એનું પ્રાણની પેઠે યત્નથી રક્ષણ કરજો. અને જ્યારે તમે પાછા વળી અત્ર આવો ત્યારે એ મને પાછું આપજો. તમારી ઇચ્છા એમ જ છે તો હું તમને ધન આપતો નથી. જો તમને વિઘ્નરૂપ જણાતા હોય તો તમારા અલંકારો સુખપૂર્વક અત્ર મૂકી જાઓ અને પાછા વળતાં તમે સંભાળીને લઈ જજો.

આ પ્રકારનાં તે રાજાનાં વચન શ્રવણ કરીને તથા પેલા પાત્રપ્રતિ જોઈને મને મોટું આશ્ચર્ય લાગ્યું. અધિક આશ્ચર્ય જણાવાનું કારણ તો એ જ કે દૃષ્ટિએ જોતાં તે પાત્ર મૃત્તિકાના પાત્રસમાન દેખાતું હતું. મેં મારા મનમાં વિચાર કર્યો કે આ ભલો અને ઉદાર રાજા છતાં આ તુચ્છસરખું મૃત્તિકાપાત્ર આપે છે, છતાં તે સંભાળીને વળતાં પાછું લાવી આપવા કહે છે, એનું કારણ શું હશે? આવાં પાત્ર તો રંક લોકો ભોજન કરવાના કામમાં રાખે છે. મારી દીનપણે વિરક્તની પેઠે વિચરવાની તથા ભયરહિત રહેવાની ઇચ્છા જાણીને આ મૃત્તિકાનું પાત્ર મને આપવા ધાર્યું છે. પરન્તુ એ લેવાથી મને એનો નાશ થવાનું કિં વા ચોરાઈ જવાનું ભય જ રહેવાનું. જેથી એ પાત્ર લેવાકરતાં એવું મૃત્તિકાનું પાત્ર જ્યાં જઈશું ત્યાં કુલાલને ઘરથી મળશે તે લેવું વધારે સુગમ પડશે. કારણ કે તેના ચોરાવા તથા ભાગવાવિષેનું ભય મને રહેશે નહિ.

આ આદિ વિચારને કર્યા પછી મેં કહ્યુંઃ આ પાત્ર આપ આપો છો તો એ લેવા મને અનાદર નથી. પરન્તુ એ પાછું લાવી સોંપવાપર્યન્ત

મારા મનમાં ભય આપનાર થશે. માટે જો આપને અધિક ઉપયોગી હોય તો એને અન જ રાખો, અને મને તો જ્યાં ભોજન મળશે ત્યાં એવું ભોજનપાત્ર પણ આપની દયાથી મળશે માટે એ મારા ન લેવાથી આપ ઓછું આણશો નહિ, અને આ અલંકારો આપ કૃપા કરી રાખવા સ્વીકારો છો તો હું મૂકું છું. પણ એનો દૈવગતિથી નાશ થાય અર્થાત ચોરીએ જાય અથવા અગ્નિથી રૂપાન્તર થાય તો આપ સંકોચ માનશો નહિ. કારણ કે પરિણામમાં પ્રત્યેક દેખાવામાં આવતો પદાર્થ પોતાના કારણમાં લય પામ્યાવિના રહેનાર નથી આમ બોલીને મે સઘળા અલંકાર ઉતારીને તેમના સમીપ મૂક્યા.

આ મારાં વચનોને શ્રવણ કરીને મન્દ મન્દ હસતા તે રાજા બોલ્યા. હે ક્ષત્રિયકુલદીપક! આ કુલાલો નિપજાવે છે તેવું લૌકિક મૃત્તિકાપાત્ર નથી, પણ એ દૈવી પાત્ર છે. એ ઉપાસ્યદેવના પ્રસાદરૂપ છે. એવું પાત્ર કષ્ટવડે પણ સામાન્ય મનુષ્યને મળવું કઠિન છે. હે શૂરવીર! આ પાત્ર તમારા ધર્મનું તથા તમારા શરીરનું રક્ષણ કરનાર થશે. માટે તમે એનો અનાદર કરો મા. આ પાત્ર જગતના પાલક વિષ્ણુના સમાન ધર્મવાળુ છે. જે જે સમયે તમારે અન્નજલની ઇચ્છા થાય તે તે સમયે તમને એ અમૃતસમાન પક્વાન્ન તથા જલ આપશે. જ્યારે જ્યારે ઇચ્છા કરશો ત્યારે એક મનુષ્યના આહારજેટલું પક્વાન્ન એમા આવીને પ્રાપ્ત થશે, અને તે જ પ્રમાણે જલ પણ પ્રાપ્ત થશે આ પાત્રનું રક્ષણ કરવાથી તમારે ઘેરે ઘેરે ભિક્ષાન્ન માગવા જવાની અગત્ય પડશે નહિ આ પાત્ર જોવામાત્રથી મોહ ઉપજાવનાર નથી, તેથી એ ચોરાઈ જવાનું ભય આપનાર થશે નહિ. એનો ગુણ જાણ્યા પછી એ મોહ ઉપજાવે એમ છે માટે એનો ગુણ કોઈ પણ મનુષ્યના જાણવામા ન આવે એમ કરજો. એકાન્તમા આપણી ઇચ્છામા આવે ત્યા અન્નજલ પ્રકટ કરી લેજો. હે રાજપુત્ર! જેમ આ લોકમા ગુણવાળા પ્રાણિપદાર્થને રૂપહીન જોઈને કોઈ ગ્રહણ કરતા નથી, તેમ આ ગુણવાળુ પાત્ર રૂપવડે હીન હોવાથી મોહક નથી. તેથી એ તમને સદા સુખી તથા નિર્ભય રાખશે

આ પ્રકારના વચનો શ્રવણ કરીને હું મનમાં ઘણો પ્રસન્ન થયો તથા મને પોતાને હું મૂર્ખ પણ સમજ્યો. કારણ કે હું ગુણના જ્ઞાનવિના કેવલ સ્ત્રીનું રૂપમાત્ર જોઈને તેના પ્રતિ મોહવડે તણાયો જતો હતો. આ પાત્ર જોતા વિદ્વાનોનું 'જેવું રૂપ તેવા ગુણ હોય છે,' એવું વચન વ્યર્થ સમજાયું અહો! આ સંસારમાં કેવા કેવા પદાર્થો તથા તેના કેવા કેવા સમર્થ ભોક્તાઓ વિદ્યમાન છે! પણ કૂપદર્દુરની પેઠે પોતાના

અનેક પદાર્થમાં મોહ થાય છે તેને તો સુખ કે સ્થિરતા ક્યાંથી જ હોય? પદાર્થના સમ્બન્ધથી તેમાં સુખબુદ્ધિ પ્રકટીને મોહ થાય છે. મોહ થવાથી તે પદાર્થ મેળવવાની કામના થાય છે. કામનાનો કે પ્રયત્નનો ભંગ થવાના સમયોમાં ક્રોધ પ્રકટે છે. કામનામાં બંધાઇ યત્ન કરવાનો આરંભ થતાં જ આશા દૃઢ થતી જાય છે. આશાપ્રમાણે ફલનો સંભવ ન ભાસતાં આશાભંગના પ્રસંગ આવે છે. નિરાશા થવાથી શોક પ્રકટે છે. શોકથી અંતર્બહિર્ શિથિલતા જણાય છે. અંગોની શિથિલતાથી અવયવોનો વ્યાપાર યથાવત્ થતો નથી, તેથી જઠરાગ્નિનું સામર્થ્ય ઘટી જાય છે, જેથી અન્નપચનાદિમાં વિઘ્ન આવે છે, તેથી ધાતુઆદિમાં વિકાર થાય છે, તે વિકારો પ્રબલ થવાથી શરીર ક્ષીણ થાય છે, તેથી અન્તઃકરણ પણ હીનસત્વ થાય છે, અને એમ થતાં ક્રમે કરીને પદાર્થ-માત્રમાં દ્વેષ થઈને મરણને સ્વાધીન થવાય છે. અહોહો! આ સમગ્ર અનર્થની પરંપરાને પ્રાપ્ત કરનાર મોહનો મહિમા કેવો છે! આ હું કે જે વિચારવડે સર્વ અનિષ્ટ આપનાર મોહને જાણું છું તે પણ જ્યારે આ દુષ્ટ મોહથી બચી શકતો નથી તો એને અનર્થના મૂલરૂપ ન જાણનાર મન્દમતિ મનુષ્યો તો એનાથી કેમ જ બચી શકે? રે રે! મને ધિક્કાર છે! હું અવિવેકવડે આ મોહને વશ થયો છું. અનેક કષ્ટ વેઠ્યાછતાં પણ હજી હું એનાથી છૂટી શકતો નથી. આગળ મારે ઈશ્વર જાણે કેવા પ્રકારનાં કષ્ટ ભોગવવાનાં છે. અરે! જે પદાર્થમાં મોહથી બંધાઈને હું આજ તણાયો જાઉં છું તે પદાર્થને મેં જોયો પણ નથી. જોઈ શકીશ કે નહિ તેનો નિશ્ચય નથી, તોપણ વહ્યો જાઉં છું, તો તે પદાર્થને પામ્યા પછી તો હું તેના મોહથી કેમ જ છૂટી શકીશ? પણ ખરે, એવો નિયમ સમજાય છે કે જે વસ્તુ મળેલી હોય છે તેની સ્પૃહા ઓછી થાય છે, અને ન મળેલા પદાર્થની નિરન્તર ઇચ્છા રહે છે. એ નિયમથી કદાચિત્ પાછળથી આ મારો મોહ છૂટી જાય તો સુખી પણ થવાય.' આ આદિ વિચાર કરતાં આગળ ચાલતાં હું એક અરણ્યને માર્ગે ચડી ગયો. જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ ગાઢા વનમાં મારો પ્રવેશ થતો ગયો. પ્રથમ તો મેં જાણ્યું કે આવો વિકટ માર્ગ બે ચાર કોશનો હશે, પણ આગળ જતાં તો ઝાડીવાળો માર્ગ આવ્યો. મનુષ્યની આવજાવ જણાઈ નહિ. મારે વસતિની ઝાઝી અગત્ય ન હોવાથી હું ચાલ્યો ગયો. ભયથી હું પાછો હઠું એમ નથી એવો જુસ્સો મનમાં હોવાથી હું નિર્ભયસરખો ચાલતો હતો. રાત્ર પડતાં નિયમપ્રમાણે વૃક્ષની શાખાએ બેસી રાત્રિ કાઢતો હતો. દિવસના પ્રથમ તથા છેલ્લા પ્રહરમાં

હુ અન્નજલ એકાન્તમા બેશીને લેતો હતો. આ વનમા રાત્રિ પડી ત્યારે એક મોટા વૃક્ષની શાખાઉપર ચઢીને બેઠો. અનેક પ્રકારના વિચાર કરતા રાત્રિ વ્યતીત કરી. બીજા વૃક્ષોઉપર જ્યા વિકટ સ્થલ હોય ત્યા તો રાત્રિ આખી નિદ્રારહિત રહેવુ પડતું. પણ આ વૃક્ષ તો મોટુ તથા એની શાખાઓ પણ મોટા વિસ્તારવાળી હતી તેથી જાણે શય્યાઉપર સૂતા હોઈએ તેની પેઠે નિવૃત્તિથી નિદ્રા લેવાસરખુ ભાસ્યુ. શાખાની શાખાઓ એવા નિયમમાં પ્રકટેલી કે જાણે પર્યંકસરખુ થઈ રહ્યુ હતુ. આ વૃક્ષસરખી અન્ય કોઈ પણ વૃક્ષઉપર મને અનુકૂલતા જણાઈ ન હતી. આખી રાત્રિ એ વૃક્ષઉપર ગાળ્યા પછી પ્રાત કાલમા ઉઠીને હુ પાછો માર્ગે પડચો એ બીજા દિવસનો માર્ગ મને ઘણો વિકટ ભાસવા લાગ્યો. ભયકર પ્રાણિઓના શબ્દ કાને પડવા લાગ્યા. ઘણે અતરેથી વિચિત્ર પ્રકારના જગલી પ્રાણિઓને એક દિશાથી બીજી દિશામા પળતા હુ જોવા લાગ્યો. આ સમયે મારા મનમા મને શસ્ત્રોનુ સ્મરણ થયુ. હથિયારવિનાનો હુ સમીપ આવેલાં જગલી પ્રાણીને શી રીતે અટકાવીશ કે હણીશ, શસ્ત્રવિના મારૂ પોતાનું રક્ષણ પણ હુ શાવડે કરીશ, એ સમ્બન્ધી વિચાર કરવા લાગ્યો અતરમા ભય જણાવા લાગ્યુ. ચાલતા ભયયુક્ત નેત્રથી આસપાસ ને આગળ પાછળ જોતો ત્વરાથી ચાલવા લાગ્યો. રોજકરતા એ દિવસમા મે વધારે પન્થ કાપ્યો. ભયમા ને ભયમા સાયકાલપર્યન્ત ચાલ્યો, પણ સર્વશક્તિમાન્ જગત્પાલક ઈશ્વરની સત્તાથી મારા સમીપ ભયનુ કારણ આવ્યુ નહિ. સાયકાલ થતાં એક વૃક્ષઉપર રાત્રિ ગાળી. પુન પ્રભાતમા ચાલવા લાગ્યો. સમય થતાં અન્નજલ લીધા. પાછો માર્ગે પડચો. ચાલતા મને એક ભયકર સર્પ આડો ઉતરચો આ અપશુકન થયા એવુ મનમા ભાસ્યુ. આગળ ચાલતાં વામાગ ફરકવા લાગ્યુ, ત્યારે મનમા ભયના આગમનની શકા પ્રબલપણે થવા લાગી. ઈશ્વરને જે ગમે તે ખરુ, એવો નિશ્ચય કરતાં હુ આગળ ચાલતો પણ અનિષ્ટની શકાના પ્રવેશથી મારા ચરણ વેગથી માર્ગ કાપતા જણાતા ન હતા આ પ્રકારે અતરમાં ભયની શકામાત્ર થવાથી જ્યારે મારા શરીરની તથા મનની શક્તિ હણાતી જાણી ત્યારે મને મનમા આ પ્રકારના વિચારનો પ્રવાહ ચાલતો જણાયો

'અરેરે ! મનુષ્યજાતિમા શ્રેષ્ઠ એવા બ્રાહ્મણના કુલથી ઉતરતા ક્ષત્રિયના કુલમા જન્મ ધરીને મારાથી આ પ્રકારે કારણવિના ભયભીત થવાય છે, એ મારાં કુલ, બલ તથા પરાક્રમને મોટું લાંછન લગાડનાર છે. ક્ષત્રિયપુરુષે તો કાલના સન્મુખ પણ નિર્ભય થઈને ઉભા રહેવુ જોઈએ. જે ક્ષત્રિયે કાળી રાત્રે જનપ્રદેશ તથા નિર્જન પ્રદેશમાં ભ્રમી ભ્રમીને

એમ બોલીને નકાર સૂચવ્યો. ત્યારે તે બધાંને મારા ઉપર ક્રોધ આવ્યો. એકદમ રાક્ષસીજેવી પેલી સ્ત્રિયોએ મને ત્યાંથી ઉંચકીને પેલી ડોસી નિકળી હતી તેની પાસે બીજું ગુહાનું મુખ હતું તેમાં મને મૂકી દીધો. દૈવયોગે તે મુખ ઘણું ઉંડું ન હોવાથી ઉપરથી નાંખવા છતાં પણ મને કંઈ વાગ્યું નહિ. આ પ્રમાણે મને અંદર નાંખીને તે દ્વારઉપર એક મોટી શિલા તે સર્વ સ્ત્રિયોએ મળીને ગોઠવી દીધી. હું ઘણો ગભરાઈ ગયો. સાવધાન થઈને આસપાસ જોતો લગાર આગળ ગયો તો તે ગુહા મોટી છે એમ જણાયું. આગળ જતાં મને માંહે પ્રકાશ મળે એવાં, પથરની મોટી શિલાઓ ગોઠવેલી બાજુએ હેરીયાં રાખેલાં જણાયાં, તેથી મારા મનમાં લગાર સંતોષ થયો. હું છેક સાંજના સમયે પકડાએલો તેથી આ સમયે લગભગ સંધ્યાકાલનો સમય થયેલો, તેથી ક્રમે કરીને થોડી વારમાં દિવસનો પ્રકાશ મટયો. ચન્દ્રનો પ્રકાશ થવાથી સહજ પ્રકાશજેવું અંદર સ્થલે સ્થલે જ્યાં હેરીયાં રાખેલાં ત્યાં ત્યાં જણાતું. આ ગુહા મોટી હોવા છતાં પણ રાત્રિ પડી હોવાથી હું તો એક હેરીયાની જગાએ બેઠો, અને મનમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યો:

અહો! વિશ્વવ્યવસ્થાપક ઇશ્વિરની અકલ કલા છે: આ મારા સરખા અલ્પજ્ઞ જીવો મિથ્યાભિમાનથી પોતાને સામર્થ્યવાળા સમજે છે. કયી ક્ષણે શું થનાર છે એ વાર્તાને ન જાણનાર મારા સરખા મન્દમતિ મનુષ્યો આગળ આગળથી અનેક પ્રકારની આશાઓ બાંધીને મસ્ત ફરે છે. પણ કાલબલ જેને અધીન વર્તે છે એવા ઇશ્વિર તે તે જીવોને સમયઉપર દીન કરી મૂકે છે, આશામાત્રના વિષયથી ભ્રષ્ટ રાખે છે, અને ન ઇચ્છેલી અનેક આપત્તિઓ લાવીને આગળ મૂકે છે. આપત્તિઓને દૃઢપણે સહન કરવામાં તથા આપત્તિઓને ટાળવામાં અસમર્થ હું સરખા તે જીવો રાત્રિદિવસ દગ્ધ થયા કરે છે. આમ છતાં પણ મિથ્યા પ્રાપ્ત મદને કે પોતાના કર્તૃત્વાભિમાનને તજતા નથી. અરે! આશ્ચર્ય છે! અનેક આપત્તિઓને સહન કરવા છતાં પણ હું મારા દુરાગ્રહને છોડતો નથી. મારી વિષયલાલસા મને દુઃખ આપે છે તથાપિ તેને હું ત્યજી શકતો નથી. હવે આ સ્થલથી હું ક્યારે અને કેવે પ્રકારે છૂટીશ તેનો કશો નિશ્ચય નથી. મારાં માતાપિતા મારી વાટ જોતાં હશે. પેલી અનાથસરખી સ્ત્રી તથા તેનાં માતાપિતાદિ નિકટ સમ્બન્ધીઓ પણ મારી મુદ્દત પૂરી થતાપર્યન્ત વાટ જોતાં રહેશે. તે સર્વને સમાચાર જણાવવાને પણ આજ મારામાં સામર્થ્ય નથી. આ પાત્ર જો મળ્યું ન હોત તો મારે આ સ્થલમાં જીવ્યાની આશા પણ છોડવી પડત. આ સંસારમાં સર્વ સુખની

ઇચ્છા રાખે છે અને દુ:ખથી બચવાના ઉપાયને સાધે છે. તથાપિ દુઃખ એ એવી વસ્તુ છે કે તે જીવદશામાં પ્રાપ્ત થયાવિના રહે જ નહિ. મેં ઓછી મતિવાળાએ દુ:ખના ભયથી અલંકાર, અશ્વ તથા શસ્ત્ર જેને કોઈ પણ રાજપુત્ર પ્રાણ જતાપર્યન્ત પણ ત્યજવા ન ઇચ્છે તેને જીવતાં ત્યજી દીધાં. તેમ છતાં પણ મને દુઃખ આવ્યાવિના રહ્યું નથી! આ મનુષ્યો જેમ જેમ દુ:ખને આવવાનાં દ્વાર શોધી શોધીને બંધ કરે છે તેમ તેમ તે દુ:ખ નવા નવા દ્વાર કરીને આવી મળે છે! જે વસ્તુનુ ભય ધરીને મનુષ્ય ભાગે છે તે વસ્તુ મનુષ્યની આગળ આવીને ઉભી રહે છે, અને જે પદાર્થની આશા બાંધીને મનુષ્યો તેની પાછળ પડે છે તે પદાર્થો દૂર દૂર જતા જણાય છે. આ નિયમ ઘણે સ્થલે સાચો પડતો જણાય છે. આ સમયે મારા પાસે અશ્વ અને શસ્ત્ર હોત તો આ આપત્તિમાં હુ આવી પડત નહિ. અરેરે! આ સમય તો મને જીવતાપર્યન્ત સ્મરણમાં રહેવા-સરખો આવ્યો છે. હું રાજબીજ છતાં જંગલી સ્ત્રિયોને હાથે કેદી થયો છું! અહો દૈવની શી વિચિત્ર ગતિ છે! હુ સર્વોત્તમ રૂપવતી સ્ત્રીની અભિલાષાથી ઘણી રૂપવન્તી સ્ત્રિયોનો અનાદર કરીને બહાર નિકળ્યો તો આ કુરૂપ અને જંગલી સ્ત્રીનો પતિ થવાનો અવસર આવ્યો છે! જીવો જે પોતાના ભાવિને જાણતા નથી તેમણે તો યથાપ્રાપ્તમાં સંતોષ માનવો ઉચિત છે. અપ્રાપ્ત અર્થમાટે ઉદ્યોગ કરવો ખરો, પણ અમુક પદાર્થ જ મળે તો અમુક કરવુ એવો દુરાગ્રહ કરવો ઘટતો નથી. નીતિ એવી છે કે બુદ્ધિમાન્ પુરુષે નીચનો આશ્રય કરવો નહિ. પણ ઘણે પ્રસંગે આપત્તિના સમયે નીચ ગણાતો આશ્રય પણ શ્રેષ્ઠ થઈ નિવડે છે રઘુકુલદીપક શ્રીરામચન્દ્રજીને આપત્સમયમાં રીંછ અને વાનરોનો આશ્રય પણ સુખપ્રદ નિવડ્યો હતો. વળી યદુકુલભૂષણ શ્રીકૃષ્ણને આપત્સમયમાં ગોપનો આશ્રય અનુકૂલ નિવડ્યો હતો એ આદિ અનેક પ્રસંગ છે કે જેમાં નીચા આશ્રયથી પણ સુખસંભવ થયો છે. આમ છતાં પણ સ્વપુરુષાર્થવિનાના દુર્બલ જીવોએ તો સર્વથા નીચ આશ્રય કરવો શ્રેષ્ઠ ગણાય નહિ. આ સમય મારે પણ નીચનો આશ્રય કરવાનો આવ્યો છે. કદાચિત્ મને આ સ્થલથી સુગમપણે છૂટવાનો યોગ નહિ આવે તો અન્તમાં મારે અઘટિત છતાં પણ આ લગ્નનો સ્વીકાર કરવો પડશે. પણ એ સ્ત્રીને મારા રાજનગરમાં લઈ જવાથી મારુ સર્વ મંડલમાં હાસ્ય થશે, મારી મૂર્ખતા સ્પષ્ટ જણાશે, અને જન્મપર્યન્ત ક્લેશને ભોગવવો પડશે. પણ અરે! જે સ્ત્રીને દાસીના સ્થાનમાં પણ રાખવી ઘટે નહિ તેને અન્તઃપુરમાં કેમ જ રખાય! પ્રાણ જતાં પણ વિવાહ તો ન જ કરવો.

હસ્તગત થતો નથી. આપ કે જે સર્વનાં અંતરમાં નિવાસ કરનારા તથા સર્વના સર્વ વ્યવહારના પ્રકાશક છો તે કાં તો આ અંતરથી ઉઠતી ઇચ્છાઓને નિવૃત્ત કરો, કાં તો સફલ થનાર ઇચ્છાઓનો જ ઉદય કરો. પણ વિનાકારણ ત્રાસ આપનારી તથા અન્તમાં ફલને ન આપનારી એવી જે ઇચ્છાઓ હોય તેને તો કારણમાં જ દગ્ધબીજની પેઠે બાળી નાંખો. આપ પ્રભુ સર્વશક્તિમાન્ છતાં પણ જ્યારે અમને રંક જીવોને દુઃખમુક્ત ન કરો તો અન્ય અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવો શું દુઃખમુક્ત કરનાર છે ? હે સર્વ પ્રપંચથી પર પરમાત્મન્ ! આપ પોતે જેમ નિર્લેપ છો તેમ અમને પણ નિર્લેપ કરો. જે કારણોથી અથવા કાર્યકારણભાવરહિત સ્વસત્તાથી આપ આ વિશ્વઉપાધિવાળા છતાં અસંગ છો તે કારણ કે તે સત્તાનો અમારામાં પ્રાદુર્ભાવ કરો કે જેથી અમે પણ આ વિવિધ ઉપાધિના સમ્બન્ધવાળા છતાં પણ આપની પેઠે અસંગ રહી સુખરૂપ રહીએ. હે સુખોદધિ ! આપ કે જે સુખના અપાર સમુદ્રરૂપ છો તેમાંથી આ દુઃખરૂપ વિશ્વકણિકા ક્યાંથી અને કયા નિમિત્ત કે ઉપાદાનકારણથી પ્રકટતી પ્રતીત થાય છે એ સમજી શકાતું નથી. આ દુઃખ કે જે કોઈને પણ પ્રિય ગણાતું નથી, તે સર્વની પાછળ કયા કારણથી આવી લાગ્યું છે અને તેનો કયા ઉપાયથી નિઃશેષ અન્ત આવે એ, મારા સરખા વિષયાસક્ત મનુષ્યને તો વિચાર કરતાં પણ લક્ષમાં આવતું નથી. આ સંસારરૂપ વૃક્ષ જેનાં મૂલનો કે શાખાનો અન્ત ભાસતો નથી, તેનો કયા વજ્રરૂપ કુઠારવડે કોણે ક્યારે નાશ કરવો તે સમજાતું નથી; તેમ જ આ મારૂં પ્રાપ્ત બન્ધન પણ હવે ક્યારે અને કેવે પ્રકારે છેદાશે એ પણ મારાથી કળી શકાતું નથી. આપ જ મને આ બન્ધનથી મુક્ત કરવાને સમર્થ છો. હું કે જે હજી વિવિધ આશાનો ભરેલો છું તે આ કારાગૃહમાં શાન્તિથી રહી શકવા સમર્થ નથી. હે દીનવત્સલ! હું ક્ષત્રિયજાતિમાં ઉત્પન્ન થયો છું તે કોઈના સમીપ પણ દીનત્વ દેખાડવા યોગ્ય નથી, તથાપિ આપ કે જેમના સમીપ પ્રાણિમાત્રે દીનત્વ દાખવ્યા વિના છૂટકો નથી તેમના સમીપ દીનત્વ દેખાડવામાં હું ભય સમજતો નથી. આ જનસમૂહમાં વિવેકી પુરુષોનો એવો નિયમ છે કે જેનાથી આપણા દુઃખનો અન્ત આવે એમ હોય તેના સન્મુખ જ દીન મુખ કરી દુઃખને પ્રકટ કરવું, ઇતર સન્મુખ કરવું નહિ, એ નિયમનું પણ મારાથી ઉલ્લંઘન થયું હોય એમ હું ધારતો નથી. કારણ કે આપ જ સર્વ દુઃખના સંહારક છો. હે વિશ્વવ્યવસ્થાપક ! આપ જ સમગ્ર પ્રાણિપદાર્થની તથા તેમની પ્રવૃત્તિનિવૃત્તિના નિયમમાત્રની વ્યવસ્થા કરનાર છો;

જેથી આપવિના હવે મને યોગ્ય પ્રવૃત્તિમાં જોડાવાની અન્ય કોણ વ્ય-વસ્થા કરી શકનાર છે કે તેના પ્રતિ હુ મારા ઉદ્ગાર કાઢી હૃદય શાન્ત કરૂ ? હે કર્મફલપ્રદાતા ! આપ જ વિહિતઅવિહિત સમગ્ર કર્મના ફલને યથાકાલે યથાનિયમે પ્રવૃત્ત થવા પ્રવર્તાવનાર છો તો આ મારાં કર્મફલ-રૂપ પ્રાપ્તબન્ધનને ત્રોડનાર કોઈ મારા અન્ય કર્મને આપ જ પ્રેરો કે તેથી હુ સત્વર મુક્ત થાઉં, અને કદાચિત્ તેવુ કોઈ કર્મ તત્કાલ વિદ્ય-માન ન હોય તો આ આપના અભિમુખ થયેલી આ ક્ષણની વૃત્તિના સદ્વ્યાપારના ફલને પ્રવર્તાવીને મને મુક્ત કરો. આતુર આશાવાનને શક્યાશક્યનુ ભાન હોતુ નથી, તેથી ગમે તેવી યાચનાથી પણ તે દોષ-વાન્ ગણાતો નથી. તેમ છતા પણ આપ તો સર્વ કરવા સમર્થ છો, જેથી આપના પ્રતિ આ પ્રકારની આશા બાધવી એ અનુચિત નથી જ. આ સસાર એક પક્ષથી જોતા અન્ધના મેળાજેવો છે. જેમ અન્ધ પ્રાણી બીજા અન્ધ પ્રાણીને પોતાનો દોરનાર ગણીને ચાલે અને તે અન્ય અન્ધ પણ ખલતાથી પોતે દેખતો તથા પ્રથમ અન્ધનો દોરનાર છે એમ જાણીને પોતે તે અન્ય અન્ધને દોરીને અન્તે પોતે તથા તે બને ખાડામા પડે છે, તેમ આ જગત્મા સર્વ સ્થળે હોય એમ ભાસે છે. ઘણા જીવો મારી આશા રાખે છે કે એ મારા દુ:ખને ટાળશે, અને હુ બીજાની રાખુ છુ. રકથી તે રાજાપર્યન્ત સર્વ એકબીજાની આશામા ને આશામા દિવસો કાઢતા જણાય છે. આ સર્વ પ્રાણિઓ પોતાથી કોઈ શ્રેષ્ઠ છે એમ માને છે, અને તે શ્રેષ્ઠ પદની આશા રાખે છે, જેથી આશાના પાશમાથી પ્રાણિઓને છૂટવુ કઠિન છે. આશા બાધવા છતાં પણ પેલા અન્ધથી પેઠે અન્તે આશારહિત જ થવાનો સમય આવે છે. આમ છે માટે હે વિશ્વેશ્વર ! આપ જ એક વસ્તુત સર્વની આશાનુ સ્થાન છો. આપ સર્વજ્ઞવિના સર્વની આશા કોણ પૂર્ણ કરવા સમર્થ છે ? કોઈ જ નહિ. અમે જીવો આ દીનત્વથી છૂટીએ એવો માર્ગ આપ વિના અમને કોણ કાઢી આપે ? આ અમને દીનત્વ શાથી પ્રાપ્ત થાય છે એનો જ્યારે હું વિચાર કરૂં છુ ત્યારે સ્પષ્ટ જણાય છે કે આ વિષયસુખની લાલસા એ જ દીનત્વ તથા દુ:ખની આપનારી છે. વિષય-સુખથી અતિરિક્ત પુરુષોને દીનતા તથા દુ:ખ કદી સ્પર્શ પણ કરી શકે એમ નથી. હે દીનવત્સલ ! આપ મારી દીનતા તથા દુ:ખને દૂર કરીને મને મુક્ત કરો. આપના સ્વરૂપને યથાવત્ ન જાણનાર હુ આ મોહ-જાલમાં સપડાયો છુ. આપને વસ્તુત અનુભવનાર આ પ્રપચને અનુ-ભવતા નથી, એવાં સિદ્ધ વચનો સાભળવામાં છે, પણ તેની યથાર્થતા

યથી મરણનો આદર કરીને ઇષ્ટનું સ્મરણ કરતો માર્ગ કાપવા લાગ્યો. આગલ ચાલતાં દૃષ્ટિએ ન પડું એવી વૃક્ષની ઘટામાં પ્રવેશી ગયો. તેમની મારી પરસ્પરની દૃષ્ટિ પરસ્પરઉપર પડવાનો અસંભવ જાણીને પછી તો હું મૃગની પેઠે ફાળ ભરતો નાસવા લાગ્યો. આશરે એક પ્રહર દોડ્યા પછી પાછળ જોતાં ભયનું ચિહ્ન જણાયું નહિ ત્યારે મને લગાર શાન્તિ પ્રતીત થઈ, તથા એમ સમજાયું કે હવે તે લોકો મારી પાછળ ભાગ્યે જ આવશે. આમ છતાં પણ ભયના અનુભવવાળો હું ભૂલમાં ન રહેતાં આગળ વેગથી પળવા માંડ્યો. રાત્રિના સન્ધિપર્યન્ત પળ્યો. પછી એક સારા મોટા નિષ્કંટક વૃક્ષઉપર ચઢીને વિશ્રામ લેતો બેઠો; અને ઇશ્વરસ્મરણ કરવા લાગ્યો. સ્મરણ કરતાં ચિત્ત ચલાયમાન થઈ વિચાર ચાલવા લાગ્યા:

'અહોહો! આ સંસારખેલ આશ્ચર્ય પમાડે એવો છે! ઈશ્વરની કલા અપાર તથા ન કળી શકાય એવી છે. એકને બન્ધનથી છોડવે છે, અને એકને બન્ધનમાં નાંખે છે. એકને લગ્નમાં જોડે છે અને એકનો ગૃહસ્થાશ્રમ તોડે છે. એકને જન્મ આપે છે અને એકને મરણ આપે છે. એકને મરણની શય્યાથી ઉગારી લે છે અને એકને મરણની શય્યામાં સુવાડે છે. એકને રોગ આપે છે અને એકનો રોગ હરી તેને નીરોગ કરે છે. એકનો વિવાહ તોડે છે અને એકનો વિવાહ કરે છે. એકને ધનવાન્ કરે છે અને એકને નિર્ધન કરે છે. એકને પુત્રવાન્ કરે છે અને એકને અપુત્રવાન્ કરે છે. એકને રાગી કરે છે અને એકને વિરાગી કે ત્યાગી કરે છે. એકને અરણ્યસેવન કરાવે છે અને એકને મહાલયમાં સ્થાપે છે. આહાહા! તારી કલા અવર્ણનીય છે. આ પ્રકારની વિચિત્ર સ્વાભાવવાળી કલાને ધારણ કરી રાખવાથી હે વિશ્વપિતા! તમને શો લાભ અને શી હાનિ છે એ જાણ્યું જતું નથી. હું મન્દમતિ મને પોતાને પડતાં સંકટોના ત્રાસથી ત્રાસીને કહું છું કે હે જગદાધાર! આપ આ વિશ્વમાં સર્વ પ્રાણિને મનવાંછિત ફલ આપીને તૃપ્ત રાખો તો આપને શી હાનિ છે? હે સર્વેશ્વર! આપના ભંડારમાં કયા પદાર્થનો તોટો છે કે આ પ્રકારે કરકસરથી દિવસ કાઢો છો? જેમ કોઈ કૃપણ ધનવાન્ પિતા, પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાને શક્તિમાન્ છતાં પણ ઈપ્સિત પદાર્થ ન આણી આપીને તેમનાં મન દુ:ખવે છે, તેમ આપ પણ આપની આ પ્રજાને અસંતોષમાં રાખો છો. હે સર્વજ્ઞ! જેમ તે કૃપણ પિતા આ લોકમાં નિન્દાને પાત્ર ઠરે છે, તેમ મારા સરખા મન્દમતિ આપ નિર્દોષને પણ આવા નિમિત્તથી નિન્દાપાત્ર ઠેરવે છે ને સદોષ ગણે છે. આ પ્રમાણે સદોષ ગણાવાથી આપ સમર્થને હાનિ નથી, તથાપિ તેમ કરવાથી લાભ પણ દૃષ્ટિએ આવતો નથી;

માટે હે દયાના સમુદ્ર દીનનાથ! હવે તો આપ ઉદારવૃત્તિથી સર્વને ઇચ્છેલું આપો. હે ત્રાતા! આમ છતાં પણ આપ કે જે કોઇનું અહિત કરતા નથી તે શા હેતુથી આ પ્રકારની પ્રવૃત્તિ સહન કરો છો એ સમ્બન્ધમા જ્યારે હુ વિચાર કરૂ છુ ત્યારે મને એ જ જણાય છે કે આપની કલા-વડે જે થતું હશે તે યોગ્ય જ થતુ હશે હુ આપને યોગ્યાયોગ્ય પ્રવૃત્તિ શિખવવા સમર્થ નથી.'

હે સાધો! આ આદિ અનેક તર્કવિતર્કને કરતાં એ ક્ષણે ભય, ક્ષણે હર્ષ, ક્ષણે શોક' એમ વિવિધ વિકારનો અનુભવ કરતા રાત્રિ વ્યતીત કરી પ્રાતકાલના સન્ધિએ પ્રથમ ઇષ્ટસ્મરણ કરી પેલા પાત્રમાથી અન્નજલ મેળવી લેઈ પરવારીને પછી વૃક્ષથી ઉતરીને ત્વરાથી ચાલવા માડ્યુ. જેમ જેમ આગળ ચાલવા લાગ્યો તેમ તેમ મનમા નિર્ભયપણુ જણાવા લાગ્યુ. આસપાસ જોતા પૃથ્વી પણ રમણીય જણાવા લાગી ચિત્તની પ્રસન્નતા રહે એવા પક્ષિઓના મધુર સ્વર કર્ણને સ્પર્શ કરતા જણાવા લાગ્યા જ્યારે એકસરખા વેગથી આશરે ત્રણ પ્રહર હુ ચાલ્યો ત્યારે મને મનુષ્યોને તથા વાહનોને નિરન્તર વહેવાનો રાજમાર્ગ જણાવા લાગ્યો તે માર્ગે ચઢતાં મનુષ્યોની આવજા થતી જણાઇ. કૂવા, વાવ, તથા વિમાના દૃષ્ટિએ પડવા લાગ્યા. ઘણે દિવસે મને સરલ મનુષ્યના દર્શન થવાથી તથા ગ્રામ જોવાના સન્નિકટ ભાન થવાથી મારા મનમા ઘણી પ્રસન્નતા જણાઈ હુ મનુષ્યોને જોઈને તેમાના કોઈ વિવેકીને દિવસ, માસ તથા સવત્સર પૂછવા લાગ્યો, અને આ ગુહામા મેં કેટલા દિવસ કાઢ્યા તેનો બરાબર હિસાબ કરવા લાગ્યો એમ કરતા ચાલતાં સન્ધ્યાકાલના સમયે એક ગ્રામ-સમીપ આવી પહોચ્યો. પ્રસન્નતાથી એક પાંથશાલામાં મુકામ કરી નિવૃત્તિએ નિદ્રા લેવાને એક એકાન્ત સ્થલમાં સુતો ભયની નિવૃત્તિથી તથા શ્રમથી તેમ જ ઘણા દિવસથી યોગ્ય પ્રકારે ન લેવાયેલી હોવાથી સુન્દર શાન્ત નિદ્રા આવી રાત્રિ ક્યાં નિકળી ગઈ તે જણાયુ પણ નહિ અને ઉઠતા પ્રાતકાલ દૃષ્ટિએ પડ્યો

નિત્ય પ્રાતકાલમા કરવાયોગ્ય ઇષ્ટસ્મરણાદિ કાર્ય કરીને પછી ત્યાથી આગળ ચાલવા નિકળ્યો રાત્ર પડે ત્યા વાસ કરૂ અને દિવસે ચાલુ. એમ કરતાં માર્ગમા ઘણા દિવસ વ્યતીત થયા સ્થલે સ્થલે સ્ત્રિયોના તથા પુરુષોના પ્રતિ લક્ષ કરતો મારી ધારણા પાર પાડવાની આશામા ને આશામાં હુ ભ્રમણ કરતો ચાલ્યો. મારી સઘળી ક્રિયાઓ આ ક્ષણપર્યન્ત ઇષ્ટ ફલને આપનારી ન નિવડી એ જાણીને મને ઘણો ખેદ મનમા પ્રતીત થતો પણ નાના પ્રકારના વિચારને કરીને હુ મનને પુનઃ પુન સમાધાનમા સ્થાપતો. મારી અજ્ઞાનતાને હુ સમજીને મને પોતાને ઘણીવાર ધિક્કારતો.

"આ સંસારમાં અનેક મોહક પદાર્થના અસ્તિત્વથી જ જીવની મોહમાં પ્રવૃત્તિ થાય છે, અને તેથી જ આ સર્વ જીવો દુઃખને પ્રાપ્ત થતા પ્રતીત થાય છે," એવા વિચારથી પ્રસંગે પ્રસંગે હું આ સમગ્ર મોહક પ્રાણિપદાર્થનો તિરસ્કાર કરતો તથા મનને સદા નિર્મોહ રાખવા યત્ન કરતો. પરન્તુ આ મન કે જે મોહમાં જ ગર્ક થઈ રહ્યું હતું તે નાના પ્રકારના તર્કવિતર્ક કરીને પાછું મોહક પદાર્થમાં જ સુખતું ભાન કરતું હતું. જ્યારે જ્યારે હું આ શરીરપ્રતિ લક્ષ કરતો ત્યારે ત્યારે મને અધિક ક્લેશનું ભાન થતું. હું વિચાર કરતો કે "અરેરે! આ શરીરની સ્થિતિપર્યન્ત જ આ સર્વ ભોગનો ઉપયોગ છે. આ શરીર પ્રત્યેક ક્ષણે ક્ષીણતાને પ્રાપ્ત થતું જાય છે. આયુષ્ પોતાની મેળે પોતાના ક્ષયના ક્રમમાં વહ્યા જ કરે છે, તેને હું અલ્પજ્ઞ જાણતો નથી. આમ છતાં પણ જાણે ચિરકાલ આ શરીર રહેશે અને હું ભોગ મેળવીને સદા ભોગવીશ એવું ભાન વૃથા કરું છું. પાણીના પરપોટાજેવું અને કરમાઈ જવાના ક્રમઉપર જતા ખીલેલાં ફુલજેવું આ શરીર કાંઈ ભોગની વાટ જોતું પોતાના ક્ષયને અટકાવી શકનાર નથી. તેમ જ રોગના ઘરરૂપ આ શરીર ભોગની પ્રાપ્તિના સમયે રોગરહિત રહી ભોગ ભોગવવા અવશ્ય સમર્થ થશે એવો પણ નિશ્ચય કરી શકાતો નથી. વળી સંસારમાં ઘણે સ્થલે અનુભવાય છે કે ભોગપ્રાપ્ત ઘણા રોગી હોય છે અને ભોગરહિત દરિદ્રી ઘણા નીરોગીસરખા હોય છે. આમ છતાં પણ ભોગી થવાની ઇચ્છા મારાથી તજાતી નથી. આ મારી પ્રથમાવસ્થા છે; એમાં ધાર્યા અર્થ સિદ્ધ કરવાના પ્રયત્નને આરંભવા ઉચિત છે. તે ન કરતાં હું રાત્રદિવસ એક તુચ્છ વિષયની આશામાં ને આશામાં ભમું છું, એ અત્યન્ત ખોટું છે. આ પ્રકારે જાણતાં છતાં પણ હું અત્રથી પાછો ફરવાનો નિશ્ચય કરતો નથી. અહો! આ મારી મતિ કેવી જડ થઈ ગઈ!" આ આદિ અનેક પ્રકારના વિચારને કરતો હું દિઙ્મૂઢસરખો કોઈ કોઈ સ્થલે ઉભો રહેતો. શરીરને શક્તિહીન થયેલું અનુભવી વળી કોઈ સ્થલે બેસતો. એટલામાં વળી મારા ઉત્સાહરહિત થયેલા અન્તઃકરણમાં અચાનક વેગ પ્રાપ્ત થતો, અને હું આ પ્રકારના વિચારમાં પ્રવેશ કરતો: "અરેરે! આ મારા દુર્બલ અન્તઃકરણને ધિક્કાર હજો. આ શરીરની આસક્તિ તથા ભોગમાં પ્રીતિનો હું તિરસ્કાર કરું છું, પણ મનથી તેનો ખરો તિરસ્કાર ઉપજ્યો નથી. મારી આ અવસ્થા પણ વિરાગને અનુકૂલ નથી. મારી આ કાયરતા કંઈ વિરાગનું સ્વરૂપ નથી. હું ક્ષત્રિયપુરુષ છતાં ધૈર્યબલનો નાશ કરનાર આ વિચારોને વશ થાઉં છું એ અત્યન્ત અનુચિત છે. આ જગત્‌માં એવો કયો પદાર્થ છે કે જે આદર

પણ છતા તથા વર્ણાશ્રમયુક્ત રહ્યા છતાં સ્વધર્મનો ત્યાગ કરી યથેચ્છ વર્તવુ એ દોષરૂપ હોવાથી સદા અનુચિત ગણાયુ છે.

આ વર્ણાશ્રમમા વર્તતી સઘળી જાતિની પ્રજા જો પોતપોતાના ધર્મનુ પાલન યથાવત કરે તો તે સર્વને કઠિન થઈ પડે એમ છે. તે દૃષ્ટિએ જોતા આપણા ક્ષત્રિયના ધર્મનું યથાવત્ પાલન થવુ એ અધિક કઠિનસરખું છે; અને ક્ષત્રિયમા જે પુરુષ રાજ્યના ભારને વહન કરવાથી પ્રજાપતિ કે નરેશ ગણાય છે તે નરવર મનાતા રાજાએ યોગ્ય પ્રકારે સ્વધર્માનુષ્ઠાન કરવુ એ તો અત્યન્ત કઠિન છે. કારણ કે અન્ય વર્ણાશ્રમીને તો પોતાના કે કુલના કે સમ્બન્ધમા આવતા મનુષ્યના સમ્બન્ધમાં ધર્મવર્તન કરવા સાવધાન રહેવુ પડે છે, પણ રાજાએ તો પોતાની વિવિધ વર્ણાશ્રમવાળી સઘળી પ્રજાના તથા તે સર્વપ્રતિના પોતાના ધર્મનુ પાલન કરવુ પડે છે

જે રાજા પોતાની પ્રજાની પીડાને પોતાની મેળે વિચાર કરીને જાણતો નથી, પ્રજા જણાવવાને આતુર હોય તોપણ તેને પ્રીતિવડે સાંભળતો નથી, પોતાના વર્તનથી પ્રજાને સદા અસંતોષમા રાખે છે, પ્રજામા પડતા દુર્ભિક્ષને સમજવા છતા પણ જે પ્રજાને સત્તાબલથી દીન કરીને તેમના પાસેથી ધનાદિનુ ગ્રહણ કરે છે, પ્રજાના હિતમાં પ્રાણ આપવાપર્યન્તની ઉદારતા ન રાખનાર છતાં તે પ્રજાના ધનાદિ પદાર્થને અનેક નિમિત્તથી હરીને તે ધનવડે સ્વાર્થમગ્ન થયો યથેચ્છાચરણ કરે છે અને હિતવચન કહેનારને શત્રુતુલ્ય સમજે છે, અને અધર્માચરણ કરવા છતાં પોતાનેજ પંડિત કે સર્વવિત માને છે, એવા રાજા તે રાજા નથી પણ પ્રજારૂપ પ્રાણિનું દમન કરનાર વ્યાઘ્રરૂપ છે. એવા રાજા અધોગતિનેજ પ્રાપ્ત થાય છે એમાં સન્દેહ નથી.

હે પુત્ર! જે રાજકુલમા આવા પ્રકારનો સ્વધર્મના ભાનવિનાનો પુરુષ રાજ્યાધિકારને પામે છે તે કુલની કીર્તિનો તથા રાજ્યસત્તાનો તે પુરુષ પોતાના કુટુમ્બસહિત નાશ કરે છે.

આ મનુષ્યોમા રાજાપ્રજાનો ભેદ એ માટે જ છે કે પરસ્પરના ભયથી ઉભય પોતપોતાના ધર્મનું રુડે પ્રકારે પાલન કરે તથા તે દ્વારા સુખાનુભવ કરતા નિર્ભય રહે. પણ મન્દમતિ સ્વાર્થી રાજાઓ તો ઉલટા પ્રજાને નિરન્તર ભય આપનાર થઈ પડે છે તથા પોતે પણ ભયમા રહે છે, અને પોતે અધર્મમાં પ્રવેશી અન્ય પ્રજાને અધર્માચરણી કરે છે. ખરુ જોતા તો કોઈ પણ રાજાએ હું સ્વતંત્ર રાજા છું એમ માનવાનુ નથી, પરન્તુ સર્વ રાજાને, પ્રજા રાજા કરે છે એમ જાણવું ઘટે છે. પ્રજાવિના રાજ્યપદ હોતુ નથી માટે રાજામાત્રે પ્રજાને રાજ્યનો આધાર જાણવો

જોઈએ. જો પ્રજારૂપ આધારનો ભંગ થાય તો રાજ્યપદરૂપ આધેયની સ્થિતિ હોતી નથી. તેથી રાજાએ નિરન્તર પ્રજાના સુખની અભિવૃદ્ધિ કરવા યત્ન રાખવો, અને પ્રજાએ રાજાના સત્તાબલની અભિવૃદ્ધિના ઉપાયને સાધવાસધાવવામાં યત્ન રાખવો એ પરસ્પરનો ધર્મ છે. પ્રજાના ધનાદિ પદાર્થનું હરણ કરવાને યુક્તિ રચનાર તથા પોતાના સુખની જ ચિન્તા રાખનાર રાજા રાજા નથી પણ દુઃખી પ્રજાના રુધિરનું શોષણ કરનાર નીચ શત્રુ છે, એમ મનાયું છે. માટે હે પુત્ર ! નિરન્તર પ્રજાના સુખસમ્બન્ધી વિચાર કરીને પ્રજાની સેવામાં તત્પર રહેવા સાવધાન થાઓ. કારણ કે આપણે પ્રજાની સંપત્તિવડે સંપત્તિવાન્ થઈ બેઠા છીએ.

હે શાન્તચિત્તવાળા ! મારા સરખા વૃદ્ધ પુરુષોએ કેવલ વિષયલાલસાથી વિકલ થતી વૃત્તિઓને શાન્ત રાખી પડી રહેવું એમ નથી, પણ વધારામાં આ વૃત્તિઓના નિરોધપૂર્વક મનસહિત મતિને ઇશ્વિરસ્વરૂપમાં સ્થાપીને સ્વરૂપસુખાનુભવ કરવો ઉચિત છે. અને હે પુત્ર ! તમારા સરખા યોગ્ય રાજ્ય કરનાર પુરુષોએ કેવલ ચોર આદિ દુષ્ટ જનોનો નિગ્રહ કરવો એ જ કર્તવ્ય માની બેસવાનું નથી, પણ વધારામાં આ દુષ્ટાચારમાં પ્રવૃત્ત થતી ઇન્દ્રિયોનો તથા દુષ્ટ મનનો નિગ્રહ કરવો ઘટિત છે.

હે ભાઈ ! ઘણા બુદ્ધિમન્ત મનુષ્યો આ વૃષ્ટિ, શીત તથા ઉષ્ણતાને અને ભારે પદાર્થોના વહનને જ સહન કરવાં એને જ તિતિક્ષા માને છે; પણ મારા વિચારથી તો એની સાથે આ અનેક પ્રકારનાં પ્રારબ્ધવશાત્ આવી પડતાં દુઃખોને પણ અવિકલપણે સહન કરવાં એ ખરી તિતિક્ષા છે. આ સંસારમાં વિવિધ વ્યવહાર સાધવામાં પરાક્રમ કરનાર પુરુષો પોતાને શૂરવીરસમ માનતા હોય તો તે ભૂલભરેલું છે, કારણ કે વ્યવહારમાં ઉત્તમ પરાક્રમ કરવા છતાં અન્તઃકરણમાંથી સ્ફુરતી વિવિધ વિષયવાસનાને રોકવાનું સામર્થ્ય હોતું નથી તો તે અધમતાને પામે છે. માટે હે પુત્ર ! તમારે તો આ વ્યવહારમાં ઉત્તમ પ્રકારનું પરાક્રમ કરતાં છતાં એ વાસનાને રોકીને તેનો અન્તમાં ક્ષય કરવારૂપ શૂરપણું સાધવું.

હે ભાઈ ! આપત્કાલે ઉદ્વેગ ન ધરવો એ પ્રકારનું ધૈર્ય તો ઉત્તમ જ છે, પરન્તુ સર્વોત્તમ ધૈર્ય તો તેજ છે કે ઉપસ્થરસના આદિ વિષયમાં લુબ્ધ રાખનાર ઇન્દ્રિયોના પ્રબલ વેગને રોકવા.

આ લોકમાં જેમ ધનવન્ત પુરુષો ધનાદિ પદાર્થનું દાન કરે છે તેમ રાજાએ ભૂમિકનકાદિકનું દાન કરવું ઉચિત છે. પણ વિશેષમાં પ્રાણિઓપ્રતિ વપરાતી નિર્દયતાને ત્યજવારૂપ અર્થાત્ પ્રજાનો દ્રોહ ન કરવારૂપ દાન આપવું.

ગૃહસ્થ પુરુષોએ શરીરને શોષણ કરી કષ્ટ આપનાર વ્રતાદિકના સેવનરૂપ તપને જ કરીને કૃતાર્થતા માનવાની નથી, પરન્તુ અન્યાયથી

પ્રાપ્ત કરાતા ભોગોની ઉપેક્ષા કરવી તથા ક્રમે કરીને ઉત્તર વયના અન્ત્યિમા ભોગવાસના શમી જાય એવા ક્રમથી વિહિત ભોગની ઉપેક્ષા કરવાનો પણ અભ્યાસ રાખવો, અને એ અભ્યાસની સિદ્ધિએ જ તપની સમાપ્તિ તથા કૃતાર્થતા સમજવી.

યથાર્થ ભાષણ કરવુ અર્થાત્ સત્ય બોલવુ એટલુ જ માત્ર પુરુષનુ કર્તવ્ય નથી, પણ અનેક પ્રકારના યથાર્થ વ્યવહાર વર્ણાશ્રમધર્મથી પ્રાપ્ત હોય તે કરવા છતા પુન-પુન- સદ્વસ્તુરૂપ બ્રહ્મતત્ત્વનો એકાંતમા બેસી વિચાર કરવો.

હે પુત્ર! આ મનુષ્યોમા ઉત્તમ ગણાવાની લાલસાથી ઘણા સત્કારી જીવો અતિ કષ્ટવડે વિવિધ શાસ્ત્રોનુ અધ્યયન કરે છે. પરન્તુ જો તેમને પ્રતીત થયેલો આ જીવબ્રહ્મનો ભેદ અન્તપર્યન્ત વિદ્યમાન રહે છે તો તેમનું તે અધ્યયન વ્યર્થ થાય છે, માટે પ્રાપ્તવિવેક પુરુષોએ તો શાસ્ત્રદ્વારા, યુક્તિદ્વારા કે અનુભવવડે આ અનેક દુ-ખની પ્રતીતિ કરાવનાર ભેદભાવનાનો બાધ કરવો એ જ ખરુ અધ્યયન સમજવું માત્ર લોકમા પ્રતિષ્ઠા મેળવવા કે ઉદર ભરવા અધ્યયન કરવુ એ તો વ્યર્થ શ્રમમાત્ર જ છે

આ જગત્‌માં ઘણા મન્દમતિ મનુષ્યો ગુપ્તપણે પાપાચરણ કરીને ઉપરથી તે તે પાપાચરણથી લજ્જાને પામતા હોય એમ પ્રતીતિ કરાવે છે, પણ એ પ્રકારનું એમનું ધર્માત્માપણું ઉપયોગનું નથી. અન્ત કરણથી જ લજ્જા પામીને જે દુષ્કર્મનો ત્યાગ છે તે ત્યાગ જ ખરુ ધર્માત્માપણુ છે.

હે સુપુત્ર! આ રાજ્યલક્ષ્મીવડે જ પ્રાપ્ત કરેલા ઉત્તમોત્તમ અલંકાર તથા વસ્ત્રોવડે જ શરીરને શોભાવી શોભવાની આશા રાખવી ઠીક નથી, પણ અન્તર્‌મા ઉપજતી નિન્દ્ય આશાતૃષ્ણાના ત્યાગના ધારણથી જગત્‌માં શોભવું એ જ સ્તુત્ય છે.

ઘણા મનુષ્યો પોતાને જ્વરાદિ રોગ પ્રાપ્ત થવાથી દુ ખી સમજે છે પરન્તુ ખરુ દુ-ખ એ નથી. ખરેખરુ દુ ખ તો અનેક દુઃખના કારણરૂપ વિષયસુખની ઇચ્છા જે રાત્રદિવસ અન્ત કરણમા સ્ફુરયા જ કરે છે તે જ છે. માટે હે ભાઈ! સુખની ઇચ્છાવાળાએ વિષયનિમિત્ત ઉઠતી ઇચ્છાઓનો ક્રમથી જય કરવો. પ્રાપ્તસુખ પર્વપુરુષોએ સ્થાપેલો આ અચલ સિદ્ધાન્ત છે એમ જાણવુ.

આ લોકમા જેમ વિદ્યાપ્રતિપાદક ગ્રન્થોનુ અધ્યયન ન કરનાર મૂર્ખ ગણાય છે તેમ તત્ત્વદર્શી પુરુષોના નિયમથી જે પુરુષ આ દેહાદિકમાંથી અહમમત્વને નિવૃત્ત કરતા નથી તે મહામૂર્ખ ગણાય છે.

આ સમારમા જેમ પથિક પુરુષો સ્થલે સ્થલે જલાશય તથા પાથશાલાદિ વિશ્રામસ્થાનવાળો અને કંટકાદિથી રહિત વસતિવાળો માર્ગ

પંથ કરવામાં સારો ગણે છે, તેમ મોક્ષમાર્ગમાં વિચરવાને સજ્જ થયેલા મારા સરખાને પરમાત્માનું સ્મરણ, ચિન્તન, કથન કે શ્રવણ કરવામાં વિશેષ અનુકૂલ એવો અને જેવડે અન્તમાં પરમાત્મામાં અભેદ થઈ રહેવાય એવો જે નિવૃત્તિનો માર્ગ એ જ સુમાર્ગ છે. અને જેવી રીતે તે પથિક પુરુષો ચોરવ્યાઘ્રાદિના સંચારવાળા માર્ગને ભયંકર ગણી ત્યજે છે તેમ હું સરખાએ પણ હવે ચિત્તમાં વિક્ષેપ ઉપજાવનાર અનેક વ્યવહારના પ્રવેશવાળા પ્રપંચને ભયંકર માર્ગ ગણી ત્યજવો યોગ્ય છે.

હે ભાઈ! હવે મને દૃઢ થયું છે કે આ દિવ્યસરખાં ભવનો જ મારા નિવાસરૂપ નથી પણ આ શરીર જ મારે રહેવાનું ગૃહ છે.

અનેક વિચારથી મને સ્પષ્ટ થયું છે કે જેમને જેમને અસહ્ય દુઃખ ભોગવવાનાં સ્થાનરૂપ ગવાયલાં નરકથી બચવાની સંપૂર્ણ ઇચ્છા હોય તેમણે આ અનેક દુઃખની ખાણરૂપ અનેક શરીરોને પ્રાપ્ત કરાવનાર આવરણ-શક્તિના કારણરૂપ તામસ અહંકારથી યત્નવડે સદા ઉગરવું જોઈએ. આ સુવર્ણાદિ પદાર્થની પ્રાપ્તિવડે પોતાને લક્ષ્મીવાન્ સમજનારા મન્દ-મતિ મનુષ્યો દુઃખથી મૂકાતા નથી પણ શુદ્ધસાત્ત્વિકદ્રવ્યની પ્રાપ્તિવાળા મહાત્મા પુરુષો જ ખરા શ્રીમન્ત હોવાથી દુઃખથી મુક્ત રહે છે. જેથી હું કે જેણે આ લક્ષ્મીના ભોક્તાપણાનું અભિમાન દુઃખદ ગણીને ત્યજવું ધાર્યું છે તેને તમે એવી અનુકૂલતા રચી આપો કે જેથી શુદ્ધસત્ત્વની પ્રાપ્તિવડે હું સાચો શ્રીમાન્ થઈને સદા દુઃખરહિત થાઉં.

હે પુત્ર! મને અનુભવ છે કે રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત છતાં પણ અજિ-તેન્દ્રિય પુરુષો દીન હોય છે અને અન્નવસ્ત્રની પણ યથાશ્રુતિ પ્રાપ્તિથી રહિત છતાં જિતેન્દ્રિય પુરુષો સદા દીનત્વથી રહિત રહે છે. જેથી આ જગત્માં જિતેન્દ્રિય પુરુષ જ સર્વ પ્રકારથી શ્રેષ્ઠ છે.

હું કે જેણે પ્રથમાવસ્થામાં ઇન્દ્રિયોનું લાલપાલન કર્યું છે અને મધ્યમાવસ્થામાં એ ઇન્દ્રિયોના નિગ્રહનિમિત્તે યોગ્ય ઉપાયો કર્યા છે તેને અનાથસરખી થયેલી એ ઇન્દ્રિયો હવે આ ઉત્તરાવસ્થામાં પોતાની પ્રબલ-તાથી સંતાપ આપશે એવું ભય તમે રાખશો નહિ.

હે ધીરવીર! આ જગત્માં જોવાનું તથા જાણવાનું સર્વ મેં જોયું જાણ્યું છે; માત્ર અનુભવવું શેષ રહ્યું છે એમ ગણું તો તે માત્ર એક એ જ છે કે તમને દુષ્ટ દુર્જન પ્રજાપીડક રાજ્યરિપુઓને ભયંકર ભય ઉપજાવી વશ વર્તાવતા જાણ્યા નથી. યદ્યપિ દીઠાસાંભળ્યા નથી તોપણ મને અન્તઃકરણમાં નિશ્ચય પ્રતીત થાય છે કે તમે જે ક્ષણે ધારશો તે ક્ષણે મારા ધારવાકરતાં પણ અધિક પરાક્રમ કરશો. તેથી એ પક્ષથી પણ મને હવે અસંતોષ રહેવા જેવું રહ્યું નથી.

હે સિદ્ધ પુરુષ ! આ આદિ અનેક પ્રકારના વચનો પિતાના મુખવડે શ્રવણ કરીને લજ્જાયુક્ત મુખથી નીચું જોતા મારા હૃદયને સમજી નિશ્વાસ નાખતાં ધૈર્યવડે પિતાપ્રતિ આ પ્રકારના વચનો મેં કહ્યા.

હે પિતા ! આ કાર્યે હું મને પોતાને ધિક્કાર સમજું છું કારણ કે ઉત્તમ પુત્રનો યથાર્થ ધર્મ હું સાચવી શક્યો નથી. પિતાના અન્તઃકરણમાં વૃત્તિનો ઉદય થતા જ અનુકૂલ કાર્ય સાધી આપનાર પુત્ર ઉત્તમ કહ્યો છે. પિતાએ આજ્ઞા કરવાવડે સાવધાન થઈ ઇચ્છાનુકૂલ કાર્ય કરી આપનાર પુત્ર મધ્યમ કહ્યો છે, અને પિતાએ આજ્ઞા કર્યા છતા પણ અનુકૂલ કાર્ય ન સાધી આપનાર પુત્ર અધમ કહ્યો છે. આ નિર્ણયથી હું ઉત્તમ પંક્તિમાં નથી તો પણ મધ્યમ પંક્તિમાં સ્થિર થવા સત્વર આપને અનુકૂલ વર્તન થાય એમ ઇચ્છું છું.

હે જન્મદાતા ! આ લોકમાં આ મોક્ષપદ સરીખા નિમિત્તકારણરૂપ આપ જ અમારે તો ઇશ્વરસમાન છો, જેથી આપની પ્રસન્નતા મેળવવી એ જ ઇશ્વર પ્રસન્નતા મેળવવાતુલ્ય છે. અમારા નિમિત્ત આપે આજ પર્યન્ત સહન કરેલા સંકટો એટલા છે અને કરેલા ઉપકારો પણ એટલા બધા છે કે તેનો પ્રત્યુપકારવડે ભારમુક્ત થવા યોગ્ય કોઈ પણ માર્ગ કે ઉપાય નથી. અને જો તે છે એમ માનીએ તો તે એક એ જ છે કે દરેક પ્રકારથી આપને અનુકૂલ વર્તી આપની પ્રસન્નતા પ્રાપ્ત કરવી.

હે દયાળુ પિતા ! ક્ષત્રિયકુલમાં જન્મ ધરીને જેણે પોતાના પરાક્રમથી પોતાના શત્રુઓના અન્તરૂ તમ ન રોપ્યા પણ શત્રુના પરાક્રમથી પોતાનાં અન્તરને તમ ગમ્યા તેના જન્મને ધિક્કાર છે, એ મારો દૃઢ નિશ્ચય છે. છતાં હું અસાવધ રહ્યો એ મારા મનની અધમતાને સૂચવે છે. મેં જન્મ ધરીને આજપર્યન્ત આપને સંતોષ આપનાર કોઈ પણ ઉત્તમ કાર્ય સાધ્યું નહિ એથી હું નિર્ભાગ્યનું પાત્ર છું. છતાં આપ કૃપા કરી મારા એ અપરાધની ક્ષમા કરજો.

આ સંસારમાં જે પુત્ર યોગ્ય વયને પ્રાપ્ત થયા છતાં પિતાના મસ્તકથી કુટુમ્બરક્ષણાદિના ભારને પોતાને મસ્તકે ઉપાડી લેતો નથી તે પુત્રને પોતાના પુત્રધર્મથી ભ્રષ્ટ રહેનાર જાણવો.

આ આદિ વચનોને વદીને અપરાધની ક્ષમા માગીને પિતાની પ્રસન્નતા મેળવીને તત્કાળ મેં રાજ્યવ્યવહારપ્રતિ મનને વાળ્યું. યોગ્ય સમયે પિતાની ઇચ્છાથી પોતે મને રાજ્યાભિષેક વિધિવડે કરી રાજ્યાધિકાર મારે સ્વાધીન કર્યો. અધિકાર પ્રાપ્ત થયા પછી મેં રાજ્યની સઘળી વ્યવસ્થા સાવધાનપણે ક્રમવડે જોઈ લીધી, અને પ્રધાનાદિને સાવધાન કર્યા. મે-

નાની પણ ઘટિત વ્યવસ્થા કરી. પશ્ચાત્ સેનાસહિત દિશાદિશાપ્રતિ મર્યાદા-પર્યન્ત પ્રજાને અભય આપવા પ્રયાણ આરંભ્યું. જે જે દિશાપ્રતિ પ્રયાણ થયું તે તે દિશામાં રહેલ શત્રુઓ પોતાપોતાના હસ્ત બાંધીને સન્મુખ આવી શરણ થવા લાગ્યા. ભયવડે થર થર કંપતા, પોતાના અપરાધની ક્ષમા માગતા દીનપણે ત્યાર પછી આજ્ઞા પાલન કરવાના સંકલ્પો વદવા લાગ્યા. શરણાગતને ન હણવાના નિયમથી મેં પણ તેમને ક્ષમા આપી તેમના અધિકારમાં જેમના તેમ સ્થાપ્યા.

હે મહાપુરુષ! આ પ્રકારે દિશાઓમાં ભ્રમણ કરીને પ્રથમ સર્વ ઉન્મત્ત થયેલા ખંડીઆ રાજાઓને પુનઃ દીનત્વને પ્રાપ્ત કર્યા. જેમ સૂર્યના ઉદયથી ઉલૂક ગુપ્ત થઈ પેસે છે તેમ મારા પરાક્રમને શ્રવણ કરીને તથા જોઈ જાણીને ચોર, ઠગ, લંપટ તથા ખલ પુરુષો સ્થલે સ્થલેથી પલાયન કરી સંતાઈ ભરાવા લાગ્યા. જેમ વર્ષાકાલમાં થતી વૃષ્ટિ ગ્રીષ્મ ઋતુની તપેલી પૃથ્વીને તથા અન્ય તપ્તપ્રાણિપદાર્થને સારી રીતે શાન્ત કરે છે તેમ આ સમયની મારી પ્રવૃત્તિથી પણ પીડિત રંક પ્રજાનાં તથા ધર્માત્મા સજ્જન પુરુષાદિનાં અન્તઃકરણમાં શાન્તતા પ્રસરી રહી હતી. સ્થલે સ્થલે સ્ત્રીપુરુષો-માં મારી સ્તુતિ થતી હતી તથા ઉતરતી ભૂમિમાં જતા જલના પ્રવાહ-ની પેઠે મારી સત્કીર્તિ જ્યાં ત્યાં પ્રસરતી હતી. જેમ સજ્જન પુરુષોને પ્રાપ્ત થયેલી સંપત્તિને જોઈને તથા તેમની સત્કીર્તિને શ્રવણ કરીને દુષ્ટ દુર્જનો અંતરમાં પ્રજળે છે, તેમ એ સમયમાં મારી પ્રાપ્ત સંપત્તિ તથા કીર્તિથી અનેક દુષ્ટ મનુષ્યો અંતરમાં વિનાકારણ પોતાના પ્રાપ્ત દુષ્ટ સ્વભાવથી પ્રજલતા હતા. અને જેમ કોઈ કાકપક્ષી સુમેરુનાં અચલસરખાં શૃંગને તોડી પાડવાની ઇચ્છા કરે, તેમ તે દુષ્ટ પ્રાણિઓ મારા વિજય-ધ્વજને તોડી પાડવાની ઇચ્છા કરતા હતા. જેમ કોઈ મન્દમતિ મનુષ્ય સૂર્યમંડલપ્રતિ રજ નાંખીને પ્રકાશસ્વરૂપ સૂર્યના પ્રકાશને પ્રતિબન્ધ કરવાની ઇચ્છા કરે તેમ ઘણા મન્દમતિ મનુષ્યો અનેક પ્રકારનાં મિથ્યાભાષણોથી મને કલંકવાળો ઠેરવી મારા સર્વત્ર પ્રસરેલા પરાક્રમરૂપ પ્રકાશને પ્રતિબન્ધ કરવા ઇચ્છતા હતા. આ આદિ અનેક પ્રકારથી અનેક દુર્જનો મારાં યશોબલને હણવાના ઉદ્યોગ કરતા હતા. પણ જેમ પ્રલયકાલના વાયુના વેગને આ ક્ષુદ્ર બલવાળા જીવો ક્યાંહિ પણ રોકવાને સમર્થ થતા નથી, તેમ મારા તે સમયના અભ્યુદયને ઝાંખ લગાડવા તે દુર્જનો સમર્થ થયા નહિ. જેમ અસંખ્ય પ્રાણિઓના સમુદાયમાંથી કાલભગવાન્ જેને જેને લેવાયોગ્ય જાણે છે તેને તેનેજ લેઈલે છે, તેમ મેં પણ તે મારી સમગ્ર પ્રજામાંથી જે જે દુષ્ટ મનુષ્યોને હણવાયોગ્ય જાણ્યા તેને તેને સ્થલે સ્થલેથી પકડી પકડીને

હણી નાખ્યા, અને તેમ થવાથી દુષ્ટ જનોમાં મોટો ત્રાસ વર્ત્યો. અનેક દુષ્ટો પોતાની દુષ્ટતા તજવાના સંકલ્પ કરતા શરણ થયા તેમને મેં પણ તે સમયે અભય આપી છોડયા. જેમ સમુદ્રમાંથી ઉપડતા મોજાઓ ક્રમે કરીને ગતિ કરતાં તીરમાં જઈને અથડાય છે તેમ તે મારા યશરૂપ મોજાઓ ક્રમે કરીને મારા પિતાને કાને ગયાં, અને તેથી તેમને અંતરમાં અવર્ણનીય પ્રસન્નતા થઈ. સર્વ સ્થલે વિચરતા શત્રુને વશ વર્તાવતાં થોડે કાલે મારૂં પુનઃ સ્વસ્થાનપ્રતિ વળવું થયું. મારા વિજય કરી આવવાના સમાચાર જાણી રાજ્યમંડલ તથા પ્રજામંડલમાં અધિક હર્ષ પ્રસર્યો હતો. તેમણે નાના પ્રકારના ઉત્સવના ચિહ્નો અમારા નગરમાં તથા નગરથી બહાર સ્થાપ્યાં હતાં મારા પ્રવેશના માર્ગને અનુપમ શોભા આપી હતી. જ્યારે ઘટિત કાલે વિધિવત્ માર્ગે પુનઃ નગરમાં પ્રવેશ થયો ત્યારે પુરવાસીજનોએ મને પુષ્પાદિકે વધાવીને પોતાનો નિર્મલ પ્રેમ જણાવ્યો હતો. રાજ્યમન્દિરમાં પ્રવેશ કરી મેં માતાપિતાને સવિનય નમન કર્યું. તેમણે આશીર્વચન વદ્યા. પશ્ચાત્ અન્તઃપુરમાં જઈને સ્ત્રિયોને વિયોગાગ્નિના તાપથી મુક્ત કરી પ્રિય વચન વદીને કુશલ પૂછ્યું. વિયોગના દુઃખનું વિસ્મરણ કરતા તેમણે પોતાની પ્રસન્નતા દેખાડી.

હે યોગીશ્વર ! આ પ્રમાણે રાજ્યવ્યવહારમાં મારી સત્તા જામેલી જોઈને મારા પિતાને પરમસંતોષ થયો મારા મુખથી તેમ જ અન્યના મુખથી સર્વ પ્રવાસનો વ્યતીત વૃત્તાન્ત તેમણે શ્રવણ કર્યો, તેથી પણ તેમને ચિત્તમાં અધિક શાન્તિ પ્રતીત થઈ.

થોડો કાલ વ્યતીત થયા પછી તેમણે એક દિવસ પોતાના ઉત્તર વયના શેષ કર્તવ્ય કરવાના સમ્બન્ધમાં મને તથા મારી માતાને સમીપ બેસાડીને આ પ્રકારના વચન કહ્યા.

પિતા કહે છે હે પુત્ર ! તમે તમારો ધર્મ સર્વ પ્રકારે સાચવ્યો છે, અને કુલની કીર્તિ અધિક ઉજ્જવલ કરી છે. તેથી તમને અનેક ધન્ય છે. તમસરખા પુત્રના માતાપિતારૂપે મનાયલા અમને પણ આ લોકપરલોકમાં ધન્યપણું પ્રાપ્ત થયું છે.

હવે તમે આજપર્યન્ત મેં ઉપાડેલા આ સંસારવ્યવહારના ભારને ઉપાડવાને શક્તિમાન્ થયા છો તેમ જ હું હવે એ ભાર વહન કરવાને અસમર્થ થયો છું, માટે તમે એ ભારને ગ્રહણ કરીને મને મુક્ત કરો, કે જેથી હું શેષ કર્તવ્ય કરીને આ જગત્‌માં કૃતકૃત્ય થાઉં. આ તમારી માતા તથા હું કે જે સંસારનાં નાના સુખદુઃખને ભોગવીને આ સંસારને સારરહિત જાણી ચુક્યાં છીએ તેમને હવે નિવૃત્તિના માર્ગમાં પ્રવેશ

નિવૃત્તિમાર્ગમાં પ્રવેશ કરીને થોડો કાલ અંતરમાં પ્રાપ્તમનોહરભોગોનું વિસ્મરણ થવા કાંઈક ઉદ્યોગ કરવાની આવશ્યકતા છે.

હે પુત્ર ! અનેક પ્રકારના વ્યાધિ તથા આધિવડે સદા સંતાપને પામતા શરીરીને ખરું જોતાં શરીર કાંઈ પણ સારું સુખ નથી, તોપણ કોઈ વિલક્ષણ સત્તાબલથી આ શરીરીનો એ શરીરપ્રતિનો મોહ છૂટતો નથી. વૃદ્ધાવસ્થાવડે જર્જર થયેલો, પરં ત્વચા તથા કેશોના વળીપળીવડે શોભાહીન થયેલો દેહ પણ અપ્રિય થતો નથી. દંતોની પંક્તિનો નાશ થવાથી મુખની શોભા તથા ખાવાના સ્વાદનો તથા કાનને પ્રિય લાગે એવા નાદનો અભાવ થાય છે, તેથી અન્યની અપ્રીતિનું પાત્ર થયા છતાં પણ આ શરીરી પોતાના એ શરીરપ્રતિ અપ્રીતિ કરતો નથી એ આશ્ચર્યસરખું છે. ઘણા મનુષ્યોના એ અવસ્થામાં અંતઃકરણ પણ અવ્યવસ્થ થાય છે તેથી, તેમ જ પુત્રપૌત્રાદિકના તથા એના વયના કાલમાં અંતર હોવાથી કાલાનુસાર કરતા સ્વભાવથી પણ પરસ્પરને અનુકૂલ પડે એવા ભાવ સ્ફુરતા નથી, તેથી ઉત્તરોત્તર થતી પ્રજાવડે એ દાનનું પાત્ર કરે છે, તોપણ એ શરીરીને પોતાને પોતાના અંતઃકરણનો, શરીરનો કે આ પ્રપંચનો ભાગ્યે જ તિરસ્કાર થાય છે. ઘણા પ્રાપ્તવિવેક પુરુષો તો મધ્યમાવસ્થાથી જ પોતાના શરીરપ્રતિના મોહને ત્રોડી નાખે છે, અને શરીરીને શરીરની આસક્તિથી રહિત કરીને સ્વસ્વરૂપાનુસંધાનદ્વારા અંતરાત્મામાં આસક્ત કરે છે, જેથી તે શરીરી પોતે શરીરના બંધથી મુક્ત થયો વિષયવાસનાથી રહિત રહેલો જીવન્મુક્ત થઈ વિચરે છે. આ પ્રકારે જગતમાં અસંખ્ય શરીરોથી પ્રતીત થતા અસંખ્ય શરીરીઓ નાના પ્રકારની સ્થિતિમાં છે, પરન્તુ જેઓ ઉગ્ર પુણ્યવાન્ છે, સાવધાન હોવાથી પૂર્વાપર વિચાર કરનાર છે, અધિક સત્ત્વબલથી તત્ત્વવિચારદ્વારા વસ્તુનિર્ણય કરવામાં સમર્થ છે, ગુણદોષના સ્વરૂપને જાણનાર હોવાથી દોષથી નિર્મલ થવા તથા ગુણથી યુક્ત થવામાં યત્નવાળા છે તેઓ તો ઉત્તરોત્તર ઉત્તમ સ્થિતિમાં જ પ્રવેશ કરતા કૃતકૃત્ય થાય છે.

હે ભાર્યે! જે જે પુરુષો આ વિષયભોગોને ભોગવવા કાલે પણ એ વિષયોના દોષોનું અત્યન્ત વિસ્મરણ કરતા નથી, તથા તે વિષયોમાં સુખબુદ્ધિના સમયે પણ જેમની મતિ તેમને કેવલ દુઃખરૂપતાના અભાવવાળા નિશ્ચય કરતી નથી તે તે પુરુષો વિષયસંસર્ગવાળા છતાં પણ વિષયાસક્તિદ્વારા પ્રાપ્ત થતા દોષોથી નિર્લેપ જ રહે છે એવા પુરુષો પ્રથમ આ વિષયોને ભોગવીને અનુભવથી સારરહિત જાણી લે છે અને પછી ક્રમે ક્રમે તેમાંથી પ્રીતિને ઘટાડે છે, જેથી તેમને પશ્ચાત્ પ્રાપ્ત થતો

હે પિતા ! આપ સ્વતંત્ર છો તેથી અમુક કરવું અને અમુક ન કરવું, એમ કહેવાનો મારો ધર્મ નથી. વળી આપની ઇચ્છા કે આજ્ઞાનુસાર વર્તવું એ મારો ધર્મ છે તેથી આપની ઇચ્છા કે વિરુદ્ધ મારે કાંઇ બોલવું એ ઉચિત ગણાય એમ નથી, તોપણ મારા અન્તરમાં પ્રાપ્ત થયેલ વિચાર આપને નિવેદન કરવાનો મારો ધર્મ છે તેથી સ્વલ્પમાં નિવેદન કરૂં છું તે પ્રતિ લક્ષ કરી આપ જેમ આજ્ઞા કરશો તેમ કરવા આદર કરીશ

૧: પુત્રનો એ ધર્મ છે કે વૃદ્ધાવસ્થામા માતાપિતાની ઉત્તમ પ્રકારની સેવા કરવી. તો આપનુ અત્રથી અન્ય સ્થલે પધારવાનુ થાય તો એ મારો ધર્મ સભાળવાનો મને સમય મળે નહિ એ કષ્ટ છે.

૨: આ સસારમા રાજ્યવ્યવહારાદિ તથા અનેક ગૃહસમ્બન્ધી વ્યવહારોમાં પુનઃપુનઃ વૃદ્ધની મતિની અપેક્ષા રહે છે, તેમ જ તેમનો ઘણા વર્ષનો અનુભવ વારવાર ઉપયોગમાં આવે છે. જેથી આપ માતાપિતાનુ અત્રથી એકાન્તસેવનમા પ્રવેશવુ મને કષ્ટપ્રદ થશે એમા સન્દેહ નથી.

૩: આપે કરવાયોગ્ય વિચારને કર્યા છે, તથા જાણવાયોગ્ય વસ્તુને જાણી છે તો પછી એકાન્તસેવનથી આપને શુ અધિક છે ?

૪: આપણા નગરમા આપની ઇચ્છામા આવે તે સમયે આપે આ વ્યવહારના ભારને સઙ્ગીને ઇષ્ટાનુસન્ધાન કરતા વસવુ એ પણ એકાન્તવાસ જ છે તો પછી તેમ કરવામા શી હાનિ છે ?

૫: સ્વધર્માચરણરૂપ તપવડે આપને અન્તઃકરણની શુદ્ધિ તો પ્રાપ્ત છે, આપે સત્શાસ્ત્રના શ્રવણથી તથા સાધકબાધક યુક્તિવડે શ્રવણ કરેલા સિદ્ધાન્તનુ મનન કરવાવડે અન્ય દોષોનુ પણ અતિક્રમણ કરેલુ છે, અધિક કાલની ઉપાસનાવડે વિક્ષેપદોષથી રહિત થયેલુ આપનુ ચિત્ત ચચલતાને ત્યજી દૃઢપણે બ્રહ્મનિષ્ઠામાં સ્થપાયુ છે, અનેક પ્રકારના સુખદુખના અનુભવથી તથા અધિક કાલ વ્યવહારના સેવનથી વિષયપદાર્થમાત્રમા અસારપણું નિશ્ચય કરાયુ છે અને તેથી કરી આ દૃશ્યપદાર્થમા સુખબુદ્ધિના અભાવની પ્રતીતિવડે અસ્પૃહારૂપ વિરાગ પણ આપને પ્રાપ્ત જ છે, નિત્યનૈમિત્તિકાદિ કર્મોના અનુષ્ઠાનવડે તથા વસ્તુવિચારથી સમગ્ર દૃશ્યપ્રપચનો નિરાસ કરી જોવાથી દૃઢ પરોક્ષ જ્ઞાન તો આપને પ્રાપ્ત હતું જ અને તત્પશ્ચાત્ ઉપાસનાવડે પ્રાપ્ત યોગબલવડે કરેલા ઉપાસ્યના તથા તત્ત્વના સાક્ષાત્કારથી તેમ જ તત્ત્વાભ્યાસવડે પ્રાપ્ત વિવેકસિદ્ધિબલથી સ્વસ્વરૂપાનુભવના યોગે આપને દૃઢ અપરોક્ષ જ્ઞાન જેને વિજ્ઞાન કહ્યુ છે તે પણ પ્રાપ્ત છે. તો પછી આપે કયા અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિનિમિત્તે એકાન્તસેવનનો નિશ્ચય કર્યો છે એ હું અલ્પમતિને યથાવત્ સમજાતું નથી. માટે કૃપા કરીને કૃતકૃત્ય એવા

આપે સર્વત્ર પરમતત્ત્વની ભાવનાવડે દેહપ્રારબ્ધવશાત્ જ્યાં ત્યાં શેષ આયુષ્ય ઉદાસીનવત્ રહીને વ્યતીત કરવા વિચારી અત્ર જ નિવાસ કરવો ઉચિત છે. પછી જેમ આપ સમર્થની ઇચ્છા પ્રવર્તે તેમ કરવા હું તો સાવધાન છું.

આ આદિ વચનો શ્રવણ કરીને મારા કૃપાલુ પિતા પ્રસન્ન થઈને મન્દમન્દ હસતાં આ પ્રકારનાં વચનો બોલ્યા: હે સુપુત્ર! તમે જે કહ્યું તે યથાર્થ છે. હું પણ વિચારદ્વારા પ્રથમથી જ જાણું છું કે કોઈ સ્થલ જ માત્ર મોક્ષનું સાધક કે બાધક નથી, પણ સ્થાન, સંગતિ, આહાર, વિહાર આદિ અનેક કારણો જીવત્વના ઉચ્છેદમાં પ્રતિબન્ધક છે.

તમે પ્રથમ તમારા સેવા કરવારૂપ ધર્મની સિદ્ધિઅર્થે અમને અત્ર-નિવાસ કરાવવા ઇચ્છા જણાવી તે એક પક્ષથી યોગ્ય છે, પરન્તુ સંસારની વિચિત્રતાનો વિચાર કરતાં એ ઇચ્છા અધિક આદર કરવા યોગ્ય નથી. કારણ કે જગત્માં શરીર અને સમ્બન્ધ સદા ટકે એવા પદાર્થ નથી. કાલની અકલ ગતિ હોવાથી કોનાં શરીર પ્રથમ છૂટશે અને કોનાં પછી છૂટશે એનો નિયમ નથી; અને તેથી ક્લેશના કારણરૂપ પ્રિય પુત્રાદિનાં શરીરોને વિદ્યમાન જોઈને વૃદ્ધોએ વેગળા થવું, અને ઘણા કાલથી સેવેલા મમત્વના પદાર્થોપ્રતિ બંધાયલા મમત્વાધ્યાસથી ક્રમે કરીને નિવૃત્ત થવું એ ઉત્તમ વાર્તા છે. અને અમારી ઇચ્છાનુકૂલ કરવાથી તથા અમારી આજ્ઞાનું પાલન કરવાથી તમારો અમારી સેવા કરવાનો ધર્મ પૂર્ણાંશે સધાય છે, જેથી એ નિમિત્ત અમારા અત્ર નિવાસમાં બલવાન્ નથી.

બીજું તમે વ્યવહારમાં ઉપયોગી વિચારોને જણાવવા અર્થે તથા અધિક અનુભવથી પોતાના પુત્રપૌત્રાદિકને વ્યવહારકાર્યમાં સાહાય્ય આપવાને અર્થે અમારો વૃદ્ધોનો અત્ર નિવાસ ઇચ્છ્યો છે, એ પણ ખરી રીતે જોતાં સ્વીકારવા યોગ્ય નથી. કારણ કે જેમ વૃદ્ધોની મતિનો કોઈ પ્રસંગે આદર કરવો પડે છે તેમ કાલાનુસાર પ્રસંગે વૃદ્ધોની મતિનો અનાદર પણ કરવો પડે છે. આમ છતાં પણ કદાચિત્ ઉપયોગ ગણીએ તોપણ વૃદ્ધોને મૃત્યુ પોતાને અધીન વર્તાવે છે તેથી તે પુત્રપૌત્રાદિકની ઇચ્છાપર્યન્ત વૃદ્ધોથી જીવી શકાતું નથી, જેથી વૃદ્ધોનો ખપ છતાં પણ તેમનો વિનાશ થાય છે, અને પુત્રાદિકની ભીડ ભાગવાની લાલસાવાળા વૃદ્ધો તેમનું સર્વ પ્રકારે અનુકૂલ કરી શકતા નથી, અને પોતે વાસનામાં બંધાયલા જ મરણને પામે છે અને પોતાનું અહિત કરી લે છે. માટે અધિક યોગ્ય તો એ જ છે કે વૃદ્ધોએ પ્રજાનું યોગ્ય વય થતાં પર્યન્તમાં જો પોતાનું આયુષ્ ટકે તો પ્રજાને ઉત્તમ પ્રકારે વ્યવહારસમ્બન્ધી તથા સમગ્ર ધર્મસમ્બન્ધી જ્ઞાન આપવું, અને પછી તે પ્રજાને તેની સ્વતંત્ર મતિને અધીન

છોડીને તેને અભ્યાસદ્વારા કેળવવી, અને પછી તેની ચિન્તાથી મુક્ત થઈ સ્વતન્ત્ર વિચરવું. આ જગત્‌માં સાવધાન મનુષ્યોએ કેવલ અન્યના આશ્રયની અપેક્ષા રાખવી એ દોષરૂપ ગણ્યું છે કારણ કે આવી પડતા પ્રત્યેક પ્રસંગમાં સાહાય્ય આપનારવડે જ કાર્ય સાધવું કઠિન થઈ પડે છે. આપણને એકાકી અવસ્થામાં આવી પડેલી આપત્તિયોથી મુક્ત કરવા અન્યની મતિ સમર્થ થતી નથી, માટે આપણો અનુભવ તથા આપણી મતિ જ આપણી સાથે નિરન્તર હોવાથી ઉપયોગી છે. તેથી યોગ્ય વય થતા સુધીમાં પુત્રોએ પોતે વૃદ્ધોના વ્યવહારઆદિના જ્ઞાનને જાણી લેવું ઘટે છે, તેમ જ વૃદ્ધોએ તેમને જણાવવું ઘટે છે.

વળી આ સંસારમાં કાર્યમાત્ર થવામાં કારણ કોણ કોણ છે અને તે ક્યાં અને કેવા કેવા પ્રકારના નિયમથી પ્રવર્તે છે એનો યોગ્ય વિચાર ન કરનાર તથા તેને યથાવત્ ન જાણનાર પુરુષ જ આશાના પાશમાં સપડાઈને અન્યના સમીપ દીનત્વને દેખાડે છે. જે જે લાભહાનિઆદિની પ્રતીતિ કરાવનાર વ્યવહારકાર્ય થાય છે તે તે સર્વ પોતપોતાના નિયત કારણોને અધીન થાય છે, અને જે જે કારણો હોય છે તે તે કાર્યની સિદ્ધિના સમયમાં ત્યાં પોતાની મેળે જ વિશ્વચક્રના નિયમથી બંધાયલાં વિદ્યમાન હોય છે. જેથી બુદ્ધિમાન્ પુરુષો કોઈ પણ વ્યવહારમાં કોઈના હોવાથી અને કોઈના ન હોવાથી હર્ષને કે શોકને વશ થતા નથી. આમ છે માટે એ બીજા કારણથી અમારો નિવૃત્તિમાર્ગમાં થતો પ્રવેશ અટકાવી શકાતો નથી. અને અમારું અત્રથી થતું ગમન વસ્તુતઃ તમારા અહિતનું સાધક નથી.

વળી ત્રીજું તમે કહ્યું કે કરવા યોગ્ય કર્યું છે અને જાણવા યોગ્ય જાણ્યું છે તો પછી એકાન્ત જવાથી અધિક શું? તો તેનું ઉત્તર તો એ જ છે કે સર્વ કર્યાકર્યા છતાં અનુભવવા યોગ્ય છે તે અનુભવ્યું નથી માટે તે અનુભવવાનિમિત્ત એકાન્તસેવન ઇચ્છાનો વિષય હોઈ શકે છે. જેથી એમાં અંતરાય નાખવાનું કોઈ પ્રયોજન નથી.

વળી ચોથું તમે કહ્યું કે આપણા નગરમાં જ કોઈ સ્થલે બ્રહ્માનુસન્ધાન કરતા રહેવાથી પણ એકાન્તવાસ ગણાય એમ છે, તો એ વાર્તા સાચી છે મારા સમજવામાં પણ એ છે. અને નગરમાં તો શું પણ આપણા રાજભવનમાં પણ અન્ય ચિન્તનથી રહિત રહીને બ્રહ્માનુસન્ધાન કરતા રહેવાય તો તે પણ એકાન્તવાસ ગણાય એમ છે, તથાપિ મુખ્ય પક્ષથી જોતાં એ અનુકૂલ ગણાય એમ નથી. જે પુરુષોને પોતાના દેહમાં અહંભાવ સ્ફુરતો નથી, સમ્બન્ધીમાત્રમાંથી મમત્વનો અભાવ થયો છે, વિષયપદાર્થમાત્રમાં જેમને સુખબુદ્ધિ કે દુઃખબુદ્ધિ થતી નથી, સર્વત્ર એક-

આપે સર્વત્ર પરમતત્ત્વની ભાવનાવડે દેહપ્રારબ્ધશાત્ જ્યાં ત્યાં શેષ આયુષ્ય ઉદાસીનવત્ રહીને વ્યતીત કરવા વિચારી અત્ર જ નિવાસ કરવો ઉચિત છે. પછી જેમ આપ સમર્થની ઇચ્છા પ્રવર્તે તેમ કરવા હું તો સાવધાન છું.

આ આદિ વચનો શ્રવણ કરીને મારા કૃપાલુ પિતા પ્રસન્ન થઈને મન્દમન્દ હસતાં આ પ્રકારનાં વચનો બોલ્યા: હે સુપુત્ર! તમે જે કહ્યું તે યથાર્થ છે. હું પણ વિચારદ્વારા પ્રથમથી જ જાણું છું કે કોઈ સ્થલ જ માત્ર મોક્ષનું સાધક કે બાધક નથી, પણ સ્થાન, સંગતિ, આહાર, વિહાર આદિ અનેક કારણો જીવત્વના ઉચ્છેદમાં પ્રતિબન્ધક છે.

તમે પ્રથમ તમારા સેવા કરવારૂપ ધર્મની સિદ્ધિઅર્થે અમને અત્ર-નિવાસ કરાવવા ઇચ્છા જણાવી તે એક પક્ષથી યોગ્ય છે, પરન્તુ સંસારની વિચિત્રતાનો વિચાર કરતાં એ ઇચ્છા અધિક આદર કરવા યોગ્ય નથી. કારણ કે જગત્માં શરીર અને સમ્બન્ધ સદા ટકે એવા પદાર્થ નથી. કાલની અકલ ગતિ હોવાથી કોનાં શરીર પ્રથમ છૂટશે અને કોનાં પછી છૂટશે એનો નિયમ નથી; અને તેથી ક્લેશના કારણરૂપ પ્રિય પુત્રાદિનાં શરીરોને વિદ્યમાન જોઈને વૃદ્ધોએ વેગળા થવું, અને ઘણા કાલથી સેવેલા મમત્વના પદાર્થોપ્રતિ બંધાયલા મમત્વાધ્યાસથી ક્રમે કરીને નિવૃત્ત થવું એ ઉત્તમ વાર્તા છે. અને અમારી ઇચ્છાનુકૂલ કરવાથી તથા અમારી આજ્ઞાનું પાલન કરવાથી તમારો અમારી સેવા કરવાનો ધર્મ પૂર્ણાશે સધાય છે, જેથી એ નિમિત્ત અમારા અત્ર નિવાસમાં બલવાન્ નથી.

બીજું તમે વ્યવહારમાં ઉપયોગી વિચારોને જણાવવા અર્થે તથા અધિક અનુભવથી પોતાના પુત્રપૌત્રાદિકને વ્યવહારકાર્યમાં સાહાય્ય આપવાને અર્થે અમારો વૃદ્ધોનો અત્ર નિવાસ ઇચ્છ્યા છે, એ પણ ખરી રીતે જોતાં સ્વીકારવા યોગ્ય નથી. કારણ કે જેમ વૃદ્ધોની મતિનો કોઈ પ્રસંગે આદર કરવો પડે છે તેમ કાલાનુસાર પ્રસંગે વૃદ્ધોની મતિનો અનાદર પણ કરવો પડે છે. આમ છતાં પણ કદાચિત્ ઉપયોગ ગણીએ તોપણ વૃદ્ધોને મૃત્યુ પોતાને અધીન વર્તાવે છે તેથી તે પુત્રપૌત્રાદિકની ઇચ્છાપર્યન્ત વૃદ્ધોથી જીવી શકાતું નથી, જેથી વૃદ્ધોનો ખપ છતાં પણ તેમનો વિનાશ થાય છે, અને પુત્રાદિકની ભીડ ભાગવાની લાલસાવાળા વૃદ્ધો તેમનું સર્વ પ્રકારે અનુકૂલ કરી શકતા નથી, અને પોતે વાસનામાં બધાયલા જ મરણને પામે છે અને પોતાનું અહિત કરી લે છે. માટે અધિક યોગ્ય તો એ જ છે કે વૃદ્ધોએ પ્રજાનું યોગ્ય વય થતાં પર્યન્તમાં જો પોતાનું આયુષ્ ટકે તો પ્રજાને ઉત્તમ પ્રકારે વ્યવહારસમ્બન્ધી તથા સમગ્ર ધર્મસમ્બન્ધી જ્ઞાન આપવું, અને પછી તે પ્રજાને તેની સ્વતંત્ર મતિને અધીન

એરીતે તેને અભ્યાસદ્વારા કેળવવી, અને પછી તેની ચિન્તાથી મુક્ત થઇ સ્વતંત્ર વિચરવું. આ જગતમાં સાવધાન મનુષ્યોએ કેવલ અન્યના આશ્રયની અપેક્ષા રાખવી એ દોષરૂપ ગણ્યું છે. કારણ કે આવી પરતા પ્રત્યેક પ્રસંગમાં સહાય્ય આપનારવડે જ કાર્ય સાધવું કઠિન થઈ પડે છે. આપણને એકાકી અવસ્થામાં આવી પડેલી આપત્તિયોથી મુક્ત કરવા અન્યની મતિ સમર્થ થતી નથી, માટે આપણો અનુભવ તથા આપણી મતિ જ આપણી સાથે નિરન્તર રહેવાથી ઉપયોગી છે. તેથી યોગ્ય વય થતાં સુધીમાં પુત્રોએ પોતે વૃદ્ધોના વ્યવહારઆદિના જ્ઞાનને જાણી લેવું ઘટે છે, તેમ જ વૃદ્ધોએ તેમને જણાવવું ઘટે છે

રસ પરમાત્મતત્ત્વનો જ જેમને સદા અનુભવ છે, અને જેમને શરીરનું પણ યથાવત્ ભાન નથી એવા તત્ત્વાકારપરિણામવૃત્તિવાળા પુરુષોને કોઈ વિધિનિષેધ હોતો નથી, કારણ કે તેમની વૃત્તિ અન્ય કોઈ પણ વ્યાપારવાળી હોતી નથી. ઉપરનાં લક્ષણથી રહિત પુરુષને વિધિનિષેધ હોય છે; તો આ મારા સરખાએ કે જેને હજી આ દૃશ્યપદાર્થ જેમના તેમ પ્રતીત થાય છે, દેહમાં અહંભાવના અણછતી પણ સ્ફુરે છે, તમારામાં પુત્રબુદ્ધિ અને આ ઇતર પ્રાણિઓમાં અન્યબુદ્ધિ છે, આ મારૂં રાજ્ય, આ મારૂં ગૃહ અને આ સ્ત્રી ઇત્યાદિ ભાવના વિદ્યમાન છે, તેણે લોભ, મોહ તથા વાસનાને વશ થઈને અત્ર જ એકાન્તવાસ માની પડી રહેવું ઉચિત નથી. હે ભાઈ! આ વિલક્ષણ સ્વભાવવાળી પ્રકૃતિના નિયમને હજી તમે જેમ છે તેમ જાણ્યા નથી. આ મન જે નિરન્તર અંતરમાં રહ્યું છે તે છતાં આપણને ઠગે છે તેના છલને તમે હજી યથાવત્ જાણ્યું નથી. એ મન ક્ષણમાં સાધુપણાના અને ક્ષણમાં અસાધુપણાના વેષને લાવે છે, ક્ષણમાં અધીન દીન દાસની પેઠે કે પ્રિય મિત્રની પેઠે હિતના સાધકનો અને ક્ષણમાં ઉન્મત્ત શત્રુની પેઠે હિતના બાધકનો ભાવ ભજવે છે. એ મન ક્ષણમાં સર્વાતીત થઈ બેસે છે અને ક્ષણમાં સર્વ વિષયની આશાના પાશમાં બંધાઇને પડેલું હોય છે. કોઈ ક્ષણે તો એ મન આપણાવડે જિતાલું હોય એવી શિથિલતા જણાવે છે અને કોઈ ક્ષણે એ મન પોતાનું અજિતપણું જણાવતું સંમુખ થાય છે. આ આદિ અનેક પ્રકારની વિચિત્રતામાં વર્તતા આ મનનો મેં આટલા દિવસ અનુભવ કર્યો છે, તેથી હે ભાઈ! હું એનો ભરોસો કરૂં એવો ભોળો નથી. જેમ શૂરાની રણમાં, મિત્રની તથા સ્ત્રીની આપત્તિમાં, વિદ્વાન્‌ની અધિક વિદ્વાન્‌ની સભામાં, વૈદ્યની રોગીના સમુદાયમાં, ઇન્દ્રિયજિત પુરુષની સ્ત્રિયાદિ વિષયના સંસર્ગમાં અને વિરાગવાન્‌ની નિર્વિષય સ્થાનમાં પરીક્ષા થાય છે, તથા એવા જ અનેકની તેનાં તેનાં યોગ્ય સ્થલમાં પરીક્ષા થાય છે, તેમ આ મનની પણ યોગ્ય પ્રકારનાં સાધનોની સિદ્ધિ કરવામાં કસોટી કરવાથી જ પરીક્ષા થાય છે. એમ ગમે તેમ મનવાળી બેસવાથી એની પરીક્ષા થતી નથી, માટે મારા સરખી અન્તઃકરણની સ્થિતિવાળાએ તો એ અન્તઃકરણના યથાર્થ જયનિમિત્ત યોગ્યે પ્રકારે જ સાધનસંપત્તિને સેવીને અનુભવ કરવો જોઇએ; જેથી તમારી એ માગણી પણ હાલ સ્વીકારાય એમ નથી.

વળી પાંચમું તમે એ કહ્યું કે આપે તપાદિ વિવિધ સાધનોવડે વિષયમાત્રમાં અસ્પૃહારૂપ વિરાગ તથા દૃઢ પરોક્ષ અપરોક્ષ જ્ઞાનાદિ પ્રાપ્ત કરવાયોગ્ય આજ પર્યન્તમાં પ્રાપ્ત કર્યું છે તો શા નિમિત્તે એકાન્તસેવનમાં

અભિરુચિ છે એ સમજાતું નથી, ઇત્યાદિ. આ તમારૂં કહેવું પણ યોગ્ય વિચારથી દુર્બલ છે. કારણ કે મે જે વિરાગ તથા જ્ઞાનાદિ પ્રાપ્ત કરયુ છે તે માત્ર વિચારથી તથા શાસ્ત્રસમ્મતિથી નિશ્ચયરૂપ પ્રાપ્ત કરયુ છે. એનું ફલ તો એ જ છે કે એ નિશ્ચયમાં હવે સંશય સ્ફુરવાનો નથી, અર્થાત્ આ દૃશ્યપ્રપંચમાત્ર સુખરૂપ કે સુખના કોઈ સાધનરૂપ નથી અને તે પ્રીતિ કે આગ્રહવડે સેવ્ય નથી એવો જે નિશ્ચય કર્યો છે તેમા હવે સન્દેહ થાય એમ નથી. તેમ જ વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર છે, તે પ્રકૃતિને તેમાં રહેલ નિયત સ્વભાવપ્રમાણે વ્યવસ્થામાં મૂકી કાર્યાકાર તથા કારણાકારપરિણામને નિયમિત સમયે પમાડયા કરવામાં નિમિત્તરૂપે વર્તતા સ્થિત છે, તેમ જ તે ઈશ્વરનુ તથા મારૂં સ્વરૂપ વસ્તુત ભિન્ન નથી, ઉપાધિથી ભેદવાળુ પ્રતીતિમાત્ર છે, અને ઉભયના ઉપાધિના અભાવે સ્વરૂપની સદા એકતા છે, એ નિશ્ચયમાં પણ સંશય સ્ફુરવાનો સમ્ભવ નથી.

આમ છતા પણ હું મને કૃતકૃત્યતા પ્રાપ્ત થઈ સ્વીકારતો નથી, કારણ કે એ પ્રકારનો નિશ્ચય મે વ્યવહારદૃષ્ટિથી ગણાતી અનુકૂલ સ્થિતિમાં રહીને કર્યો છે. મારો નિશ્ચય છે કે સ્ત્રી, પુત્ર, ગૃહ, રાજ્યાદિ સર્વ મિથ્યા અને દુ ખરૂપ છે, તથાપિ એના ત્યાગના કે ત્યાગપછીના સમયે નિર્વિષયસ્થાનમાં ચિત્તની કેવી અવસ્થા થાય છે એનો મે અનુભવ કર્યો નથી. પોતાના ગૃહમાં, કુટુમ્બી જનોમા અને ધનાદિ પદાર્થની સમીપમાં રહીને જે જે નિશ્ચયો કરીએ તે તે નિશ્ચયો સદા ટકનાર છે એવો ભરોસો પડતો નથી. પણ સર્વ સગ પરિત્યાગ કરીને સર્વની આશા ત્યજીને નિર્વિષયી સ્થાનમાં બેસીને પછી આ મનની ચેષ્ટાને જોતા કેટલોક કાલ વ્યતીત કર્યા પછી નિશ્ચય થાય છે કે કયો નિશ્ચય બલવાન્ છે અને કયો દુર્બલ છે

હે બાઈ! આ પ્રમાણે હોવાથી મારો દૃઢ સકલ્પ છે કે એક વાર યોગ્ય વય થયુ છે તો સર્વારમ્ભપરિત્યાગ કરીને કોઈ એકાન્તદેશમાં રહીને આશાના ઉચ્છેદના સમયમા આ મનની ચેષ્ટા જોવી તથા એના અમનભાવને અનુભવવો. તમારા કહેવા પ્રમાણેનુ સર્વ મે કરયુ છે પરન્તુ આ જે મે કહ્યુ એ મે કરયું નથી. માટે યોગ્ય માર્ગે સર્વ ઉપાધિના બાધપૂર્વક આ વૃત્તિનો તથા મનનો તત્ત્વાકારપરિણામ અનુભવવાઅર્થે મને ઇચ્છાનુકૂલ નિવૃત્તિમાર્ગમા પ્રવેશ કરવાની આજ્ઞા પ્રસન્ન ચિત્તથી આપો. હું જાણુ છુ કે આ તમારી માતા પણ મારા નિશ્ચયપ્રમાણેના અનુભવ કરવામા જો સમીપ રહેશે તો પ્રતિબન્ધક હેતુરૂપ છે, તથાપિ એની દૃઢ ઇચ્છા હોવાથી અને આશ્રમીના ધર્મમા વિધાન હોવાથી હાલ તત્કાલ એની ઇચ્છાનો ઉચ્છેદ કરવો હુ ઉચિત ગણતો નથી.

હે મહાત્મન્ ! આ પ્રકારનાં પિતાનાં વચન શ્રવણ કરીને મેં પ્રસન્નતા પ્રતીત કરાવતાં કહ્યું કે આપની ઇચ્છાને અનુકૂલ વર્તવામાં હવે હું વિરોધ ગ્રહણ કરીશ નહિ. પણ એક મારી યાચના છે તે જો આપને અનુકૂલ ભાસે તો સ્વીકારીને કૃતાર્થ કરો. મારા સાંભળવા પ્રમાણે વનિના ધર્મ ઘણા કઠિન છે. વાનપ્રસ્થ પુરુષે વનમાં થયેલાં પવિત્ર કંદમૂલફલપત્રપુષ્પાદિનો જ આહાર કરવો પડે છે. ઘાસનાં કે પર્ણનાં વસ્ત્ર કરીને કે વલ્કલ વા મૃગચર્મના ધારણથી અંગને ઢાંકવાનું છે. પંચ કેશ રાખવા, દન્તધાવન કરવું નહિ, ભૂમિતલપર શયન કરવું, ઉષ્ણકાલમાં પંચાગ્નિસેવન કરવું, વર્ષાકાલમાં વૃષ્ટિને અંગઉપર સહન કરવી અને શીતકાલમાં ઉદકવાસ અર્થાત્ કંઠપર્યન્ત જલમાં જઈને બેસવું, નિર્વાહનાં આવશ્યક સાધનો પોતાના પ્રયત્નથી મેળવવાં, તથા ગૃહસ્થની પેઠે અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય આદિ યજ્ઞો કરવા ઇત્યાદિ અનેક પ્રકારના આગ્રહ રાખવાની આવશ્યકતા ગણી છે; તો આપ કે જેમને એ પ્રકારે વસવાનો અભ્યાસ નથી તેમ જ આપની અવસ્થા પણ અધિક છે તો એ પ્રકારનાં સાક્ષાત્ કષ્ટોને ભોગવી વનિના ધર્મનું સેવન કરવા ઇચ્છો એ મને અતિ દુઃખદ ભાસે છે. માટે મારી એ પ્રાર્થના છે કે આપે થોડો ઘણો કાલ પણ ઇચ્છાનુકૂલ કોઈ પવિત્ર ક્ષેત્રમાં નિવાસ રાખવા નિશ્ચય કરવો અને ત્યાં નિવાસસ્થાનની તથા આપને યથાઉચિત ભિક્ષા તથા વસ્ત્ર યોગ્ય સમયે મળ્યા કરે એવી વ્યવસ્થાને હું કરૂં તે સ્વીકારવા કૃપા કરશો. પછી આપને ક્રમે કરીને સમય જતાં જેમ અનુકૂલ ભાસે તેમ વિચરવું. આ મારી પ્રાર્થના સ્વીકારવામાં વિરોધ જણાય તો મને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપો.

આ પ્રકારના મારાં વચન સાંભળીને મારા પિતા ક્ષણવાર પોતાના મનમાં સ્વસ્થપણે વિચાર કરીને બોલ્યાઃ હે પુત્ર ! આ તમારી બંને માગણી અત્યન્ત અનુકૂલ ભાસતી નથી, તોપણ કેટલાંક કારણોનો વિચાર કરતાં હું તમારી પ્રથમ માગણી સ્વીકારૂં છું, અને તે પ્રમાણે ભલે તમે ઉગ્ર ક્ષેત્રમાં વ્યવસ્થા કરો. તીર્થના જલનો પ્રવાહ જ્યાંથી સમીપ હોય અને સદા દૃષ્ટિએ પડે એવા સ્થાનમાં આશ્રમની વ્યવસ્થા કરજો. હે ભાઈ! તમે વનિના ધર્મ કઠિન કહ્યા છે એ વાર્તા સત્ય છે, પરન્તુ જે ઇચ્છાથી સેવે છે તેને કાંઈ કઠિન નથી. મારૂં વય તો સંન્યાસના અધિકારસમીપ છે. પરન્તુ આ તમારી માતાના દૃઢ સંકલ્પથી શેષ કાલ આ આશ્રમના ધર્મને યથાશક્તિ પાલન કરતાં વ્યતીત કરીને પછી યથાપ્રારબ્ધ વર્તવા નિશ્ચય છે. માટે હવે સત્વર કરવાયોગ્ય વ્યવસ્થા યથારુચિ કરો.

હે મહાપુરુષ ! આ મારી યાચનાને સ્વીકારવામાં મારા પિતાએ આ પ્રકારનો વિચાર કર્યો હતો, એ પાછળથી મારા સમજવામાં આવ્યું હતું. "શાસ્ત્રમાં પણ એવો નિયમ જણાય છે કે કેવલ વિરાગવાન્ પુરુષે વિરાગના વેગસમયે ત્યાગની તીવ્ર ઇચ્છા થવાથી સ્ત્રીપુત્રાદિના રુદનાદિ પણ અલક્ષ કરીને નિર્મોહપણે સર્વસંગપરિત્યાગ કરીને તત્કાલ ચાલી નીકળવું, અને યોગ્ય વય થયેથી મન્દ વિરાગવાળાઓએ પણ મોહવશ કરનાર સ્ત્રિયાદિના રુદનથી ન મુંઝાતાં ત્યાગ કરવો. પણ આમાંનો એક પણ પ્રસંગ મને પ્રાપ્ત નથી. તેમજ મારે જે કર્તવ્ય છે તે કર્તવ્યપ્રતિ લક્ષ કરતાં આ પુત્રની આ માગણી સ્વીકારવાથી આ કાળે કાંઈ હાનિનો સંભવ પ્રતીત થતો નથી વસ્તુત આ આશ્રમક્રમ વાસનાની નિવૃત્તિઅર્થે પૂર્વપુરુષોએ બાંધ્યો છે. તેમાં સ્થૂલ વાસનાની નિવૃત્તિ પ્રથમના બે આશ્રમથી કરવાની છે, અને સૂક્ષ્મ શેષ રહેલી વાસનાને અન્ય બે આશ્રમ સેવી નિવૃત્ત કરવાની છે. ત્યાં જે પુરુષની વાસના બલવતી નથી અને ગૃહસ્થાશ્રમમાં જ શિથિલ થઈ ગઈ હોય તે પુરુષોને તો અન્ય આશ્રમનું ગ્રહણ અધિક આવશ્યક નથી. તોપણ જેટલો ઉપાધિ એટલું દુઃખ હોય છે, જેથી 'સંગત્યાગી સુખી થાય છે' એ નિયમાનુસાર શિથિલ વાસનાવાળાએ પણ યોગ્ય સમયે એકાન્તસેવનમાં જવું ઘટે છે. અને બલવતી વાસનાવાળાએ તો અવશ્ય **આશ્રમાદાશ્રમં ગચ્છેત** એ નિયમાનુસાર ક્રમવડે જ સર્વ આશ્રમોનું અતિક્રમણ કરતાં વાસનારહિત થવું ઘટિત છે" આ આદિ સૂક્ષ્મ વિચાર કરી મને પ્રિય ઉત્તર આપનાર તે મારા પિતાની અભિરુચિપ્રમાણે યોગ્ય દેશમાં મેં મારી યોજના સત્વર કરાવી અને પિતાને સમાચાર કર્યા. પ્રસન્ન થઈને પિતાએ પ્રયાણનો દિવસ તથા સમય નક્કી કર્યો. તે સમયપૂર્વે મને પિતાએ અંતના બોધવચનો આ પ્રકારે કહ્યા હતાં

હે સુપુત્ર ! આ જગત્‌રૂપે પ્રતીત થતા વિષયોનો સમૂહ એ પ્રાણિઓના પ્રાણનો ઘાતકયન્ત્ર છે, માટે એના સમીપ સાવધાનપણે વાસ કરી રહેજો. પોતામાં મોહ પમાડીને વ્યર્થ આયુષને હરી લેનાર આ સ્ત્રીપુત્રધનાદિને સામાન્ય સાત્વિક મોહવડે સેવજો. પોતાની પ્રાપ્તિ અપ્રાપ્તિ અને વિનાશથી હર્ષશોકાદિ વિકારોને ઉપજાવનારા આ સઘળા વિષયપદાર્થોના ગમનાગમનથી અંતરમાં હર્ષશોકાદિ વિકારોને વશ વર્તશો નહિ, કારણ કે તે રાગદ્વેષની અભિવ્યક્તિ કરનાર દુઃખબન્ધને હણનાર છે અનુકૂલ પ્રાણિપદાર્થપ્રતિ અમર્યાદ રાગ તથા પ્રતિકૂલપણે પ્રતીત થતા પ્રાણિપદાર્થપ્રતિ અમર્યાદ દ્વેષ કદાચિત ઉપજી આવે તો તેને શમાવવા નિરન્તર સાવધ યત્ન રાખજો. કારણ કે સર્વોત્તમ પદને પામવાની ઇચ્છાવાનને એ રાગદ્વેષ મહાવિ-

રૂપ છે. પ્રિયપણું કે અપ્રિયપણું માત્ર પ્રાણિપદાર્થમાં જ રહેલું છે, એમ નથી, પણ સુખબુદ્ધિ કે દુઃખબુદ્ધિમાં જ રહેલું છે. જે જે પ્રાણિએ જેમાં સુખરૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે પોતાની સુખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે પ્રિયરૂપે પ્રતીત થાય છે અને જેમણે જેમાં દુઃખ-રૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે, પોતાની દુઃખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે અપ્રિયરૂપે ભાસે છે. આમ હોવાથી આ સમગ્ર વિશ્વમાં કયો દૃશ્ય પદાર્થ પ્રિય છે અને કયો અપ્રિય છે એ સર્વને માટે એક સરખી રીતે નિશ્ચય કરી શકાય એમ નથી. માટે હે ભાઈ! આપણી અવિવેકની દૃષ્ટિ ત્યજીને વિવેકવડે વિચારી જોઈ જે જે સમયે જેમાં જેમાં પ્રિયપણું તથા જે સમયે જેમાં જેમાં અપ્રિયપણું સંભવતું હોય તે તે સમયે જ તે પદાર્થાદિને પ્રિયઅપ્રિય ગણવા નિશ્ચય કરવો. જો એમ નહિ કરીએ તો પ્રિયમાં અપ્રિયપણાની ભ્રાન્તિથી પ્રતીતિઓ કરાવીને આ વૃત્તિઓ અનર્થને પ્રાપ્ત કરે છે, માટે સાવધપણું રાખજો.

હે ધીરવીર પુત્ર! વ્યવહારમાં અસંખ્ય મનુષ્યોનો સમ્બન્ધ થાય પરન્તુ તેમાં સર્વને સરખી પ્રીતિથી સેવવા નહિ. પ્રથમ મનુષ્યની પરીક્ષા કરવાનો કાલ વ્યતીત થાય ત્યાર પછી તેની યોગ્ય પ્રકારે કરેલી પરીક્ષાથી જેવી યોગ્યતા જણાઈ હોય તેવો જ સમ્બન્ધ રાખવો. મનુષ્યની પરીક્ષા કરવી એ ઘણું કઠિન કામ છે, માટે સહજ પરીક્ષાથી કોઈનો પૂર્ણ વિશ્વાસ કરવો નહિ.

અન્ય અનેક પદાર્થો અન્યને અધીન કરવાની આવશ્યકતા પડે તો કરવા. પરન્તુ કોશ, કામિની અને આપણો અધિકારઃ એ તો પ્રાણાન્ત કષ્ટના સમયના યોગ્ય અનુમાનવિના અન્યને અધીન રાખવાં નહિ. અને આપત્તિ-કાલે પણ આપણા અધિક વિશ્વાસપાત્રને જ સોંપવાં. વિશેષતઃ સર્વ પ્રકારની હાનિ સહન કરી પ્રાણનું રક્ષણ કરવું, પરન્તુ જ્યારે કોઈ પ્રકારના પણ પ્રાપ્તસ્વધર્મની હાનિનો સમય આવે ત્યારે તો એ પ્રાણ જતાં પણ સ્વધર્મનું જ પાલન કરવું.

આ મનને નિરન્તર કોઈ કોઈ પદાર્થ પણ પ્રિય હોઈને અપ્રાપ્ત હોય છે, અને તે અપ્રાપ્ત પ્રિય પદાર્થની સ્પૃહાવડે ક્લેશનો આવિર્ભાવ થાય છે, અને તેથી પ્રાપ્ત પ્રિય પદાર્થો પણ સુખના અભિવ્યંજક હોતા નથી, જેથી સદા દુઃખાનુભવ થાય છે, માટે મનને ઉત્તમોત્તમ પદાર્થોની સ્પૃહા ભલે હોય, પરન્તુ એવા નિયમમાં એ મનને સ્થાપવું કે તે નિરન્તર પ્રાપ્તપદાર્થથી સંતોષપૂર્વક સુખાનુભવ કરાવતું રહે અને અન્યને સામાન્ય સ્પૃહાવડે પ્રાપ્ત કરાવવા સમર્થ કરે.

આ વિષયો જે પોતાના ભોગવડે ભોક્તાને નિત્યતૃપ્ત કરવા સમર્થ નથી તેમને જ માત્ર નિત્યતૃપ્તિની અભિલાષાવાળા મનુષ્યે સેવ્યા કરવા

એ ઉચિત નથી, એવો નિશ્ચય ધારણ કરીને પ્રાપ્તધર્મથી વિધિવત્ વિષયો-ને સેવવા છતાં પણ નિત્યતૃપ્તિનિમિત્ત નિશ્ચય કરાવતા યોગ્ય ઉપાયોને વિધાન કરેલા નિયમોને વશ વર્તતાં સેવતા રહેવું.

આપણે રાજા છીએ અને આ પ્રજા આપણા કરતાં નીચી સત્તા-વાળી છે એમ ગણીને આપણે આપણા સુખની સ્પૃહા રાખી પ્રજાને પીડવા ધારવું નહિ, પણ આપણે પ્રજાના સેવક છીએ અને તે સમ્બન્ધથી આપણે એમને સુખ આપીએ છીએ, અને વસ્તુત તો આપણે એમના સુખનો વિભાગ મેળવી ભોગવીએ છીએ, અર્થાત્ આ પ્રજાને પ્રાપ્ત ધનાદિ સુખપ્રદ પદાર્થોના વિભાગથી જ આપણે સુખાનુભવ કરીએ છીએ એમ સમજવું. અને એ સમજણપ્રમાણે જ આપણે નિરન્તર પ્રજાના સુખની અભિવૃદ્ધિના ઉપાયોને યોજતા રહેવું. આપણા પ્રતિ દુ ખ આવ-વાના ભયથી પ્રજાને ભયમાં કદાચિત્ પણ નાંખવી નહિ. તેમ જ કેવલ સેવ્યવત્ ગણીને પ્રજાને ઉન્મત્ત થવા દેવી નહિ

અન્યનો ઉત્કર્ષ ન સહન કરવારૂપ અસૂયાને ન સેવવી, પણ દુષ્ટનો દુરાચારવડે થતો વિજય જોવાય ત્યારે તથા તેવા કૃત્યોથી તે ઉન્મત્ત થતો પ્રતીત થાય ત્યારે તેને ન્યાયથી હણી નીચો પાડવો.

ધનવાન્ તથા નિર્ધન, વિદ્વાન્ તથા અવિદ્વાન્ આદિ ભેદવાળી પ્ર-જાને પ્રજાદૃષ્ટિથી સમભાવે જોવી, પણ તેમના ગુણાદિથી જ્યારે તેમને લાભ આપવાનો સમય આવે ત્યારે તો તેમની વ્યવહારમા શ્રેષ્ઠતા જાણીને માન આપવુ તથા ઘટિત પ્રકારે ઉંચી નીચી પઙ્ક્તિમા ગણના કરવી

ધનવાન્, વિદ્વાન્ કે કલાવાન્મા પણ સદ્ગુણી તથા સદાચરણીને જ અધિક માન આપવુ, કારણ કે સુપ્રજા જ નિરન્તર જગત્પ્રજાના હિતનો વધારો કરે છે.

પ્રતિદિવસ તત્ત્વવિત્ મહાત્માનો થોડો કાલ પણ સઙ્ગ કરવો તથા તત્ત્વજ્ઞાનસમ્બન્ધમાં આપણા અધિકારનો વિચાર કરીને ચર્ચા કરવી અથવા વિવેકવડે શ્રવણ કરવુ. જગતમાં પુરુષની સર્વ પ્રકારની ઉન્નતિ કરનાર કેવલ તત્ત્વજ્ઞાન જ છે, માટે અનેક ઉપાયથી પણ તેને પ્રાપ્ત કરવા યત્ન રાખવો.

ઉપરના વેષમાત્રથી જ પુરુષને મહાત્મા ગણવો નહિ તેમ જ કેવલ વાર્તા કરવામા અતિ કુશલ પુરુષને પણ મહાત્મા ગણવો નહિ, પરન્તુ જેમનું અન્તરજ્ઞાન તથા અન્તર્બહિર્ યોગ્ય સ્થિતિ હોય તેવાને સહજ સહવાસથી ઓળખીને મહાત્મા ગણવા.

વિદ્વાન્, ગુણવાન્, કલાવાન્ આદિને તો તેમની યોગ્યતા કરી ઘટિત માન કે દાન આપવુ, પરન્તુ મહાત્માને તો ઈ

રૂપ છે. પ્રિયપણું કે અપ્રિયપણું માત્ર પ્રાણિપદાર્થમાં જ રહેલું છે, એમ નથી, પણ સુખબુદ્ધિ કે દુઃખબુદ્ધિમાં જ રહેલું છે. જે જે પ્રાણિએ જેમાં સુખરૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે પોતાની સુખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે પ્રિયરૂપે પ્રતીત થાય છે અને જેમણે જેમાં દુઃખરૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે, પોતાની દુઃખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે અપ્રિયરૂપે ભાસે છે. આમ હોવાથી આ સમગ્ર વિશ્વમાં કયો દૃશ્ય પદાર્થ પ્રિય છે અને કયો અપ્રિય છે એ સર્વને માટે એક સરખી રીતે નિશ્ચય કરી શકાય એમ નથી. માટે હે ભાઈ! આપણી અવિવેકની દૃષ્ટિ તજીને વિવેકવડે વિચારી જોઈ જે જે સમયે જેમાં જેમાં પ્રિયપણું તથા જે સમયે જેમાં જેમાં અપ્રિયપણું સંભવતું હોય તે તે સમયે જ તે પદાર્થાદિને પ્રિયઅપ્રિય ગણવા નિશ્ચય કરવો. જો એમ નહિ કરીએ તો પ્રિયમાં અપ્રિયપણાની ભ્રાન્તિથી પ્રતીતિઓ કરાવીને આ વૃત્તિઓ અનર્થને પ્રાપ્ત કરે છે, માટે સાવધપણું રાખજો.

હે ધીરવીર પુત્ર! વ્યવહારમાં અસંખ્ય મનુષ્યોનો સમ્બન્ધ થાય પરન્તુ તેમાં સર્વને સરખી પ્રીતિથી સેવવા નહિ. પ્રથમ મનુષ્યની પરીક્ષા કરવાનો કાલ વ્યતીત થાય ત્યાર પછી તેની યોગ્ય પ્રકારે કરેલી પરીક્ષાથી જેવી યોગ્યતા જણાઈ હોય તેવો જ સમ્બન્ધ રાખવો. મનુષ્યની પરીક્ષા કરવી એ ઘણું કઠિન કામ છે, માટે સહજ પરીક્ષાથી કોઈ નો પૂર્ણ વિશ્વાસ કરવો નહિ.

અન્ય અનેક પદાર્થો અન્યને અધીન કરવાની આવશ્યકતા પડે તો કરવા. પરન્તુ કોશ, કામિની અને આપણો અધિકારઃ એ તો પ્રાણાન્ત કષ્ટના સમયના યોગ્ય અનુમાનવિના અન્યને અધીન રાખવાં નહિ. અને આપત્તિકાલે પણ આપણા અધિક વિશ્વાસપાત્રને જ સોંપવાં. વિશેષતઃ સર્વ પ્રકારની હાનિ સહન કરી પ્રાણનું રક્ષણ કરવું, પરન્તુ જ્યારે કોઈ પ્રકારના પણ પ્રાપ્તસ્વધર્મની હાનિનો સમય આવે ત્યારે તો એ પ્રાણ જતાં પણ સ્વધર્મનું જ પાલન કરવું.

આ મનને નિરન્તર કોઈ કોઈ પદાર્થ પણ પ્રિય હોઈને અપ્રાપ્ત હોય છે, અને તે અપ્રાપ્ત પ્રિય પદાર્થની સ્પૃહાવડે ક્લેશનો આવિર્ભાવ થાય છે, અને તેથી પ્રાપ્ત પ્રિય પદાર્થો પણ સુખના અભિવ્યંજક હોતા નથી, જેથી સદા દુઃખાનુભવ થાય છે, માટે મનને ઉત્તમોત્તમ પદાર્થોની સ્પૃહા ભલે હોય, પરન્તુ એવા નિયમમાં એ મનને સ્થાપવું કે તે નિરન્તર પ્રાપ્તપદાર્થથી સંતોષપૂર્વક સુખાનુભવ કરાવતું રહે અને અન્યને સામાન્ય સ્પૃહાવડે પ્રાપ્ત કરાવવા સમર્થ કરે.

આ વિષયો જે પોતાના ભોગવડે ભોક્તાને નિત્યતૃપ્ત કરવા સમર્થ નથી તેમને જ માત્ર નિત્યતૃપ્તિની અભિલાષાવાળા મનુષ્યે સેવ્યા કરવા

એ ઉચિત નથી, એવો નિશ્ચય ધારણ કરીને પ્રાપ્તધર્મથી વિધિવત્ વિષયો- ને સેવતા છતા પણ નિરન્તરપ્રીતિનિમિત્ત નિશ્ચય કરાયલા યોગ્ય ઉપાયોને વિધાન કરેલા નિયમોને વશ વર્તતા સેવતા રહેવું

આપણે રાજા છીએ અને આ પ્રજા આપણા કરતા નીચી સત્તા- વાળી છે એમ ગણીને આપણે આપણા સુખની સ્પૃહા રાખી પ્રજાને પીડવા ધારવું નહિ; પણ આપણે પ્રજાના સેવક છીએ અને તે સમ્બન્ધથી આપણે એમને સુખ આપીએ છીએ, અને વસ્તુત તો આપણે એમના સુખનો વિભાગ મેળવી ભોગવીએ છીએ, અર્થાત્ આ પ્રજાને પ્રાપ્ત ધનાદિ સુખપ્રદ પદાર્થોના વિભાગથી જ આપણે સુખાનુભવ કરીએ છીએ એમ સમજવું. અને એ સમજણપ્રમાણે જ આપણે નિરન્તર પ્રજાના સુખની અભિવૃદ્ધિના ઉપાયોને યોજતા રહેવું આપણા પ્રતિ દુ ખ આવ- વાના ભયથી પ્રજાને ભયમાં કદાચિત્ પણ નાખવી નહિ. તેમ જ કેવલ મેચ્છવત્ ગણીને પ્રજાને ઉન્મત્ત થવા દેવી નહિ.

અન્યનો ઉત્કર્ષ ન સહન કરવારૂપ અસૂયાને ન સેવવી, પણ દુષ્ટનો દુરાચારવડે થતો વિજય જોવાય ત્યારે તથા તેવા કૃત્યોથી તે ઉન્મત્ત થતો પ્રતીત થાય ત્યારે તેને ન્યાયથી હણી નીચો પાડવો.

ધનવાન્ તથા નિર્ધન, વિદ્વાન્ તથા અવિદ્વાન્ આદિ ભેદવાળી પ્ર- જાને પ્રજાદૃષ્ટિથી સમભાવે જોવી, પણ તેમના ગુણાદિથી જ્યારે તેમને લાભ આપવાનો સમય આવે ત્યારે તો તેમની વ્યવહારમા શ્રેષ્ઠતા જાળવીને માન આપવું તથા ઘટિત પ્રકારે ઉંચી નીચી પંક્તિમાં ગણના કરવી.

ધનવાન્, વિદ્વાન્ કે કલાવાન્માં પણ સદ્ગુણી તથા સદાચરણીને જ અધિક માન આપવુ, કારણ કે સુપ્રજા જ નિરન્તર રાજાપ્રજાના હિતનો વધારો કરે છે.

પ્રતિદિવસ તત્ત્વવિત્ મહાત્માનો થોડો કાલ પણ સંગ કરવો તથા તત્ત્વજ્ઞાનસમ્બન્ધમાં આપણા અધિકારનો વિચાર કરીને ચર્ચા કરવી અથવા વિવેકવડે શ્રવણ કરવુ. જગતમાં પુરુષની સર્વ પ્રકારની ઉન્નતિ કરનાર કેવલ તત્ત્વજ્ઞાન જ છે, માટે અનેક ઉપાયથી પણ તેને પ્રાપ્ત કરવા યત્ન રાખવો.

ઉપરના વેષમાત્રથી જ પુરુષને મહાત્મા ગણવો નહિ તેમ જ કેવલ વાર્તા કરવામા અતિ કુશલ પુરુષને પણ મહાત્મા ગણવો નહિ, પરન્તુ જેમનું અંતર્જ્ઞાન તથા અંતર્બહિર્ યોગ્ય સ્થિતિ હોય તેવાને સહજ સહવાસથી ઓળખીને મહાત્મા ગણવા

વિદ્વાન્, ગુણવાન્, કલાવાન્ આદિને તો તેમની યોગ્યતાનો વિચાર કરી ઘટિત માન કે દાન આપવું, પરન્તુ મહાત્માને તો ઈશ્વરતુલ્ય ગણીને

સર્વોત્તમ માન તથા સર્વસ્વ દાનમાં આપવા સંકોચાવું નહિ. કારણ કે સ્વાર્થબુદ્ધિરહિત હોવાથી આપણા અહિતના સાધક તેઓ થતા નથી, તેમ જ આપણને અહિતના માર્ગથી રક્ષે છે.

જે મહાત્મા પુરુષ સર્વસ્વ અર્પણ કરવા યોગ્ય હોય છે તે આપ્તકામ હોવાથી ત્યાગગ્રહણની સ્પૃહાથી નિત્ય રહિત હોય છે તથાપિ જેમ નિશ્ચાપૂર્વક ઇશ્વિરાર્પણબુદ્ધિથી સેવેલો વ્યવહાર આપણા અભિમાનની શિથિલતાથી આપણને મોક્ષમાર્ગમાં બાધક કે પ્રતિબન્ધક સંસ્કારરૂપ થઈ રહીને પીડતો નથી, તેમ જ મહાત્માને અર્પણબુદ્ધિથી સેવેલો વ્યવહાર પણ પીડનાર થતો નથી.

નાનાવિધિવડે સેવાયલા મહાત્માની સેવાનું ફલ પ્રકૃતિસ્થ નિયમાનુસાર સર્વ કર્મફલપ્રદાતા ઇશ્વિર આપે છે અને તે સર્વોત્તમ ફલ જ હોય છે; માટે અભિમાન તથા પ્રમાદરહિતપણે મહાત્માને સ્વરૂપથી ઓળખીને તેમની સેવા કરવી.

અભિમાન જેનાવડે બલવાન્ થાય છે તથા જેના પ્રાપ્ત રહેવાવડે દોષોનો અન્તર્માં સ્વભાવથી આવિર્ભાવ થાય છે તથા જેનાવડે મોટા પુરુષોની અવજ્ઞા કરવા મનુષ્ય સમર્થ થાય છે, છતાં જેને સદા આ જીવો પોતાને અધીન વર્તાવવા સ્વતંત્ર નથી, એવા જે આ વિલક્ષણ ધનાદિ સંપત્તિરૂપ પદાર્થો તથા રાજ્યસત્તા છે તેમાં અત્યન્ત મોહવડે કદાપિ બંધાઈ રહેવું નહિ. કારણ કે એમાં રહેલો મોહ દોષોની પરંપરાવડે અહંકારની અભિવૃદ્ધિ કરીને આ જીવોને અધોગતિ જ આપે છે.

હે ભાઈ! આ સઘળો વિશ્વપ્રપંચ વિશ્વવ્યવસ્થાપકવડે એવી વ્યવસ્થાપૂર્વક સ્થપાયો છે તથા ગતિમાં મૂકાયો છે કે તેમાં અન્ય કોઈ પણ જીવ કાંઈ અધિકન્યૂન કરી શકતું નથી. તોપણ એ વ્યવસ્થાપકના જ્ઞાતનિયમોના જ્ઞાતા મહાત્માઓ તે નિયમોના વાસ્તવ જ્ઞાનવડે વિવિધ નિયમોથી વિવિધ પ્રકારની વિલક્ષણતા કરવાને સમર્થ હોય છે. તેથી જેમ ઇશ્વિરની કૃપા પ્રાપ્તવ્ય છે તથા તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાને મુખ્ય કર્તવ્યરૂપ વિવેકીઓએ ગણી છે તેમ જ સર્વજ્ઞ મહાત્માઓની કૃપા પણ પ્રાપ્ત કરવાયોગ્ય વસ્તુઓમાં મુખ્ય છે અને તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાઓ પણ જગત્માં મુખ્ય કર્તવ્યરૂપ છે એવો દૃઢ નિશ્ચય કરી રાખજે.

આ દૃશ્યપ્રપંચને સદા અસ્થિરપણું પ્રાપ્ત કરનાર મુખ્ય હેતુરૂપ સ્વભાવ, કર્મ તથા કાલ છે, અને તે ત્રણ આ અલ્પજ્ઞ તથા પરતંત્ર જીવોને અધીન વર્તનાર નથી; જેથી તે ત્રણને વશ વર્તનાર દૃશ્ય પ્રપંચમાં દૃઢ મમત્વ બાંધવું નહિ. કારણ કે એ મમત્વ અન્તઃકરણથી ક્લેશોત્પત્તિવિના

અન્ય કોઈ શુભ ફલને આપી શકે એમ નથી. જો કદાચિત્ થઈ શકે તો એ સ્વભાવ, કર્મ તથા કાલના જયને કરવા પ્રયત્ન કરવો. એ પ્રયત્ન મહાત્માઓની કૃપાવડે કરી શકાય છે એમાં સન્દેહ કરવા યોગ્ય નથી.

આ વ્યવહારધર્મ અનેક દ્વારથી તથા નાના પ્રકારથી સંતાપ આપનાર પ્રતીત થાય છે તેમ છતાં પણ બુદ્ધિમન્ત ધીર પુરુષો એને ત્યજતા નથી, પણ ધૈર્યબલને વધારતા અવિકલ રહેતા તાપને સહન કરતા આ વ્યવહારધર્મને જ યોગ્ય સમયપર્યન્ત સેવે છે, માટે તમે પણ ચિત્તની શાન્તિને સંભાળતા પોતાના વ્યવહારધર્મને યથાયોગ્ય કાલપર્યન્ત સેવજો.

ઘણા ધૈર્યરહિત પુરુષો વ્યવહારધર્મથી ત્રાસ પામી અતીતાવસ્થામાં સુખની આશા બાંધીને વ્યવહારધર્મને ત્યજી દે છે. તેમ કરવા છતાં પણ તેમની એ ત્યાગથી સુખની આશા પૂર્ણ થતી નથી. કારણ કે દુઃખ આપનાર ઇન્દ્રિય, મન તથા વાસના તો જ્યા જાય ત્યા તેમની સાથે જ હોય છે, અને તે પુરુષો એ વાસના, મન તથા ઇન્દ્રિયને જિતવાના યત્નમા યોગ્ય પ્રકારે ન જોડાયલા હોવાથી જ્યાં જ્યાં જાય છે ત્યા ત્યાં વાસના, મન તથા ઇન્દ્રિયને વશ વર્તનાર તેઓ હોવાથી વિષયના પાશમા જ બધાય છે આમ છે માટે હે ભાઈ! આ વ્યવહારધર્મને સેવતા સેવતાં જ નિરન્તર દુઃખને આપનાર ઇન્દ્રિય, મન તથા વાસનાને વશ વર્તાવવામાં સાવધાનપણું રાખવું. અને સામાન્ય પ્રકારે એમનો જય થયા પછી યોગ્ય સમય પ્રાપ્ત થયે જ પુરુષે વ્યવહારધર્મથી મુક્ત થવુ એ ઉત્તમ નીતિ છે.

અનેક મનુષ્યોનો એવો નિશ્ચય હોય છે કે આ જગત્મા આપણને જન્મથી મરણપર્યન્તમા પ્રાપ્ત કરવાયોગ્ય વ્યાવહારિક તથા પારમાર્થિક સુખના અનેક સાધનો આપણા પૂર્વપુરુષોએ પૂર્વથી જ રચી મકેલા છે અને તેથી તે પૂર્વરચિત સાધનોવડે જ આપણે સુખ પ્રાપ્ત કરી રહેવું. ખાસ પ્રયત્ન કરીને એવાં સુખનાં સાધનોને આપણે કાઈ નવીન પ્રકારે રચવાની જરૂર નથી. તેમ જ એક પક્ષથી જોતાં નવીન સાધનો કોઈથી કાઈ રચાય એમ નથી. જેથી હોય તેવડે જ સુખ મેળવીને જગત્થી સમય થયે પાછા વળવુ. આ પ્રકારનો તે અનેક મનુષ્યનો નિશ્ચય પણ અત્યન્ત બલવાન્ ગણવાયોગ્ય નથી. કારણ કે કાલ સર્વને ભક્ષ કરતો જેમ ને તેમ સદા સ્થિત છે. પૂર્વ રચાયલા અસંખ્ય સુખના સાધનરૂપ કાર્યોનો કાલવડે ઉત્તર ઉત્તર કાલમા લયલય થયા જ કરે છે. જેથી ઘણા કાલપૂર્વે રચાયલાં ઘણા ખાસ સુખસાધક કાર્યો તો સમૂલ અળપાઈ ગયાં છે, અને તે પછીના અળપાય છે, અને આ કાલનાં તથા આગળ આગળ થનારા આગળ અળપાતા જ જશે. તેથી એવા પ્રકારના નિશ્ચયવાળાંજ

જો સઘળાં મનુષ્યો થાય તો પછી આ જગત્‌માં ઉત્તર કાલમાં કોઈ પણ સુખનાં સાધનની પ્રતીતિ થવી સંભવે નહિ. કારણ કે પૂર્વરચિત સાધનો કાલથી અળપાઈ જાય અને નવીન કોઈ રચે નહિ, એટલે કાર્યનો અભાવ જ થઈ રહે. આમ છે માટે હે સુપુત્ર! આપણે એવી સ્વાર્થબુદ્ધિ જ માત્ર નહિ સેવવી કે પૂર્વે રચાયલાં કાર્યોવડે આપણે સુખ પ્રાપ્ત કરી લેવું અને આગળની પ્રજાને માટે આપણે કાંઈ કરવું નહિ. પણ હે ભાઈ! સઘળા બુદ્ધિમન્ત પુરુષોનો તો એવો નિશ્ચય છે કે આ સંસારમાં કુલીન કુલમાં જન્મ, દીર્ઘ આયુષ્, સન્મતિ, અનુકૂલ શરીરાદિ સંપત્તિ, અને યોગ્ય પ્રકારનું ધનાદિ બલઃ એ સહસા પુનઃ પુનઃ પ્રાપ્ત થતાં નથી, માટે એ અનેક પદાર્થોમાંના જે જે આપણને પ્રાપ્ત થયા હોય તેનાવડે જે જે પરહિતકર અર્થાત્ વ્યાવહારિક કે પારમાર્થિક સુખનાં અભિવ્યંજક કાર્ય આપણાથી થઈ શકે તે કરવાં અને જેમ અન્ય તેવા પુરુષોદ્વારા પૂર્વ રચાયલાં કાર્યોથી આપણે સુખ લઈએ છીએ તેમ જ આ આપણાવડે રચાયલાં કાર્યોથી આગળની પ્રજા સુખને પામે એમ થવું એ શ્રેષ્ઠ વાર્તા છે. હે સુજ્ઞ! અન્યવડે કરાયલાં કાર્યોથી સુખ લેતાં આપણે આ વિશ્વથી ટળવું અને આપણા અમૂલ્ય આયુષાદિનો કોઈ પણ જનહિતકર કાર્ય કર્યા વિના વ્યર્થ વ્યય થવા દેવો, એ અત્યન્ત નેષ્ટ છે. માટે અનેક યુક્તિ તથા પ્રયત્નથી સદા એવાં કાર્યો કરવામાં ઉત્સાહ રાખવો કે જેનાવડે આ પ્રાણિઓને કોઈ પ્રકારના પણ સુખની અભિવ્યક્તિ થાય. આ સ્થલે કોઈ પ્રકારના પણ સુખની એટલે અવિહિત નહિ પણ વિહિત સુખની જ પ્રાપ્તિ થાય એમ સમજવું.

આ રાજ્યાદિ સત્તા તથા અસંખ્ય પદાર્થોમાંના જે જે પદાર્થોનો આપણે ઉપભોગ કરીએ તેથી અધિક તે તે પદાર્થોની સ્થિતિ તે અન્યના ભોગમાટે જ છે, તથાપિ આપણે આપણા ભોગનિમિત્ત તેને પ્રાપ્ત રાખવા યત્ન કરીએ છીએ. એ જ પ્રમાણે આપણા ઉપભોગની આશા બાંધ્યા વિના પણ એવાં અનેક કાર્યો શક્તિ હોય તો કરવાં કે જે વડે અન્યને સુખ થાય.

જેમ આપણા વડિલોએ આપણે માટે, આપણે આપણા પુત્રોમાટે અને તે પુત્રો જેમ તેમના પુત્રાદિમાટે અનેક સુખદ મનાયલાં કાર્યો કરે છે, તેમ જ આપણે રાજાએ આપણી આખી પ્રજાને માટે તથા અન્ય રાજ્યની પ્રજાને માટે પણ અનેક સુખદ કાર્યો રચવા ઉત્સાહ રાખવો.

કોઈનું એમ કહેવું હોય કે 'કોઇથી કાંઈ નવું થતું નથી અને થાય એમ નથી' તો તે પણ સર્વાંશે યોગ્ય ગણાતું નથી. કારણ કે આ અસંખ્ય પ્રજામાં સર્વની મુખમુદ્રા તથા અન્તઃકરણ એક સરખાં નથી. જેથી તે સર્વવડે કરાતાં સઘળાં કાર્યમાં કાંઈ કાંઈ પણ નૂતનતા હોય જ છે. માટે

સન સુખપ્રદ નૂતનતાવાળું કાર્ય કરવાની ઇચ્છાને તથા અનુકૂલ પ્રયત્નને મેળવવા વિચારવું.

આ આદિ અનેક વચનો કહીને અન્તમાં કહ્યું કે હે પુત્ર! તમને મારે કહેવું પડે એમ નથી જ, તો પણ મારો ધર્મ સમજી કહ્યું છે અને હવે આ છેવટનું વચન કહું છું કે આ સંસારમાં અનેક કરવાયોગ્ય કાર્ય કરીને પછી આ સંસારના મોહથી મુક્ત થઈ સર્વને સહજમાં ન પ્રાપ્ત થાય એવા અનુપમ જીવન્મુક્તિસુખને અનુભવી કૃતકૃત્ય થજો તમારો નિરન્તર સર્વ કાર્યમાં જય હોજો.

હે મહાત્મન્! આ પ્રકારના આશીર્વાદાત્મક વચનો અન્તમાં વદીને તે પિતા પોતાના નિશ્ચયપ્રમાણે ઉગ્ર ક્ષેત્રમાં પધારવા પ્રવૃત્ત થયા. મેં પણ તેમની ઇચ્છાનુકૂલ પ્રવૃત્તિ કરી. રાજસેવકોએ તથા પ્રજાએ એક પક્ષથી શોક તથા અન્ય પક્ષથી હર્ષ પ્રતીત કરાવતા નગરબહાર આવી પિતાને નમન કરી આશીર્વચન મેળવ્યાં. પવિત્ર બ્રાહ્મણાદિ અધિકારી પ્રજાએ શ્રેયસ્કર વેદવાણીવડે તેમને આશીર્વાદ આપ્યો. ઘણો પ્રેમ છતાં પ્રજાને ત્યજીને પ્રસન્ન ચિત્તથી પિતા તથા માતાએ પ્રયાણ કર્યું. જેમ જલરહિત સરોવરને તથા ફલરહિત વૃક્ષને પક્ષિયો, ધનહીન મનુષ્યને સ્વાર્થી મનુષ્યો, પ્રાણરહિત શરીરને સ્વજનો અને અતત્ત્વરૂપ વિષયપ્રપંચને તત્ત્વવિત્ મહાત્માઓ ત્યજી દે છે, તેમ મારા સહિત સર્વ પ્રજાને તથા વિભવોને ત્યજીને તે માતાપિતા પોતાના બલવાન્ નિશ્ચયથી આનન્દવડે વહેતાં થયા. તેમનો નિર્વિઘ્ન ક્ષેત્રમાં પ્રવેશ થાય તથા ત્યાં તેમની યથાઘટિત સ્થિતિ થાય એ અર્થે યથાશક્તિ વ્યવસ્થા પ્રથમથી જ કરી હતી એટલે હું પણ પ્રસન્ન ચિત્તથી પ્રજાસહિત પાછો વળ્યો. સ્વભાવથી જ મન્દિરમાં પ્રવેશતાં ઉજ્જડ-શરણું લાગવા માડ્યું. નગર, પ્રજા તથા મન્દિરમાં સર્વ જેમનું તેમ છતાં પણ એ બેવિના નિસ્તેજમરણું ભાસવા લાગ્યું અન્તે નિરુપાય થવાથી અનેક વિચારવડે ચિત્તને સમાધાનમાં સ્થાપીને મેં મારો વ્યવહાર

પ્રથમાવસ્થામાં પ્રતીત થયલું તે હવે વિષયોપ્રતિ પોતાની અરુચિને મધ્યે પ્રતીત કરાવીને એ સમયમાં કંઇક સમભાવ ધરતું સ્થિર થવા આવ્યું હતું. આ જગત્‌માં મનાતા શ્રેષ્ઠ વિભવોને ભોગવીને તેના સુખનો તથા તે તે ભોગની પ્રાપ્તિઅપ્રાપ્તિ તથા વિયોગવિનાશના સમયમાં થતાં દુઃખોનો મેં અનુભવ કર્યો હતો, તેથી એ સમયમાં મન વિવિધ વિષયના આસક્તિપૂર્વક કરાતા ચિન્તનથી રહિત રહેતું હતું. અનેક ઉત્તમ મધ્યમ કે નેષ્ટ ગણાતા વિષયોપ્રતિ મનને પ્રેરનાર મતિ પણ તે તે સઘળા વિષયોમાં સુખરૂપતાનું ભાન કરવું ભૂલી હતી. અને તેથી એવું પણ અનુમાન થતું કે અનેક વિષયમાં અભિમાનીને જોડી રાખવા નિમિત્તે મતિ તથા મનને બલ આપનાર વિષયવાસના પણ પોતામાં રહેલ સંસ્કારબલથી ક્ષીણ થઈ ગયેલી શિથિલાવસ્થાને પ્રાપ્ત થઈ રહી હતી, અને તેથી તે સમયની પ્રસંગે પ્રતીત થતી દુર્બલ વાસના પ્રતિકૂલપણે કાંઈ પણ કરવા સમર્થ હોય એમ ભાસતું ન હતું. દીઠેલા, સાંભળેલા તથા વિવિધ પ્રકારે સમયે સમયે ભોગવેલા ઉત્તમોત્તમ મનાયલા વિષયોમાં પણ વૃત્તિ સુખની આશા બાંધી પ્રવેશ કરવા વેગને પ્રાપ્ત થતી ન હતી. આ ઇન્દ્રિયો પણ વિષયસંસર્ગમાટે ચપલતાને ધારણ કરતી ન હતી. આ સઘળું છતાં પણ એ સમયપર્યન્ત સઘળા આવશ્યક વ્યવહારો યથાનિયમે નિર્વિઘ્નપણે સધાયા જતા હતા. એક સમયે એકાન્તમાં બેશીને ઇષ્ટાનુસન્ધાન કરતાં આ પ્રકારના વિચારો અન્તઃકરણમાં સ્ફુરતા પ્રતીત થયા:

અન્ય શરીરરૂપ ગૃહનો આરમ્ભ કરે છે, અને સુખની આશાવડે પુન પુન અનન્ત દુખના ભોક્તા થઈ રહે છે. અનેક જન્મદ્વારા અનેક શરીરનો અનુભવ કરતો આ જીવ અનેક સમ્બન્ધીઓને મમત્વભાવથી સેવતો તેમાં મોહથી બધાય છે, અને અજ્ઞાનવશ વર્તતો આ આસક્ત જીવ તે પ્રત્યેક જન્મમા અનિવાર્ય આસક્તિદ્વારા એવા સકલ્પો રચે છે કે કાલાન્તરે પણ આ શરીર તથા સમ્બન્ધિઓનો મને વિયોગ થશે નહિ. પરન્તુ શુદ્ધસત્ત્વબલવિનાના તે તેના મિથ્યા સકલ્પો સિદ્ધ થતા નથી, અને પ્રકૃતિમા તથા કાર્યમા રહેલા નિયમથી તથા પ્રાપ્ત નિમિત્તાદિ કારણોથી આ જીવ તે તે શરીર તથા સમ્બન્ધીના સદાકાલમાટે વિયોગને પામ્યા જ કરે છે. આ નિયમથી મે પણ અનેક જન્મોમા અનેક શરીરથી અનેક સમ્બન્ધ બાંધેલા પણ તેનુ આજે સ્મરણુ નથી. એમ છતા પણ જેમ આ જન્મમા પ્રાપ્ત થયેલ આ સ્ત્રીપુત્રસ્વજનાદિથી છૂટા થવાની અતરમા દૃઢ ઇચ્છા અનુકૂલ ભાવથી સ્ફુરતી નથી તેમ તે અન્ય વ્યતીત જન્મોમા પણ એવી ઇચ્છા આસક્તિબલના યોગે સ્ફુરી હશે નહિ એમ અનુમાન કરાય છે. તેમ છતા પણ તે જન્મોના શરીર જેમ સમય થયે આયુષ્યની સમાપ્તિથી છૂટી ગયા અને તે સમ્બન્ધીઆદિનો વિયોગ થયો તેમ આ શરીર પણ આયુષ્યના અવધિએ આ સમ્બન્ધીપ્રતિની આસક્તિ વિદ્યમાન છતા પણ છૂટી જશે, અને જો આ વિષયપદાર્થોમા સુખબુદ્ધિ કાયમ રહેશે તથા વાસનાકામકર્મઆદિ અષ્ટપુરીનો ઉચ્છેદ નહિ થાય તો પુન આવું કે આથી વિલક્ષણ શરીર ધારણ કરીને સુખદુખનો અનુભવ કરવો પડશે. અને એ જ પ્રમાણે ઉત્તરોત્તર શરીરોને ધારણ કરતા આ દુખદ સસારચક્રભ્રમણનો અન્ત આવશે નહિ આ કારણથી હવે તો મારે સાવધાન થઈને આ જન્મમા જ આ શેષ આયુષ્યના સમયમા અનેક જન્મથી પ્રવાહરૂપે વહેતી આવતી આ વાસનાને તથા તજ્જન્ય કામકર્માદિને નિર્મલ કરવા જોઇએ.

ઉત્તરોત્તર કાલે પ્રાપ્ત થનાર જન્મમરણાદિના કારણરૂપ વાસનાદિને નિર્મલ કરવાને એકાન્તસેવનની આવશ્યકતા છે કારણ કે અતરમા વિષયોનુ સ્મરણચિન્તન થાય તે અને બહાર આ વિષયોનો સસર્ગ રહે છે એ નિરન્તર વાસનાને વધારે છે, જેથી અતર્બહિર્ નિ સગ અવસ્થા થોડો કાલ પણ મનુષ્યે અવશ્ય સેવવી જોઈએ. આમ છતા પણ આ ક્ષણે જ એ અવસ્થામા મારો પ્રવેશ થઈ શકે એમ નથી, તેથી ધીરે ધીરે એ પ્રકારની અવસ્થામા પ્રવેશ કરવાની અનુકૂલતા સાધવી ઘટે છે. આ મારા પ્રતિ આવી પડેલો વ્યવહારકાર્યભાર પુત્રને મસ્તકે મૂકવાની યોજના કરવી

અને પાશ્ચાત્ અન્ય ઘટિત વિચાર કરવા. હવે આ સારરહિત પ્રતીત થતા સંસારવ્યવહારનો ભાર અજ્ઞાનીની પેઠે વહન કરી શકાતો નથી. પ્રાણીપદાર્થમાં પ્રતીત થતું પ્રિયઅપ્રિયપણું વૃત્તિમાં હવે સ્ફુટ થતું ભાસતું નથી. દૃશ્ય પદાર્થમાત્ર પ્રકૃતિથી ભિન્ન વસ્તુરૂપે અનુભવાતા નથી. આ મમત્વના પદાર્થો જેની હાનિવૃદ્ધિથી પૂર્વે શોકહર્ષની પ્રતીતિ થતી હતી તે પદાર્થોમાં હવે, મમત્વભાવની શિથિલતાથી, પ્રસંગે હાનિવૃદ્ધિ થવા છતાં પણ અન્તઃકરણમાં શોકહર્ષની પ્રતીતિ થતી નથી. આ શરીરમાં આવી પ્રાપ્ત થતા વ્યાધિદુઃખથીપૂર્વે જે વિકલતા ભાસતી તથા મરણનું ભય પ્રતીત થતું હતું, તે હવે દુઃખના દ્રષ્ટા થઈ રહેવાથી તથા મરણાદિ વ્યવહાર વસ્તુમાં નથી એવા નિશ્ચયની દૃઢતાથી પૂર્વવત્ વિકલતા કે ભયનું ભાન થતું નથી, આ આદિ અનેક કારણોથી સ્પષ્ટ થાય છે કે હવે આ અન્તઃકરણ કંઈ પણ વિલક્ષણ સ્થિતિમાં આવ્યું છે, અને ક્રમથી કાલે કરીને એ ઉત્તરોત્તર ઉંચી સ્થિતિને પ્રાપ્ત થતું જશે એમ ભાસે છે. જેથી એકાન્તસેવનમાં જવાથી પણ મને આગળ વિષયવાસનાની અભિવૃદ્ધિ થવાના અનુમાનથી ભય ધરવાનું કારણ નથી.

આ આદિ વિચારને કરીને હું પુનઃ સાવધાન થઈને પ્રાપ્ત વ્યવહારને કરવા લાગ્યો. શનૈઃ શનૈઃ સ્ત્રિયોને પ્રબોધતાં તેમનાં અન્તઃકરણ પણ શુદ્ધસંસ્કારવાળાં હોવાથી અનુકૂલ પ્રવાહમાં વહેતાં પ્રતીત થતાં હતાં. તે સ્ત્રિયોને પણ મારી સ્થિતિનું તથા મારા અન્તઃકરણના ભાવનું સ્પષ્ટવત્ ભાન થવા લાગ્યું. આમ છતાં પણ સ્વભાવથી સુકોમલ હૃદયવાળી તથા મારા પ્રતિના અપ્રતિમ પ્રેમવાળી તે સ્ત્રિયોને મારા વિષે વિરાગવૃત્તિ સ્ફુરતી ન હતી. પોતાના સેવ્યરૂપે મારી સમીપતાની તેમને નિરન્તર સ્પૃહા રહેતી જણાતી હતી.

તે સ્ત્રિયોને વારંવાર બોધ આપતાં હું કહેતો હતો કે હે સ્ત્રિયો ! આ સંસારમાં કોઈ પણ પદાર્થ અચલ નથી. સઘળા પદાર્થો પોતપોતાના નિયમથી ક્ષયના ક્રમઉપર ચાલે છે. આમ છતાં તમે હજી દૃશ્યશરીરાદિપ્રતિ આસક્તિ શા માટે રાખો છો? ઉત્તરોત્તર દુઃખના કારણરૂપ આ વિષયોમાં શા નિમિત્તથી તમે મોહને ધરો છો ? જે જનસંગ સ્વરૂપસુખનો વિરોધી છે તેને તમે તે અન્ય કયા અખંડ સુખઅર્થે સેવવા ઇચ્છો છો ? આ સંસારમાં જન્મ ધરીને વ્યવહારમાં જે કાંઈ કરવા તથા પામવા યોગ્ય હતું તે તમે કરી પામી ચુક્યાં છો, તેમ છતાં પણ હજી સુખની વિરોધી અને દુઃખની સાધક આ વિવિધ ક્રિયાઓથી રહિત થવાને કેમ ઇચ્છતાં નથી ? આ પદાર્થોપ્રતિનું તમારૂં મમત્વ તમને દુઃખ આપનાર છે એવું જાણીને તેને તમે ત્યજવા પ્રયત્ન કેમ કરતાં નથી ? જે મન આ

વિશ્વમા જીવભાવનાને પ્રકટાવનાર છે તથા સુખદુઃખ અને બન્ધમોક્ષની પ્રતીતિ કરાવનાર છે તેને તમે હજી કેમ ઓળખી શકતા નથી? અને જો ઓળખો છો તો તેનો તેનાવડે કરાતા સર્વ વ્યાપારથી નિરોધ કરવાનો અભ્યાસ કેમ રાખતા નથી? જે મન સ્વતંત્ર અર્થાત્ કેવલ પોતાના પ્રાપ્તસંસ્કારને અધીન વર્તવાથી અનર્થની પ્રાપ્તિ કરે છે, તેને તમે તે સંસ્કારાનુસાર વર્તાવવામા પરવશસરખાં કેમ રહો છો? તમે તેને અનુકૂલ સંસ્કારોની પ્રાપ્તિ જેવડે થાય છે તેવા ઉદ્યોગથી આપણે વશ વર્તાવવાને શક્તિવાળા છતા પ્રયત્નને કેમ આદરતાં નથી? જે મન નાના પ્રકારની ઇચ્છાઓથી ક્રિયામા જોડાઈને ભવભ્રમણના કારણરૂપ થઈ રહ્યું છે તેને તમે આ ભવભ્રમણથી છૂટવાની આશાવાળા છતા ઇચ્છારહિત તથા ક્રિયારહિત કેમ કરતા નથી? જે મન મતિથી પૃથક્ રહીને વૃત્તિઓના ઉદયને કરે છે તથા તે વૃત્તિયોદ્વારા વિષયસંગમને પમાડીને વાસ્તવ સુખથી ભ્રષ્ટ કરે છે તે મનને તમે વૃત્તિયોના અભાવને અર્થે મતિમા લય કરવાને કેમ યત્ન કરતા નથી?

હે સ્ત્રિયો! જે મતિ વિરોધી વાસનાને અનુસરીને આ મનને સ્વતન્ત્ર કરે છે તે મતિને તે વિરોધી વાસનાને અનુસરતી અટકાવવાને તમે સાવધાનતાને કેમ ધારણ કરતા નથી? જે વિરોધી વાસના ક્રમને, મતિને તથા મનને બહિર્મુખ કરનાર કારણરૂપ છે તેને જાણીને તેના જયઅર્થે તમે યોગ્ય અભ્યાસને કેમ સેવતા નથી? જે વાસના ક્રિયાનો આરમ્ભ કરાવનારી થઈને આ સર્વ અનર્થના મૂલરૂપ થઈ ગઈ છે તેનો ઉચ્છેદ અભ્યાસવડે કરીને અક્રિય થવાને કેમ ઇચ્છતા નથી? જે સંયોગી દ્રવ્યમા સ્વભાવથી ક્રિયા પ્રકટે છે તેના તે સ્વભાવનો જય કરવાપર્યન્ત તમારી શક્તિ છતા તમે અબલની પેઠે ઉદ્યોગરહિત કેમ રહો છો? આ દ્રવ્ય જે સ્વરૂપથી ભિન્ન ભિન્ન છતા પણ સંયોગવિયોગને પામવાના ધર્મવાળા છે તેમનો જે સમયે જે ધર્મ વિરોધી ગણાતો હોય તેને શમાવવા તમે ઉત્સાહને કેમ ધારણ કરતા નથી? દ્રવ્યના સંયોગાદિ ધર્મથી પ્રકટતા વિરોધીઅવિરોધી સ્વભાવ જે જીવત્વના નિર્વાહક છે તેના ઉચ્છેદને કરવા જીવત્વની નિવૃત્તિની ઇચ્છાવાળાં છતા તમે કેમ આતુરતા રાખતાં નથી?

હે સુવિચારવન્તીઓ! જે તત્ત્વવડે આ દ્રવ્ય પોતપોતાના ધર્મને પ્રાપ્ત થયું છે તે તત્ત્વને અનુભવવા અર્થે તમને હજુ પ્રેમ કેમ પ્રકટતો નથી? તમે કે જેમણે તત્ત્વબોધ સર્વાર્થસાધન છે એવો દૃઢ નિશ્ચય કર્યો છે તેમણે તે તત્ત્વબોધને પ્રાપ્ત થવા અર્થે અવશ્ય કઠિન પ્રવૃત્તિ કરવી જોઈએ છે, પરન્તુ તમારી ઉત્સાહપૂર્વક તે નિમિત્તે પ્રવૃત્તિ થતી હું જોતો નથી, તેથી

તમને તમારા વાસ્તવ કર્તવ્યમાં જોડવાઅર્થે આ વચનો મારો તમારા પ્રતિનો ધર્મ જાણીને હું કહું છું તે લક્ષમાં રાખજો. તમે જાણો છો કે તમે, હું અને આ આપણા માનેલા મમત્વના સર્વ પદાર્થો તે તત્ત્વવડે જ અસ્તિત્વમાં પ્રતીત થાય છે અને તે તત્ત્વના અભાનવડે જ આ દૃશ્ય પદાર્થ જે આસક્તિ કરવા યોગ્ય નથી તેમાં આપણે આસક્તિ કરીએ છીએ. આ સંસારમાં નાના રૂપમાં પ્રતીત થતા વિવિધ પ્રાણિઓ તથા પદાર્થો જેમને આપણે સુખબુદ્ધિથી સેવીએ છીએ તે સઘળા પદાર્થો વસ્તુતઃ સુખરૂપ નથી, પણ સુખરૂપ તત્ત્વના અભાનવડે જ આપણે આ સર્વ પ્રાણિપદાર્થોને સુખરૂપ માનીએ છીએ. માટે હે સ્ત્રિયો ! આ તમને થયેલું સ્ત્રીપણારૂપ ભાન જેવડે ભૂલી જવાય અને દુઃખરૂપ પદાર્થોમાંથી જેના વડે સુખબુદ્ધિ મટી જાય એવું વાસ્તવ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા તીવ્ર ઉત્કંઠા રાખો. આ હું કે જેને તમે પતિબુદ્ધિથી સેવોછો તેના સ્વરૂપને જાણો. આગમઅપાયધર્મવાળા આ મારા શરીરમાં જ જે આજપર્યન્ત તમે પતિબુદ્ધિ રાખી રહ્યાં છો તે મતિને શમાવીને તમારા સ્વરૂપે રહેલું જે તમારા પતિપણારૂપ મારૂં સ્વરૂપ છે તેને અનુભવી, આ મોહરૂપ સંસારથી તરો, અને તમે પોતે સર્વાધિપતિપદને પ્રાપ્ત રહો. તમે જાણો છે કે જેમ પતિવ્રતા સ્ત્રિયો પોતાના પતિના મરણસમયે વીરત્વને પ્રાપ્ત થાય છે, અને તે પતિવ્રતાને જેમ તે એકાએક પ્રાપ્ત થયેલા વીરત્વના યોગે આ વ્યવહારના અન્ય ધર્મોનું તથા વિવેકનુ એકે કાલે વિસ્મણ થાય છે અને આગળ પાછળનો વિચાર કર્યા વિના જ તે પતિવ્રતા પતિના શવસાથે પોતાના શરીરને પ્રજાળે છે, તેમ પ્રત્યેક પુરુષાદિને યોગ્ય પ્રસંગે આ પ્રકારનું વીરત્વ પ્રાપ્ત થાય છે, અને તેથી તે તે સમયે તેને અન્ય વ્યવહારધર્માદિનું અભાન થાય છે. આ કહેવાથી મારે આ ક્ષણે એ જ તાત્પર્ય તમારા લક્ષમાં આણવાનું છે કે આ હું કે જે એ પ્રકારના વીરત્વની વાટ જોતો જ બેઠો છું તેને જે ક્ષણે તે પ્રાપ્ત થશે ત્યારે તમારા પ્રતિના તથા આ પ્રજાઆદિપ્રતિના મારા ધર્મોનું મને તત્ક્ષણ વિસ્મરણ થશે, અને તે પછી મારી કેવે પ્રકારે અને ક્યાં ગતિ કે સ્થિતિ થશે એ કળી શકાશે નહિ. જેથી આ શરીરાદિ પદાર્થમાં રહેલી તમારી આસક્તિ તે ક્ષણે તમને દુઃખ આપનારી થશે. માટે આ શરીરાદિ પદાર્થનો સહવાસ જ્યાં સુધી રહે ત્યાં સુધી તે તે પદાર્થોનાં સ્વરૂપને જાણીને તે પદાર્થપ્રતિની વિશેષ આસક્તિને ક્રમે ક્રમે ન્યૂન કરતાં ત્યજીને સામાન્યઆસક્તિવડે તે સેવવાયોગ્ય પદાર્થોને સેવવા, અને પશ્ચાત્ કેવલ આસક્તિરહિત થઈને સુખમય થવું અર્થાત્ તત્ત્વાકાર થઈ રહેવું.

હે મહાત્મન્ ! આ આદિ અનેક પ્રકારનાં કર્તવ્યવચનો હું તે સ્ત્રિયોને પુનઃ પુનઃ પ્રસંગવશાત્ કહેતો અને તેથી તે તત્ત્વનિષ્ઠામાં નિપુણ સ્ત્રિયો

પણ મારા ભાવને યથાવત્ સમજીને પોતાના કર્તવ્યમા ઉત્તરોત્તર અધિક પ્રયત્નવડે જોડાઈને સ્વશક્ત્યનુસાર વિષયવાસનાના ત્યાગપૂર્વક સુખાનુભવ કરતી સર્વ પદાર્થમા અસ્પૃહા ધરવાના અભ્યાસવાળી રહેતી હતી.

એ સ્ત્રિયો પોતાની પ્રજાના વ્યવહાર કરવાના કાર્યભારથી મુક્ત થઈ હતી, કારણ કે તેમની ચિન્તા રાખવાનો સઘળો સમય વ્યતીત થઈ ગયો હતો, અર્થાત્ તે પ્રજા પોતપોતાના વ્યવહારને રુડે પ્રકારે ચલાવી શકે એવુ તેમનુ યોગ્ય વય હતુ. આમ છતાં વળી તેમને પોતાની પ્રજાવિષેનું મમત્વ પણ ત્યજી ગયુ હતુ. એ સ્ત્રિયોનો એવો પણ દૃઢ નિશ્ચય હતો કે આપણા માનેલા વિવિધ પદાર્થનુ કે પ્રાણિઓનુ આપણે જ રક્ષણ કરીએ છીએ એમ નથી પણ સર્વના રક્ષક હેતુઓ તે તે પ્રાણિપદાર્થને જ્યા ત્યાંથી સમયપરત્વ વ્યવસ્થાપકસત્તાબલે પ્રાપ્ત જ હોય છે. એ સ્ત્રિઓ ક્રમે કરીને પરમાત્મતત્ત્વના અનુસન્ધાનવડે પોતાની વૃત્તિઓને તૃપ્તિ તથા શાન્તિમા રાખવાના યત્નમા જોડાયલી રહેવા લાગી હતી. તેથી તેમને મારા સમ્બન્ધની તથા પોતાની પ્રજા આદિના સમ્બન્ધની જાણે વિસ્મૃતિ થતી જતી હોય એમ પ્રસંગવશાત્ તેમની થતી ચેષ્ટાથી ભાસતુ હતુ. જ્યારે જ્યારે હુ વ્યવહારનિમિત્ત સાવધાનપણુ સેવતો, ત્યારે ત્યારે મને તેમની આ પ્રકારની ઉત્તરોત્તર થતી ઉત્કૃષ્ટ સ્થિતિનુ ભાન થતુ, અને તેથી એક પક્ષે મને પણ અધિક સંતોષ પ્રતીત થતો હતો. આ પ્રકારે દિવસો વ્યતીત થતા સુભાગ્યના યોગે તે સ્ત્રિયોની અન્તઃકરણની ઉત્કૃષ્ટ સ્થિતિ થઈ. એક સમયે સાવધાનપણે તે સ્ત્રિયોએ આ પ્રકારનાં વચનોથી મને સન્તોષ પ્રતીત કરાવ્યો.

સ્ત્રિયો કહે છે હે ભગવન્! હવે આ અમારા રૂપે સ્ફુરેલી અહંભાવનાદ્વારા આપના તથા અમારા અભેદસ્વરૂપનો અનુભવ અમને થયો છે. અમે અમારા અનન્તસ્વરૂપના ભાનથી હવે આ વિશ્વપ્રપંચનુ વિસ્મરણ કરી શકીએ છીએ. કાઈ પણ દૃશ્યસમ્બન્ધી અમને પ્રાપ્તઅપ્રાપ્ત રહેવાસમ્બન્ધી થતો અન્તઃકરણનો અનુકૂલપ્રતિકૂલ વ્યાપાર હવે નહિવત્ થયો છે. સર્વત્ર સ્વરૂપના અનુભવથી પ્રાપ્યપ્રાપકભાવ શમી ગયો છે, અને સૂક્ષ્મમા કહીએ તો હવે અમે કૃતકૃત્ય થયા છીએ. આ શરીર આ ક્ષણે અથવા કાલાન્તરે છૂટી જાય એ સમ્બન્ધમા હવે અમને કશી સ્પૃહા રહેતી નથી. આ ભૌતિક શરીરનો અવધિ આણનાર કાલ જેમ કોઈ યાચક દીનતાથી યાચનો હોય તેની પેઠે આ શરીરોને યાચનો અમને પ્રસંગે મૂર્તિમાન દીનવત્ પ્રતીત થાય છે, પણ સર્વ પ્રકારથી અસ્પૃહાને પ્રાપ્ત અમે તેપ્રતિ લક્ષ પણ કરતા નથી તેમ ભય પણ પામતાં નથી.

આ આદિ વચનોથી પોતાના નિશ્ચયને મારા સમીપ પ્રકટ કરીને તે સ્ત્રિયો ત્યાર પછી પોતાની વૃત્તિને પોતે નિશ્ચય કરેલા અનુકૂલ લક્ષ્ય-

સ્વરૂપમાં સ્થાપતી રહી. થોડા કાલ વ્યતીત થતાં થોડે થોડે અન્તરે તે બન્ને સ્ત્રિયોના શરીરની નિર્વાહક ચિજ્જડજ્યોતિ, ગ્રન્થિત્રયના ભેદનપૂર્વક અષ્ટપુરીઓના ઉચ્છેદદ્વારા શરીરને નિર્બીજ કરીને સ્વસ્વરૂપાકાર થઈ રહી. એ સમયે કુટુમ્બમાં તથા નગરમાં મોટા ક્લેશ પ્રકટયો, પણ આ અન્તઃકરણમાં યથાર્થ જ્ઞાનના પ્રભાવે ક્લેશનો સ્પર્શમાત્ર પણ થયો નહિ.

આ પ્રકારે સ્ત્રિયોને આ ભવાટવીનો અન્ત આવવાથી મને ઈશ્વરના મોટા અનુગ્રહનું ભાન થયું. જો એ પ્રમાણે તે સ્ત્રિયોનો અન્ત થયો નહિ હોત અને તે પૂર્વે જ મારી આ વ્યવહારવૃત્તિ શૂન્યદશાને પ્રાપ્ત થઈ હોત તો બાહ્યચેષ્ટામાત્રને જોઈ વર્તનાર અનેક અજ્ઞ મનુષ્યોને મારી સ્થિતિ દૃષ્ટાન્તરૂપ થઈ પડત અને તેવા અનેક અજ્ઞ ઉન્મત્ત મનુષ્યો પ્રમાદથી વ્યવહાર ત્યજી આશા ત્યજ્યા વિના વિષયાસક્ત રહીને ઉભયભ્રષ્ટ થાત, અને આશ્રમધર્મથી અકાલે ભ્રષ્ટ થવાથી પતિત થાત. પરન્તુ તેમ ન થયું એ ઈશ્વરનો મોટા અનુગ્રહ થયો એવું આ વૃત્તિમાં ભાન થયું.

એ સુભાગ્યવન્તી સ્ત્રિયોએ લૌકિક સૌભાગ્યસહ દેહને નિર્બીજ કરી ત્યજ્યા પછી થોડા સમયમાં જ મેં સમગ્ર પ્રજાને મારા વ્યવહારધર્મની નિવૃત્તિનો સમય સૂચવ્યો, અને હું એકાન્તસેવનના નિમિત્તથી રાજ્ય, ગૃહ તથા નગરને ત્યજીને વનની વાટે વિચર્યો.

એ સમયે પણ વિવિધ પ્રકારના સમ્બન્ધથી બંધાયલાં અસંખ્ય મનુષ્યોને અવર્ણનીય ક્લેશની પ્રતીતિ થઈ, પરન્તુ સંયોગવિયોગ વિશ્વપ્રપંચમાં સ્વભાવસિદ્ધ હોવાથી તેપ્રતિ આ વૃત્તિનો અલક્ષ હતો.

વનમાં વિચરતાં મારી સ્થિતિ ભાનાભાનવાળી રહેતી; અર્થાત્ કોઈ સમયે પદાર્થના ભાનવાળી અને કોઈ સમયે પદાર્થના અભાનવાળી. જ્યારે જ્યારે પદાર્થના ભાનવાળી સ્થિતિ રહેતી ત્યારે આ સ્થાવરજંગમ પદાર્થોમાં પ્રવેશતા તથા તેમાંથી નિકળતા સૂક્ષ્મ દ્રવ્યના પ્રવાહને હું સ્પષ્ટ અનુભવતો હતો, અને તેથી આ પ્રાણિઓનાં શરીરને તો હું પરસ્પરનાં જીવનમરણના હેતુરૂપ અષ્ટપ્રહર વ્યાપારવાળાં યંત્રો સમજતો. એક બીજામાંથી નિકળતા તથા એક બીજામાં પ્રવેશતા એ પ્રવાહ જ આ પ્રવાહપતિત પ્રાણિઓને અવસ્થાન્તરને પ્રાપ્ત કરનાર કારણરૂપ હતા.

કેટલોક કાલ એ ભાનાભાનવાળી વિલક્ષણ અવસ્થામાં વિચરતાં હું ક્યારે અને શા નિમિત્તે અભાનાવસ્થામાં આવ્યો અને કેવા ક્રમથી મેં માર્ગને કાપ્યો અને આ સ્થલે મારૂં શી રીતે આવવું થયું એ જાણવામાં નથી. માત્ર તમારો ભારે સ્વર સાંભળવાથી આ વૃત્તિ ભાન કરતી થઈ અને આ વ્યવહાર કર્યો.

મહાત્મા કહે છેઃ હે મહારાજ વીરવિજયચન્દ્ર ! આ પ્રકારના વચનો બોલીને તે અવધૂત વેષવાળો ભદ્રસેન મૌન રહ્યો. મેં ફલજલાદિથી તેનું આતિથ્ય કરયું. તેનો તેણે મારા આગ્રહથી સ્વીકાર કર્યો. પછી રાત્રિ પડી ત્યારે હું મારા કર્તવ્યમાં રહ્યો અને તે પોતાની મેળે ચાલતો કોઈ દિશામાં વહ્યો ગયો ત્યાર પછી પુનઃ મારૂં તેનું મળવું થયું નથી અનેક પ્રકારના વિલક્ષણ વેગવડે વહેતા આ સંસારપ્રવાહના સ્વરૂપને હું યથાવત જાણતો હતો તેથી મે પણ તેના સમ્બન્ધમા પુનઃ વૃત્તિને વેગ આપ્યો ન હતો, અને તે કયી દિશાપ્રતિ ગયો તેનો શોધ પણ કર્યો ન હતો

હે રાજપુત્ર ! આ પ્રમાણે તમારી ઇચ્છાથી મે તે ભદ્રસેનનો આ સઘળો વૃત્તાન્ત તમારાપ્રતિ કહ્યો. હવે જે કાંઈ તમારી ઇચ્છા હોય તે કરો.

આ પ્રકારનાં તે મહાત્માનાં વચનને તથા ભદ્રસેનની કથાને શ્રવણ કરીને તે ધૈર્યબલવાળો વીરવિજયચન્દ્ર આ પ્રકારના વચનો બોલ્યો.

વીરવિજયચન્દ્ર કહે છેઃ હે સિદ્ધ પુરુષ ! આપે મારા ઉપર જે ઉપકાર આ સમયમા કર્યો છે એ અન્ય સમગે મારાથી અનેક પ્રકારના પ્રયોગોવડે પણ વાળી શકાય એમ નથી તેમાં પણ આપસરખા આપ્ત-કામ પુરુષનો ઉપકાર કયા પ્રયોગોથી વાળવો, એ પણ આ ક્ષણે હું સમજી શકતો નથી. માત્ર એ ઉપકારનિમિત્ત આ ક્ષણે તો આપને સવિનય નમસ્કાર કરવો એ જ મને ઉચિત ભાસે છે.

આપે મારા હિતને અર્થે કહેલી આ ભદ્રસેનની કથાને મે પ્રેમવડે શ્રવણ કરી છે અને તેમાથી મારા ઉપયોગનું ઘણુ મે ગ્રહણ કર્યુ છે એની સઘળી સ્થિતિઓના ચિત્ર મારા હૃદયમા પ્રતિબિમ્બિત થયા છે તેમાંની કયી સ્થિતિપર મારાથી જવાશે એ સમજાતુ નથી સર્વોત્તમ સ્થિતિ તો તેની અન્ત્યાવસ્થાની છે, પરન્તુ આ સમયે હું તેનો અનધિકારી છુ, એટલે નિરુપાય.

હવે આપને મારે અધિક કાલ આદિ વિઘ્નરૂપ થઈ નડવુ, એ મને અધિક યોગ્ય જણાતુ નથી તેથી આપની કૃપાને ઇચ્છતો હું આગળ પ્રયાણને આરમ્ભુ છુ. માત્ર તત્કાલ આપને નિવેદન કરવાનુ એટલુ જ છે કે આપના સ્વધર્મમા પ્રતિબન્ધ ન આવે અને મને હિતકર થઈ રહે એવી મારા સમ્બન્ધમાં કાંઈ આજ્ઞા હોય તો કરો. હું ક્ષત્રિયપુત્ર હોવાથી ધારેલા નિશ્ચયથી પાછો હઠવાનો નથી મરણને સ્વીકારી શકુ પણ દૃઢ કરેલા સંકલ્પથી ભ્રષ્ટ થનાર નથી હું સકામ છતાં પણ દુષ્ટ સ્પૃહાથી દુર્બલ નથી તેથી ધારણા પાર પાડવા પર્યન્ત મરણ ન આવે તો પાછો હઠવાનો નથી તેથી આપે જે અધિક ઉપકાર કરવો ઘટિત હોય તે કરો.

મહાત્મા કહે છે: હે રાજપુત્ર! હવે તમારા અન્તર્માં ઉઠતી પ્રથમ વૃત્તિને અનુસરીને વિચરો. એથી અધિક આ ક્ષણે કાંઈ પણ કહેવાયોગ્ય નથી.

**વીરવિજયચન્દ્ર** કહે છે: આ ક્ષણે પ્રથમ વૃત્તિ તો એવી સ્ફુરી કે જો આપ કાંઈ ભાવિમાં કરવાયોગ્ય નહિ કહો તો અત્રથી પૂર્વમાં પ્રયાણ કરવું.

મહાત્મા કહે છે: તો હવે ઇષ્ટ સ્મરીને તેમ જ કરો.

આ સાંભળીને તત્ક્ષણ ઇષ્ટ સ્મરીને તે મહાત્માને નમસ્કાર કરીને તે બોલ્યો: હે ભગવન્! મારા પ્રતિ અમૃતમયી વૃત્તિ પ્રસંગે નાંખજો, અને પુનઃ અનુગ્રહવડે મારી ઇચ્છા પૂર્ણ થયે આપને યોગ્ય ભાસે તો મને આપનાં પાપહર દર્શન આપજો. એમ બોલીને પૂર્વમાં ચાલ્યો. મહાત્મા એક પણ શબ્દ ન બોલતાં ઉઠીને માત્ર તે **વીરવિજયચન્દ્ર**ના પૃષ્ઠને જોઈને પોતાની ગુહાપ્રતિ વળ્યા. **વીરવિજયચન્દ્ર** પણ પાછળ જોતો, મનવડે નમન કરતો આગળ ચાલ્યો. એક બીજાની દૃષ્ટિથી બહિર્ પરસ્પર થયા પછી **વીરવિજયચન્દ્ર** આ પ્રમાણે બોલતો આગળ ચાલ્યો:

**સોરઠા.**

**મરણ જ ઇચ્છે જેહ, ઇચ્છે તે ન જગે કશું,**<br>
**કદિ ઇચ્છે તો તેહ, ઇચ્છે સંગી ધર્મને.**<br>
**જાય ત્યજી જન સર્વ, સ્ત્રીસુતગૃહવિત્તાદિને,**<br>
**ધર્મ ત્યજે ત્યજી ગર્વ, જીવન્મુક્ત કોક જ જગે.**<br>
**અવર સકલ સજી ધર્મ, ઇહપરલોકે સુખ લહે,**<br>
**લહે ન ભવનો મર્મ, તો ત્યજી ધર્મ સ્વજન દહે.**<br>
**માટે ધર્મ જ એક, ઉર ધરવા સરખો દીસે,**<br>
**તેથી ધરી વિવેક, ત્યજું ન ધર્મ સરણલગી.**<br>
**જો છે ઈશ સહાય, તો ધાર્યું કરવું જગે,**<br>
**નહિ તો ભવરણમાંહ્ય, તપથી તનુને ત્રોડવું.**

આટલું બોલીને મનમાં વિચારતો ચાલે છે કે જન્મેલાને મરણ તો છે જ. કાયર જનો ગૃહગુહામાં ક્લેશને અનુભવતાં અને શૂરવીર સાધકો ગિરિગુહામાં પ્રસન્નતાવડે કાલવશ શરીરને સમય આવ્યે છોડે છે. ક્ષત્રિયે તો રણમાં જ મરણને સ્વીકારવું, કાં અજાતશત્રુ થઈ સ્વતંત્રપણે જ્યાં ત્યાં શરીર છોડવું છે. હું ક્ષત્રિયના કુલમાં જન્મ્યો છું, છતાં હજી કુલધર્મને યથાવત્ ધરી રણમાં શત્રુઓના રુધિરની નદી ચલાવવાનો સમય મારે આવ્યો નથી. જો ઇશ્વરે સંકેતવડે જન્મ આપ્યો હશે તો સમય અને સામર્થ્ય આવી મળશે. વર્ષાકાલે અને અન્ય ઋતુઓમાં પણ અસંખ્ય ઋતુઓના જન્તુ ઉપજી ઉપજીને ખપી જાય છે, પરન્તુ તેમનું જગમાં આવવું જવું વ્યર્થસરખું જ છે. કારણ કે તેઓ સાધવા યોગ્ય સ્વપરહિત

સાધ્યાવિના જ અળપાઈ જાય છે. સાર્થક જન્મ તો તેનો જ છે કે જે સાધવાયોગ્ય સાધીને જ વિરમે છે.

આ પ્રકારે વિચાર કરતો ચાલે છે. કેટલોક પથ કાપતાં સૂર્યને પાછળ સતાઈ જતા હોય એમ અસ્ત પામતા જોઈને બોલે છે

સોરઠા.

જગે ઉદય ને અસ્ત, સુર્યસમાને પણ રહ્યો,
છૅવ જે દુઃખથી ગ્રસ્ત, તેને અસ્તોદય જ શું ?
રવિને ઉદય ન અસ્ત, પણ જનને ભાસે સદા,
ત્યમ હું વિચરૂં મસ્ત, પણ જન તો દુઃખી લેખતા

અસ્ત થતા સૂર્યને વિધિવત્ નમન કરીને તે આગળ ચાલ્યો સમય જતા કૃષ્ણપક્ષની રાત્રિએ પોતાનુ ભયકર રૂપ પ્રકટાવવા માડ્યુ. દિશાઓમાં અન્ધકાર અભિવ્યક્ત થયો વનના રાજા તથા વનની પ્રજા પોતપોતાના વ્યવહારઅર્થે સાવધાન થયાં. તમસ્થી ભય પામનારાં પોતપોતાનાં શુભ થવાનાં સ્થળોમાં ભરાઈ બેઠાં સ્થલે સ્થલે વૃક્ષો પણ પત્રોરૂપ નેત્ર બન્ધ કરીને નિદ્રા લેતા હોય એમ ભાસ્યાં. પણ ભયને જેણે તૃણવત્ ત્રેવડ્યો છે એવો વીરવિજયચન્દ્ર તો નિશાપતિ ચન્દ્રની પેઠે રાત્રિમા પણ ઉતાવળી ગતિથી ચાલતો જ રહ્યો.

વિચારમાં ને વિચારમા ચાલતા શુમારે પ્રહર રાત્રિ વ્યતીત થઈ. રુદ્ર, મધુર અને કઠોર શબ્દોથી ગર્જિત વનને વિધતો ચાલે છે, પણ અન્તરમાં કોઈ વિશ્રામ કરવા યોગ્ય સ્થલની આશા ગણે છે આગળ ચાલતાં ઘણે અંતરેથી પ્રકાશમરખુ કાંઈ ભાસ્યુ તેથી એ ગામ હશે એવુ અનુમાન થયુ. આગળ ચાલતા ને પ્રકાશ કોઈ ગૃહના દ્વારમાથી બહાર આવતો હોય એવુ જણાયુ. માર્ગકાપતાં જ્યારે છેક નિકટ આવ્યો ત્યારે તેણે જાણ્યુ કે આજુબાજુ વસતિ નથી, પણ આ કોઈ એકાન્તસેવન કરનારનો મઠ છે એ મઠના દ્વારપ્રતિ દૃષ્ટિ નાખતા કોઈ મનુષ્યનુ મઠમા હરતુ ફરતુ જણાયુ નહિ, અને શાન્તમરખુ જણાયુ. દ્વારમાથી બહાર પડતો પ્રકાશ જણાયો; પણ એ પ્રકાશ શેનો છે ને કાંઈ જણાયુ નહિ અરણ્યમાં ઉજાસ કાર મઠી ગત્રિએ કોણ અત્ર રહે છે તથા તે શુ ક્રિયા કરે છે એ વગેરે જાણવાને પ્રથમ તો શુભપણે જઈને મઠની બાજુએ એક તરફના રચેલા ચોતરાઉપર બેઠો. મઠની ચારે બાજુએ દ્વાર છે એમ જાણ્યુ, કારણ કે ચારે બાજુએ દ્વારમાથી બહિર્ પડતો પ્રકાશ જણાતો હતો. લગાર બેઠાને પછી ઉઠીને ચારે બાજુએ ફરી વળ્યો. દીપકાદિ પ્રકાશના કોઈ આધારને અંદર દૃષ્ટિ નાખવા છતાં ન દેખી શકવાથી આશ્ચર્યને પામવા લાગ્યો. પણ ક્ષત્રિયજાતિ હોવાથી ભયરહિતપણે કૌતુક જાણવાની આતુરતાથી પુન- તે જ

ચોતરાઉપર જઈને બેઠો. બે ઘટિકાજેટલો કાલ કેવલ શાન્તિથી ગયો તેથી એના મનમાં એમ ભાસ્યું કે કાં તો મઠાધિપતિ નિદ્રાવશ છે કે કાં તો મઠથી બહાર કાંઈ કારણસર નિકળ્યા હશે. આમ વિચારે છે એટલામાં તો તેણે આ પ્રકારના શબ્દો કાને સાંભળ્યા:

" સાધો! જો તારી ઇચ્છા હોય તો તને હું દેવ પ્રસન્ન થાય એવો કોઈ ઉપાય કહું. તે દેવો પણ અનેક છે, અને વિવિધ મનવાંછિત ફલ આપનાર છે. ભિન્ન ભિન્ન દેવનાં સાધનના પ્રકાર પણ ભિન્ન ભિન્ન છે. તેમનાં સાધનસમયે પાળવાના નિયમો, આહારના પદાર્થો તથા બલિદાન આપવાના પદાર્થો તને કહું. અને જો ઇચ્છા હોય તો દેવીઓને પ્રસન્ન કરવાનો વિધિ કહું. દેવીઓ પણ અનેક છે, અને વિવિધ ફલ આપનાર છે. એ દેવીઓની સહાયતાથી ત્રિભુવનમાં તને કાંઈ દુર્લભ રહેશે નહિ. આ ત્રિલોકમાં તું પૂજ્ય થઈશ. અને જો તારી એમ જ ઇચ્છા હોય તો હું તને નાના પણ નિયત ફલને આપનારી અનેક યક્ષિણીને પ્રસન્ન કરવાનો ઉપાય આપું. તેમાં તને રુચે તો નિત્ય એક સુવર્ણમુદ્રા આપનારી, નહિ તો નિત્ય ત્રિશ મુદ્રા આપનારી, નહિ તો સો મુદ્રા આપનારી અને તે નહિ તો તને નિત્ય એક સહસ્ર સુવર્ણમુદ્રા આપનારી ધનેશ્વરી-નામવાળી યક્ષિણીને પ્રસન્ન કરવાનો માર્ગ કહું. અન્ય યક્ષિણીઓમાંની એક તો એક દંડ આપે છે, જે દંડપર આરૂઢ થઈને પૃથ્વીથી એકવિશ ગજ ઉંચા ઉડાય છે, અને ઇચ્છામાં આવે ત્યાં એ પ્રમાણે આકાશમાર્ગે જઈ આવી શકાય છે. બીજી એક તો પ્રસન્ન થઈને વસ્ત્ર આપે છે, જે વસ્ત્રના પ્રતાપથી કોઈ દેખે નહિ, એવી સિદ્ધિ મળે છે. તે નહિ તો એક વટેશ્વરીનામની યક્ષિણી જે અખુટ લક્ષ્મી તથા રસાયનવિધિની ઔષધિ આપે છે, તેનો પ્રયોગ તને કહું, જેથી ભંડાર સદા પૂર્ણ રહેવાથી તું અખંડ સુખ ભોગવીશ.

વળી જો તને પ્રિય હોય તો એક યક્ષિણીનો પ્રયોગ કહું જે પ્રસન્ન થઈને એક મણિ આપે છે, જે મણિના પ્રતાપથી અગાધ જલમાં પ્રવેશ કરતાં જલ બોળે નહિ કે પ્રાણ લે નહિ. પૃથ્વીની પેઠે જલમાં જ્યાં ત્યાં વિચરે. વળી તે મણિથી મૃતક પણ જીવાડી શકાય છે. તે નહિ તો એક યક્ષિણીનો પ્રયોગ કહું, જે ભૂમિમાં રહેલા ધનને દેખાડે તથા ત્રિલોકમાં થતી ભૂત, ભાવિ કે વર્તમાનની વાર્તા કહે. અને જો તને યોગ્ય જણાય તો એક યક્ષિણીનો પ્રયોગ કહું જેને પ્રસન્ન કરવાથી એક **ત્રિભુવનવિજયી** ખડ્ગ મળે છે જે ખડ્ગને હસ્તમાં ધારણ કરનાર પુરુષ ત્રણ લોકમાં કોઈથી પરાભવને પામતો નથી.

હે વનવાસિન્ ! એ વિના અનેક યક્ષિણીઓ છે અને તેમના સર્વના ભિન્નભિન્ન સાધનના પ્રયોગો છે. તેમના મંત્ર, તે મંત્ર જપવાની વિવિધ જાતિની રક્તચન્દનાદિની માલાઓ, તે જપ કરવાના નિશ્ચય કરાયલાં વિવિધ સ્થલો તથા તે યક્ષિણીઓને બલિ આપવાના પણ નાના પ્રકારના વિધિ છે. એમાંથી જેને તારે પ્રસન્ન કરવાની ઇચ્છા હોય અને જેથી તને સંતોષ પ્રાપ્ત થતો હોય તે કહે તો તેને જ પ્રસન્ન કરવાનો ઉપાય હું તને કહું."

આટલા વચનો બોલીને તે બોલનાર બંધ રહ્યું. પણ તેના સન્મુખ ઉત્તર આપનાર કોઈ બોલ્યું નહિ, ત્યારે થોડી વાર વાટ જોઈને આ વીરવિજયચન્દ્ર આશ્ચર્ય પામીને મઠમાં પ્રવેશવા તૈયાર થયો, તે એવા સંશયથી કે આ કોઈ મને તો પૂછતું નથી ? જોઉં, મઠમાં રહીને આ કોણ અને કોના પ્રતિ બોલે છે ? આવા વિચારથી તેણે મઠના દ્વારમાં પ્રવેશ કર્યો. પ્રવેશતાં પ્રથમ તો તેને પ્રકાશમાં આસપાસ કાંઈ જણાયું નહિ પણ જેનાથી આ પ્રકાશ પ્રકટતો હતો તેને પુષ્પાકારમાં બેઠેલો જોયો. તેના સમીપ જઈને જુએ છે તો નેત્ર બંધ કરીને બેઠેલો કોઈ સાધુસરખો વિરક્ત પુરુષ જણાયો. આજુબાજુ જોતાં જ્યારે ત્યાં અન્ય કોઈ પણ જણાયું નહિ ત્યારે તેણે હસ્ત જોડીને મોટા સ્વરથી નીચે પ્રમાણે પૂછ્યું

'હે દેવ ! આપ કોણ છો ને કૃપા કરીને કહો. આ અનેક વચનો બોલીને કેમ મૌન ધરીને બેઠા છો ? એ વચનો આપ બોલ્યા છો કે કોઈ અન્ય, અને અન્ય કોઈ બોલ્યું તો તે બોલનાર આ સ્થળે જોવામાં કેમ આવતું નથી ? આપ જાગ્રત છો કે નિદ્રામાં છો કે સમાધિસ્થિતિમાં છો'? આ પ્રકારે પૂછવા છતાં ઉત્તર આપ્યું નહિ ત્યારે પુન: મુનિ કુંવર નીચેના વચનો બોલ્યો

'હે દેવ ! આપને હું નમસ્કાર કરૂં છું આપ આ તેજને પ્રકટાવનારા આ ભૂલોકમાં સૂર્ય ભગવાન્ જ બીજે રૂપે આવ્યા છો કે શું ? હું સરખા દુઃખગ્રસ્તને દુઃખમાંથી મુક્ત કરવાને જ કોઈ દેવ આમ મનુષ્યરૂપે આવી અત્ર પ્રકટ થયા હો એમ ભાસે છે. માટે હવે કૃપા કરીને પ્રસન્ન થાઓ અને બોલો. એટલું બોલીને પોતાનું મસ્તક તેમના ચરણઉપર મૂક્યું, અને ચરણને હાથવડે સ્પર્શ કર્યો. સ્પર્શ થવાથી નેત્ર ઉઘાડીને તે પુરુષે ગંભીર વાણીવડે આ પ્રકારે વીરવિજયચન્દ્રને પૂછ્યું

'હે ભયરહિત ! તું કોણ છે ? શા માટે ક્યાંથી આવ્યો છે ? અને કોની આજ્ઞાથી મઠમાં પ્રવેશ કર્યો છે તે કહે.

પોતાના શરીરમાંથી તેજને પ્રસરાવતા તેજઃપુંજરૂપ તે મહાપુરુષનાં વચન સાંભળીને **વીર**વિજયચન્દ્ર આ પ્રમાણે બોલ્યોઃ

'હે ભગવન્! હું પ્રવાસી રાજપુત્ર છું. ઘણે દૂરથી આવું છું અને ક્યાં તથા કેટલે દૂર હજી જવાનું છે એ પણ જાણતો નથી. માર્ગમાં ચાલતાં વિશ્રામસ્થલને ઇચ્છતો હતો તેટલામાં આ મઠ જણાયો. આવીને બહાર બેઠાપછી બે ઘટિકા થઈ ત્યારે કોઈ આશ્ચર્યને પમાડનારી દેવાદિનાં સાધનની વાર્તા કરીને પૂછવા લાગ્યું કે હવે જે તારી ઇચ્છા હોય તે કહે. એ સઘળી વાર્તા શ્રવણ કરીને તેના ઉત્તરને સાંભળવાની વાટ જોઈ, પણ કોઈ બોલ્યું નહિ ત્યારે મેં જાણ્યું જે મને તો કોઈ પૂછતું નથી? આ પ્રકારના અનુમાનથી મેં મઠમાં પ્રવેશ કર્યો છે. જો એમાં મારાથી અપરાધ થયો હોય તો આપ દયાના સમુદ્ર મને ક્ષમા આપશો. અમે ક્ષત્રિય સદા અદીનપણે વર્તનાર છીએ તથાપિ ઇશ્વિરની વિભૂતિરૂપ આપ મહાત્માના સમીપ દીનતા ધારણ કરવી એ અમારો ધર્મ છે.

મહાત્મા બોલ્યા: હે ભાઈ! ઇશ્વિરની વિભૂતિરૂપ મહાત્માવિના અન્ય સર્વ સ્થલમાં દીનતારહિત રહેનારા તમારા સરખા ક્ષત્રિય હાલમાં દુર્લભ છે. ઘણા ક્ષત્રિયોને તો સ્ત્રીના સમીપ દીન થતા સાંભળ્યા છે. તેમ જ નામમાત્રથી ક્ષત્રિય કહેવડાવનારા એવા તો ઘણા, નીચ સ્વભાવના મનુષ્યોપાસે પણ સ્વાર્થવશ થવાથી દીનત્વ ધારણ કરે છે. કોઈ એક વિષયકામનાથી રહિત થયેલો પુરુષ જ દીનત્વને દાસ કરે છે. બાકી વિષયલાલસાવાળા પ્રાણિઓ તો સ્થલે સ્થલે દીનત્વના દાસ થાય છે.

આ વચન સાંભળીને તે **વીર**વિજયચન્દ્ર બોલ્યો: હે ભગવન્! યદ્યપિ હું વિષયવાસનાવાળો છું તથાપિ આજપર્યન્ત મને વિષયસમીપ કે નીચ જનપ્રતિ દીનત્વ ધારણ કરવાનો સમય આવ્યો નથી.

મહાત્મા કહે છે: હે ભાઈ! મને કહો કે તમે આ આશ્રમમાં શી વાર્તાને શ્રવણ કરી?

વીરવિજયચન્દ્ર પોતે શ્રવણ કરેલા સઘળા શબ્દો બોલ્યો અને કહ્યું કે આપ કૃપા કરીને મારો સન્દેહ નિવારણ કરો કે એ શબ્દો કોણ કોના પ્રતિ બોલ્યું છે?

મહાત્મા કહે છે: હે ભાઈ! એવાં કૌતુક તો આ આશ્રમમાં ઘણીવાર સંભળાય છે. તેમાં વિશેષે કરીને કોઈ આવનાર હોય છે કે આવ્યુ હોય છે ત્યારે તો અવશ્ય સંભળાય છે. આ તમારા કહેલા શબ્દઉપરથી સમન્વય છે કે તમને ત્રિભુવનને વશ વર્તાવવાની ઇચ્છા છે તેમ જ કોઈ સ્ત્રીની અભિલાષાથી તમારો પ્રવાસ છે.

વીરવિજયચન્દ્ર પૂછે છે: આપે એ વાર્તા શી રીતે જાણી ?

મહાત્મા કહે છે. ભાઈ! એ વાણીમા અન્તે ત્રિભુવનવિજયથી ખડ્ગ મેળવવાની ઉપાસનાવિષે પૂછ્યુ છે, તેમ જ અન્તમાં વિવિધ યક્ષિણીઓની ઉપાસનાનું વર્ણન કર્યું છે, એથી તમારી કામના મને સમજવામા આવી છે. એ કોણ બોલ્યુ છે તે તો હુ તમને આ ક્ષણે કહી શકનો નથી પણ એ દેવવાણી થઈ છે એમાં સન્દેહ નથી.

વીરવિજયચન્દ્ર કહે છે: હે ભગવન! આપના આશ્રમમા એવી દેવવાણી વારવાર શાથી થાય છે તથા આપ કોણ છો? અત્ર ક્યારથી વમો છો? અને આ આપના શરીરમાથી પ્રકાશ શાથી પ્રકટે છે એ આદિ સર્વ વાર્તા જો આપને પ્રતિબન્ધ ન હોય તો મને કૃપા કરીને કહો. આ આશ્ચર્ય મારા જોવામાં પ્રથમ જ આવે છે, અને તેથી એને સકારણ સમજવાની મને આતુરતા છે.

મહાત્મા કહે છે: હે ભાઈ! તમને શ્રવણ કરવાની ઇચ્છા છે તો તમારા પ્રતિ કહેવામા હુ પ્રતિબન્ધ જોતો નથી, માટે સ્વસ્થ થઈને આ પાત્રમાંથી જલ લો, અને પ્રાણને તૃપ્ત કરો. પછી શ્રમથી મુક્ત થઈને શ્રવણ કરો. આશ્રમમા રહેલા મનુષ્યે આશ્રમમાં આવેલા મનુષ્યનુ ફલ-જલાદિથી સમ્માન કરવુ એ આશ્રમવાસીનો ધર્મ છે.

પછી વીરવિજયચન્દ્ર ઇચ્છાનુસાર ફલજલ ગ્રહણ કરીને મહાત્માના મુખથી સર્વ વૃત્તાન્ત શ્રવણ કરવા સ્વસ્થ થઈ બેઠો

મહાત્મા કહે છે. હે વીરવિજય! આ સસાર શી વસ્તુ છે, એ શા કારણથી વિચિત્રતાવાળો ભાસે છે, એનો અન્ત ક્યારે છે અને શેમાં છે, એ આદિ સસારસમ્બન્ધી વિચાર કરવાની મનુષ્યશરીરમા ઇચ્છા થવી એ સ્વાભાવિક છે, અને તેથી મને બ્રાહ્મણના ઉચ્ચ કુલમાં જન્મ્યા પછી યોગ્ય વય પ્રાપ્ત થયે સારાસારવિચાર કરવાની શક્તિ આવી ત્યારે વિચાર આવવા લાગ્યા પણ કેવલ વિચારથી જ એનો હુ યથાર્થ નિર્ણય કરી શક્યો નહિ. પશ્ચાત્ વિદ્યા ભણીને શાસ્ત્રને અવલોકન કરવા માડ્યુ. તેમા મે પોતાની મેળે ઘણા ગ્રન્થો જોયા અને તેમના તાત્પર્યને નિશ્ચય કરવા તથા તેમા સ્થિર થવા યત્ન પણ કર્યો, પરન્તુ આ સશયાદિ દોષવાળુ અન્તઃકરણ અનેક વિચારને શાસ્ત્રદ્વારા જાણીને તે સર્વના તાત્પર્યને જેમ હશે તેમ નિશ્ચય કરી શક્યુ નહિ, અને ઉત્તરોત્તર સંશયવાળુ થતુ ગયું. આયુષ્યની મર્યાદાપર્યન્ત પણ જે કરવાનો અન્ત ના આવે એવા કર્તવ્યના સ્વરૂપનો વિચાર કરીને હુ તે શાસ્ત્રોના અવલોકનથી પણ તૃપ્ત થયો નહિ. એ સન્ધિમાં માતાપિતાનો દૈવયોગથી કાલ થયો, જેથી નિરાધાર થવાથી મસા-

ર્ભારતું સ્વરૂપ ભયંકર ભાસવા લાગ્યું. શાસ્ત્રમાંથી જાણેલા ગૃહસ્થના ધર્મો વિકટ જણાવા લાગ્યા, તોપણ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત ગૃહસ્થાશ્રમનો તત્કાલ ત્યાગ થઈ શક્યો નહિ. કાલે કરીને પુત્રપ્રજા થઈ અને તે પુત્રને યોગ્ય સમયે ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત કર્યો. હે રાજન્ ! આ જગત્‌માં પ્રતિકૂલ અંશવાળા પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા સ્ત્રીપુત્રધનગૃહક્ષેત્રાદિ પદાર્થો પ્રજ્વલિત અગ્નિની પેઠે સંતાપ આપનાર હોય છે, અનુકૂલ અંશવાળા સંસ્કારથી પ્રાપ્ત થયેલ તે સર્વ અનુપમ સુખશાન્તિના કારણરૂપ પ્રતીત થાય છે, અને મિશ્રપ્રારબ્ધઅંશથી સુખદુ:ખના જનક થાય છે. આ વાર્તાને જાણનાર હું તે મમત્વના સ્ત્રીપુત્રાદિ પદાર્થોદ્વારા પ્રતીન થતાં સુખદુ:ખાદિ ફલદ્વારા મારા સંસ્કારને યથાવત્ સમજવા લાગ્યો. પણ આ વિચિત્ર માયાના સ્વરૂપને શાસ્ત્ર તથા વિચારદ્વારા જેવું તેવું જાણેલું હતું તેથી એ વિષયજન્ય તાપથી કે સુખથી હું શોકહર્ષાદિ વિકારને વિશેષે કરીને પ્રાપ્ત થતો ન હતો. દૈવવશાત્ સ્ત્રીની આયુષ્યમર્યાદા પૂર્ણ થઈ ગૃહસ્થાશ્રમ છૂટયો. ત્યારે મેં મને પોતાને એક પક્ષથી સુભાગ્યવાન્ ગણ્યો. કારણ કે જે જે સમયે જેવી જેવી જોઈએ તેવી તેવી સ્થિતિને તે તે સમયે પ્રાપ્ત થવું એ સુભાગ્યના યોગવિના બનતું નથી. સ્ત્રીના નિવૃત્ત થયા પછી પુત્રગૃહાદિનાં મમત્વવડે પ્રાપ્ત બન્ધનોને મેં ક્રમે કરીને શિથિલ કરી નાંખ્યાં, અને આ જન્મમૃત્યુરૂપ સંસારના મિથ્યાત્વનો દૃઢ નિશ્ચય કરીને મેં સર્વ સમ્બન્ધીની અનુમતિવડે તીર્થવાસ કરવા પ્રયાણ કર્યું. વિવિધ ક્ષેત્રોમાં નાના પ્રકારનાં ચરિત્રચેષ્ટાવાળા તથા વિલક્ષણ સ્થિતિવાળા અનેક મહાત્માઓનાં દર્શન મને થયાં તથા તેમના દ્વારા જાણવાયોગ્ય નિશ્ચયો જાણવામાં આવ્યા. તીર્થોમાં ભ્રમણ કરતાં કરતાં મન હાર્યું, અને કર્તવ્ય તો શેષ રહ્યું, ત્યારે મેં ભ્રમણનો ત્યાગ કરીને મનને કર્તવ્યમાં જોડવાને કોઈ એકાન્ત સ્થલે નિવાસ કરવાની ઇચ્છા કરી. માર્ગ કાપતાં આ સ્થલે આવ્યો તો આ મઠ ઉજ્જડ પડેલો દૃષ્ટિએ આવ્યો. રાત્રિ આ સ્થાનમાં ગાળી. તેમાં સ્વપ્નમાં કોઈ પુરુષે આવીને મને કહ્યું કે 'હવે તું આ સ્થલે નિવાસ કર. તારું સર્વ કર્તવ્ય સિદ્ધ થશે.' આ પ્રકારનું સ્વપ્ન થયા પછી જાગ્રત્ થયો અને અદૃષ્ટને આ સ્થલ જ અનુકૂલ હશે એમ ધારી અત્ર જ તે દિવસથી રહ્યો.

હે રાજકુમાર ! આ સ્થલે મારા આવવવાપર્યન્તની વાર્તા તને સંક્ષેપમાં કહી. હવે જે શેષ રહ્યું છે તે કહું છું, તેને તું સુખપૂર્વક શ્રવણ કર.

આ સ્થલે રહીને મેં ફલકંદમૂલપત્રાદિથી પ્રાણનું રક્ષણ કરવા માંડયું; અને સદા આ પ્રતીન થતા સંસારપ્રપંચના કારણમાં મનને જોડી રાખવાનો અભ્યાસ કરવા માંડ્યો. દિવસે સૂર્યના ઉદયથી અને રાત્રિએ ચન્દ્ર-

તારકાદિના પ્રકાશથી આ જગતમા ભયના કારણરૂપ પદાર્થોની પ્રતીતિ થતી, અને અન્ધકારના સમયમાં બહારના પદાર્થોનાં દર્શન નહિ થવા છતાં વૃત્તિમા રહેલા પદાર્થોની પ્રતીતિ થતી. આ પ્રકારે દ્વૈતની પ્રતીતિ હોવાથી મને દ્વૈતની પ્રતીતિદ્વારા થતુ સામાન્ય ભય પ્રાપ્ત રહેતુ જણાયું, અને આ મન એકાગ્રતાને પ્રાપ્ત થયું પ્રતીત થયુ નહિ. મે વિચાર કર્યો કે શાસ્ત્રમા સર્વ દ્વૈતપ્રપચના અભાવની પ્રતીતિના સમયે સુખાવિર્ભાવ કહ્યો છે, અને મને તો આ દ્વૈતની પ્રતીતિ મટતી નથી ત્યારે હવે શુ કરવુ ? વિચાર કરતાં એમ ભાસ્યું કે આ જગતમાં પ્રકાશ અને અન્ધકાર એ બે ભાવ પરસ્પર વિરોધી છતા સર્વ જીવને પ્રતીત થાય છે. આ પ્રથમ દ્વૈત છે, તેથી જો દ્વૈતની નિવૃત્તિ જ કરવી છે તો મારે એમાથી એકની નિવૃત્તિ કરવી જોઇએ–કા તો મને અન્ધકાર દૃષ્ટિએ ન પડે અને કા તો મને પ્રકાશ જોવામાં ન આવે. એથી આગળ વિચાર ચાલતા મને એવી શકા થઈ કે આ અન્ધકાર અને પ્રકાશ એ બેમાથી પ્રથમ શું હશે અને પાછળથી શું હશે ? એ સમ્બન્ધમા તો મે એવો વિચાર કર્યો કે આ પ્રકાશ તો ઉપાધિજન્ય પ્રતીત થાય છે. આ સૂર્ય, ચન્દ્ર, તારા કે દીપકાદિ ઉપાધિવડે જ પ્રકાશ ભાસે છે. એ સૂર્યાદિ કે મણિઆદિ ઉપાધિપદાર્થ ન હોય તો પ્રકાશ પ્રતીત થાય નહિ આથી એ નિશ્ચય થયો કે પ્રકાશ ઉપાધિજન્ય છે અને અન્ધકાર તો સ્વત સિદ્ધ સ્વયમ્ભૂમરખો પ્રતીત થાય છે, એથી પ્રથમ અન્ધકાર અને પછી પ્રકાશ એમ હોવું જોઈએ. આ પ્રકારનો નિશ્ચય થતા પણ એવી શકા સ્ફુરી કે જો પ્રથમ અન્ધકારમાં પ્રકાશનું મૂલ કારણરૂપે અસ્તિત્વ જ ન હોય તો અત્યન્તાભાવમાથી ભાવરૂપ કાર્યની પ્રતીતિ થાય નહિ. માટે અન્ધકારના સમયમા પણ કારણરૂપે પ્રકાશનુ અસ્તિત્વ હોવુ ઘટે છે. આ પ્રકારે વિચાર થવાથી એવો નિશ્ચય થયો કે અન્ધકાર અને પ્રકાશ બે પદાર્થ મૂલ હોવા જોઈએ, પણ પ્રકાશ કાર્યરૂપે અને કારણરૂપે રહે છે અને અન્ધકાર એકરૂપે જ રહે છે. આ નિશ્ચયથી મને એમ ધારણ કર્યું કે પ્રકાશ એ વિકારી છે અને અન્ધકાર એ નિર્વિકાર છે. આમ ધાર્યા છતા વળી મને એમ ધાર્યુ કે પ્રકાશના સમયે અન્ધકારની પ્રતીતિ થતી નથી તેથી અન્ધકાર પણ વિકારી જ છે. આમ જોતાં ત્યારે આ બે વિરોધી પણ વિકારી પદાર્થ ભાસ્યા ત્યારે એ બેની નિવૃત્તિ થાય તો નિર્વિકાર શુ છે તે સમજાય એવો મને વિચાર થયો અન્તે એ સાર કાઢ્યો કે એકે કાલે બેની નિવૃત્તિ થવી તો કઠિન છે, માટે એ બે વિરોધી પદાર્થમાંથી એકની સિદ્ધિ કરૂ, અને તે એકવડે બીજાનો લય કરૂં અને જ્યારે એકનો લય થયા પછી એક વિકારી

પદાર્થ રહેશે ત્યારે તેનો પાછળથી લય કરીશ. આ નિશ્ચય થયા પછી એ એમાંથી પ્રથમ કોનો લય કરવો એ વિષે વિચાર કર્યો. ત્યાં જો પ્રકાશનો પ્રથમ લય થાય તો તો સર્વત્ર અન્ધકાર પ્રતીત થાય, અને અન્ધકારની જ પ્રતીતિ શેષ રહેવાથી આ દેહનિર્વાહકવ્યવહારની સિદ્ધિ કરવી કઠિન થઈ પડશે. માટે પ્રથમ અન્ધકારનો લય કરવા યત્ન કરૂં.

આ પ્રકારનો વિચાર કરીને અન્ધકારના લયમાટે હવે શું કરવું એ વિચાર થવાથી નિશ્ચય થયો કે **શ્રીસૂર્ય**નારાયણ જે પ્રકાશના પ્રેરક પ્રત્યક્ષ દેવ છે તેમની ઉપાસના કરવી અને એમને પ્રસન્ન કરીને એવો વર માગવો કે 'જ્યાં પર્યન્ત મારાં નેત્રને જોવાની શક્તિ હોય ત્યાં પર્યન્ત મને કદાચિત્ પણ અન્ધકાર દેખાય નહિ,' જો કદાચિત્ હું એ પ્રકારનો વર માગું કે આ અન્ધકારનો કેવલ નાશ કરી નાંખો અને એ અન્ધકારવિના આ જગત્-પ્રવાહ ચાલતોજ નહિ હોય તો એ મારો માગેલો વર અનર્થકર થઈ પડે અને તેવો અસંભવ વર પ્રસંગે મળે કે ન મળે અને કદાચિત્ મળે ને અન્ધકારનો કેવલ નાશ થાય અને તેમ થવાથી જો આ જગત્નો પ્રલય થાય તો તેમાં મારો પણ નાશ થાય અને તેમ થાય તો પછી એ આત્મ-ઘાતનિમિત્ત વર મેળવવો કાંઈ પુરુષાર્થ ગણાય નહિ, તેમ જ મારે જાણવું છે તે જણાય પણ નહિ. માટે માત્ર નેત્રની મર્યાદાપર્યન્ત મને અન્ધકાર દેખાય નહિ એવો વર જ માગવો ઉચિત છે.

હે ભાઈ! આ પ્રકારે મનમાં તરંગો ઉઠી ઉઠીને શમ્યા. પછી મેં પ્રકાશના પ્રવર્તક સ્વયંપ્રકાશરૂપ **શ્રીસૂર્ય**નારાયણની ઉપાસના કરવા માંડી. આગ્રહથી અને યત્નથી સર્વ સિદ્ધ થાય છે, એવા નિશ્ચયથી મેં અધિક કષ્ટ કરીને શરીરને કૃશ કરતાં તપ કર્યું. નેત્રને બંધ કરીને બેઠેલો હું પ્રથમ તો અન્ધકારને જ અનુભવતો હતો, પણ જ્યારે મારો પ્રયત્ન અવ-ધિઉપર આવ્યો ત્યારે મને ઉપાસ્યદેવતાનું સ્વરૂપ પ્રત્યક્ષ થયું. મારાં બન્ધ કરેલાં નેત્રઉપર એકદમ પ્રકાશનાં કિરણો આવ્યાં, અને તેમણે મારાં નેત્રને ઉઘાડી નાંખ્યાં. નેત્ર ઉઘડતાં નેત્રને સહન ન થાય એવો પ્રકાશ હોવાથી નેત્ર પાછાં બંધ થઈ ગયાં, એટલે મેં શબ્દ સાંભળ્યો કે 'માગ માગ, હું પ્રસન્ન છું.' ત્યારે મેં કહ્યું કે 'મારૂં ઇચ્છેલું આપો; પણ જેમ આપના પ્રકાશસ્વરૂપથી આ મારાં નેત્ર બંધ થઈ જાય છે અને ઉઘડી શકતાં નથી એવો દિવ્ય પ્રકાશ મને સદા પ્રતીત થાય નહિ એવો વર આપો.' આ-ટલું બોલ્યા પછી મને એમ ભાસ્યું કે કોઈએ મારે મસ્તકે હાથ મૂક્યો અને પછી તરત પ્રથમજેવું બલવાળું તેજ ઓછું થઈ ગયું. મેં નેત્ર ઉઘાડીને જોયું તો મને સઘળે પ્રકાશ જ જણાવા લાગ્યો. થોડી વારસુધી

તો હુ આસપાસ સઘળે પ્રકાશ જોઈને ઘણુ પ્રસન્ન થયો, પણ પછી તો મને ધીરે ધીરે આ વર માગ્યાથી અસતોષ જણાવા લાગ્યો. કારણ કે આ મઠ કે મઠનું દ્વાર કે આ ભીંતો કે આ મારૂ આસન કે આ દ્વાર-માથી દેખાતાં વૃક્ષો કે ભૂમિ એમાનુ કાઈ પણ મને દેખાયુ નહિ મને તો એકલો પ્રકાશ જ દેખાયા કરે પછી તો મને અકળામણ થઈ કે અરે ! હવે આ શરીરનો વ્યવહાર શી રીતે ચાલશે ? મને ફલ, જલ, પત્ર કે પાત્ર કાઈ પણ દેખાતુ નથી. આ તો કેવલ પ્રકાશ જ દેખાય છે મે મારા શરીરપ્રતિ જોયુ તો તે પણ મને દેખાયુ નહિ. માત્ર મારા નેત્ર તો એકલા પ્રકાશને જ જોવાજેવા થઈ રહ્યા.

હે રાજકુમાર ! હુ તમને શી વાર્તા કહુ ! મને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે અરે ! મેં તપ કરીને આ શુ માગ્યુ ! મને ફલજલ દેખાતુ નથી તો તો હુ ખાઈશ પીશ શુ ? આ તો મેં પ્રકાશ માગ્યો, પણ ખરુ જોતા તો મેં અધાપો માગ્યો હોય એવુ થઈ ગયુ ! હવે શુ કરૂ ? આ પ્રકારે સંતાપમા પડીને મેં ફરીથી અન્તરૂથી શ્રીસૂર્યનારાયણની દૃઢ ભક્તિ આરભીને એવી તીવ્ર ઇચ્છા જણાવી કે 'હે ભગવન્ ! મને માત્ર અન્ધકાર દેખાય નહિ, પણ બીજા વ્યવહારના સર્વ પદાર્થોને જેવા છે તેવા હુ દેખુ, અને એ મર્યાદામા આવેલાં મનુષ્યાદિ પ્રાણિઓ મને દેખાના પ્રકાશને તથા મારી પેઠે પદાર્થને દેખે એવુ આપો' આ પ્રકારનો પુન નિશ્ચય કરી જ્યારે બેઠો ત્યારે થોડે સમયે મેં શબ્દ સાભળ્યો કે 'હે બ્રાહ્મણ ! તેં જેવુ ઇચ્છ્યુ છે તેવુ તને થશે સતાપને ત્યજ' આ પ્રકારે સાભળીને મેં નેત્ર ઉઘાડ્યા ત્યારે મને મારા પ્રકાશમા આ સઘળા પદાર્થો દેખાવા લાગ્યા હે ભાઈ ! તે દિવસથી આજપર્યન્ત મેં રાત્રિને દીઠી નથી કે તે કેવી હોય છે અને ક્યારે જાય છે. વળી આ વરથી મને એક એ ઉપકાર પણ જણાયો કે આ નિર્જનસરખા પ્રદેશમા પ્રથમ રાત્રિએ વ્યાઘ્રાદિ ઘાતકી પશુઓ આ મઠસમીપ આવી ભય આપતાં, તે આ પ્રકાશ થયા પછી મારી દૃષ્ટિમર્યાદામા પ્રવેશ કરી શકતા નથી. એકદમ મર્યાદામાં આવે છે, પણ જાણે અજવાળાથી અકળાતા હોય એવો ભાવ કરીને તરત મર્યાદાથી બહાર નિકળી જાય છે

હે ભાઈ ! આ ભવસાગરમા ભોક્તા જીવોને ફલ ભોગવાવનાર તેના ભાગ્યને જાળવીને જ ભગવાન્ શ્રીભાસ્કર પણ પોતાના ભક્તોને જાણે તેની ભક્તિનાં શુભ ફલ ભોગવાવતા હોય એમ ભાસે છે. મે મન્દભાગીએ પ્રકાશક પરમાત્મા શ્રીસૂર્યનારાયણને કષ્ટે પ્રસન્ન કરીને પણ તુચ્છ ફલ જ ભાગ્યાનુસાર માગ્યું. મે મારા અજ્ઞાનનો નિ શેષ નાશ માગ્યો નહિ, જીવોનાં દુ:ખનો નાશ માગ્યો નહિ, પરમેશ્વરના સ્વરૂપની અભેદભાવે પ્રાપ્તિરૂપ મોક્ષ

પણ માગ્યો નહિ, અને સ્વલ્પમાં કહું તો માગવાયોગ્ય કાંઈજ મેં માગ્યું નહિ. આ પ્રકારના અસન્તોષને મારા મનમાં વારંવાર પ્રકટતો જોઈને મેં પુનઃ વિચાર કર્યો કે અહો! આ જીવને પોતાના જીવપણાની નિવૃત્તિ થતા સુધી કદાચિત્ પણ સાચો સન્તોષ થતો નથી, એ શાસ્ત્રવચન અનુભવસિદ્ધ હોવાથી સત્ય જ છે. અપ્રાપ્તની ઇચ્છા અને પ્રાપ્તનો અભાવ એ જીવ-સ્વભાવ પ્રસિદ્ધ છે, અને એ મારામાં પણ વિદ્યમાન છે. એ હોવાપર્યન્ત મને પણ સુખની આશા શી? જીવોની અન્તર્ વાસનાથી સ્ફુરતી કામનાઓ અનન્તસરખી છે. અને આ બહિર્ પ્રતીત થવાયોગ્ય વિવિધ વિષયો પણ અસંખ્યજેવા છે; એટલે નિરન્તર નવી કામના અને નવા વિષયનો સમ્બન્ધ હોવાનો અને તેથી એ માર્ગે જીવત્વનો કદાપિ અવધિ દેખાશે નહિ એમાં આશ્ચર્ય શું છે? માટે હવે ખરું જોતાં તો મારે આ કામના તથા વિષયોના સમ્બન્ધરૂપ માર્ગને ત્યજીને જ વહેવું ઉચિત છે.

આ પ્રકારે વિચારને કરતો છતો હું વળી ક્ષણપછી મારા પોતાના તપોબલથી મેળવેલા ઐશ્વર્યમાં મોહ પામીને મગ્ન પણ થતો હતો. જેમ આ જગત્‌માં ક્ષુદ્ર હૃદયબલવાળાં મનુષ્યો પોતાને પ્રાપ્ત સંપત્તિને જાળવી શકતાં નથી તેમ જ દુર્બળ હૃદયવાળાઓ તપોબલથી પ્રાપ્ત કરેલી સંપત્તિને પણ જોઈએ તેવી રીતે જાળવી શકતા નથી. જેમ દુર્બલ જીવો પોતાના અન્તઃકરણમાં મહત્વવાળી નવી વાર્તાને પ્રકટ થયેલી જાણીને પૂર્ણતાને પ્રાપ્ત થવા પર્યન્ત ગુપ્ત ન રાખતાં તેને પોતાની પ્રતિષ્ઠા વધવાની આશાથી જનસમૂહમાં પ્રકટ કરે છે અને પોતે મોટાઈને ઇચ્છે છે, તેમ આ તપોબલથી મહત્તાને પ્રાપ્ત થનાર પુરુષોમાંના પણ ઘણા, દુર્બલતાથી પોતાના પ્રાપ્ત ઐશ્વર્યને, પોતે પૂર્ણ દશાને પ્રાપ્ત થતા પર્યન્ત ધૈર્યને ન સેવતાં, મધ્યે જ પ્રકટ કરી લોકમાં યશસંમાનાદિ પ્રાપ્ત થવાના નિમિત્તથી પ્રકટ કરે છે; અને પછી જેમ તે વ્યાવહારિક મનુષ્ય અપૂર્ણ જ રહી યથાઘટિત માનને પામતો નથી તેમ તે તપસ્વી પણ પોતાના પૂર્ણપણાને ન પ્રાપ્ત થતાં તપોબલથી ભ્રષ્ટ થાય છે. આ પ્રકારનો જીવોમાં પ્રવર્તતો સ્વભાવ મારામાં પણ પ્રસંગવશાત્ સ્ફુરતો પ્રતીત થવા લાગ્યો. મારા પ્રકાશની મર્યાદામાં આવેલાં મનુષ્યો મારા પ્રકાશને જાણે તથા હું પ્રકાશક પુરુષની મોટાઈને જાણે તથા મને વિશ્વમાં વિશ્વપતિની વિભૂતિરૂપ ગણીને ઉત્તમ પ્રકારે સર્વવિધિથી સંમાન આપે તો ઠીક એવી ભાવના થવા લાગી.

જેમ સૂર્યમંડલની સાથે સૂર્યનો પ્રકાશ ફરતો હોય તેમ હું જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં મારી દશે દિશામાં મારો પ્રકાશ મારી દૃષ્ટિમર્યાદા-પર્યન્ત મારી સાથે ફરતો મને પ્રતીત થતો હતો, અને તેથી હું મને પ્રસંગે

ધન્ય માનતો. આ પ્રકારનો આનન્દ સદા રહ્યો નહિ તે સકારણ હવે કહુ છુ, શ્રવણ કરો.

એક દિવસ કૃષ્ણ પક્ષની રાત્રિએ ઘોર અન્ધકારમા મને ઇચ્છા થઈ કે ચાલ વનયાત્રા કરી આવુ. આ ઇચ્છાથી હું આ વનમા ફરવા નિકળ્યો જ્યા જ્યાં હુ જતો ત્યા ત્યા મારી દૃષ્ટિની મર્યાદાપયન્ત મારો પ્રકાશ દશ દિશ ચાલતો હતો આ અધારી રાત્રિમા મારો પ્રકાશ આવતો જોઈને જાણે આ દાવાનળ કોપીને વન બાળતો આવે છે કે શુ એમ ધારીને રાત્રિમા વિચરનારાં પશુ તથા પક્ષિઓ ભય પામીને મારા પ્રકાશથી આગળ આગળ નાસવા લાગ્યા. ગાયો, મૃગો અને એવા જ બીજા રાક પ્રાણિઓ પણ ભય પામીને ભાગવા લાગ્યા મારા પ્રકાશમા આવી જવાથી અને પ્રકાશને જોવાથી પક્ષિઓ ભય પામીને વૃક્ષોની ઘટામાથી ઉડવા લાગ્યા, અને તેમણે શોરબકોર કરી મૂક્યો. આ પ્રમાણે જેમ જેમ હુ આગળ ચાલતો તેમ તેમ આગળ આગળના પશુપક્ષિઓ ભેગા ભળતા તથા ભાગતા અને પોકાર કરતા જણાયા. આ સર્વ જોઈને હુ મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે અરેરે! મારા આ વનમા ફરવા આવવાથી આ અસંખ્ય પ્રાણિઓના સુખનો તથા શાન્તિનો નાશ થયો, અને એમના અન્તઃકરણમા અતિશય ભય પ્રાપ્ત થયુ. એમણે મને ઈશ્વરના અનુગ્રહના પાત્રરૂપે જાણ્યો નહિ, પણ પ્રાણિપદાર્થને બાળી ભસ્મ કરનાર દાવાગ્નિરૂપ જાણ્યો. અરેરે! આ પ્રકારનો વર માગીને મે કોઈ મોટો પુરુષાર્થ પ્રાપ્ત કર્યો હોય એમ જણાતુ નથી. અહો! હુ કેવો મન્દમતિવાળો છુ કે મે વિષયપદાર્થમાથી મોહમમત્વ ત્યજીને અરણ્યે એકાન્તવાસ સ્વીકાર્યો અને આ યતિના આશ્રમમા રહીને મારે સર્વને અભય આપવારૂપ મુખ્ય ધર્મનુ પાલન કરવુ જોઈએ તેને બદલે મે આ અનેક પ્રાણિઓને ભય ઉત્પન્ન કર્યું છે. ધિક્કાર છે મને અને મારા પરાક્રમને આ આદિ વિચાર કરીને હુ બીજે માર્ગે વળીને પાછો આશ્રમપ્રતિ આવવા લાગ્યો તો મારે કાને મનુષ્યના આ પ્રકારના શબ્દો પડ્યા 'અરે ખેતરના રખેવાળો! આપણે એકબીજાને પોકારીને સાવધાન રહેજો. આ કાળી રાતે ભડકા કરતુ ભૂત આ માર્ગે આવે છે.' આ પ્રકારનો એકબીજાપ્રતિ કરાતો ખેડુતોનો પોકાર સાંભળી હુ અધિક લજ્જાવશ થયો જો કોઈ મારી ઇચ્છાથી ત્યજી શકાય એવો વેષ પહેર્યો હોય તો તેને હુ ત્યજી પણ શકુ, પરન્તુ આ દૈવે આપેલો વર હુ કેવે પ્રકારે મિથ્યા કરી શકુ? એ માર્ગે પુન આશ્રમપ્રતિ આવતાં જ્યાંપર્યન્ત તે મનુષ્યોએ મારો પ્રકાશ જોયો ત્યાપર્યન્ત તેમણે 'આ પેલુ ભૂત ગયું! આ પેલુ ભૂત જાય!' એવો પોકાર કર્યા કીધે

હું તો જે તે પ્રકારે ઉતાવળી ગતિથી આવીને મઠમાં બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે અરેરે! આ વિચિત્ર સ્વભાવવાળો અને અલ્પજ્ઞ જીવોના સમુદાયરૂપ સંસારસાગર તરવો ઘણો કઠિન છે. અરે! આ સંસારમાં જનસમૂહસમીપ જેને નિવાસ કરવો હોય તેણે તો સદા સર્વ મનુષ્યના સમાન થઈને જ વસવું ઉચિત છે. જે લોકમાં વા જે સ્થલમાં જે જાતિના પ્રાણિઓ તથા જેવો વ્યવહાર પ્રચલિત હોય તેથી કેવલ વિલક્ષણ ધર્મ-વાળા થઈને તેમના સમીપ વસવું નહિ. આ મારૂં તેજ જે તપવડે પ્રાપ્ત થયું છે તેણે જ મને ભયંકર અગ્નિરૂપે અને ભૂતરૂપે અન્ય જીવોને ઓળખાવ્યો! એ જીવોનું સમાધાન કરવાની મારી ઘણી ઇચ્છા છતાં પણ આ સમયે હું તેમ કરી શક્યો નથી, તેમ આ ક્ષણે કરવા ઇચ્છું તો કરી શકાય એમ પણ નથી, કારણ કે આ તેજને હું ક્યાં અને કેવે પ્રકારે ત્યજીને જાઉં?

હે રાજપુત્ર! આ આદિ અનેક પ્રકારના વિચાર કરતો હું બેઠો હતો એટલામાં મઠના દ્વારમાં કોઈ મનુષ્યને આવીને ઉભેલું મેં જોયું. ત્યારે મને તેને જોઈને પ્રથમ તો એવો વિચાર થયો કે આ પેલા ખેડુત લોકો મને ભૂત જાણીને પાછળ પાછળ મારવાને તો આવ્યા નથી? કારણ કે જડ લોકો એવું સમજે છે કે 'માર ભાગું ભૂત નાસે.' આ કારણથી કદા-ચિત્ આવ્યા હોય તોપણ હવે મારે ભય ધરવાનું કાંઈ પ્રયોજન નથી. કારણ કે હું તો ગૃહ ત્યજીને નિકળ્યો છું, ત્યારથી મૃતકરૂપ જ થઈને નિકળ્યો છું. આ પ્રમાણે વિચારીને ધૈર્યથી મેં તેને પૂછ્યું: હે ભાઈ! તમે કોણ છો અને દ્વારમાં કેમ ઉભા છો? કાળી રાત્રિએ વનમાં કેમ વિચરો છો? અને આ મઠમાં શું પ્રયોજને આવ્યા છો? ફલજલની ઇચ્છા હોય તો નિર્ભય થઈને અન્તર્ પ્રવેશ કરો, અને આ આસને બેસો, આવો. આ પ્રકારનાં મારાં મૃદુ વચનો શ્રવણ કરીને તે પુરુષ મઠમાં આવ્યો અને મેં કહી દેખાડેલે આસને આવીને બેઠો, અને આ પ્રમાણે બોલ્યો: 'હે દેવ! આ ભૂલોકને પાવન કરવાને અર્થે આપ કયા સ્વર્ગમાંથી ઉતરી આવ્યા છો? જ્યાં આપ વિરાજો છો અને વિચરો છો એવા આ ભૂમિના કણોએ તથા આ સમીપવાસી વૃક્ષપશુપક્ષીમનુષ્યાદિએ શું ઉગ્ર પુણ્ય કરયું છે કે જેના પ્રભાવે એ સર્વને આપનો સંગ મળ્યો છે? મારાં પણ કયા જન્મનાં અને કેવા પ્રકારનાં પુણ્યકર્મનો ઉદય થયો છે કે આજે મને આપનાં પાપનિવારક દર્શન થયાં છે? આ શરીરધારી હું ઘણા દિવસથી વનમાં અને વસતિમાં વિચરું છું પણ તેજઃપુંજરૂપ આપસરખા પ્રકાશક પુરુષનું કોઈ સ્થલે મને દર્શન થયું નથી. હું આ આશ્રમના દ્વારમાં ઉભો ઉભો

આશ્ચર્યથી જોતો હતો કે આ પ્રકાશ શેનો છે ? દીપક કે મણિસરખો પદાર્થ કોઈ સ્થલે જણાતો નથી. જ્યારે આપના પ્રિય વચનો શ્રવણ કર્યા ત્યારે મને આપના સ્વરૂપનુ ભાન થયુ છે. પ્રથમ તો હુ આપની આજ્ઞાપ્રમાણે મારી કથા યથાસ્થિત સ્વરૂપમા કહુ છું. પછી આપ મને કૃતકૃત્ય કરનારી આપની કથા કહી શાન્ત કરજો

હું પવિત્ર બ્રાહ્મણના કુલમા જન્મ્યો છુ. માતાપિતા મારી બાલક અવસ્થામાં જ કૈલાસવાસી થયા છે. બીજું કોઈ નિકટનુ સમ્બન્ધી નથી. મને ઉદાર મહાજનોએ કૃપા કરીને ઉછેર્યો છે. યોગ્ય વય થવાથી મને ઉપનયનસસ્કાર વિધિપ્રમાણે દયાલુ બ્રાહ્મણોએ કર્યો છે. વેદાધ્યયનસસ્કાર પણ થયો છે. શાસ્ત્ર પણ યથામતિ જોયુ છે. શાસ્ત્રદ્વારા તથા વિદ્યાદાતા ગુરુમુખદ્વારા સસારનુ અસારપણુ જાણ્યુ છે ગૃહસ્થાશ્રમની અનુકૂલતા ન હોવાથી તેમ જ વૈરાગ્યના આવિર્ભાવથી સસારસુખમાં અભિરુચિ ન થવાથી મને લગ્ન કરી અદ્યાપિ ગૃહસ્થાશ્રમ સેવવાનો સમય આવ્યો નથી. તોપણ બ્રહ્મચર્યદીક્ષામા મે કરવાયોગ્ય વૈદિક કર્મોને યોગ્ય પ્રકારે કર્યા છે, તથા યથાશક્તિ ઉપાસના પણ કરી છે, અને હાલ પણ હુ ઉપાસકની અવસ્થામાં જ છુ. અગ્નિના કુડમા અગ્નિ પ્રકટ થવાથી તથા દીપકના પાત્રમા દીપક પ્રકટ્યા પછી સ્વભાવથી આવી પડતા અનેક જન્તુઓને જોઈને મને અતરૂમાં ઘણો સંતાપ થતો, અને તેથી મે અનેક પ્રકારના વિચારોને અંતરૂમા કરીને પછી પાપરહિત યજ્ઞાદિ જે કાર્ય હોય તે કરવાનો નિશ્ચય કર્યો. વિદ્વાનોથી, શાસ્ત્રથી તથા વિચારથી મને નિશ્ચય જણાયો કે કેવલ અક્રિય થવુ એ જ પાપરહિત યજ્ઞ છે. પરન્તુ આ અન્તરનુ તથા બહિરનુ સર્વ અતરાત્મારૂપ અગ્નિમા જ્યારે હોમી દેવાય અને નિર્વિકાર આત્મતત્ત્વરૂપે જ્યારે થવાય ત્યારે અક્રિય થવાય એમ છે, ત્યા પર્યન્ત અક્રિય થવાય એમ નથી. આ નિશ્ચય થયો. પણ આ સમગ્ર દૃશ્ય પ્રપચને અતરૂ-ઉપાધિસહિત આત્મારૂપ અગ્નિમા હોમવાનુ તત્કાલ સામર્થ્ય જણાયુ નહિ, તેથી મનમાં ભય પામીને કર્મનો સમૂલ ત્યાગ કરી શક્યો નહિ. પણ કેટલેક દિવસે એક મહાત્માની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમની આશાસહિત કર્મનો ત્યાગ કરીને અતરૂમા ઉપાસના કરવાને માર્ગે વળ્યો. એકલો વિચરવા લાગ્યો જનસગ તથા વિષયચિન્તનથી યથાશક્તિ બચતો ગયો માત્ર ભિક્ષાઅર્થે ગૃહસ્થ બ્રાહ્મણોના દ્વારપ્રતિ જતો અને ભિક્ષા લીધા પછી કોઈ નિર્જન પ્રદેશમા જઈને અતરૂ ઉપાસના કરતો. ત્યાર પછી અનેક રાત્રિઓ મે વૃક્ષના મૂલમાં અને મનુષ્યવિનાના શિવાલયમા ગાળી છે. પ્રથમ તો કોઈ કોઈ મહાત્માના આશ્રમમા હું રાત્રિ ગાળતો, પણ ત્યાં દીપકમા પડી પ્રાણ ત્યજતા

જન્તુઓને જોઈને મને ત્રાસ થતો અને તેથી મેં દીપકવાળા આશ્રમોમાં રાત્રિ ગાળવાનું ત્યજ્યું છે. આ પ્રમાણે ઘણો કાલ મને ફરતાં થયો છે, પણ હજી જોઈએ તેવી તૃપ્તિ કે શાન્તિ થઈ નથી. આ મન શિથિલ થયું છે, કહ્યું માને છે, કલ્પાન્ત કરતું નથી, કામનાનું પ્રાબલ્ય છેક હઠી ગયું છે. આજ રાત્રમાં હું મસ્તની પેઠે અન્ધકારમાં આત્મચિન્તન કરતો ચાલ્યો આવતો હતો તેવામાં મે મારા આગળના કેટલાએક પ્રદેશમાં એકાએક પ્રકાશને ચાલતો જોયો. પ્રથમ તો મને તે પ્રકાશ સામો આવતો ભાસ્યો, ત્યારે મને વન સળગતું આવવાની ભ્રાન્તિ થઈ. પછી જ્યારે એ પ્રકાશ ત્યાંથી પાછો હઠતો જણાયો ત્યારે મને ભાસ્યું જે આ અગ્નિ મારા સંમુખ ન આવતાં જાણે મારૂં રક્ષણ કરી પાછો વળ્યો છે. પણ પાછળ પાછળ ચાલતાં જ્યારે હું જે સ્થલે તે પ્રકાશ પ્રથમ જણાયો હતો તે સ્થલે આવ્યો ત્યારે અગ્નિ ફરી ગયલું કોઈ ચિહ્‌ન વનસ્પતિઓમાં જણાયું નહિ, ત્યારે મને આશ્ચર્ય થયું કે આ તે પ્રકાશ શેનો છે? પાછળ પાછળ આવતાં લોકોના વિચિત્ર પોકાર સાંભળ્યા કે આ ભૂત છે. પણ સંશય છૂટ્યો નહિ, તેથી હું પાછળ ચાલ્યો આવ્યો. આ મઠમાં પ્રકાશનું કારણ પ્રવેશ્યું એવું મને દૂરથી ભાન થયું, અને તેથી હું નિઃશંક થવાને આવીને આ દ્વારમાં ઉભો. પણ આ ક્ષણપર્યન્ત મને શંકા છે કે આ પ્રકાશ શેનો છે? જો આપનો જ પ્રકાશ હોય તો આપ દેવ છો કે કોણ છો તે સંશય છે? માટે હવે આપ કૃપા કરીને મારો સન્દેહ નિવારણ કરો, અને આપના સ્વરૂપનું મને ભાન કરાવો. હું મરણને ચરણતળે રાખીને વિચરું છું એટલે મને મરણનું ભય નથી. અક્રિય થવાની આશાવાળો છું, એટલે ક્રિયામાં જોડનાર આ સંસારના પદાર્થની કામનાવાળો નથી. વસ્તુતઃ તો હું નિષ્કામ છું તોપણ આ ક્ષણે આપ મને સકામ અતિથિ ગણીને આપની કથા શ્રવણ કરાવી એવડે જ આપ મઠવાસી દયાલુ મારૂં આતિથ્ય કરો. આ પ્રકારનાં વચનો બોલીને તે અતિથિ મૌન રહ્યો ત્યારે મેં તેને નીચે પ્રમાણે પ્રીતિથી કહ્યું: હે શુદ્ધ બ્રાહ્મણ! તમને અનેક ધન્ય છે. તમે જે કાંઈ સંસારમાં આવીને અવશ્ય કરવું છે તેને જ આદર કરી બેઠા છો. તમે ગૃહસ્થાશ્રમ નથી કર્યો, અને તેથી તમને કદાચિત્ તે સમ્બન્ધના સંસ્કાર સ્ફુરે તોપણ હવે તે સેવવાયોગ્ય મારા વિચારપ્રમાણે નથી. આશ્રમના સેવનવાળો હું ગૃહસ્થાશ્રમના તાપને સારી રીતે જાણું છું. મેં તે ગૃહતાપને સુખાનુભવાર્થે ત્યજ્યો છે, તોપણ આજે તેનું સ્મરણ સ્વલ્પ તાપની પ્રતીતિ પ્રસંગે સ્મરણકાલે પ્રતીત કરાવે છે. મારી આસક્તિ છૂટી ગઈ છે તોપણ સંયોગસમયના સંસ્કાર સ્મૃતિ-રૂપે પ્રકટ થાય છે ત્યારે વૃત્તિમાં તે સંયોગજન્ય સુખનું ભાન કરાવે

છે. સામાન્ય નિયમ એવો છે કે જ્યારે જ્યારે વિષય સમીપ જ પડ્યા હોય છે ત્યારે તો પ્રધાનપણે તેમના સમ્બન્ધજન્ય દુ ખનુ સ્મરણ થાય છે, અને જ્યારે તે દૂર હોય છે ત્યારે ત્યારે તો તેમના સમ્બન્ધજન્ય સુખનુ પ્રધાનપણે ભાન થાય છે. આમ થવાથી વિષયથી દૂર રહેનારને પ્રસંગે તે વિષયો પોતાપ્રતિ આકર્ષનાર થાય છે તોપણ ઈશ્વરાનુગ્રહથી દૃઢ નિશ્ચયવાળા પુરુષોને તે વિષયો પોતાની પ્રબલ સત્તા જણાવી શકતા નથી. આ આદિ કેટલાક વચનો કહ્યા પછી મે તેને જે મારી પૂર્વાશ્રમની કથા જે તમને કહી દીધી છે તે કહી સભળાવી, તથા આ તેજની પ્રાપ્તિની કથા પણ કહી સભળાવી, તથા તે દિવસની રાત્રિની કથા તો તે જાણતો હતો તોપણ મારા વિચારસહ કહી બતાવી ત્યારે તે પુન મારી સર્વ વાર્તા શ્રવણ કરીને આ પ્રમાણે બોલ્યો

હે મહાત્મન્ ! આપનુ ચરિત્ર અદ્દ્ભુતસરખુ છે. શ્રીસૂર્યભગવાનને પ્રસન્ન કરનાર આપ સરખાની આવી સ્થિતિ જાણીને સકામ ઉપાસના-પ્રતિનો મારા હૃદયમા રહેલો તિરસ્કાર વિશેષ દૃઢ થયો છે. આ જીવોએ તો પોતાની અલ્પજ્ઞતાનો વિચાર કરી સદા દુ ખને આપનાર અન્ત કરણમાથી સ્ફુટ થતી સર્વ કામનાઓનો નાશ જ કરવો ઘટિત છે. જીવત્વવડે કરાયલી કામનાનુસાર માગણીથી આપણને અન્તમા સુખાનુભવ થશે કે દુ ખાનુભવ, તેનો યથાર્થ નિર્ણય થઈ શકતો નથી, અને તેથી અન્તમા પશ્ચાત્તાપ કરવો પડે છે માટે કદાચિત્ જીવોને સર્વજ્ઞ ઇષ્ટનો સાક્ષાત્કાર થાય તોપણ એ જ માગવુ ઘટે છે કે જેવડે આપ અમારા કલ્યાણને જાણતા હો તે અને આપ આપવા યોગ્ય ગણતા હો તે આપો

હે શુદ્ધાન્ત કરણવાળા મહાપુરુષ ! આપને હુ શુ અધિક કહેવા યોગ્ય છુ ? પણ આપે જે આ પ્રકાશ ઇચ્છાસે તપ કરી માગી લીધો છે એ આપને આ જગત્મા સર્વ પ્રકારે ઈપ્સિતાર્થને પ્રાપ્ત કરાવે એમ નથી જ જે કોઈ આપના આ દિવ્યસરખા તેજવાળા સ્વરૂપને જાણશે તે તો પ્રથમ આપને વિષે મોહ પામશે, પણ જે જીવો આપને એ તેજસ્વી સ્વરૂપે જાણશે નહિ તે તો આપને માટે વિવિધ કલ્પનાઓ કરશે. આ લોકમાં જેમ લોકના નિયમથી વિલક્ષણસરખુ દેખાતુ પ્રાણી જોવામા આવે છે ત્યારે સર્વ પ્રાણિઓની દૃષ્ટિમાં તે એક ખેલની પેઠે જોવા જેવુ થઈ પડે છે, તેમ આ આપનુ રૂપ પણ જો સઘળે આપ વિચરતા ફરો તો જોવાના ખેલજેવુ થઈ પડશે, અને ઘણાને ભયના કારણરૂપ થઈ પડશે. મેં સાભળ્યુ છે કે ઘણા ઋષિમુનિઓ ત્રિભુવનને વશ વર્તાવવાના દિવ્ય સામર્થ્યને ધારણ કરી રહ્યા હતા, પણ તેઓ સામાન્ય મનુષ્યના સરખા પોતાના રૂપનો

જન્તુઓને જોઈને મને ત્રાસ થતો અને તેથી મેં દીપકવાળા આશ્રમોમાં રાત્રિ ગાળવાનું ત્યજ્યું છે. આ પ્રમાણે ઘણો કાલ મને ફરતાં થયો છે, પણ હજી જોઈએ તેવી તૃપ્તિ કે શાન્તિ થઈ નથી. આ મન શિથિલ થયું છે, કહ્યું માને છે, કલ્પાન્ત કરતું નથી, કામનાનું પ્રાબલ્ય છેક હઠી ગયું છે. આજ રાત્રમાં હું મસ્તની પેઠે અન્ધકારમાં આત્મચિન્તન કરતો ચાલ્યો આવતો હતો તેવામાં મેં મારા આગળના કેટલાએક પ્રદેશમાં એકાએક પ્રકાશને ચાલતો જોયો. પ્રથમ તો મને તે પ્રકાશ સામો આવતો ભાસ્યો, ત્યારે મને વન સળગતું આવવાની ભ્રાન્તિ થઈ. પછી જ્યારે એ પ્રકાશ ત્યાંથી પાછો હઠતો જણાયો ત્યારે મને ભાસ્યું જે આ અગ્નિ મારા સંમુખ ન આવતાં જાણે મારું રક્ષણ કરી પાછો વળ્યો છે. પણ પાછળ પાછળ ચાલતાં જ્યારે હું જે સ્થલે તે પ્રકાશ પ્રથમ જણાયો હતો તે સ્થલે આવ્યો ત્યારે અગ્નિ ફરી ગયલું કોઈ ચિહ્ન વનસ્પતિઓમાં જણાયું નહિ, ત્યારે મને આશ્ચર્ય થયું કે આ તે પ્રકાશ શેનો છે ? પાછળ પાછળ આવતાં લોકોના વિચિત્ર પોકાર સાંભળ્યા કે આ ભૂત છે. પણ સંશય છૂટયો નહિ, તેથી હું પાછળ ચાલ્યો આવ્યો. આ મઠમાં પ્રકાશનું કારણ પ્રવેશ્યું એવું મને દૂરથી ભાન થયું, અને તેથી હું નિઃશંક થવાને આવીને આ દ્વારમાં ઉભો. પણ આ ક્ષણપર્યન્ત મને શંકા છે કે આ પ્રકાશ શેનો છે ? જો આપનો જ પ્રકાશ હોય તો આપ દેવ છો કે કોણ છો તે સંશય છે ? માટે હવે આપ કૃપા કરીને મારો સન્દેહ નિવારણ કરો, અને આપના સ્વરૂપનું મને ભાન કરાવો. હું મરણને ચરણતળે રાખીને વિચરું છું એટલે મને મરણનું ભય નથી. અક્રિય થવાની આશાવાળો છું, એટલે ક્રિયામાં જોડનાર આ સંસારના પદાર્થની કામનાવાળો નથી. વસ્તુતઃ તો હું નિષ્કામ છું તોપણ આ ક્ષણે આપ મને સકામ અતિથિ ગણીને આપની કથા શ્રવણ કરાવી એવડે જ આપ મઠવાસી દયાલુ મારું આતિથ્ય કરો. આ પ્રકારનાં વચનો બોલીને તે અતિથિ મૌન રહ્યો ત્યારે મેં તેને નીચે પ્રમાણે પ્રીતિથી કહ્યું: હે શુદ્ધ બ્રાહ્મણ ! તમને અનેક ધન્ય છે. તમે જે કાંઈ સંસારમાં આવીને અવશ્ય કરવું છે તેને જ આદર કરી બેઠા છો. તમે ગૃહસ્થાશ્રમ નથી કર્યો, અને તેથી તમને કદાચિત્ તે સમ્બન્ધના સંસ્કાર સ્ફુરે તોપણ હવે તે સેવવાયોગ્ય મારા વિચારપ્રમાણે નથી. આશ્રમના સેવનવાળો હું ગૃહસ્થાશ્રમના તાપને સારી રીતે જાણું છું. મેં તે ગૃહતાપને સુખાનુભવાર્થે ત્યજ્યો છે, તોપણ આજે તેનું સ્મરણ સ્વલ્પ તાપની પ્રતીતિ પ્રસંગે સ્મરણકાલે પ્રતીત કરાવે છે. મારી આસક્તિ છૂટી ગઈ છે તોપણ સંયોગસમયના સંસ્કાર સ્મૃતિરૂપે પ્રકટ થાય છે ત્યારે વૃત્તિમાં તે સંયોગજન્ય સુખનું ભાન કરાવે

છે. સામાન્ય નિયમ એવો છે કે જ્યારે જ્યારે વિષય સમીપ જ પડ્યા હોય છે ત્યારે તો પ્રધાનપણે તેમના સમ્બન્ધજન્ય દુ ખનુ સ્મરણ થાય છે, અને જ્યારે તે દૂર હોય છે ત્યારે ત્યારે તો તેમના સમ્બન્ધજન્ય સુખનુ પ્રધાનપણે ભાન થાય છે. આમ થવાથી વિષયથી દૂર રહેનારને પ્રસગે તે વિષયો પોતાપ્રતિ આકર્ષનાર થાય છે તોપણ ઇશ્વરાનુગ્રહથી દૃઢ નિશ્ચયવાળા પુરુષોને તે વિષયો પોતાની પ્રબલ સત્તા જણાવી શકતા નથી. આ આદિ કેટલાક વચનો કહ્યા પછી મે તેને જે મારી પૂર્વાશ્રમની કથા જે તમને કહી દીધી છે તે કહી સભળાવી, તથા આ તેજની પ્રાપ્તિની કથા પણ કહી સભળાવી, તથા તે દિવસની રાત્રિની કથા તો તે જાણતો હતો તોપણ મારા વિચારસહ કહી બતાવી ત્યારે તે પુન મારી સર્વ વાર્તા શ્રવણ કરીને આ પ્રમાણે બોલ્યો

હે મહાત્મન્ ! આપનુ ચરિત્ર અદ્ભુતસરખુ છે. શ્રીસૂર્યભગવાનને પ્રસન્ન કરનાર આપ સરખાની આવી સ્થિતિ જાણીને સકામ ઉપાસના-પ્રતિનો મારા હૃદયમા રહેલો તિરસ્કાર વિશેષ દૃઢ થયો છે. આ જીવોએ તો પોતાની અલ્પજ્ઞતાનો વિચાર કરી સદા દુ ખને આપનાર અન્ત કરણમાંથી સ્ફુટ થતી સર્વ કામનાઓનો નાશ જ કરવો ઘટિત છે. જીવતવડે કરા-યલી કામનાનુસાર માગણીથી આપણને અન્તમાં સુખાનુભવ થશે કે દુ ખા-નુભવ, તેનો યથાર્થ નિર્ણય થઈ શકતો નથી, અને તેથી અન્તમા પશ્ચા-ત્તાપ કરવો પડે છે. માટે કદાચિત્ જીવોને સર્વજ્ઞ ઇષ્ટનો સાક્ષાત્કાર થાય તોપણ એ જ માગવુ ઘટે છે કે જેવડે આપ અમારા કલ્યાણને જાણતા હો તે અને આપ આપવા યોગ્ય ગણતા હો તે આપો

હે શુદ્ધાન્ત કરણવાળા મહાપુરુષ ! આપને હુ શુ અધિક કહેવા યોગ્ય છુ ? પણ આપે જે આ પ્રકારે ઇષ્ટપાસે તપ કરી માગી લીધો છે એ આપને આ જગતમા સર્વ પ્રકારે ઈપ્સિતાર્થને પ્રાપ્ત કરાવે એમ નથી જ. જે કોઈ આપના આ દિવ્યસરખા તેજવાળા સ્વરૂપને જાણશે તે તો પ્રથમ આપને વિષે મોહ પામશે, પણ જે જીવો આપને એ તેજસ્વી સ્વરૂપે જાણશે નહિ તે તો આપને માટે વિવિધ કલ્પનાઓ કરશે. આ લોકમા જેમ લોકના નિયમથી વિલક્ષણસરખુ દેખાતુ પ્રાણી જોવામાં આવે છે ત્યારે સર્વ પ્રાણિઓની દૃષ્ટિમાં તે એક ખેલની પેઠે જોવા જેવું થઈ પડે છે, તેમ આ આપનુ રૂપ પણ જો સઘળે આપ વિચરતા ફરો તો જોવાના ખેલજેવુ થઈ પડશે, અને ઘણાને ભયના કારણરૂપ થઈ પડશે. મેં સાંભળ્યુ છે કે ઘણા ઋષિમુનિઓ ત્રિભુવનને વશ વર્તાવવાના દિવ્ય સામર્થ્યને ધારણ કરી રહ્યા હતા, પણ તેઓ સામાન્ય મનુષ્યના સરખા પોતાના રૂપ

ભાસ સર્વને કરાવતા હતાં. યદ્યપિ મહાત્માનાં શરીર, આકૃતિ અને ગુણો દિવ્ય હોવાં ઘટે છે અને તેમ જ હશે, પણ સામાન્ય મનુષ્યકરતાં અત્યન્ત વિલક્ષણ પ્રતીત થાય એવા રૂપને તેઓ ભાગ્યે જ ધારણ કરતા હતા. ઘણાં લીલાવિગ્રહઆદિવડે વ્યવસ્થાપક ઈશ્વિરનાં રૂપો જગત્‌માં પ્રકટ્યાં છે, પરન્તુ તેમણે પણ કોઈ વિલક્ષણ જાણવાયોગ્ય ચિહ્ન શરીરઉપર પ્રકટપણે સદા ધરી રાખેલું જાણવામાં નથી. તેમનું ઐશ્વર્ય કોઈ તેવા દૈવી કે સુકૃતિવાનને જ જાણવામાં આવે એવું તેઓએ રાખેલું હશે એમ અનુમાન કરાય છે. નારદાદિ મુનિ અને મોટા ઋષિઓનાં તેજઃપુંજસરખાં શરીર સ્થલે સ્થલે વર્ણ્યાં છે તથાપિ તેઓ આ મનુષ્યના સમુદાયમાં રહેનાર ન હતા. તેમ છતાં પણ તેમનાથી વિલક્ષણ ભાસતું આ આપનું તેજ તો જીવોને આશ્ચર્ય પમાડનાર છે એમાં સન્દેહ નથી. આ આદિ અનેક પ્રકારથી વિચાર કરતાં આપનું આ પ્રકાશવાળું શરીર આ લોકમાં ઉત્તમ સંસ્કારી જીવોને આનન્દનું આપનાર થવું સંભવે છે, તેમ અન્ય જીવોને ભય આદિનું આપનાર પણ છે, પરન્તુ હવે એ સમ્બન્ધમાં કાંઈ અધિક કરવાયોગ્ય રહ્યું નથી. હવે તો એ વરનો સદુપયોગ થાય એ પ્રકારે આપ એનું સાર્થક્ય કરો. હું કે જે આપનું યથાવત્ સ્વરૂપ હજી જાણતો નથી તેણે આ અયોગ્યસરખાં વચનો જેમ કોઈબોધ કરનાર કહે તેમ આપને કહ્યાં છે તે ક્ષમા કરશો. મને આપને પ્રાપ્ત થયેલું આ દિવ્ય રૂપ જોઈને અન્તર્‌માં ઘણો સંતોષ થયો છે. કારણ કે મેં કે જેણે દીપકમાં અનેક જન્તુઓને પડતાં જોયાં છે અને તેથી ત્રાસ પામીને હું અન્ધકારમાં જ સદા અન્ધકારવાળી રાત્રિઓના પ્રહરોને કાઢું છું, તેને જો આવું તેજ મળ્યું હોત તો આમ કરવું પડત નહિ. પ્રથમ તો આ આપના સરખા તેજને પ્રાપ્ત કરવા સમ્બન્ધમાં મને પણ મોહ થયો હતો. પરન્તુ જ્યારે આપના મુખથી એનો તિરસ્કાર સાંભળ્યો અને આપને પ્રતીત થતી પ્રતિકૂલતાનું શ્રવણ કર્યું ત્યારે હવે મને એનો મોહ થતો નથી; અને હું જે આ અન્ધકારમાં જ વિચરતો રહું છું એથી મને સંતોષ થયો છે.

મેં સાંભળ્યું છે કે વ્યવસ્થાના સામર્થ્યવિના જેમ જેમ ઉપાધિની અધિકતા થાય છે તેમ તેમ તે ઉપાધિગ્રસ્ત પુરુષને ઉપાધિજન્ય દુઃખનો અનુભવ અધિક થાય છે. તેથી ઉપાધિ એટલું દુઃખ એમ ગણીને વ્યવસ્થાના સામર્થ્યવિનાના ઘણા પુરુષો ઉપાધિરહિત થઈ રહેવાને સદા યત્ન કરે છે તથા ઇચ્છે છે, અને એ જ વિચારે હું પણ વિચરૂં છું. આમ છતાં પણ શું યથાર્થ છે એ તો સર્વજ્ઞ ઈશ્વર જાણે છે, કારણ કે તે આ સમગ્ર વિશ્વરૂપ ઉપાધિની વ્યવસ્થા કરતા સુખસ્વરૂપે સદા સ્થિત છે.

હે વીરવિજય! આ પ્રકારના વચનો તે વૈરાગ્યવાન્ બ્રાહ્મણ મારા સમીપ બોલીને પછી મૌન રહ્યો તથા હુ પણ મૌન બેશી રહ્યો. તેને તથા મને નિદ્રા આવી નહિ, પણ એક બીજાસાથે બોલ્યા વિના જ અમે ઉભય બેશી રહ્યા. આ પ્રમાણે મૌનપણે એક પ્રહરથી પણ અધિક કાલ-પર્યન્ત બેશી રહ્યા, તે સમયમા મને મારા અને તેને તેના વિચારો ચાલેલા. પછી એકાએક તે આ પ્રમાણે મારા સમીપ બોલ્યો

હે ભગવન્! આપને નમસ્કાર છે મેં મન્દપુરુષાર્થવાળાએ આપને જે કાઈ અણઘટતા વચનો કહ્યા તેનો મોટો મને પશ્ચાત્તાપ થયો છે. આપના ઉપર ઈશ્વરનો સાચો અનુગ્રહ છે. મને જેમ કોઈ અંતરીક્ષમા રહીને કહેતુ હોય તેમ આકાશમા શ્રવણ થયુ છે કે હે વૈરાગ્યવાળા! તુ એ પુરુષને મિથ્યા બોધ શુ આપે છે? એ તો હવે થોડા સમયમા કૃતકૃત્ય થશે, પરન્તુ તારે તો હજી ગૃહસ્થાશ્રમને સેવવો છે તુ તારા નિશ્ચયમા સ્થિર રહી શકીશ નહિ, ગૃહસ્થાવસ્થાને પ્રાપ્ત થઈશ અને અન્તે આ પુરુષના આશ્રયથી જ તુ કૃતકૃત્ય થઈશ

આ પ્રકારના વચનો શ્રવણ કરવાથી મને ભ્રાન્તિ થાય છે કે આપ આપના મુખથી જે દીનસરખા વચનો મારા પ્રતિ પૂર્વે બોલ્યા તે આપના પૂજ્યભાવને ગુપ્ત રાખવાને બોલ્યા છો પણ આપ અન્તરથી સદા સાવધાન અને સર્વજ્ઞ ઈશ્વરના સમાન ઐશ્વર્યવાળા યોગીશ છો. આપ મને હવે કૃપા કરો અને જો જાણતા હો તો કહો કે ક્યા અને કેવે પ્રકારે મારે ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત થવુ પડશે?

આ પ્રકારના તેના વચનોને શ્રવણ કરીને આશ્ચર્યને પામ્યો હોઉં એવે પ્રકારે મે તેને કહ્યુ ભાઈ! મે કાઈ પણ સાભળ્યુ નથી અને તે દેવ-વાણી સાંભળી છે માટે તુ ધન્ય છે હુ તો જાણતો પણ નથી કે મારુ અને તારુ શુ થનાર છે. તોપણ મારા સમ્બન્ધમા મને એવો વિશ્વાસ છે કે મારુ અન્તે કોઈ અશુભ થવાનો સમ્ભવ નથી આ તમારા વચનથી જાણીને હુ પ્રસન્ન થયો છુ, અને તમે પણ તમારા ભાવિમા શુભ પરિણામને જાણ્યો છે તો હવે પ્રસન્ન થાઓ અને તમે વૈરાગ્યને સેવો છો તો હવે તમારે ક્યારે અને શુ થનાર છે તેની ચિન્તા પણ શામાટે થવી જોઈએ? વિરાગવાન્ પુરુષે તો સર્વ ભયની નિવૃત્તિવડે ભૂતભાવિના સમ્બન્ધમા વિચાર પણ કરવો ઘટતો નથી જે કાલે જે પ્રાપ્ત થાય તેમા પણ તેમને સ્પૃહા હોતી નથી માટે તમે તો તમારા આજપર્યન્ત સેવેલા વૈરાગ્યના લક્ષણને જ સ્મરણમા રાખીને યથાપ્રાપ્ત વેગથી વિચરો, અને જ્યારે જ્યારે જે જે થાય ત્યારે ત્યારે તે તે પ્રસગને અનુભવજો. મને આ

ક્ષણે તમારા કે મારા ભવિષ્યસમ્બન્ધનું લેશ પણ સાક્ષાત્ જ્ઞાન નથી. જો ઇશ્વરનો સંકેત હશે તો આગળઉપર તમને દેવવાણીએ કહ્યું છે તેમ આપણો સમાગમ થશે, અને તે ક્ષણે જો કાંઈ અધિક કહેવાયોગ્ય હશે તો હું તમને કહીશ. હવે તો તમે જો તમને રુચે તો આ સમીપ રહેલાં ફલને તથા પેલા પાત્રમાંથી જલને લો અને યથારુચિ ગ્રહણ કરી પછી ઉચિત જણાય તે કરો. હવે હું પણ મને જે રુચે છે તે કરીશ. મને પુનઃ પુનઃ બોલાવવાનો શ્રમ હવે લેશો નહિ.

આ પ્રકારનાં વચનો મારા થયેલા વિચારના આવેશમાં હું તો બોલ્યો અને પછી દૃઢ આસન વાળીને મારા અન્તર્માં થયેલા નિશ્ચયપ્રમાણે ઇશિના સ્વરૂપમાં વૃત્તિને જોડવા લાગ્યો. ત્યાર પછી તે પુરુષ ક્યારે અને કયી દિશામાં ગયો એનું મને કાંઈ ભાન રહ્યું નહિ. તે પછી જે ક્ષણે મને ભાન આવ્યું અને તે સમય પછી જે જે જાણ્યું તે હવે તમને કહું છું.

હું એવી નિરુદ્ધાવસ્થામાં કેટલો કાલ બેશી રહ્યો તેનું મને કંઈ ભાન રહ્યું ન હતું. પણ જ્યારે મને પુનઃ ભાન આવ્યું ત્યારે મેં જાણ્યું કે મને કોઈ દેવ જેમ સુતેલાને જગાડે તેમ જાગ્રત્ કરે છે અને કહે છેઃ " હે બ્રાહ્મણ ! જાગ જાગ, અને જે ઇચ્છા હોય તે માગ." આ શબ્દો સાંભળતાં છતાં પણ જ્યારે હું બોલ્યો નહિ ત્યારે તે દેવે જાણે મને પોતાની સત્તાથી હાથ ધરી ઉઠાડ્યો હોય એમ મને ઉભો કર્યો, અને મારે નેત્રે હાથ અડકાડીને મને જગાડ્યાની પેઠે મારાં નેત્ર ઉઘાડી નાંખ્યાં. મેં દેવને પ્રણામ કર્યા અને કહ્યુંઃ હે **સર્વજ્ઞ** ! મારે કાંઇ માગવાનું નથી. કેમકે શું માગવાથી મને નિત્યતૃપ્તિશાન્તિ પ્રાપ્ત થશે એ હું જાણતો નથી. માટે આપ જે પ્રકારે મને જે જે સમયે જે જે આપવાથી સુખશાન્તિનો અનુભવ થાય તે તે આપતા રહેશો, અને કદાચિત્ આપત્તિસમયે સ્મરણ કરૂં તો મને અભય આપતા દર્શન આપજો. ઠીક કહી વર આપ્યાનો ભાવ સૂચવી મારે મસ્તકે હસ્ત મૂકીને પછી અદર્શ થયા અને હું સન્તોષથી સાવધાન થવા લાગ્યો. આસપાસ જોયું તો કોઈ મળે નહિ. મારા ચિત્તમાં પ્રસન્નતાનો પ્રવાહ જાણે વહ્યા કરતો હોય એવું ભાસ્યું. એ સમયપછી તો હું સદા આનન્દનો જ અનુભવ કરૂં છું, અને દેહનિર્વાહક કર્મ કરીને પછી નેત્ર બન્ધ કરીને બેશી રહું છું. તેમાં કોઈ સમયે તો દેહના ભાનવાળી અવસ્થાને અનુભવું છું, કોઈ વેલા તો દેહના ભાનવિનાની પણ અન્તર્માં એક પ્રકારના ભાનવાળી અવસ્થાને પણ ભોગવું છું. અને કોઈ કોઈ વેલા કેવલ અભાનવાળી અવસ્થાને પણ ભોગવું છું. મેં પ્રથમ ઘણા દિવસ જેમ વિશેષે કરીને ઉઘાડાં નેત્રથી પ્રકાશને જ અનુભવ્યો હતો તેમ આ

પછી ઘણા કાલસુધી નેત્ર બન્ધ રાખીને એક પ્રકારના અન્ધકારને જ અનુભવ્યો છે. હવે મને તિમિરપ્રકાશથી એવો ગાઢ સમ્બન્ધ થયો છે કે તે ઉભયના અનુભવથી ઘણે કાલે પણ અન્તરમા ત્રાસ થતો નથી. હે ભાઈ! એ દેવનો સાક્ષાત્કાર થયા પછી મને આ મઠમા કોઈ કોઈ સમયે જ્યારે કોઈ આવનારજનાર હોય છે ત્યારે દેવવાણી શ્રવણ થાય છે, અને તેનો મર્મ પણ તેમની કૃપાથી સમજાય છે કોઈ વેલા હુ બહિરૂના અભાનવાળી સ્થિતિમા હોઉં છુ અને દેવવાણી થાય છે તો તે આવેલું મનુષ્ય શ્રવણ કરે છે અને તે મને કહે છે ત્યારે આજે જેમ તમારા કહેવાથી તે વાણીને જાણીને તેનો મર્મ સમજ્યો છુ તે પ્રમાણે સમજુ છુ, અને એ વાણીથી હવે મને કઈ આશ્ચર્ય થતુ નથી, તેમ જ તેમાં મને કાઈ નવીનતા જણાવાથી મોહ પણ થતો નથી.

હે ભાઈ! આ ઉઘાડા નેત્રથી દેખાતા અન્ધકારથી વિલક્ષણ જે એક પ્રકારના અન્ધકારને મે નેત્ર બન્ધ રાખીને ઘણો કાલ જોયો છે તેમાથી મે આ જગતના કારણુના સ્વરૂપનો તથા આ જગતના વિચિત્ર સ્વરૂપનો નિશ્ચય કરી લીધો છે, એટલે હવે મને ભય, શોક કે હર્ષાદિ વિકારોની કોઈ પ્રકારથી પ્રાપ્તિ થવાનો સમ્ભવ રહ્યો જણાતો નથી. આ જગત્ એવા પ્રકારના વિવિધ સ્વભાવના સંચયવાળું છે કે એમા તે સ્વભાવબલથી સર્વત્ર એકતા કદાચિત્ પણ કાર્યસમુદાયમા થઈ રહેલી સમ્ભવતી નથી. આ કારણથી મને સમજાયુ છે કે સસારમા જે પુરુષ કૃતકૃત્ય થવાની ઇચ્છાવાળો હોય તેણે તો તે જાણે જ્ઞાનેન્દ્રિયશૂન્ય કે અન્ત કરણશૂન્ય હોય એવા પ્રકારથી આ વિશ્વમાં વ્યવહાર રાખવો ઉચિત છે.

હે રાજપુત્ર વીરવિજયચન્દ્ર! આ સક્ષમમાં મે તને જે કહેવાનુ હતુ તે કહ્યુ છે. હવે જે કાઈ તારી ઇચ્છા હોય તે પ્રમાણે તુ સુખપૂર્વક વર્તન કર

આ પ્રકારના તે તેજસ્વી મહાત્માનાં વચન શ્રવણ કરીને વીરવિજય બોલ્યો· હે ભગવન્! આપના ચરિત્રથી મને જાણવાયોગ્ય જે જણવામાં આવ્યુ છે તેમાં એક તો એ છે કે બુદ્ધિમાને ઈશ્વર, દેવ કે મહાપુરુષ જેઓ સમર્થ છે તેમની પાસે માગતાં બહુ વિચાર કરવો, કારણ કે આપણા સુખાર્થે માગેલુ ફલ આપણને દુ ખ આપનાર પણ નીવડે છે. આથી હુ આપના પાસે શુ માગું એ કાઈ પણ સમજાતુ નથી. માટે આપ સર્વજ્ઞ છો તે જે કાંઈ મારે કરવાયોગ્ય હોય તે આજ્ઞા કરો

મહાત્મા કહે છે: હે ભાઈ! હુ સર્વજ્ઞ છુ ને કરવાયોગ્ય આજ્ઞા કરીશ એવી આશા બાધથી નિષ્ફલ છે, કારણ કે એવી પ્રવૃત્તિ મે અન્તરથી ઇષ્ટ ગણી નથી, તેમ કોઈને કાંઈ પણ ન કહેવુ એ પણ કાંઈ ઇષ્ટ

અને મસ્તક ઉપર દેખાતાં હતાં એમ તેને સ્પષ્ટ થયું. મુખકમલ જોતાં તેને જણાયું કે આ સ્ત્રિયો મનુષ્યજાતિની નથી પણ કાં તો કોઈ દેવ, ગન્ધર્વ, વિદ્યાધર કે નાગલોકની સ્ત્રિયો હશે. જલમાં મનુષ્યો થવાતું સાંભળ્યું છે, પણ તે આ હશે એમ અનુમાન થતું નથી, કારણ કે આ મુખમુદ્રાઓ જાણે અલૌકિક હોય એમ ભાસે છે. એ પ્રકારના વિચાર કરતાં તેણે વારાફરતી અનેક મોહક મુખપ્રતિ દૃષ્ટિ નાંખી જોઈ, પણ પોતે સ્વપ્નમાં જોયલા મુખસમાન કોઈ મુખ ન જોતાં તેણે પોતાના મનને કહેતો હોય તેમ કહ્યું:

સોરઠા.

રે મન ! મિથ્યા આમ, કાં ચેષ્ટા વધતી કરે,
નિરખ્યાં વદન તમામ, પણ એકે ઉર નવ ઠરે.
**વીરવિજય** મુજ નામ, તુજ વશ હું વર્તું નહિ,
મિથ્યા ધરિશ ન હામ, મુજને મોહ પમાડવા.
ગ્રહી કર મોહક પાશ, તું આગળ આગળ ધસે,
લહીં તુજ મિથ્યા આશ, **વીરવિજય** ઉભો હસે.

અરે નિર્લજ્જ મન ! તું મને હજી ઓળખતું નથી ? હું **વીર**વિજય છું. જે મરણને પામ્યા વિના વશ થતા નથી એવા વીરોને પણ જીવતા વશ કરવાની હામવાળો હું **વીર**વિજય છું તે તારે વશ સહસા થવાનો નથી. હે દુષ્ટ વૃત્તિયો ! તમે વ્યભિચારિણી અકુલીન કામિનીઓની પેઠે આમ તેમ કેમ ભટકો છો ? એક નિશ્ચયરૂપ પતિને કેમ સેવતી નથી ? આ જગતમાં પતિવ્રતાઓ જ પૂજ્યત્વ પામે છે, તથા પરમેશ્વરની કષ્ટસાધ્ય સિદ્ધિઓને પણ એક પતિવ્રતના બલથી તે સહજમાં પ્રાપ્ત કરી લે છે. અને દુષ્ટ સ્વભાવને વશ વર્તતી અસંખ્ય શંખિનીઓ દ્વારે દ્વારે ભટકતાં પણ લેશમાત્ર સુખને કે સંપત્તિને પામી શાન્ત થતી નથી. માટે હવેથી સાવધાન રહો.

સોરઠા.

જેને અર્થે રાજ, ત્યજી વનવાટે ચાલીયો,
નથી મન તુજને લાજ, અન્ય સ્થલે જઈ મ્હાલીયો.
જગમાં છે ધિક્કાર, જો જન નિશ્ચયથી ફર્યો,
પ્રથમ ન ધરવો ચાર, ત્યજવો નવ, જો કહીં ધર્યો.
દઢતાવિણ સહુ ધૂલ, છો પદ ઇન્દ્રતણે ચઢે,
દઢતા સુખનું મૂલ, જાણી ન, જીવ દુઃખે રડે.
ધાર્યું ન મળે એક, ત્યાં લગી સર્વ નકામનું,
છે ઉરમાં એ ટેક, જાણી મન કાં તું ભ્રમે ?

આ પ્રમાણે બોલતો ત્યાંથી ચાલવા લાગ્યો. તો પણ આ શું છે તેનો કાંઈ નિશ્ચય થયો નહિ, એમ મનમાં છગડગ થવાથી વળી ઉભો રહીને તે વિચાર કરવા લાગ્યો:

અરે ! હું કેવો મૂર્ખ છું ? નીતિ છે કે સ્ત્રિયો સ્વતન્ત્રતાથી સ્નાન કરે ત્યાં પરપુરુષે દૃષ્ટિ પણ કેમ નખાય ? માટે ખરે, મારે આ ક્ષણે એ સ્ત્રિયોના સમીપ જઈને એ કોણ છે એની તપાસ કરવી ઘટતી નથી. તેમ જ દૂરથી એમને મારૂં આગમન સૂચવીને એમના આનન્દનો ભંગ કરી એમને સાવધાન કરી મારે તપાસ કરવી એ પણ અધિક ઉપયોગનું નથી. અને ખરું જોતાં તો મારે જે પ્રસંગનો કાંઈ પણ સમ્બન્ધ નથી તેની તપાસની પણ જરૂર શી ? આ સ્થળે જો એ સ્ત્રિયો ભયમાં હોય અને પોકારે તો એમનું રક્ષણ કરવું એ મારો ક્ષત્રિયનો ધર્મ છે. જો હું આ પૃથ્વીનો રાજા હોત અને આ સ્થળે અધર્મ વર્તતો હોય તો તેની ઘટતી રીતે તપાસ કરવી એ મારો ધર્મ હતો, પણ તેમાંનું અત્ર કાંઈ નથી તો સ્ત્રીજનના એકાન્ત રમવાના સ્થાનમાં મારે પ્રવેશ કરવાનું આ ક્ષણે કાંઈ પ્રયોજન નથી. આ પ્રમાણે વિચારીને તે આગળ ચાલતો થયો.

માર્ગે ચાલતાં વિચારે છે અહોહો ! આ સંસારમાં સ્થળે સ્થળે આશ્ચર્યના પ્રસંગ આવે છે. ક્ષણે ક્ષણે જાણવાની લાલસા થઈ આવે એવા બનાવો જોવામાં આવે છે પણ અલ્પ જીવનવાળા આ જીવોએ આ કેવળ આશ્ચર્યરૂપ સંસારસાગરમાં શું જોવું અને શું ન જોવું કે શું જાણવું અને શું ન જાણવું, એ યથાવત્ સમજાતું નથી અસંખ્ય પ્રાણિયોમાં જેને જે જે રુચે છે તેમાં તે તે નિમગ્ન થાય છે કોઈ પણ એક મનુષ્ય સર્વ પ્રપંચને જેમ છે તેમ જીવનનિની જાણવાને કદી પણ સમર્થ થાય એમ નથી જ, માટે મારે કાં તો તે જાણવાની ઇચ્છા થાય તો તેની મતિ પ્રાપ્ત કરવી ઘટે છે અથવા તો તે સર્વ જાણવાની આશાને ત્યજીને મારે જે જાણવું કે કરવું છે તે ઉપર જ લક્ષ્ય રાખવું ઘટે છે.

આ આદિ વિચારને કરતો જેમ જેમ તે આગળ ચાલે છે તેમ તેમ પૂર્વ દિશામાં સૂર્યને પોતાના કિરણ પ્રસારતા ઉદય થવાનો સમય આવ્યો હોય એમ તેને ભાસવા લાગ્યું વનની વાટનો અન્ત પણ આવ્યો હોય એમ જણાવા લાગ્યું. દૂરથી નગરના ઉંચા ઉંચા મહાલયો તથા તે ઉપર ફરકતી સુન્દર ધ્વજાઓ જણાવા લાગી. નગરને બહારના દેખાવથી રમણીયમાણું જાણીને મનમાં ઉન્માદને અનુભવવા લાગ્યો થાક પણ ઓછો જણાવા લાગ્યો નગરનો કોટ અને તેમાં પ્રવેશનાં ભવ્ય દ્વાર દેખાવા લાગ્યાં એટલામાં જમણા હાથની બાજુએ મોટું તળાવ સુન્દર જલથી ભરેલું જોયું ત્યાં મુખશુદ્ધિ તથા સ્નાન કરી લેવાની વીરવિજયને ઇચ્છા થઈ આ સમયે એને પોતાના વસ્ત્રાદિ લઇ જતા ક્રમે કરીને પોતાનું રાજ્ય, ગૃહ અને ત્યાંનું સુખ એ સર્વ સ્મરણમાં આવ્યું, અને ક્ષણવાર પોતે રાજકું

શબ્દ વેગથી સંભળાવા લાગ્યા. થોડીવારમાં તો એકાએક 'જય જય મહારાજ!' એવી જનોની ગગનભેદી ગર્જનાસહ દ્વાર ઉઘડ્યા, અને તે વીરવિજય-ઉપર તે દ્વારમાંથી પ્રવાહની પેઠે વેગથી નિકળી આવતાં મનુષ્યોએ પુષ્પની વૃષ્ટિ કરવા માંડી. તેની આસપાસ થોડી ક્ષણમા સહસ્રાવધિ મનુષ્ય વીંટાઈ વળ્યા, અને એટલા પુષ્પ એના ઉપર પડ્યા કે જાણે એ પુષ્પથી તે દટાઈ જશે કે શું એવો તેને ભાસ થયો પણ એટલામા એક મુખ્ય પુરુષ જે મોટો વૈભવી પ્રતીત થતો હતો તેણે નિકટ આવીને વીરવિજયને સન્માનથી નમન કર્યું, અને હાથ ઝાલીને ત્યાંથી નગરના દ્વારમા પ્રવેશ કરાવ્યો. અંદર જઇને જોતા વીરવિજયને મોટી સ્વારીની ધામધુમ જણાઈ. પછી પેલા પ્રમુખ પુરુષે વીરવિજયને એક મોટા રમ્ય મદગલિત હસ્તીઉપર ચઢાવેલી સુવર્ણની રત્નજડિત અબાડીમા બેસવા તથા નવીન વસ્ત્રાલંકાર પહેરવા પ્રાર્થના કરી વીરવિજય પણ આશ્ચર્યમા ગરકાવ થયેલો હોવાથી કંઈ પણ પૂછપરછ કરવા વિના જે થાય તે અનુભવવાના નિશ્ચયથી રાજવંશી દિવ્યસરખા વસ્ત્રાલંકારને પહેરીને હાથીઉપર પ્રસન્નવદને આરૂઢ થયો. તત્ક્ષણ તેને મસ્તકે ચામરોનાં વ્યજન થવા લાગ્યા 'શ્રીમન્ મહારાજાનો જય જય થાઓ' ઇત્યાદિ મંગલપ્રદર્શક શબ્દોના આગળ પાછળ ઘોષ થવા લાગ્યા. શસ્ત્રધારી પાળા તથા સ્વારોવડે તેમ જ ઉત્તમ ઉત્તમ રથ તથા હસ્તિઓવડે શોભતી સ્વારી ક્રમપ્રમાણે ચાલવા લાગી. ભાટચારણાદિ કવિજનો મંગલરૂપ કાવ્યવડે સ્તુતિ કરતા આગળ વધતા હતા બે બાજુએ નગરીની પ્રજા પ્રસન્ન વદનવડે જય જય વદતી, નમન કરતી પુષ્પથી વધાવતી વીરવિજયના દર્શન કરતી હતી. અટારીઓમાથી કોઈ કુલાંગનાઓ અન્તઃપટમાથી તેના પ્રતિ અનુભાવથી જોતી હતી, અને સામાન્ય કુલની સ્ત્રિઓ તો બારીઓમાથી પુષ્પ વધાવતી હતી ગૃહે ગૃહે અવર્ણનીય શોભા કરેલી પ્રતીત થતી હતી. રાજમાર્ગોમા કરેલી શોભાથી મહોત્સવનુ ભાન થતું હતુ; પણ વીરવિજય તો જેમ કોઈ ભગવદ્ભક્ત ઈશ્વરની માયાને ઉદાસીનવત્ રહેલા જુએ છે તેમ જોતો હતો રાજમાર્ગથી ફરતી સ્વારી રાજદ્વારઆગળ આવીને અટકી, અને નાના પ્રકારથી શોભાયુક્ત કરેલા સભામંડપના દ્વારઆગળ આવીને વીરવિજયના હસ્તીને બેસાડ્યો માંગલિક શબ્દોના ઘોષપૂર્વક, આગળ પાછળ વેદમન્ત્રવડે શાન્તિપાઠ ભણનારા પવિત્ર બ્રાહ્મણોસહવર્તમાન તેણે સભામંડપમાં પ્રવેશ કર્યો. દિવ્યસરખા રચી રાખેલા રાજ્યાસનઉપર વીરવિજયને બેસાડ્યો અને વિધિપ્રમાણે રાજ્યાભિષેક કર્યો. આસપાસ સભામંડપમાં રચી રાખેલા આસનઉપર ક્રમપ્રમાણે પ્રધાનાદિ રાજ્યના સ્તંભરૂપ અધિકારી પુરુષો બેઠા. એ સમયે જે શોભા

વીરવિજય જોતો હતો તે અવર્ણનીય હતી. આ સઘળું પ્રતીત થાય છે તે સ્વપ્ન છે કે સાચું છે એવો તેને શંકાપૂર્વક મોહ થતો હતો. આ ક્ષણપર્યન્ત કોઈ સાથે વીરવિજય એક શબ્દ પણ બોલ્યો ન હતો.

પ્રધાનાદિ પ્રમુખ પુરુષો અને સઘળી પ્રજા એકસરખી રીતે વીરવિજયનાં રૂપસૌન્દર્યની સ્તુતિ કરતાં હતાં અને વિશેષમાં પરસ્પરપ્રતિ એમ કહેતાં કે આ આપણા ઉપર આ ક્ષણથી રાજ્ય કરવા પ્રકટેલો પુરુષ કોઈ મનુષ્ય નથી પણ સ્વર્ગલોકથી ઉતરેલો કોઈ દેવ છે.

રાજ્યાભિષેક થતાં જ વીરવિજયની આણ વર્તાવવા માટે તથા શબ્દઉપરથી જ્ઞાનજાતિઆદિનું અનુમાન કરવા નિમિત્તે પ્રધાને શ્રીવીરવિજયચન્દ્રને તેનું નામ પૂછ્યું. નિઃશંક થયેલા તે વીરવિજયચન્દ્રે પોતાનું નામ કહ્યું. તે પ્રમાણે નગરમાં આણ વર્તાવી. નામથી પણ સર્વ સુજ્ઞ પ્રસન્ન થયા. અને જેવું નામ તથા રૂપ છે તેવા જ ગુણ પણ હશે એમ પોતપોતાના મનમાં સર્વ વિચારવા લાગ્યા.

બ્રાહ્મણોદ્વારા થવાયોગ્ય સઘળી ક્રિયા થઈ રહ્યા પછી પ્રધાને વીરવિજયને રાજ્યભવનમાં પ્રવેશવાની પ્રાર્થના કરી. આસપાસ વેદઘોષ કરતા બ્રાહ્મણોસહિત રાજ્યભવનના વિશાલ ચોકમાં આવીને ઉભા. તે સમયે પોતાના ભાગ્યની સ્તુતિ કરતી, વીરવિજયના દિવ્યસરખા રૂપથી વિસ્મય થતી મોહવશ થયેલી રાજકન્યાએ અમૂલ્ય મુક્તાની માલાસહિત તૈયાર કરી રાખેલી પુષ્પની ભવ્ય માલા વરમાળરૂપે વીરવિજયના કંઠમાં ઉપરથી આરોપી. ઉપરથી નાંખ્યા છતાં વીરવિજયના કંઠમાં જેમ કોઈ સમીપ રહી આરોપે તેની પેઠે આવી પડેલી માલા જોઈને આશ્ચર્યસાથે તેણે ઉપર કિંચિત્ દૃષ્ટિ પ્રસારી તો આછા અભ્રવડે આચ્છાદિત સૂર્યસરખી પ્રભાવાળું, સૂક્ષ્મ વસ્ત્રપટથી આચ્છાદિત રાજકુંવરીનું મુખબિમ્બ દૃષ્ટિએ પડ્યું, અને તેથી સહર્ષ મોહવશ થતો, આશ્ચર્ય પામતો નીચી દૃષ્ટિ કરી ક્ષણિક સ્તબ્ધભાવને પ્રાપ્ત થઈ ઉભો રહ્યો. એ જ ક્ષણથી પરસ્પરની વૃત્તિ પરસ્પરમાં પ્રાપ્ત થવાથી તેઓ એકબીજાસાથે બંધાયાં હતાં; માત્ર લોકરૂઢિથી જ વસ્ત્રના છેડા ગાંઠવાના શેષ રહ્યા હતા. જેની મનોવૃત્તિ રાજકન્યાવડે હરાઈ ગઈ છે, એવો વીરવિજયચન્દ્ર તે રાજકન્યાની ચિત્તવૃત્તિ હરીને પ્રધાનને આગળ કરી તેની પ્રેરણાથી પુનઃ સભામંડપમાં આવી રાજ્યાસને બેઠો.

પ્રધાને સર્વ સભા શ્રવણ કરે એવે પ્રકારે વીરવિજયપ્રતિ હસ્ત જોડી વિનયથી આ પ્રકારનાં વચનો કહ્યાં.

પ્રધાન કહે છેઃ આ રાજ્યાસનઉપર અમારા પાલક પૂજ્ય શ્રીમદ્ ભગવચ્ચન્દ્ર મહારાજ વિરાજતા હતા. તેમણે અમને તથા આ પ્રજાને પોતાના

આયુષ્યની વિદ્યમાનતાપર્યન્ત પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાની પેઠે પ્રેમથી પાળ્યા છે. એમણે શત્રુરૂપ કંટકથી રહિત રાજ્ય કરીને આ લોકમાં પોતાની કીર્તિને અમર કરી સ્થાપી છે. પુત્રસંતતિ મૂક્યા વિના આ લોક ત્યજીને પોતે પરલોક વાસ્યો છે. અને જે સમયે પોતે દેહપતનનું દૃઢ અનુમાન કર્યું તે સમયે પાછળ કરવાયોગ્ય વ્યવસ્થાનો ઘટિત વિચાર કરીને અમને સાવધાનપણે આજ્ઞા કરી ગયા છે તે વિચાર તથા આજ્ઞાનું સ્વરૂપ આ પ્રકારનું હતું

"આ સંસારમાં કોઈ પણ મનુષ્ય પોતાના અન્તઃકરણમાં ઉઠતી વિષયસમ્બન્ધી સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરી પ્રાપ્ત શરીરથી છૂટ્યો હોય એવું દૃઢ અનુમાન કરવું, એ મનુષ્યની બુદ્ધિથી બહારનું કામ છે. જેથી બુદ્ધિમન્ત મનુષ્યોએ આ જગતમાં સર્વ આશા પૂર્ણ કરવાનો આગ્રહ કરવા કરતાં સર્વ આશાના પાશથી મુક્ત થવાનો આગ્રહ સેવવો એ જ વિશેષ ઉત્કૃષ્ટ વાર્તા છે.

"મેં અનેક વિચારથી તથા મારા અનુભવથી નિશ્ચય કર્યો છે કે આ પ્રવાહમાં પ્રતીત થયેલાં પ્રાણિઓને સર્વ આશા પૂર્ણ કરવાની ધારણા જો કદાચિત્ પૂર્ણ થતી હોય તો પણ તે કરતાં સર્વ આશાના પરિત્યાગની ધારણા સત્વર પૂર્ણ થવાનો સંભવ છે માટે મતિમન્ત મનુષ્યોએ આશાપાશને ત્રોડીને નિકળવું એ જ મારા વિચારથી ઉત્તમ છે.

"મેં જન્મથી તે આ મરણના અનુમાનની ક્ષણપર્યન્ત અનેક આશાના અંકુરોને સ્ફુટ થતા અને વૃદ્ધિને પામતા અન્તઃકરણમાં અનુભવ્યા છે. તેમાંની કેટલીક આશા તો અનાયાસે પૂર્ણ થઈ છે, કેટલીએક તો કષ્ટથી પૂર્ણ થઈ છે, કેટલીએક મહા કષ્ટથી પૂર્ણ થઈ છે અને કેટલીએક તો અતિ કષ્ટે પણ આ ક્ષણપર્યન્ત પૂર્ણ થઈ નથી આ કારણથી જ્યારથી મેં સર્વ આશાઓને પૂર્ણ કરવાની દુરાશાને ઓળખી છે ત્યારથી મેં તે શેષ રહેલી આશાને નિરાશ કરવાનો પ્રયત્ન આરંભ્યો હતો, અને તેમાં આ ક્ષણપર્યન્તમાં હું ઘણે અંશે સફલ થયો છું.

"આ પ્રાણિઓને આ વિશ્વમાં આશાસમાન રિપુ અન્ય કોઈ નથી તેથી આશાથી બચવાને સહુએ સાવધાન રહેવું ઉચિત છે હું પૃથ્વીપતિ છું અને સર્વ ઉત્તમ પ્રકારના વૈભવી પદાર્થોને પ્રાપ્ત છું, તોપણ આશાના આવિર્ભાવસમયે જાણે સર્વ સુખના કારણથી રહિત છું એવું મને ભાસે છે. હું દીન જનોના દુઃખને ટાળનાર સમર્થ દાતા છું, તોપણ આશાના પ્રાપ્ત થવાથી દીન, દુર્બલ, ભિક્ષુકસમ થાઉં છું હું બલવાન્ શત્રુને નમાવનાર તથા હણનાર શૂરવીર છું, પણ આશાના દુર્ઘટ કટાક્ષથી અન્યને નમનાર અને અન્યવડે હણાનાર કાયર પુરુષસરખો હું મને પ્રતીત થાઉં છું. સ્વપ્નમાં

એ જ કહું છું કે સર્વને સર્વ પ્રકારના અનર્થની પ્રાપ્તિનું મુખ્ય કારણ આ જગત્‌માં શોધી જોઈએ છીએ તો જ્યાં ત્યાં માત્ર આશા જ આગળને આગળ આવી ઉભી રહે છે. જેથી મારા સરખા અનર્થનિવૃત્તિની આશાવાળાએ સર્વ આશાનો ત્યાગ કરવો એ જ કર્તવ્ય છે.

"મારા થોડા અનુભવથી મને એવો નિશ્ચય પણ પ્રાપ્ત થયો છે કે જ્યારે આ પુરુષો આશાથી છૂટી બેસે છે ત્યારે કોઈ અદૃશ્ય સત્તાવડે તેમની યોગ્ય આશાઓ પ્રસંગે પૂર્ણ થાય છે. આ પ્રકારના નિશ્ચયથી હવે મને સંતોષ રહે છે એટલું જ નહિ પણ હવે મેં મારા કર્તૃત્વાભિમાનને શિથિલ કરી નાંખ્યું છે, તેથી પણ મને અધિક સંતોષ પ્રતીત થાય છે.

"આ જગત્‌માં ઘણું કરીને કર્તાપણાના અભિમાનવાળાં સર્વ મનુષ્યો બલવતી અદૃષ્ટસત્તાના અજ્ઞાનથી જ પોતામાં કર્તાપણાનો પોતાવડે આરોપિત નિશ્ચય કરે છે. બુદ્ધિમન્ત પુરુષો જ્યારે સાવધાનતાથી વિચાર કરે છે ત્યારે તથા પ્રત્યેક પ્રવૃત્તિના અન્તમાં ઉપજતા ફલને તથા આરમ્ભની પોતાની ઇચ્છાને સમયે સમયે સરખાવી જુએ છે ત્યારે પોતામાં ધાર્યાપ્રમાણે જ કર્તૃત્વાભિમાનથી ફલ ઉપજાવવાનું કેવું અને કેટલું સામર્થ્ય છે તેનો વાસ્તવ નિશ્ચય કરી શકે છે, અને તે નિશ્ચયથી પોતે પોતાના પ્રયત્નથી સ્વતંત્ર કર્તાપણાના અભિમાનને એક ભ્રમરૂપ સમજે છે. આમ છતાં પણ વ્યવહારમાં પ્રવેશેલા હોવાથી તેવા બુદ્ધિમન્ત પુરુષો પણ મિથ્યાવત્ સ્વીકારેલા કર્તૃત્વાભિમાનને આગળ રાખીને યથાપ્રાપ્ત વ્યવહારને સેવે છે.

"આ આયુષ્યની સમાપ્તિના સમયમાં મારે હવે પ્રથમ સ્વીકારેલા સર્વ અનુપયોગી ધર્મોનો ત્યાગ કરીને કેવલ પરમાત્મસ્વરૂપનું શરણ જ સેવવું ઉચિત છે. તેથી આ સર્વ બાહ્ય વ્યવહારની સમાપ્તિઅર્થે તે સમ્બન્ધના અન્તિમ કર્તવ્યનો અન્ત આણું છું.

"જીવોએ પોતાના વિદ્યમાનપણાપર્યન્ત પ્રાપ્ત કરેલા વા રાખેલા પદાર્થોને આ લોકમાં જ રહેવા દેઈને આયુષ્યની સમાપ્તિએ જવું છે એ વાર્તા કાંઈ આ જીવોને નવીન જાણવાજેવી નથી. તોપણ ઘણા મનુષ્યો પ્રાપ્તપદાર્થોને કેવલ રક્ષણમાટે જ સેવવા સમજે છે, તેથી પદાર્થોની વ્યવસ્થાના સમ્બન્ધમાં મારો નિશ્ચય સૂચવું છું.

"કોઈ તો પદાર્થોની ગતિમાં દાન, ભોગ, રક્ષણ અને નાશ: એ ચાર ભેદ ગણે છે, કોઈ તો દાન, ભોગ, અને નાશ: એ ત્રણ જ ગણે છે, તથા કોઈ તો ભોગ, રક્ષણ અને નાશ: એ ત્રણ જ ગણે છે. આ સ્થલે પ્રીતિ તથા ઉત્સાહવડે જીવનપર્યન્તમાં સ્વહસ્તે પોતાના માનેલા પદાર્થોને પાત્રાપાત્રના નિર્ણયપૂર્વક પાત્રને વિધિવડે ભોગાર્થે અર્પણ કરવા એ દાન છે.

પોતે તથા પોતાના આત્માતુલ્ય માનેલા સ્ત્રીપુત્રાદિએ સ્વસુખાર્થે, પોતાના માનેલા પદાર્થોનો ઉત્સાહ તથા પ્રીતિવડે જે ઉપયોગ કરવો એ ભોગ છે. ઉત્તર કાલે પોતાના આત્માતુલ્ય પ્રીતિપાત્ર સ્વજનને પોતાના પદાર્થનો ઉપભોગ મળે એવી આશાથી જે તે પદાર્થોનો વિઘ્નોની નિવૃત્તિની આશાપૂર્વક સંચય કરવો તે તેનુ રક્ષણ છે. અને પોતાની સ્વતંત્ર ઇચ્છાવિના કે અનુમતિવિના જાણતાં વા અજાણતાં પોતાની અથવા પોતાના માનેલા સ્વજનોની સ્વીકારેલી મર્યાદાથી બહિર્ પોતાના પદાર્થોની ગતિ થઈ જવી અર્થાત્ અનિચ્છા છતા પદાર્થોનું અપ્રાપ્તપણુ કે નિરુપયોગીપણુ થવુ એ તેનો નાશ છે.

ઉક્તભેદમાં જેઓ રક્ષણને પૃથક્ સ્વીકારતા નથી તેઓ રક્ષણનો દાનમાં અને નાશમા અન્તર્ભાવ ગણે છે, તે એવા વિચારથી કે પદાર્થોનું દાન એજ ખરેખરૂ રક્ષણ છે [ **दान एव हि रक्षणम्** ઇત્યાદિ એ ભાવને અનુસરતા પૂર્વપુરુષોના વચનો પણ છે ] અર્થાત્ પોતાના પદાર્થોને સ્વસંકલ્પથી સાવધાનતાથી અર્પણ કરનાર પુરુષ તત્ક્ષણ સ્વસન્તોષને અનુભવે છે. અને આપ્તવાક્યમા વિશ્વાસવડે પોતાના વિધિવડે અર્પણ કરેલા પદાર્થોને લોકભ્રમણની સ્થિતિપર્યન્ત વ્યવસ્થાપક ઈશ્વરની સત્તાથી દાતા જ્યા ત્યા પુન પ્રાપ્ત કરી શકે છે, એ નિશ્ચયથી જેમ રક્ષેલા પદાર્થ રક્ષકને પ્રાપ્ત હોય છે તેમ પોતાને દાન કરેલા પદાર્થો પ્રાપ્ત થશે એ આશાથી પણ રક્ષણતુલ્ય સતોષ માને છે. જેથી રક્ષણનો દાનમા અન્તર્ભાવ સમજે છે. અને મરણપર્યન્ત સ્વસત્તાથી ન અપાયલા એવા રક્ષાયલા પદાર્થોથી અભિમાની પૃથક્ થાય છે, જેથી તે શેષ પદાર્થોને નાશરૂપ ગતિવાળા માને છે. કારણ કે સાવધાનપણે સકલ્પ કર્યા વિના તેમ જ ઇચ્છાપૂર્વક અર્પણ કર્યાવિના નિરુપાયે પાછળથી કોઈ પણ પોતાના સત્તાસામર્થ્યથી લે તો તે પણ ચોર અગ્નિ કે રાજાવડે હરાયલા પદાર્થોની પેઠે નાશરૂપ જ ગણાય છે.

જે મનુષ્યો પદાર્થોની દાન ભોગ અને રક્ષણરૂપ ગતિ ગણે છે ને નાશને ગણતા નથી તેમણે નાશનો અન્તર્ભાવ રક્ષણમા કર્યો સમજાય છે. તે એવી રીતે કે જો તે રક્ષણ કરાયલા પદાર્થો પોતાના મરણપછી અધિકારિઓને પ્રાપ્ત થાય તો રક્ષણ સાર્થક ગણાય અને નહિ તો નાશ જ છે, અર્થાત્ તેમની દૃષ્ટિથી રક્ષણ છે તે જ ભોક્તાભેદથી નાશ છે.

જેઓ ભોગ, રક્ષણ અને નાશ. એ ત્રણ ગતિ જ પદાર્થોથી માને છે તે દૈવવશાત્ દીન થયેલા અજ્ઞાનમગ્ન પ્રાણિઓ પોતાની મન્દમતિથી અતીત-અનાગતકાલે પોતાના અસ્તિત્વમાં સંશયવાળા હોય છે, અને તેથીકરીને અધિકારીને પોતે આપેલા પદાર્થોની ભોગમાં ગણના કરે છે, ઇતરને હસ્ત-

ગત થયેલા પદાર્થોને નાશ થયામાં ગણે છે, અને રક્ષેલા પદાર્થોનો પણ અન્તે ભોગમાં ન સમાવેશ થાય તો નાશમાં સમાવેશ ગણે છે. જેથી દાન કરવાના અનધિકારી અર્થાત્ દાતૃત્વશક્તિવિનાના તે ક્ષુદ્ર હૃદયબલવાળા આ દાનનો ભોગ તથા નાશમાં અન્તર્ભાવ ગણે છે એમ સમજવું.

આ પ્રકારે વિવિધ વિચારથી મનુષ્યો વિવિધ પ્રકારે પદાર્થોની વ્યવસ્થા કરે છે. પણ ખરું જોતાં દાન તથા ભોગ એ બે ગતિ જ શ્રેષ્ઠ છે. તેમાં પણ દાનરહિત ભોગ ઉત્તમ નથી. રક્ષણ કર્તવ્ય છે તોપણ તે પોતાના અવધિએ સંકલ્પવડે અન્યને અર્પાયું હોય વા અર્પવાયોગ્ય નિશ્ચય કરાયું હોય તો તેનો દાનભોગમાં જ સમાવેશ થઈ જાય છે. એક પક્ષથી તો સર્વ સુજ્ઞના પદાર્થની ગતિનો માત્ર દાનમાં જ સમાવેશ થઇ રહે છે. કારણ કે તે જે જે પદાર્થોનો ભોગ કરે છે તે પણ અન્તરાત્માને અર્પણબુદ્ધિથી કરે છે; અને અન્યને અર્પણ કરે છે તે પણ પુનઃ કદી ન ગ્રહણ કરવાની ઇચ્છાથી અથવા અધિકાર જોઈને અર્પણ કરે છે. અન્ય પક્ષથી સર્વાત્મભાવના દૃઢ કરનાર પુરુષના પદાર્થોનો તો સર્વ પ્રકારની ગતિથી પણ માત્ર ભોગમાં જ સમાવેશ થાય છે. કારણ કે તે પુરુષ સર્વત્ર આત્માથી અતિરિક્ત દાતા કે દાનપાત્રનું પૃથક્ સ્વરૂપ અનુભવતો જ નથી. અર્થાત્ જે પોતે ભોગવે છે તે તથા અન્યને અર્પાય છે તે સર્વ ભોક્તા ગણીએ તો એક જ આત્મા છે. જેથી અન્યના અભાવનિશ્ચયથી દાનનો કે નાશનો અવકાશ નથી, તેમ જ રક્ષણનો પણ અવકાશ નથી; કારણ કે પદાર્થ સદા કોઈ પણ અભિમાનીની સત્તામાં હોય છે અને જ્યારે જ્યારે જે જે અભિમાનીની સત્તામાં હોય છે ત્યારે ત્યારે તે તે તેનો ભોક્તા જ મનાય છે.

આ સઘળું છતાં વળી જે ઉપાધિદૃષ્ટિથી રહિત થયેલા તથા ભોગભોક્તાદિ સમગ્ર ભેદબુદ્ધિનો અભાવ અનુભવનારા મહાપુરુષો છે તે તો વસ્તુમાત્રના નિત્ય સદ્ભાવના નિશ્ચયથી ભોગદાનાદિ ગતિ તથા દૃશ્ય પદાર્થ એમાંનું કાંઈ પણ સ્વરૂપથી પૃથક્ થઈ અનુભવતા નથી અને તેથી તેમની દૃષ્ટિથી આ સઘળો પ્રપંચ મિથ્યા છે, તેમ આ જીવકૃત વ્યવહાર પણ ભ્રાન્ત અને મિથ્યા છે. તોપણ એ સ્થિતિ સર્વને પ્રાપ્ત હોવી કઠિન છે અને સ્થિતિવિના તદ્વત્ નિશ્ચય કરવો કે તેવા પ્રકારનું વર્તન દેખાડવું એ તો કાપટ્યમાત્ર હોવાથી અનર્થ કરનાર છે, માટે મારે આ સમયે હવે જે કરવાનું છે તેને તમે લક્ષમાં રાખજો. અને મારા સમક્ષ મારો ધારેલો વ્યવહાર થવાનો હવે સંભવ નથી માટે હું સંકલ્પ કરી કહું છું તે પ્રમાણે તમે વ્યવસ્થા કરજો.

મારા અન્તઃકરણમાં એવી આશા પ્રથમ પ્રાપ્ત હતી કે પુત્ર પ્રાપ્ત થશે, પણ તે આશા પૂર્ણ ન થવાથી પ્રાપ્તપુત્રીથી હું સન્તોષ માનતો

હતો એ પુત્રી એની માતા મૃત થવાથી અન્તરથી અસન્તોષમા હતી અને હવે મારા મરણથી તે અધિક અસન્તોષને પ્રાપ્ત થશે પણ એ પ્રારબ્ધાનુસાર થાય એમા અન્ય જીવનો ઉપાય નથી જેથી હવે તમને આજ્ઞા કરૂ છુ કે અમુક દિવસે સૂર્યોદયના સન્ધિના સમયે તમે પૂર્વ દિશાનુ નગરપ્રવેશનુ દ્વાર ઉઘાડજો, અને અનાયાસ જે પુરુષ પ્રથમ પ્રાપ્ત થાય તેને આ રાજ્યનો અભિષેક કરજો, અને પ્રાણની પેઠે પાલન કરેલી આ પુત્રી તેને અર્પણ કરજો એ પુત્રીનુ કોઈ કુલીન ક્ષત્રિય વીરપુરુષસાથે લગ્ન કરવાની મારી ઇચ્છા હતી, પણ તે મારે હાથે પૂર્ણ થવાનો હવે સમય રહ્યો નથી તે આવી પ્રાપ્ત થનાર પુરુષ ગમે તે જાતિ કે કુલનો હોય તેની શકા કરશો નહિ. સર્વજ્ઞ ઇશ્વર મારી ઇચ્છાના જ્ઞાતા છે, આ ક્ષણે સર્વ આશા તથા ઇચ્છાઓના ત્યાગપૂર્વક હુ તે મારા પરમસ્વરૂપપ્રતિ પ્રવેશુ છુ, તેથી હવે પછી મારા દ્વારા કરાવાયોગ્ય વ્યવહારોને પોતાની સત્તાવડે તે સર્વશક્તિમાન્ ઇશ યથાઘટિત કરે આ વ્યવહારસમ્બન્ધમા હવે મારે કોઈ પણ સકલ્પ કરવો શેષ રહ્યો નથી

આટલુ બોલીને તે અમારા શ્રીમદ્ ભગવચ્ચન્દ્ર મહારાજે પોતાના નેત્ર બન્ધ કર્યા અને પછી ઇષ્ટસ્મરણ કરતા વાણી બન્ધ કરી અને થોડા કાલમા એમના પોતાના માનેલા શરીરને નિરુપયોગી થયેલુ અમને પ્રતીત કરાવ્યુ. આ સર્વ પ્રજાને ખેદજનક પ્રસગ પ્રાપ્ત થયો તે પછી તેમણે રાજ્યાભિષેકમાટે પ્રથમથી નિશ્ચય કરેલો દિવસ આજે પ્રાપ્ત થયો છે આજના દિવસને ઉત્સવનો દિવસ ગણીને અમે સર્વ પ્રકારથી નગરમા આ દિવસના પૂર્વ દિવસોથી ઉત્સવના ચિહ્નોને પ્રકટાવ્યા હતા. અને આજે આપ મહારાજનો અભિષેક થવાથી અમને અન્તરમા મોટો આનન્દ થયો છે. અમારા મહારાજ દીર્ઘદષ્ટિમત્તાથી સર્વજ્ઞ હતા એવુ અમને ભાન થાય છે, કારણ કે આપ તેમણે ઇચ્છ્યા હતા તેવા જ મહાપુરુષ રાજ્યને સ્વીકારનાર અનાયાસ પ્રાપ્ત થયા છો. રાજકુવરીના પ્રારબ્ધની સર્વ કોઈ નિન્દા કરતુ હતુ અને એમ ધારતુ હતુ કે કોણ જાણે કેવોએ પતિ એમને પ્રાપ્ત થશે, તેમ જ આ ભાગ્યહીન પ્રજાને ન જાણીએ કેવોએ રાજા પ્રાપ્ત થશે, પરન્તુ સર્વની વિરોધી ધારણાઓ વ્યર્થ થઈ અને પ્રજાના તથા કુવરીના સુભાગ્યથી આપ યોગ્ય પતિ પ્રાપ્ત થયા છો

ઇશ્વરરૂપ આપ હવે પછીના આ પ્રજાના પાલક છો તે પ્રજાને સર્વ પ્રકારનાં સુખ આપી સન્તોષશો એવી અમને આશા છે. આ રાજ્ય આપનું છે અને અમે કે જે રાજ્યસેવક છીએ તે પણ આ ક્ષણથી આપ મહારાજના સેવક છીએ માટે સર્વને આપ જ્યારે જ્યારે અનુકૂલ ભાસે

ત્યારે ત્યારે ઇચ્છાનુકૂલ કાર્યમાં જોડશો. કુંવરીએ પૂજ્ય બ્રાહ્મણાદિ સમક્ષ આપના કંઠમાં વરમાલા આરોપી ત્યારથી જ તે આપને વરી ચુક્યાં છે; તોપણ વ્યવહારપ્રમાણે આપને ઉચિત ભાસે ત્યારે શુભ દિવસે, લગ્ન નિશ્ચય કરી પાણિગ્રહણ કરશો. જેથી અમને અમારા અન્નદાતા અને રક્ષક મહારાજાએ કરેલી આજ્ઞાનુસાર અમે સર્વ કાર્ય કરી ચુક્યા એમ અમને નિશ્ચય થશે.

આ પ્રકારનાં વચનો બોલીને વિધિવત્ નમન કરીને પ્રધાન પોતાના સ્થાનઉપર બેઠા, અને તે પછી **શ્રીવીર**વિજયચન્દ્ર રાજાના મુખપ્રતિ દૃષ્ટિ સ્થાપિને સર્વ સભાજનો મૌન બેશી રહ્યા.

સર્વ સભાજનોને સ્તબ્ધ બેઠેલા જોઈને તથા તેમના ભાવને જાણીને સર્વ વ્યવહારમાં કુશળતાવાળી, બુદ્ધિમાન્ **શ્રીવીર**વિજયચન્દ્ર ગંભીર વાણીવડે શોભતા શબ્દોથી પોતાના અન્તર્આશયને પ્રકટ કરવા આ પ્રકારે બોલવા લાગ્યા.

**વીર**વિજયચન્દ્ર પ્રસન્નમુખે કહે છે: હે સુભાગ્યન્ત પ્રજાપ્રમુખ પુરુષો તથા પ્રધાનાદિ રાજસેવકો! તમારો અને મારો આ સ્થાને આ ક્ષણે થયેલો સમ્બન્ધ કોઈ વિલક્ષણ કર્મજસત્તાબલે અથવા તો ઇષ્ટસંકેતવડે થયો હોય એમ, પ્રતીત થાય છે. તમારી તથા મારી ભાગ્યરેષા જ જો મને આ સમ્બન્ધમાં કારણરૂપ હશે તો તેમાં પણ તમારી ભાગ્યરેષા જ અધિક શુભ બલવતી હોવી ઘટે છે. કારણ કે મારા અત્ર આગમનથી તમારૂં સર્વનું હિત જેવું સચવાય એમ છે તેવું મારું કાંઈ પણ હિત વસ્તુતઃ જળવાય એમ નથી, કારણ કે મારી ઇચ્છાનો વિષય અને નિશ્ચય ભિન્ન છે. તમે કોઈ એમ ધારતા હશો કે આ પુરુષને માર્ગે ચાલતાં વિનાપ્રયત્ને રાજ્ય આવી મળ્યું છે તેથી એની ભાગ્યરેષા બલવતી ગણાય એમ છે, તો તેમ નથી. કારણ કે મને તો ગર્ભથી તે આ ક્ષણપર્યન્ત આકરતાં પણ વિશાલ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત જ છે. કદાચિત્ તમારામાંથી કોઈ એમ ધારતું હશે કે આ પુરુષને રાજ્યસહિત દિવ્યસરખી રૂપગુણવતી રાજકન્યા સહજમાં પ્રાપ્ત થઈ છે તેથી એની ભાગ્યરેષા વિશેષ બલવતી છે, તથાપિ એ ધારવું પણ અધિક યોગ્ય નથી. કારણ કે અધિકાધિક શ્રેષ્ઠરૂપગુણવતી મનાતી અનેક કન્યાઓ મારે અર્થે સમર્થ નૃપતિયોના ગૃહમાં વિદ્યમાન છે, અને તેમની આવેલી માગણીઓનો અનેક વાર મેં તિરસ્કાર કરયો છે. આ વિના અનેક કારણોવડે પણ જોશો તો મારા અત્ર થયેલા આગમનમાં મારી ભાગ્યરેષા બલવતી ગણાય એમ નથી, તેમ જ મને પણ મારા ભાગ્યોદયનું મારા નિશ્ચયાનુસાર કોઈ સાક્ષાત ચિહ્ન આ ક્ષણપર્યન્ત

પ્રતીત થયુ નથી. જેથી તમારી જ સર્વની બલવતી ભાગ્યરેખાએ મને અત્ર આકર્ષી આણ્યો છે એમાં કાંઈ સન્દેહસરખુ નથી.

આ લોકમાં જે પુરુષને પોતાથી પત્નીના ઉદરદ્વારા પ્રાપ્ત થયેલો પુત્ર અથવા પોતે વત્સલત્વરૂપે સ્વીકારી લીધેલો પુત્ર પરાક્રમી અને સદ્-ગુણી હોય તે પુરુષને તથા તેના વૃદ્ધોને તથા તે પુરુષની ભાગ્યરેખાને ધન્યવાદ ઘટાય છે. તેમ જ જે પુરુષને કુલીન, શૂરવીર, ધીર કે પરાક્રમી છતા સદ્ગુણી તથા ઈશ્વરાભિમુખ વૃત્તિવાળો ભ્રાત્ર આવી મળે તે પુરુષને તથા તેની ભાગ્યરેખાને સર્વ સ્તુત્ય ગણે છે. વળી આ લોકમા જે ઉદાર દાતા પુરુષને સુપાત્ર દાન ગ્રહણ કરનાર મળે છે તેની ભાગ્યરેખા પણ બલવતી ગણાય છે. કારણ કે દાતા તો ઘણા હોઈ શકે છે પરન્તુ દાન-પાત્ર સ્થલે સ્થલે હોતા નથી. આ આદિ હેતુઓવડે પ્રથમ તો તમારા રાજા સુભાગ્યવાન્ ગણાવા ઘટે છે.

વળી આ લોકમા જે કન્યાને સુરૂપ, સુગુણ અને યોગ્ય વય તથા બલવાળો કુલીન પતિ મળે તે કન્યા પણ બલવતી ભાગ્યરેખાવાળી ગણાય છે. ત્યાં કન્યાકરતા અથવા તો અન્ય રૂપવાન્ પુરુષોકરતા અધિક સુન્દર-તાવાળો તે સુરૂપવાળો ગણાય છે, કન્યાકરતા અથવા તો અન્ય ગુણવાન્ પુરુષોકરતા અધિક ગુણવાન્ છતા જે સર્વસદ્ગુણયુક્ત હોય તે સુગુણવાળો ગણાય છે, કન્યાકરતા આઠથી પદર વર્ષ અધિક વયવાળો હોય તે યોગ્ય વયવાળો પતિ ગણાય છે, અને વિશેષે કરીને રોગરહિત, સર્વ અવયવવાળો તથા કન્યાકરતાં અને અન્ય સામાન્ય બલવાળા પુરુષોકરતાં અધિક બલ-વાળો હોય તે યોગ્ય બલવાળો પતિ ગણાય છે. આ પ્રકારનો હોવા છતા પણ જે કુલીન અર્થાત્ જેના કુલમાં પૂર્વે કદી સદાચારનો લોપ થયો નથી અને જે પોતે પણ સદ્ધર્મપરાયણ હોઈ ને સદાચારને સેવનાર હોય તે પતિને પ્રાપ્ત કરનાર કન્યા સુભાગ્યવતી ગણાય છે. આ આદિ સર્વ પ્રકારે જોતા તમારી આ રાજકન્યા પણ બલવતી ભાગ્યરેખાવાળી ગણાવી ઘટે છે.

એ જ પ્રમાણે આ લોકમા જે પ્રજાને પ્રજાના દુ:ખને જાણી તે દુ:ખથી અનેક યત્નવડે પણ તેને મુક્ત કરવાની ઇચ્છાવાળો, આલસ્યાદિ દોષોથી રહિત રહીને ઉદ્યોગને સેવનારો, તથા પોતાના સાક્ષાત્ સુખની સ્પૃહાવિનાનો છતા પ્રજાના સુખને જ પોતાનુ સુખ માનનારો કુલીન ક્ષત્રિય રાજા મળે છે તે પ્રજા પણ બલવતી ભાગ્યરેખાવાળી ગણાય છે. વળી જે રાજા પોતાની પ્રજાપાસેથી તેમના પ્રાપ્ત થતા ધનમાંથી તેમનુ પોષણ થતાં રહેલા શેષમાથી યોગ્ય વિભાગમાત્ર લેવાના નિયમવાળો હોય, તથા જે રાજા ન્યાયથી પોતાના કોશની યોગ્ય વૃદ્ધિ કરનારો છતાં પોતાની

ત્યારે ત્યારે ઇચ્છાનુકૂલ કાર્યમાં જોડશો. કુંવરીએ પૂજ્ય બ્રાહ્મણાદિ સમક્ષ આપના કંઠમાં વરમાલા આરોપી ત્યારથી જ તે આપને વરી ચુક્યાં છે; તોપણ વ્યવહારપ્રમાણે આપને ઉચિત ભાસે ત્યારે શુભ દિવસે, લગ્ન નિશ્ચય કરી પાણિગ્રહણ કરશો. જેથી અમને અમારા અન્નદાતા અને રક્ષક મહારાજાએ કરેલી આજ્ઞાનુસાર અમે સર્વ કાર્ય કરી ચુક્યા એમ અમને નિશ્ચય થશે.

આ પ્રકારનાં વચનો બોલીને વિધિવત્ નમન કરીને પ્રધાન પોતાના સ્થાનઉપર બેઠા, અને તે પછી **શ્રીવીર**વિજયચન્દ્ર રાજાના મુખપ્રતિ દૃષ્ટિ સ્થાપિને સર્વ સભાજનો મૌન બેશી રહ્યા.

સર્વ સભાજનોને સ્તબ્ધ બેઠેલા જોઈને તથા તેમના ભાવને જાણીને સર્વ વ્યવહારમાં કુશળતાવાળી, બુદ્ધિમાન્ **શ્રીવીર**વિજયચન્દ્ર ગંભીર વાણીવડે શોભતા શબ્દોથી પોતાના અન્તર્આશયને પ્રકટ કરવા આ પ્રકારે બોલવા લાગ્યા.

**વીર**વિજયચન્દ્ર પ્રસન્નમુખે કહે છે: હે સુભાગ્યન્ત પ્રજાપ્રમુખ પુરુષો તથા પ્રધાનાદિ રાજસેવકો! તમારો અને મારો આ સ્થાને આ ક્ષણે થયેલો સમ્બન્ધ કોઈ વિલક્ષણ કર્મજસત્તાબલે અથવા તો ઇષ્ટસંકેતવડે થયો હોય એમ, પ્રતીત થાય છે. તમારી તથા મારી ભાગ્યરેષા જ જો મને આ સમ્બન્ધમાં કારણરૂપ હશે તો તેમાં પણ તમારી ભાગ્યરેષા જ અધિક શુભ બલવતી હોવી ઘટે છે. કારણ કે મારા અત્ર આગમનથી તમારૂં સર્વનું હિત જેવું સચવાય એમ છે તેવું મારું કાંઈ પણ હિત વસ્તુતઃ જળવાય એમ નથી, કારણ કે મારી ઇચ્છાનો વિષય અને નિશ્ચય ભિન્ન છે. તમે કોઈ એમ ધારતા હશો કે આ પુરુષને માર્ગે ચાલતાં વિનાપ્રયત્ને રાજ્ય આવી મળ્યું છે તેથી એની ભાગ્યરેષા બલવતી ગણાય એમ છે, તો તેમ નથી. કારણ કે મને તો ગર્ભથી તે આ ક્ષણપર્યન્ત આકરતાં પણ વિશાલ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત જ છે. કદાચિત્ તમારામાંથી કોઈ એમ ધારતું હશે કે આ પુરુષને રાજ્યસહિત દિવ્યસરખી રૂપગુણવતી રાજકન્યા સહજમાં પ્રાપ્ત થઈ છે તેથી એની ભાગ્યરેષા વિશેષ બલવતી છે, તથાપિ એ ધારવું પણ અધિક યોગ્ય નથી. કારણ કે અધિકાધિક શ્રેષ્ઠરૂપગુણવતી મનાતી અનેક કન્યાઓ મારે અર્થે સમર્થ નૃપતિયોના ગૃહમાં વિદ્યમાન છે, અને તેમની આવેલી માગણીઓનો અનેક વાર મેં તિરસ્કાર કર્યો છે. આ વિના અનેક કારણોવડે પણ જોશો તો મારા અત્ર થયેલા આગમનમાં મારી ભાગ્યરેષા બલવતી ગણાય એમ નથી, તેમ જ મને પણ મારા ભાગ્યોદયનું મારા નિશ્ચયાનુસાર કોઈ સાક્ષાત ચિહ્ન આ ક્ષણપર્યન્ત

પ્રજાના દુર્ભિક્ષને જાણનારો હોય, તથા જે પોતાની પ્રજાના ગ્રહમાં રહેલી સંપત્તિને જ પોતાના કોશરૂપ વિશેષતઃ સમજતો હોય, તથા જે પોતાની પ્રજાને દારિદ્ર્યાદિ દુઃખોમાં ન નાંખનાર તથા અન્યાય અને સ્વાર્થથી ન પીડનાર હોય તેવા રાજાની પ્રજા જ આ લોકમાં સુભાગ્યવતી મનાય છે. આ આદિ વિચારવડે જોતાં આ રાજ્યની પ્રજા પણ બલવતી ભાગ્યરેષાવાળી છે એમાં સન્દેહ નથી.

વળી જે સેવકોને સેવકોના ગુણદોષ જોવામાં કુશલ અને ગુણદોષના પ્રમાણનો નિશ્ચય કરીને ગુણવાનને લાભ આપનાર તથા દોષવાનને દંડ આપનાર કુલવાન્ સેવ્ય પ્રાપ્ત થાય છે તે સેવકોની ભાગ્યરેષા પણ આ લોકમાં બલવતી ગણાય છે. આ પક્ષે જોતાં આ રાજસેવકોની પણ કર્મરેષા બલવતી છે.

હે સજ્જનો ! આ આદિ વિચારોવડે મને સ્પષ્ટ ભાસે છે કે તમારા સર્વના સુભાગ્યે જ મને અત્ર આણ્યો છે.

વિશેષ કહેવાનું વળી એ છે કે આ સંસારપ્રપંચથી નિવૃત્ત થયેલા તમારા રાજા ઈશ્વરના અનુગ્રહના પાત્ર હોવા જોઈએ. કારણ કે કેવલ જીવદૃષ્ટિથી જોનાર સર્વ જીવોની દૃષ્ટિવડે અત્યન્ત અયોગ્ય નિશ્ચય કરાય એવો સંકલ્પ કર્યા છતાં પણ તે સંકલ્પ ઉત્તમ પ્રકારે સિદ્ધ થયો પ્રતીત થાય છે. કોઈ પણ કુલીન ક્ષત્રિયપ્રજાપતિ સામાન્ય મતિથી એવો સંકલ્પ સહસા કરે નહિ કે અમુક દિવસે અમુક દિશાના દ્વારમાં અમુક સમયે પ્રથમ પ્રવેશ કરે તેને કુલવર્ણાશ્રમાદિનો વિચાર કર્યા વિના જ આ રાજ્યસત્તા કન્યાસહિત અર્પણ કરવી. કારણ કે કદાચિત્ ચાંડાલે જ તે સમયે પ્રવેશ કર્યો તો તે ચાંડાલ જ આ પ્રજા તથા રાજકન્યાનો પતિ થાય, અને કદાપિ તેમ થાય તો શુદ્ધવર્ણાશ્રમયુક્ત આ પ્રજા તથા કુલવતી ક્ષત્રિયકન્યા દોષને પ્રાપ્ત થાય, અને શુદ્ધ વ્યવહારમાં મોટો અનર્થ થવાનો સંભવ આવે. ઉત્તમ પ્રકારે ધર્મકર્મની વ્યવસ્થા રહે નહિ તેથી પ્રજા તથા કન્યા પતિત થાય, અને એ પ્રકારે પોતાના કુલને તથા પ્રજાને પતિતાવસ્થાને પ્રાપ્ત કરનાર પુરુષ પણ અધોગતિનો અધિકારી થાય. આ આદિ અનેક કારણોનો વિચાર કરતાં સામાન્ય જીવબુદ્ધિથી તમારા કુશલ રાજાએ આ સંકલ્પ કર્યો હોય એમ પ્રતીત થતું નથી.

આ પ્રકારનો સંકલ્પ નિર્ભયપણે કોણ કરી શકે એ સમ્બન્ધમાં જો આપણે વિશેષ વિચાર કરીએ તો સ્પષ્ટ ભાસે છે કે કાં તો સિદ્ધપ્રારબ્ધવાદી અથવા તો ત્રિકાલજ્ઞ પુરુષ જ નિઃશંકપણે આવિધિ સંકલ્પ કરી શકે. આ સ્થલે આ જગતના સર્વ વ્યવહાર કોઈ મુખ્ય પ્રવર્તક સત્તાવડે

જ થાય છે એવુ અથવા બીજરૂપે સર્વ થતા વ્યવહારોના કારણો મૂલ કારણમા છે જ અને તેને યોગ્ય સમયે યોગ્ય ક્રમનિયમમા પ્રવર્તાવનાર સત્તા પણ તેમા જ નિત્ય સિદ્ધ છે જેથી કોઈએ પણ કર્તૃત્વાભિમાન ધરવાની ચિન્તા કર્યા વિના જ પોતપોતાના સમયે કાર્યમાત્ર યોગ્યાયોગ્ય પ્રકારે મૂલ કારણની વ્યવસ્થાપ્રમાણે થયા છે, થાય છે અને થશે એવુ દૃઢપણે માનનાર પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદી છે એમ સમજવુ.

આ પ્રકારનો સિદ્ધપ્રારબ્ધવાદી વસ્તુત ત્રિકાલજ્ઞ પુરુષ જ હોવો ઘટે છે, કારણ કે અલ્પજ્ઞ પુરુષનુ અન્તકરણ અધિક અદૃઢ હોય છે. અવિદ્યાના સમ્બન્ધથી ચાચલ્ય દોષવાળુ હોવાથી જ્યાસુધી યથાર્થ રીતે વસ્તુસાક્ષાત્કાર થતો નથી ત્યાસુધી ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થવાતુ નથી. અને ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થયા વિના, પૂર્વે શુ શાથી હતુ, વર્તમાનમા શુ શાથી છે વા થાય છે, અને ભવિષ્યમા શુ શાથી થશે એ યથાવત્ જાણી શકાતુ નથી, અને તે ન જણાતા સુધી પ્રારબ્ધવાદમા અચલપણે મતિ સ્થિર થતી નથી.

કદાચિત્ કોઈ એમ કહે કે જે પુરુષ જગતના કારણરૂપે ઈશ્વરને માને છે અને તે ઈશ્વરથી વા ઈશ્વરની સત્તાથી આ જગતના સર્વ વ્યવહારો થાય છે તથા તે ઈશ્વર આ આખા વિશ્વપ્રપચના પ્રારબ્ધરૂપ હોવાથી સમગ્ર વિશ્વવ્યવહારના સૂક્ષ્મ સસ્કાર તે ઈશ્વરમા અથવા ઈશ્વરની સત્તામા રહેલા છે અને તેવડે જે જે કાઈ થનાર છે તે તે નિર્વિઘ્ન જ્યારે ત્યારે થયા જ કરે છે એમ સ્વીકારે છે, છતા તે સર્વજ્ઞ કે ત્રિકાલજ્ઞ નથી તો તે સિદ્ધપ્રારબ્ધવાદી ગણાય કે નહિ? તો બુદ્ધિમન્ત પુરુષો એવુ ઉત્તર એજ આપે કે ના નહિ જ. એવુ માનવામાત્રથી કાઈ સિદ્ધપ્રારબ્ધવાદી થવાતુ નથી, પણ તે માનવા પ્રમાણેની કૃતિ તથા સ્થિતિ પણ હોવી ઘટે છે. અને જ્યારે કોઈ પણ પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદીની સ્થિતિને પ્રાપ્ત થાય છે ત્યારે પૂર્વે તેના સુદૃઢ નિશ્ચયના બળે તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થવાથી ત્રિકાલજ્ઞતા કે સર્વજ્ઞતા અવશ્ય પ્રાપ્ત થવી સભવે છે. અને તે પ્રકારે જ્યારે તે પુરુષને યથાવત્ કારણસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જ તે જ્ઞાનવાન્ તત્ત્વજ્ઞ પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદી થયો મનાય છે.

હે બુદ્ધિમન્ત પુરુષો ! આટલુ કહીને મારે એ કહેવાનુ છે કે તમારા રાજા એક પક્ષથી જોતા સિદ્ધપ્રારબ્ધવાદી અર્થાત વસ્તુજ્ઞાનવાળા હોવા ઘટે છે, અને તેથી જ તેમણે કરેલો સકલ્પ યોગ્ય પ્રકારે સિદ્ધિને પામેલો પ્રતીત થાય છે, અથવા તો સિદ્ધપુરુષાર્થવાદી હોવાથી યોગ્ય પ્રયત્નવડે ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થયેલા હોવા ઘટે છે. નહિ તો આ પ્રકારનો સકલ્પ કરનાર અજ્ઞાન મનુષ્યો જેમ દોષને પાત્ર ગણાય છે તેમ તે પણ ગણાવા ઘટે.

આ જગત્‌માં અયોગ્ય અન્તઃકરણવાળાં ઘણાં મનુષ્યો સિદ્ધને ઘટે એવા સંકલ્પો કરે છે. પરન્તુ તે ન પળવાથી અથવા સંકલ્પ થયા પછી વિપરીત ફલ પ્રાપ્ત થવાથી સંતાપના ભોક્તા થાય છે; અને તે તાત્કાલિક સંતાપને ભોગવીને જ છૂટતા નથી પણ ઉલટા તેમના અયોગ્ય સંકલ્પથી જે જે અનર્થ નિપજે છે તથા તે અનર્થથી જે જે દોષ થાય છે તે તે દોષનાં જે જે ફલ જે જે સમયે ઉપજે છે તે તે ફલ તે તે સમયે તેમને અવશ્ય ભોગવવાં પડે છે.

આ બે સિદ્ધકોટિમાંની કોઈ એકમાં પણ ન સ્થિત થયેલા અને કંઇક અદૃઢ ચિત્તવાળા પણ ઇશ્વરના અનુગ્રહને પ્રાપ્ત પોતાને માનનારા તથા વ્યવહારમાત્રના વ્યવસ્થાપકરૂપ ઇશ્વરને સ્વીકારનારા એવા કોઈ કોઈ પુરુષો આપત્તિને વશ થયાથી અથવા કોઈ માર્ગ ન સુજવાથી વિકલતાને પ્રાપ્ત થવાથી પોતાની અલ્પજ્ઞતાવાળી મતિમાં અવિશ્વાસ ધરીને એ પ્રકારના સંકલ્પ કરે છે. પરન્તુ જો તેમના ઉપર ઇશ્વિરાનુગ્રહ હોય છે અથવા તો તેમની ભાગ્યરેખા બલવતી હોય છે તો તે તેમના વિચારપૂર્વક સાભિમાન ન કરેલા સંકલ્પો પણ ઉત્તમ પ્રકારે અનુકૂલ રૂપમાં સિદ્ધ થઈ જાય છે. જેથી તમારા નિવૃત્ત થયલા રાજા જો પ્રથમ કહેલી બે સિદ્ધકોટિમાંની કોઈ એકમાં સ્થિત થઈ ત્રિકાલજ્ઞ વા સર્વજ્ઞ કદાચિત્ નહિ થયા હોય તો પણ ઇશ્વિરાનુગ્રહવાળા અથવા બલવતી ભાગ્યરેખાવાળા તો ખરા જ. કારણ કે એમનો સંકલ્પ સર્વોત્તમ પ્રકારે સિદ્ધ થયો પ્રતીત થાય છે.

આ આદિ અનેક પ્રકારના વિચારથી જોતાં તમારી સર્વની ભાગ્યરેખા જ બલવતી સિદ્ધ થાય છે. એમાં મારી ભાગ્યરેખા જ પ્રધાન કારણરૂપ હોય એમ ભાસતું નથી.

હે સદ્‌ભાગ્યવન્ત પુરુષો ! આ સંસારમાં મનુષ્યશરીરને પ્રાપ્ત થઈને જેણે કોઈ પણ અલૈકિકસરખું સામર્થ્ય ન પ્રાપ્ત કર્યું તો હું તેના જીવનને સાર્થક ગણી શકતો નથી. વિષયપદાર્થો સંપાદન કરવા અને ભોગવવા એ જ કંઈ મનુષ્યજન્મની સાર્થકતાનો હેતુ નથી. જન્મવું, હોવું, વધવું, ક્ષયના ક્રમઉપર પલટવું, ક્ષીણ થવું અને નાશ પામવું: એ સર્વ જાતિના શરીરોનો ધર્મ પ્રતીત થાય છે. ખાનપાનાદિ વિષયોનું સેવન અને નિદ્રા એ સર્વ શરીરોમાં ભોગવાય છે. જો મનુષ્યશરીરને પ્રાપ્ત થયા છતાં અન્ય કાંઇ ઉત્કૃષ્ટ ફલ સંપાદન ન કર્યું તો પશુઆદિના શરીરને પામ્યાતુલ્ય જ થયું. માટે મારો તો એ જ દૃઢ નિશ્ચય છે કે કોઈએ પણ મનુષ્યશરીરમાં આવીને ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરીને કોઈ વિશેષ ફલ મેળવવું જ જોઈએ કે જે ફલ અન્ય સામાન્ય શરીરોમાં પ્રાપ્ત થવું અસંભવિત મનાયું છે. મનુષ્યશરીરમાં પણ જાતિવર્ણાશ્રમાદિથી શ્રેષ્ટ મનાતા પુરુષોએ પોતપોતાના

અધિકારનુ પણ ઉત્તમોત્તમ ફલ પ્રાપ્ત કરવુ જોઈએ. આ પ્રકારના વિચારને સ્વીકારીને જ આ વિશ્વમાં કોઈ અલૌકિકસરખુ ફલ મેળવવાની આશા બાંધીને મેં ગૃહ, રાજ્ય તથા માતાપિતા અને ઇતર સર્વ પ્રકારનાં મનાતા સુખનો ત્યાગ કરયો છે, અને કેવલ જગતના આધારરૂપ ઇશના વિશ્વાસથી જ્યાં ત્યાં ઇચ્છા પૂર્ણ કરવાના ઉદ્દેશથી સ્વતત્રવત્ વિચરુ છુ. હુ રાજકુલમાં ઉત્પન્ન થયો છુ. અને રાજ્યસત્તાનો જ અધિકારી છુ તથાપિ અન્ય દુર્બલ દીન પ્રજાજનસરખા સામર્થ્યવાળો હોઈને હુ મને પોતાને રાજા મનાવવા ઇચ્છતો નથી. હુ ખરા અન્તકરણથી તેવા રાજાઓનો ધિક્કાર કરુ છુ, કે જેઓ નાના પ્રકારનાં દુખમા પ્રજળતી પોતાની પ્રજાને જોતા જાણતા છતાં તેમના દુખને નિવારણ કરવા વિના અથવા નિવારણ કરવાના સામર્થ્યને ધારણ કરવા વિના પોતાને રાજા કહેવડાવતા પોતાના ગૃહમા ઇચ્છાભોજન જમીને નિદ્રાને લે છે. તે રાજાઓના વૈભવને, તેમના બલને અને તેમના રાજાપણાના અભિમાનને હુ નિરન્તર તિરસ્કાર કરું છુ, કે જેઓ પ્રજાવડે પોતે પોતાના સુખને પ્રાપ્ત કરી લે છે, પણ પોતાના પ્રાપ્ત પદાર્થસામર્થ્યાદિવડે પ્રજાને પ્રાપ્તસુખ કરવા નિરન્તર ચિન્તા રાખતા નથી. જે રાજા પોતાના રાજાપણાના સમ્બન્ધમા તથા અન્યના પ્રજાપણાના સમ્બન્ધમા શા શા હેતુ રહ્યા છે તેને યથાવત્ જાણતો નથી તે રાજા નથી એમ હુ માનુ છુ

આ લોકમા કોઈ પણ મનુષ્યને કોઈ પ્રકારનુ પણ મોટાપણુ મળવામા કોઈ જાતિની વિશેષતા હોય છે. કોઈને લક્ષ્મીથી, કોઈને વિદ્યાથી, કોઈને બલથી, કોઈને સદ્ગુણથી, કોઈને કુલથી ઇત્યાદિ અનેક નિમિત્તોથી મોટાપણુ આવે છે, પણ તેમા જે મોટાપણુ પુરુષે પોતાના વર્તમાન સામર્થ્ય, ઐશ્વર્ય કે પુરુષાર્થથી પ્રાપ્ત કરેલ હોય છે, તેને જ હુ શ્રેષ્ઠ ગણુ છું.

એક રાજાનો પુત્ર કે શ્રીમાનનો પુત્ર કે વિદ્વાન્ બલવાન્ કે કુલવાન્નો પુત્ર પોતાના વડિલની સત્તાથી જ તેના વશમા હોવાથી તેની સત્તાના માનના આપણે અધિકારી છીએ એવુ સમજીને પોતાને રાજા, શ્રીમાન્ કે વિદ્વાન્, બલવાન્ કે કુલવાન્ માનીને તે પદને ધારણ કરવા છતાં તે સ્થિતિને શોભતાં ગુણલક્ષણાદિને પ્રાપ્ત ન હોય તો તેમનુ તે રાજાપણુ કે શ્રીમાન્પણુ આદિ તિરસ્કાર કરવાયોગ્ય હું સમજુ છુ. યદ્યપિ તેના પુરુષોને પણ વશપરપરાથી વા દત્તવિધાનથી મળેલી સપત્તિ પણ તે પુરુષના કોઈ પૂર્વકાલમાં રચિત પ્રયત્નના બલથી જ પ્રાપ્ત થયેલી હોવી ઘટે છે, પરન્તુ તે પ્રાપ્તસપત્તિસાથે વર્તમાન કાલે તે પુરુષોમા તે સપત્તિના અનુકૂલ ધર્મો ન પ્રાપ્ત હોય તો તેમના પૂર્વપ્રયત્ન પણ મન્દબલ-

વાળા સમજાય છે; અને વર્તમાન પ્રયત્નના અભાવે તે તત્કાલ પણ મન્દ પુરુષાર્થી મનુષ્ય ગણાય છે. જેથી તેની સ્થિતિના ખરા માનને તેઓ મારા નિશ્ચયપ્રમાણે યોગ્ય નથી. આ કારણથી હું પોતાને અન્યની જમાવેલી સત્તાવડે સત્તાવાળો મનાવવાને ઇચ્છતો નથી, પણ મારી પોતાની સત્તાવડે સત્તાવાળો મનાવવા ઇચ્છું છું. ખરું જોતાં આ રાજ્ય મને મારા કોઈ પૂર્વરચિત બલથી જ પ્રાપ્ત થયું ઘટે છે, પરન્તુ હું રાજાપદને મારા નિશ્ચયપ્રમાણે યોગ્યતા મારામાં પ્રાપ્ત થતા સુધી ધારણ કરી અત્ર જ રહેવા ઇચ્છતો નથી.

હે સદ્ગુણી મહાજનો ! જે સમયથી મેં શાસ્ત્રે વિધાન કરેલા રાજાઓના ધર્મને જાણ્યા છે તથા અધર્મથી વર્તનાર રાજાને પ્રાપ્ત થનાર અનિષ્ટને મેં જાણ્યું છે તે સમયથી મેં આ અન્ય ક્ષુદ્ર હૃદ્બલવાળા અને સ્વાર્થપરાયણ ઉદરાર્થી રાજાઓની પેઠે રાજ્ય ન કરવાનો સંકલ્પ કર્યો છે. વળી જે સમયે મેં પ્રતર્દનઆદિ ત્રિલોકીના બલને પ્રાપ્ત કરનાર અને દેવતાઓના રાજા ઇન્દ્રને પણ તૃણવત્ લેખવીને યુદ્ધ કરવાને સંમુખ બોલાવનાર નિર્ભય પુરુષોનાં ચરિત્ર શ્રવણ કર્યાં છે તે સમયથી મેં આ ભયથી કંપતા અંતરવડે કેવલ ક્ષત્રિયકુલને કલંક ચઢાવનાર ક્રિયારૂપ રાજવ્યવહારને ન સેવવાનો સંકલ્પ કરયો છે.

વળી જે સમયે મેં શત્રુવડે હણાયલા રાજાઓનાં તથા તે રાજાના સમ્બન્ધિજનોનાં મોટાં દુઃખને શ્રવણ કર્યાં છે તથા તે રાજાઓની દુર્બલતાવડે ક્ષત્રિયપુરુષોમાં નિન્દ્ય ગણાયલી દીનતા તેમનામાં પ્રાપ્ત થયેલી જાણી છે, અને તે દીનતાઆદિ દોષોવાળી તેમની અપકીર્તિ તેમના પાછળ આવતા સમયમાટે મૂકી ગયા છે, એ સર્વ મેં જયારથી જાણ્યું છે તે સમયે મેં એ પ્રકારની દુર્બલતાવડે દીનતાનો સમય ન જોવામાં આવવા અર્થે ઇચ્છાનુકૂલ બલ પ્રાપ્ત થતાપર્યન્ત રાજ્ય ન કરવાનો સંકલ્પ કરયો છે.

વળી જે સમયે શત્રુઓનું પ્રાબલ્ય વધવાથી પીડાને પામતી પ્રજાના પોકાર પોતાના રાજ્યની સર્વ દિશાઓમાંથી મારા પિતાના શ્રવણમાં આવેલા અને તે વેલા પોતાના પ્રધાનાદિ રણવીર પુરુષોસાથે તેમને પોતાના તથા શત્રુઓના બલાબલના વિચાર કરતાં જોયા છે તથા તે વિચારોથી પોતાના અન્તઃકરણને ક્લિષ્ટ કરવા મોટી સેના પ્રાપ્ત કરવાના નિશ્ચયમાં પ્રવેશતા જાણ્યા છે તે સમયે મનુષ્યમાત્રથી ન જિતી શકાય એવા બાહુબલને પ્રાપ્ત કર્યાવિના રાજ્યપદારૂઢ ન થવાનો મેં સંકલ્પ કરયો છે. વળી જે સમયે મારા પિતા મોટા સૈન્યસાથે ચઢીને શત્રુઓનો પરાજય કરીને પ્રજાને સુખશાન્તિનો અનુભવ આપતા પોતાના સ્થલમાં આવીને સમર્થ યોદ્ધાઓને તેમની સ્તુતિપૂર્વક મોટી બક્ષિસ આપતા હતા, તે સમયે આ

લોકમા કોઈ મને ન જિતી શકે એવુ બલ મેળવ્યાવિના રાજ્યસત્તાનો ભાર ન સ્વીકારવાનો મેં સકલ્પ કર્યો છે.

વળી જે સમયે મેં એક દિવ્ય રૂપવાળી કન્યાસહિત એક મહાદેવી-સરખી શક્તિને સ્વપ્નમાં દીઠી છે અને તે શક્તિના મુખથી નિકળતા "હે રાજન્! તુ ભાગ્યવાન્ છતાં હીનભાગ્યની પેઠે આ રાજ્યગૃહરૂપ કારા-ગૃહમાં સુખ માનીને શુ સુતો છે? તુ ઉઠ, સાવધાન થા, ગૃહ ત્યજીને પથ કર. આ દેહમા ત્રિલોકને જિતવાનુ બલ પ્રાપ્ત કર, અને આ કન્યા કે જે તારે અર્થે જ નિર્માણ કરાયલી છે તેનો સર્વ સુખ આપનાર સુકોમલ પાણિ ગ્રહણ કર, અને નિર્ભય થા" આ પ્રકારના વચનો શ્રવણ કર્યા છે અને નિર્નિમેષ દ્રષ્ટિવડે સ્વપ્નમા તે કન્યાને મેં પ્રેમવડે જોઈ છે અને તે કન્યાએ પણ મારા ચિત્તને પોતાનામા હરી લીધુ છે, તે સમય-પછી જાગ્રત્ થઈને મેં એ બલ તથા કન્યાને પ્રાપ્ત થતા સુધી રાજા-પણાના અભિમાનના ધારણપૂર્વક પ્રજાપાલનરૂપ વ્યવહારને ન સેવવાનો સકલ્પ કર્યો છે. આ પ્રકારનાં જ સ્વપ્ન વારંવાર મારા થવાથી કરેલા મારા દૃઢ નિશ્ચયને જાણનાર, મારા પ્રતિ સ્નેહ રાખનાર મારા પ્રધાનપુત્રે જે સમયે મને અનેક કુલીન રાજકન્યાનાં માગા આવતા છતા ન સ્વીકારતો જાણીને "તમે તો ત્રિલોકનો જય કરાવનાર દેવકન્યાસરખી પદ્મિની ન મળે ત્યા સુધી તે આશામા ને આશામા જ કુવારા રહેજો" એવુ મર્મવચન કહ્યુ છે, તે સમયે મેં તે સ્વપ્નમા જોયલી કન્યા ન મળતા સુધી અન્ય કન્યાને વિધિવડે ન વરવાનો સકલ્પ કર્યો છે.

એક રાત્રિના સમયે નગરબહાર વનઉપવનની શોભા જોતો જોતો હુ એકલો અશ્વારૂઢ થઈ વિચરતો હતો, ત્યાથી ગૃહપ્રતિ જવાને વળતાં મા-ર્ગમા આવેલી સ્મશાનભૂમિમાથી "હે રાજપુત્ર! તમારો જય હોજો થોડા દિવસપછી તમે તમારી કામના પૂર્ણ કરવા ઉત્તર દિશામાં પ્રયાણ કરશો, અને ત્યાથી ધાર્યુ કરીને પાછા આવશો, પ્રયાણસમયે નિશ્ચયથી ફરશો નહિ". આ પ્રકારનાં વચનો મે સાંભળ્યા છે તે સમયથી મે મારી ધારેલી કામના પૂર્ણ થતા સુધી કોઈ પણ ગમે તેવા કારણથી મારા નિશ્ચયને ફેરવવા યત્ન કરે તોપણ તે નિશ્ચયથી ભ્રષ્ટ ન થવા મે સંકલ્પ કર્યો છે.

એક આશ્વિન શુક્લ અષ્ટમીની મધ્ય રાત્રિએ કુલદેવીના પૂજનના સમયે શક્તિએ મારા તથા મારા માતાપિતાના શ્રવણમા શબ્દ પડે એવે પ્રકારે આકાશવાણીથી "હે રાજારાણિ! આ તમારા પુત્રને એની ઇચ્છા-પ્રમાણે કરવા દેજો. એ દૈવી બલનો અધિકારી છે, તેથી જ્યાં ત્યા વિજય કરશે. એને અદૃષ્ટ સહાય છે, એના સમ્બન્ધમા ચિન્તા કરશો નહિ. હે

પુત્ર વીરવિજય ! તારી કામના પૂર્ણ થતા સુધી માર્ગમાં જે કાંઈ મોહ ઉપજાવનાર મળે તેમાં મોહવશ થઈ નિશ્ચયભ્રષ્ટ થઈશ નહિ ": આ પ્રકારનાં વચનો સાંભળ્યાં છે ત્યારથી જ મેં કોઈ પદાર્થમાં પણ મોહ પામી પરવશ ન થતાં કાર્યસિદ્ધિપર્યન્ત અકામવત્ નિઃસ્પૃહ, તથા નિર્મોહ રહી નિશ્ચયભ્રષ્ટ ન થતાં જ્યાં ત્યાં વિચરવાનો સંકલ્પ કરેલો છે.

હે પુણ્યવન્ત પુરુષો ! આ આદિ અનેક આશા આપનાર પ્રસંગોથી આશાવડે બંધાઈને જ્યારે હું ગૃહ ત્યજીને નિકળવાને સજ્જ થયો અને તે સમયે મારામાં અત્યન્ત પ્રીતિવાળાં છતાં પણ મારાં માતાપિતાએ મને રોક્યો નહિ પણ પ્રસન્નતાપૂર્વક મને વિદાય કરયો ત્યારથી મનઃકામના પૂર્ણ કરવા સમ્બન્ધીની આશા અધિક બલવતી થઈને આ ક્ષણપર્યન્ત આ અન્તર્‌માં રહેલી છે. પ્રયાણના સમયે જ્યારે મને સર્વપ્રકારના શુભ શકુનો થયા, અને મારી સર્વ દિશાઓમાં 'શ્રીવીરવિજય મહારાજનો સદા વિજય થાઓ, વિજય થાઓ ': એવા માંગલિક શબ્દો થતા શ્રવણ કરવામાં આવ્યા, ત્યારથી મારો નિશ્ચય દૃઢ થતો રહ્યો છે. કોઈ દિવસ પણ એકલો ન રહેલો છતાં જ્યારે હું સર્વ મનુષ્ય તથા વિભવથી છૂટો પડીને એકલો વિચરવા લાગ્યો ત્યારે પણ મને મનમાં સંતાપના ઉદયનો અનુભવ ન થતાં ઉત્સાહના ઉદયનો જ અનુભવ થયો. એ સમયથી મને મારા ધૈર્યનો વિશ્વાસ દૃઢ થયો છે. વિવિધ સ્થલે દિવસરાત્રિને વ્યતીત કરતાં, વિવિધ પ્રકારના પ્રસંગોને અનુભવતાં એક સમયે જ્યારે મને મારા અન્તર્‌માં સ્વલ્પ ખેદની પ્રતીતિસરખું ભાસવા લાગ્યું ત્યારે માર્ગમાં આવેલા એક મોટા વડના વૃક્ષતળે બેસીને કોઈ મનુષ્યના સંચારવિનાનું સ્થલ ભાસવાથી મનના ઉભરાને યથાપ્રાપ્ત શબ્દોવડે હું કાઢતો હતો, તેવામાં ત્યાં એક સિદ્ધ પુરુષે પ્રકટ થઈને મને ધૈર્ય આપતાં એક ભદ્રસેનનામના રાજપુત્રનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. જ્યારે મેં એ વૃત્તાન્ત સાંભળ્યો તે સમયથી મારો સન્તાપ નિવૃત્ત થયો છે, અને મને મારો નિશ્ચય અધિક દૃઢ થયો પ્રતીત થાય છે. ત્યાંથી માર્ગ કાપતાં કેટલેક સમયે જ્યારે મેં તેજઃપુંજસરખા મહાપુરુષના આશ્રમે આવીને વિશ્રાન્તિ લીધી અને ત્યાં અનાયાસ દેવવાણીને શ્રવણ કરી તથા જ્યારે તે મહાત્માના મુખથી તેમનો વૃત્તાન્ત શ્રવણ કર્યો, ત્યારથી મારા કાર્યની સિદ્ધિની આશા મારા હૃદયમાં વિસ્તારને પામવા લાગી છે. તે પછી ક્રમે કરીને આવતાં જ્યારે મારો આ નગરમાં પ્રવેશ થયો તથા આ અણધાર્યો શુભ શકુનના ફલરૂપ શુભ પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારથી મારી ધારણા પાર પડતાસુધી મારા નિશ્ચયોને નિભાવવાનો મારો કૃતનિશ્ચય દૃઢ થતો આવે છે, અને તેથી હું આ ક્ષણે સ્પષ્ટ કરીને તમને સર્વને

કહુ છુ કે જો તે સ્વપ્નમાં જોયલી કન્યા આ નહિ હશે, અને ત્રિભુવન વશ વર્તાવવાના સામર્થ્યનો મને અનુભવ નહિ થશે ત્યાં પર્યન્ત હું વિધિવડે આ કન્યાનુ લગ્ન કરી શકીશ નહિ, તથા રાજ્યસત્તા ધારણ કરીને આ ક્ષણથી જ આ સ્થલમા રહીશ નહિ.

તમારા પુણ્યવાન્ મહારાજાના કરેલા સિદ્ધસંકલ્પથી અને તેને અનુરૂપ યોગ્ય સમયે મારા થયેલા નગરપ્રવેશથી એક પ્રકારથી હુ તમારા બન્ધનમાં આવ્યો છુ. આ પ્રસગથી તમારી રાજ્યસત્તા મારા પ્રતિ પ્રેરાઈ છે અને મારે તેને વશ વર્તવુ સમ્ભવે છે, તથાપિ મરણને સ્વીકારવુ ઇષ્ટ અને સકલ્પથી ભ્રષ્ટ થવુ અનિષ્ટ એ જેનો દૃઢ નિશ્ચય છે એવો હુ મારી કામનામા પ્રતિબન્ધ કરનાર કોઈ પ્રકારના પણ મોહને વશ થનાર નથી. માટે હવે હે સજ્જનો ! આપણે આ ક્ષણે આ સ્થળે શુ કર્તવ્ય છે તેના સ્વરૂપને માગ પ્રતિ કથન કરો

હે વ્યવહારકુશલ પુરુષો ! તમે જાણો છો કે આ સસારમા વ્યવહાર સાધવામાં કેટલુ કષ્ટ છે વિવિધ પ્રકારના પ્રામવ્યવહારો કોઈ પ્રસગે તો અનેક વિઘ્નના આવિર્ભાવથી પણ સધાતા નથી. કોઈ પ્રસગે સાધ્ય થવા આવેલા વ્યવહારો અસાવધાનતાથી તથા કામક્રોધશોકમોહાદિ દોષોના પ્રવેશથી વા પ્રમાદઆલસ્યાદિના યોગથી વણસી જાય છે, અને સમય વ્યતીત થઈ ગયા પછી કોટિ યત્ને પણ પુન તે વ્યવહાર સાધ્ય થઈ શકતા નથી. વળી કોઈ પ્રસગે તો વિલક્ષણ અનિષ્ટ અદૃષ્ટસત્તાના યોગથી અનેક પ્રયત્નપૂર્વક સાધ્ય કરેલા વ્યવહારનાં ફલને પણ ભોગવવાનો સમય રહેતો નથી, જેથી એક પક્ષથી જોતા તો મનુષ્યને અનુકૂલપ્રતિકૂલ અદૃષ્ટસત્તા જ ઇષ્ટાનિષ્ટ વ્યવહાર સધાવનાર તથા ફલ ભોગવાવનાર છે. આમ છતા પણ અલ્પજ્ઞ જીવથી કેવલ અદૃષ્ટસત્તાના વિશ્વાસથી સદાકાલ અક્રિય રહી શકાતુ નથી, તેમ જ અદૃષ્ટઅધીન ક્રિયા કરતો તે પોતાને માને તથાપિ ઇષ્ટાનિષ્ટ ફલ પ્રાપ્ત થયે તેનાથી હર્ષશોકરહિત રહી શકાતુ નથી. આ કારણથી બુદ્ધિમન્તોએ એ જ નિશ્ચય શ્રેષ્ઠ ગણ્યો છે કે યથામતિ સદા યત્ન કરવો, અને ઇષ્ટાનિષ્ટ ફલના યોગે અદૃષ્ટસત્તાપ્રતિ લક્ષ કરીને હર્ષશોકાદિ વિકારોથી રહિત રહેવુ. પણ મન્દમતિજનોથી એ નિશ્ચયમા સ્થિર થવાતુ નથી, અને ક્લેશરહિત રહી શકાતુ નથી એમ થવામા જીવોની અનુચિત કામનાઓ અને દુરાશાઓ કારણ છે, અને તે અયોગ્ય કામના તથા આશા વસ્તુના તથા વસ્તુવડે પ્રતીત થતા કાર્યપ્રપચના સત્ય નિયમના અજ્ઞાનથી પ્રાપ્ત હોય છે. તે અયોગ્ય કામના તથા આશાનો ત્યાગ થાય અને યથાર્થ જ્ઞાનને પમાય તો જ આ ક્લેશથી મુક્ત થઈ રહેવાય છે.

આ જીવો પોતપોતાના વ્યવહારને એકબીજાના આશ્રયથી સાધતા પ્રતીત થાય છે, અને તેથી મનુષ્યો એકબીજામાં પરસ્પરની સહાયતાની આશા રાખે છે. અને એ જ નિયમથી રાજાપ્રજાનો પણ પરસ્પર સમ્બન્ધ બંધાયો છે. પ્રજાજનો આશ્રયમાટે સુજ્ઞ મિત્રોને સેવે છે અને રાજા સુજ્ઞ મંત્રિને અથવા મંત્રિમંડલને સેવે છે. પ્રવીણ મતિવાળા પુરુષો કાર્યસમ્બન્ધી નિશ્ચય ઉત્તમ પ્રકારે કરી શકે છે, માટે જ તેવા સુજ્ઞને મિત્ર કે મંત્રિ કરી રાખવાનો સર્વત્ર પ્રચાર છે.

મોટી મતિવાળા પુરુષોએ કોને મિત્ર કરવો અને કોને ન કરવો એ સમ્બન્ધમાં વિવિધ નિશ્ચય કરેલા છે, તે જાણીને અથવા પોતાની મતિ પ્રૌઢ હોય તો તેવડે ઘટિત નિશ્ચય કરીને યોગ્યને મિત્ર કરવો અને અયોગ્યને ત્યજવો ઘટે છે. જે પુરુષ સમયોચિત ભાષણ કરી જાણતો હોય તથા સંસર્ગથી મનુષ્યના સ્વભાવાદિની જાતિને ઓળખી શકતો હોય તે મિત્ર કરવાયોગ્ય છે. જે વિવિધ પ્રકૃતિસ્વભાવનાં મનુષ્યોને જાણીને પોતાના યોગ્ય વર્તનથી તે સર્વ સ્વભાવના પ્રાણિઓને વશ વર્તાવવામાં કુશલ હોય, જે કુલમાં ઉત્તમ કર્મ કરનાર પૂજ્યત્વને પામેલા સ્તુતિપાત્ર પુરુષો પ્રકટ્યા હોય એવા કુલમાં જે જન્મેલો હોય, તેમ જ જે પોતે પણ સદ્ધર્માચરણી હોય, તથા જે રૂપવડે અને અનેક ભાતિના સદ્‌ગુણવડે શોભતો હોય તે મિત્ર કરવા યોગ્ય છે. જે પદાર્થલાલસાથી તથા અન્યાયથી વિષયવાસના પૂર્ણ કરવાની કુટેવથી રહિત હોય, જે અનુકૂલ વર્તનારપ્રતિ પ્રીતિ અને પ્રતિકૂલ વર્તનારપ્રતિ દ્વેષ ન ધારનાર હોય, જે અન્યવડે પોતાની ઇચ્છાનો વિરોધ કરાયાથી અસાવધાનતાથી ક્રોધને વશ ન વર્તનાર, ન્યાયથી પ્રાપ્ત થતા પદાર્થોમાં અસંતોષ ન માનનાર તથા જે તે પ્રકારે સ્વાર્થ સાધવામાં લોભવાળો ન હોય, તથા જે કોઈ પણ ઉત્તમ પદાર્થ દૃષ્ટિએ પડવાથી તત્કાલ તે 'મને મળે તો ઠીક' એવી વૃત્તિના ઉદયરૂપ મોહવાળો ન હોય તે પુરુષ મિત્ર કરવા યોગ્ય ગણાયો છે. જે પુરુષ ઉત્તમ જનસમુદાયમાં નિર્દોષ ગણાતો હોય અથવા દુષ્ટ દુર્જનોએ સદોષ પ્રસિદ્ધ કરયા છતાં જે સુજ્ઞ વિવેકી પુરુષોની કસોટીથી નિર્દોષ ઠરેલો હોય, જે પુરુષ પોતાની શક્તિ તથા અધિકારનો વિચાર કરીને પોતાને શોભતાં આચરણોને સેવવાવાળો હોય તથા ઉપયોગ હોય તે તે પદાર્થોને વિહિત માર્ગે જ્યાં ત્યાંથી પણ પ્રાપ્ત કરવામાં ઉત્સાહવાળો હોય તે મિત્ર કરવા યોગ્ય છે. જે પુરુષ સન્મિત્રવાળો હોય, જે અન્યવડે કરાયલા ઉપકારને ન ભૂલનાર હોય, જે વિવેકથી પ્રતિજ્ઞાને કરનાર તથા કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં આગ્રહવાળો હોય, જે હરેક પ્રકારે પોતાના શરીરના જ રક્ષણની

પ્રીતિવાળો ન હોય તથા જે પોતાના શરીરને આલસ્યથી મુક્ત કરી રાખવા અર્થે નાનાપ્રકારની યુક્તિઓ નિત્ય સેવનાર વ્યાયામવાળો હોય તે પુરુષ મિત્ર કરવા યોગ્ય છે. જે પુરુષ તનના તથા મનના યોગ્ય શ્રમથી શ્રમિત ન થતો હોય અને શ્રમિત છતાં પણ આવશ્યક કાર્યના સમયે વિશેષ કરીને પોતાનામાં ધૈર્યબલને ધારણ કરી રાખનાર હોય, જે શ્રવણ કરનારના કર્ણનો સમ્બન્ધ થવાથી શ્રોતાને પ્રસન્નતાની પ્રતીતિ કરાવે એવાં મધુર ભાષણને કરનારો છતાં અયોગ્ય, અસત્ય કે અહિતકર ન બોલતો હોય, જે પોતાની ઇન્દ્રિયોને જિતનાર હોય, જે પોતાના અન્તરમાં ઉઠતી વૃત્તિઓના વિરોધી અવિરોધી સ્વરૂપને ઉત્તમ પ્રકારે જાણનારો હોય તથા જે દોષરૂપ ગણાયલા એવા કામક્રોધલોભમોહાદિને અયોગ્ય સમયે કે સ્થાને ન પ્રવર્તાવતાં યોગ્ય સમયે અને સ્થાને યોગ્ય મર્યાદાથી પ્રવર્તાવનાર હોય તે મિત્ર કરવા યોગ્ય છે. જે મનુષ્ય ગુણકર્મતથાસ્વભાવાદિ નિમિત્તોથી આપણા કરતા ઉત્કૃષ્ટતાવાળો હોય, જે વય, વિદ્યા તથા અનુભવાદિથી પણ શ્રેષ્ઠ ગણાવા યોગ્ય હોય તેમ છતાં જે પોતાની શ્રેષ્ઠતાના અભિમાનથી ગર્વિષ્ઠ ન થનાર, પોતાની ઉત્કૃષ્ટતાના અભિમાનને વશ વર્તી આપણને નિકૃષ્ટ ન ગણનાર તથા નીચની પેઠે ન વર્તનાર હોય, તથા જે સર્વમાં વિરક્તરૂપે સમભાવ રાખી સર્વના હિતનું ચિન્તન કરનાર હોય તે મનુષ્ય મિત્ર કરવા યોગ્ય છે. વળી જે પુરુષ શ્રીસેવકાદિ સમીપ રહેનાર મનુષ્યોમા વિશ્વાસવાળો ન હોય, જે જ્યાં ત્યાંથી સાંભળેલી વાર્તામા સંશય ન કરીને વિશ્વાસ રાખનાર ન હોય, જે કોઈકોઈ સાંભળેલી વાર્તાઉપરથી જ યોગ્યાયોગ્ય પ્રકારનો વિચાર કર્યાવિના પોતાના અન્તઃકરણને તે તે વ્યવહારસમ્બન્ધમાં અનુકૂલપ્રતિકૂલ ભાવનાવાળું કે વેગવાળું કદાપિ થવા ન દેતો હોય, જે વિશ્વાસપાત્ર ઇતર જનોની વાર્તામાં સદા સંશયવાળો રહેવાના સ્વભાવવાળો ન હોય, જે સાક્ષાત્ અનુભવ કર્યાવિના જ દરેક સમ્બન્ધના ઉતાવળથી અભિપ્રાયને બાંધી બેસનાર ન હોય, જે આવશ્યક વ્યવહારસમ્બન્ધમા યોગ્યાયોગ્યના નિશ્ચય કરવામા વિલમ્બ કરનારો ન હોય, તથા જે કાર્યના આરમ્ભમા અન્તપર્યન્તના વિચાર કરવામાં અકુશલ ન હોય એવો કુશલ પુરુષ સદા મિત્ર કરવાયોગ્ય છે.

હે સજ્જનો ! અધિક ન વદતાં અભ્યાસાર્થે સંક્ષેપમા જ કહું છું કે જે પોતાના દોષોમા ગુણબુદ્ધિ ન કરનાર, અન્યના ગુણોમા અસૂયાદિ દોષોને વશ વર્તી દોષબુદ્ધિ ન કરનાર, સર્વપ્રકારના વ્યવહારમાં અવિક્ષપણે કુશલતાથી વર્તનાર, મુખ્ય કર્તવ્યને જાણી તેમાં વિધિવત્ પ્રવેશ કરનાર, સર્વ પ્રકારના દોષોના ત્યાગપૂર્વક ગુણોને આશ્રય આપી રહેનાર તથા

યોગ્ય પ્રકારે સ્વહિતપરહિત સાધવામાં સદા કુશલતાથી વર્તનાર હોય તે પુરુષ મિત્ર કરવા યોગ્ય છે.

એ જ પ્રમાણે રાજાઓને યોગ્ય એવો જે મંત્રિ તેનામાં પણ અનેક સદ્ગુણની આવશ્યકતા છે; કારણ કે પ્રધાન એ જ રાજાની પ્રતિમા છે. રાજાનો સઘળો ભાર પ્રધાનના મસ્તકઉપર હોય છે, માટે રાજાએ અનેક પ્રકારથી યોગ્ય એવા પ્રધાનને સેવવો. પ્રાચીન મહાપુરુષોએ પ્રધાનપદની યોગ્યતાવાળા પુરુષનું વર્ણન કરતાં સ્થલે સ્થલે એવા ભાવનું કહ્યું છે કે ઉત્તમ કુલમાં જન્મેલો, પુણ્યવાન્, સદ્ગુણવાન્, કુલીન માતાપિતાવડે તથા સદ્ગુણવાન્ વિદ્વાન્ ગુરુવડે તથા પરમતત્ત્વજ્ઞ મહાત્મા **શ્રીસદ્ગુરુવડે** યથાયોગ્ય સમયે શિક્ષણ પામેલો, મહા સમર્થ મતિવાળો, તે રાજાના જ દેશમાં જન્મ પામેલો, અતિપરિશ્રમવડે સર્વ શાસ્ત્રના તાત્પર્યને તથા તત્ત્વને ઉત્તમ પ્રકારે જાણનારો, સુશોભિત શરીર તથા મુખાકૃતિવાળો, સુકોમલ અન્તઃકરણવાળો છતાં દુષ્ટ દુર્જન તથા રાજશત્રુપ્રતિ અતિવજ્રહૃદયવાળો, વિવિધ કલાના જ્ઞાનવાળો છતાં ઉત્તમ પ્રકારના શરીરબલવાળો, સર્વ ઇન્દ્રિયોના ઉન્મત્તપણાથી રહિત અર્થાત્ ઇન્દ્રિયને જિતેલો, સુખદુઃખ તથા વિવિધ આપત્તિના વેગને સહન કરવામાં તથા તેને નિવારણ કરવાની સુગમ યુક્તિઓને જાણવા કરવામાં નિપુણ, કોઇના પણ નાના મોટા કરેલા ઉપકારને કદાચિત્ પણ ન વિસ્મરણ કરનાર, ગુણનો બદલો આપવામાં ઉદાર ચિત્તવાળો, અયોગ્ય સમયે ક્રોધના વેગને મારવામાં તથા યોગ્ય સમયે ઘટિત મર્યાદાવાળા કોપને ઉપજાવવામાં સમર્થ, અપરાધ કરનારના અપરાધની તથા તેના બુદ્ધિબલની યોગ્યતા જાણીને તેને ક્ષમા આપવામાં કુશલ, જ્યાં ત્યાંથી તુચ્છ વિષયપદાર્થ પ્રાપ્ત કરવા પાછળની પ્રજામાટે સંગ્રહવા તથા પોતે તેને ભોગવવા એ જ જેણે પોતાનું કર્તવ્ય માન્યું નથી તેવો, લોભતૃષ્ણાથી મુક્ત રહેનારો, રાજાએ પ્રીતિવડે અર્પણ કરેલા પોતાના પદાર્થથી જ સદા સંતુષ્ટ રહેનાર, પોતાના રાજ્યના જે શત્રુ હોય તેમના તથા જે રાજ્યશત્રુ થઇ કોઇ કાલે પણ અનર્થ કરી શકે એવા હોય તેમના બલને નિરન્તર જાણવામાં ચતુર, તથા પોતાના કરતાં તે અન્યના બલને કદાચિત્ પણ વધવા ન દેવાના ઉપાયો રચવામાં અધિક કુશલ, મિત્રનાં સર્વ લક્ષણોવડે યુક્ત રહીને રાજાના મિત્રપણાને પ્રાપ્ત રહેવાની ઇચ્છાવાળો, દેશબલ, કાલબલ, પ્રજાબલ તથા રાજ્યબલને વિવેકવડે જાણનારો, તથા તે તે બલની વૃદ્ધિ કરવાના સમયોચિત ઉપાયને જાણી સેવનારો, આલસ્યને ત્યજીને નિરન્તર પોતાના કર્તવ્યમાં સદુદ્યોગવાળો, પ્રજામાત્રનું વાસ્તવ કલ્યાણ શેમાં છે તથા રાજાનું કલ્યાણ શેમાં છે તેને જાણી ઉભયના કલ્યાણની ઇચ્છાવાળો છતાં ઉભયના

કલ્યાણને નાના યુક્તિથી સાધનારો, રાજાપ્રજાની સદા પ્રીતિ સંપાદન કરવામાં કુશલ છતાં પોતાના પદને ઘટે તેવા શુદ્ધ આચારવાળો, અધિક બલવાળા શત્રુઓને શત્રુના સમયમાં પોતાને વશ વર્તાવવાની કલામાં કુશલતાવાળો, રાજાના પોતાના તથા પ્રજાના શત્રુ કોણ છે, મિત્ર કોણ છે, મધ્યસ્થ કોણ છે અને ઉદાસીન પુરુષો કોણ છે, એવા ચતુર્વર્ગને સદા જાણીને લક્ષમાં રાખનારો, સૈન્યને સદા બલયુક્તિયુક્ત સાવધાન રાખનારો અને સમયે સમયે સૈન્યબલ દેખાડીને અન્ય શત્રુઓને ભયમાં રાખનારો, તથા યુદ્ધના પ્રસંગો પ્રાપ્ત થવાથી વિવિધ વ્યૂહરચના કરી જાણવામાં તથા સમય પ્રાપ્ત થવાથી યુદ્ધ કરવામાં પણ અત્યન્ત કુશલ, પોતાના સૈન્યના યોદ્ધાઓને ઉત્સાહ પ્રાપ્ત કરનાર અનેક યુક્તિઓને જાણનારો, શત્રુઓનો પરાજય જે જે પ્રકારે સુગમતાથી થાય તે તે પ્રકારને સમજીને શત્રુપ્રતિ સ્વારી કરવામાં નિપુણ, નાના પ્રકારના અસ્ત્રશસ્ત્ર ચલાવવામાં ચપલ' એવા એવા અનેક સદ્ગુણયુક્ત છતાં નિરભિમાન, સૂક્ષ્મબુદ્ધિવાળો, ઘટિત વ્યવહારને શુદ્ધ અન્તઃકરણપૂર્વક કરનાર, પોતાના સરખા સર્વ ઉત્તમ ગુણવાળા પુરુષોના સમુદાયને પોતાના સમીપમાં રાખનારો, મિષ્ટ વચનથી અરિને પણ પોતાનો કરી લેવામાં ચતુર, કદાચિત પણ ઉત્તમ પુરુષોએ પાલન કરવાયોગ્ય શુદ્ધ નીતિથી ભ્રષ્ટ નહિ થનાર, અન્યના સૂક્ષ્મ આશયોને સહવાસથી, અન્યના ભાષણથી, વર્તનથી તથા તે અન્યના અન્તરના સ્ફુટ થતા ભાવોથી તત્કાલ સમજી જનારો, ધીર, દૈવીસંપત્તિવાળો અને સૂક્ષ્મમાં કહીએ તો સકલ શુભગુણસંપન્ન પુરુષ પ્રધાનપદને યોગ્ય છે. રાજાની આજ્ઞામાં વર્તનાર છતાં જે પ્રધાન નીચા અધિકારના મનુષ્યોને ઉંચા અધિકાર અને ઉંચા અધિકારને યોગ્ય પુરુષોને નીચા અધિકાર કદાચિત પણ આપતો નથી, અને પોતાના સમ્બન્ધવાળાને પણ જે સમ્બન્ધની દૃષ્ટિથી જોઈ લાભ આપવા ઇચ્છતો નથી તે સમદૃષ્ટિ પ્રધાન જ રાજ્યને વધારી સર્વસંપત્તિવાળું કરે છે.

એવો પ્રધાન હોવા છતાં પણ જે પ્રજાનો રાજા યોગ્ય હોતો નથી તો પ્રજા સુખને સહસા પામતી નથી, માટે યોગ્ય પ્રધાન છતાં પણ રાજા અધિક યોગ્યતાવાળો જોઈએ. પ્રધાનમાં કહેલા ગુણોવાળો છતાં જે રાજા પોતાના યોગ્ય પ્રધાનનો અવિશ્વાસ કરતો નથી પણ તેને સદા યશ આપે છે તથા તેના યોગ્ય વિચારને અનુસરે છે તો રાજાની પ્રજા સુખી થાય છે. જે રાજા સર્વ કાર્યમાં નિપુણ, વિદ્વાન્, કલાવાન્, ધીર, વીર, ક્ષમાવાન્, અહંકારરહિત, દાતા, ન્યાયી અને પ્રિય વચન વદનાર હોય તેમ જ કાનનો કાચો ન હોય તે અધિક યોગ્ય ગણાય છે. પોતાના સેવકોના શ્રમને સારી

રીતે જાણનાર, તેમની તથા તેમના કાર્યની યોગ્યતા જોઈને ઘટતો બદલો આપવામાં ઉદાર અને પોતે સર્વજ્ઞ પુરુષસમાન જ્ઞાતા હોય તોપણ પ્રધાનની સંમતિ પ્રાપ્ત કરી વ્યવહાર કરનાર તથા પ્રજાને સ્વધર્મમાં વર્તાવી પોતે પણ શ્રદ્ધાથી સ્વધર્મનું યથાવત્ પાલન કરનાર હોય તે રાજા શ્રેષ્ઠ ગણાય છે. જ્યાં ત્યાંથી સદ્‌ગુણી પુરુષોનો સંગ્રહ કરનાર અને દુર્જનોને તજનાર, સત્ય પ્રતિજ્ઞાવાળો અને સ્થિર ચિત્તનો ઇન્દ્રિયજિત્ રાજા સદા રાજ્યપદને યોગ્ય છે.

હે સજ્જનો ! આ આદિ અનેક ઉત્તમોત્તમ લક્ષણયુક્ત રાજા તથા પ્રધાન જે પ્રજાને પ્રાપ્ત થાય છે તે પ્રજા આ લોકમાં જ સ્વર્ગના સુખનો અનુભવ કરે છે એમાં સન્દેહ નથી.

આ પ્રકારનાં અનેક વચનો કહીને અન્તમાં કહેવાનું એ છે કે આ સ્થલે પ્રાપ્ત થયલા તમે સર્વ પ્રકારની યોગ્યતાવાળા પ્રધાન તથા મિત્રતુલ્ય અન્ય મતિમાન્ પુરુષો પ્રત્યક્ષ છો તેમણે યોગ્ય વિચાર કરીને મને જણાવવું જોઈએ કે હવે આ સ્થલે મારે શું કર્તવ્ય છે. મારા કરેલા નિશ્ચયોને તથા મારા પ્રવાસના હેતુને તમે મારાં પ્રથમનાં વચનોથી જાણો છો; તો હવે જે કાંઈ યોગ્ય કર્તવ્ય હોય તે મને કહો.

હું ઉત્તમ પ્રકારે જાણું છું કે મારા સરખા રાજકુમારે ક્ષત્રિયકુલમાં જન્મ ધારણ કરીને ક્ષુદ્રસ્ત્રીઆદિ વિષયની પ્રાપ્તિનિમિત્તે એકાકી સ્થલે સ્થલે ભટકવું યોગ્ય નથી; એમ છતાં પણ આ સ્થિતિમાં હું પ્રવાસને સેવું છું, માટે નિશ્ચય જાણજો કે મારો પ્રવાસ કેવલ ક્ષુદ્રવિષયને અર્થે જ નથી પણ સ્વધર્મની સિદ્ધિને અર્થે જ છે. જેથી મારા નિશ્ચયને બાધ ન આવે અને તમારી ઇચ્છા પૂર્ણ થાય એવો જે સુયોગ્ય માર્ગ હોય તે તમે મને દેખાડો. પ્રધાને આ કાર્યમાં ઘટિત જણાય તો સુગુણવતી રાજકન્યાનો અભિપ્રાય લેવો અને જે ઉચિત હોય તે મને જણાવવું.

આ પ્રકારનાં વચનો બોલીને **વીર**વિજય મૌન રહ્યો, એટલે રાજકન્યા કે જે વ્યવધાનમાં રહીને **વીર**વિજયનાં બોલેલાં વચનોને સાંભળતી હતી તેણે તત્કાલ પ્રધાનને બોલાવી મગાવીને આજ્ઞા કરી કે એ રાજકુમારને અન્તઃપુરમાં પધરાવીને દિવ્ય આસને બેસાડો, અને પ્રથમ મારા નિશ્ચયો જે આ સમયે મારે એમના સમીપ અવશ્ય પ્રકટ કરવા યોગ્ય છે તેને પ્રકટ કરવાનો સુયોગ મને રચી આપો. અંતર્‌પટમાં રહીને મારાં બોલેલાં વચનો એમના સાંભળવામાં આવે એવે પ્રકારે મારા એકાન્તસ્થલમાં આસનની વ્યવસ્થા કરાવો. મારા નિશ્ચયો એમના સંમુખ મારા મુખથી સ્પષ્ટ થયા પછી જે કાંઈ તમને તથા એમને ઉચિત હોય તે કરજો. મારાં વચનો એમનાવિના અન્ય કોઇના શ્રવણમાં ન જાય એવી વ્યવસ્થા રાખજો.

આ પ્રકારનાં કુંવરીના વચનને શ્રવણ કરીને કુશાગ્રમતિવાળા અને સમયોચિત વ્યવહાર કરવામાં કુશલ પ્રધાને કુંવરીની ઇચ્છાપ્રમાણે સઘળી વ્યવસ્થા કરીને વીરવિજયને સવિનય પ્રાર્થના કરીને અન્ત:પુરમા પધરાવ્યા. અને કુંવરીને પોતાના અભિપ્રાય જણાવવાનુ વિદિત કરીને પ્રધાન પોતે પણ સભામંડપમા અન્ય સભાજનોસમીપ પોતાના આસને જઈ બેઠા. પછી વિનયવડે નીચે પ્રમાણેના પ્રિય અને મર્મવાળાં વચનો ગંભીર વાણીવડે અંતઃપુરમાં રહીને શ્રીવીરવિજયપ્રતિ તે રાજકન્યાએ કહ્યાં.

રાજકન્યા કહે છે ક્ષત્રિયના કુલને શોભા આપનાર તથા મેદિનીના પતિઓમાં શ્રેષ્ઠ એવા જે આપ તેમના વિવિધવડે પૂજવા યોગ્ય ચરણ આ ભૂમિને પવિત્ર કરતા થયા એ જાણીને પોતાના તથા પરના કલ્યાણને ઇચ્છનાર આ રાજ્યમંડલમા તથા પ્રજામંડલમા કયુ મનુષ્ય અધિક પ્રસન્ન ન થાય ? જે ઉગ્રપુણ્યવતી કન્યાના અને જે સદ્ભાગ્યવાળી પ્રજાના આપ પતિ થયા છો, મનાયા છો અને થશો, તેને આ જગતમા શુ દુર્લભ ગણાય એમ છે ?

પરતંત્રતાથી પીડાને પ્રાપ્ત થતો આ જનસમુદાય આપસરખા સ્વતંત્ર પુરુષોત્તમના શરણને પ્રાપ્ત થયા વિના કેમ જ વાસ્તવ સુખાનુભવ કરે ? દારિદ્ર્ય પણથી સંતાપને પ્રાપ્ત રહેનાર દીન નિર્ધનને જેમ પોતાના ગૃહમા અનાયાસ મહાનિધિની પ્રાપ્તિ થવાથી અકથ્ય આનન્દ પ્રકટે છે તેમ હુ કે જેનો સર્વોત્તમ મહા નિધિ આપ જ છો તે આપને, અનાયાસ આ મારા પોતાના માનેલા સ્થાનમાં પ્રાપ્ત થઈ શકી છુ તેથી મને આ ક્ષણે અકથ્ય આનન્દાનુભવ થાય એમા શુ આશ્ચર્ય છે ?

ઘણા કાલથી આ મારા પ્રાણ આપને અર્પણ કરેલા છે તોપણ વિધિવડે આપ મારા પ્રાણ તથા પાણિને કૃપા કરીને સ્વીકારો ત્યા પર્યન્ત આ વ્યવધાનમાં રહીને મન તથા વાણીવડે હુ આપને પ્રણામ અર્પુ છુ તેને સ્વીકારી પ્રસન્ન થાઓ આ અન્તઃપુરને તથા આસનને શોભાવતા આપ જે સર્વ પ્રકારે સ્વતંત્ર છો તેમને આ ક્ષણે મારા નિમિત્તે પરતંત્રવત્ અત્ર વિરાજમાન થઈને મૌનપણે મારા વચનો શ્રવણ કરવાનો શ્રમ પ્રાપ્ત થયો છે, તે શ્રમને મારા મનોરથ પૂર્ણ થતા સુધી આપ સ્વીકારશો એવો મને દૃઢ વિશ્વાસ છે. જેમ સર્વજ્ઞ અને સ્વતંત્ર ઈશ્વરને પણ પોતાના અનન્ય ભક્તના નિમિત્તથી પરતંત્રતાનો ભોગ સભવે છે તેમ આપને પણ હુ કે જે આપના ચરણમા ઘણા કાલથી ચિત્તને સમર્પણ કરીને ચિન્તવુ છું તે મારા નિમિત્તથી સર્વજ્ઞ ઈશ્વરની પેઠે સ્વલ્પ કાલ પરતંત્રતાનો ભોગ પ્રાપ્ત રહે અને તેને આપ સ્વીકારો એમાં શું આશ્ચર્ય છે ?

અમારી ભાગ્યરેખા બલવતી છે એ આપના પધારવાથી સિદ્ધ હતુ તોપણ આપે સ્વમુખે અમારી ભાગ્યરેખાને બલવતી કથન કરીને સિદ્ધ કરી

આપી છે, એથી અમારો પૂર્વપ્રાપ્ત હર્ષ અમર્યાદ વૃદ્ધિને પામે એમાં કાંઈ પણ નવીનતા નથી.

આપના સુખપ્રદ આગમનથી મારા પિતાની પ્રતિજ્ઞા ઉત્તમ પ્રકારે સિદ્ધ થઈ છે, એ આપના મુખથી શ્રવણ કરીને મને અનુપમ શાન્તિસમાધાન પ્રતીત થયાં છે. આપના કરેલા નિશ્ચયોને તથા સંકલ્પોને આપે પ્રકટ કર્યા છે તેમ હવે હું પણ મારા આ ક્ષણપૂર્વે કરેલા નિશ્ચયોને તથા સંકલ્પોને નિઃશંકપણે આપના સમીપ પ્રકટ કરું છું, તેને આપ શ્રવણ કરો અને પછી આપ મને ઘટિત આજ્ઞા હોય તે કરજો.

પુત્રની આશાવાળી મારી માતાના ઉદરથી જ્યારે હું પ્રકટ થઈ ત્યારે તે મારી માતાને અધિક સંતાપ થયો; અને જ્યારે તેણે પોતાના જીવને અધિક ધિક્કાર કરીને મારા રક્ષણમાંથી પોતાની વૃત્તિને વેગળી કરી ત્યારે આ રાજગૃહમાં મારાં માતાપિતાના શ્રવણને પોતાની ગર્જનાથી પૂર્ણ કરતી દેવવાણી થઈ કે 'આ કન્યા શત પુત્રથી પણ અધિક છે, અને ત્રિલોકને વશ વર્તાવનાર પતિ તમારા પ્રયત્નવિના પોતાની મેળે આવી એને પ્રાપ્ત થશે. તે વીર પુરુષવડેજ તમારા કુલનો ઉદ્ધાર થશે માટે ચિન્તા ત્યજીને પ્રસન્ન થાઓ.' આ પ્રકારની મહદ્ આશ્ચર્યસરખી દેવવાણીના સમાચાર જ્યારથી મેં મારાં માતાપિતાનાં મુખથી શ્રવણ કર્યા છે ત્યારથી હું તે વીર પુરુષના ચરણમાં ભાવનાવડે ચિત્તને સમર્પણ કરી ચુકી છું. પત્નીના પતિપ્રતિના વિકટ ધર્મોને જે સમયથી મેં જાણ્યા છે તે સમયથી તે ધર્મને જીવનમાં યથાવત્ પાલન કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. સ્ત્રીજાતિને પતિભક્તિ માત્ર આ લોકનાં વિષયસુખને જ આપનાર નથી પણ અપ્રતિમ અખંડ સુખને આપનાર છે એ વાર્તાને સત્ય ગણીને જે સમયથી મેં તેને હૃદયમાં ધારણ કરી છે તે સમયથી મારે પતિભક્તિવિના આ જગત્‌માં કાંઈ ઇતર પણ સાધવા યોગ્ય કર્તવ્ય નથી એવો મેં દૃઢ સંકલ્પ કર્યો છે. માતાપિતાદિ ગુરુજનોવડે મેં જ્યારથી જાણ્યું છે કે આ સંસારમાં વિષયજન્યસુખ ક્ષણિક છે અને વિષયપદાર્થમાત્ર આગમઅપાયધર્મવાળા હોવાથી અખંડ અને સદા એકાકારપરિણામથી રહેનારા નથી ત્યારથી મેં સંસારના વિષયસુખને તુચ્છની તથા વિષયવાસનાને પોષતી વૃત્તિયોનો સબલ વેગથી તિરસ્કાર કર્યો છે, અને તેથી કરી તે વિષયવૃત્તિને આ ક્ષણપર્યન્ત હું તુચ્છવત્ લેખવું છું. આ જોવામાં આવતા સુખનાં તથા દુઃખનાં સાધનરૂપ વિષયપદાર્થોને આ જીવો જન્મસમયે સાથે લાવતા નથી અને મરણસમયે આ પ્રત્યક્ષ જણાતાં સુખદુઃખનાં સાધનોને આ લોકમાંથી આ જીવો સાથે લઈ જતા નથી તોપણ પુનઃ પુનઃ જન્મમરણરૂપ સંસારને પામતા જીવો જ્યાં ત્યાં

સુખદુઃખનાં સાધનોસયુક્ત જોવામા આવે છે, જેથી નિશ્ચય એમ થાય છે કે જીવની સાથે જ સુખદુઃખનાં સાધનોને પ્રાપ્ત કરાવનાર સંસ્કારો રહે છે, અને તે સસ્કારો જ્યારે જ્યારે તેઓના અનુકૂલ બલ તથા સમયને પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે સુખદુઃખનાં સાધનરૂપ સામગ્રીને પોતાના સામર્થ્યથી જ જ્યા ત્યાં ઉપજાવીને પ્રાપ્ત કરી લે છે. આ વાર્તા જે સમયથી મને નિઃસન્દેહપણે સમજાઈ છે તે સમયથી હુ આ પ્રાપ્તરાજ્યસુખમાં કે સુખના અન્ય સાધનોમાં મોહને ન પામતા એ સર્વ પદાર્થોને તૃણવત્ લેખવુ છું.

અનેક ઉત્તમોત્તમ રૂપગુણાદિથી યુક્ત શરીરોનુ અન્તમા અગ્નિ, જલ, પૃથ્વી કે વાયુઆદિ નિમિત્તોથી પૃથક્કરણ થાય છે અને પુન તેના તે શરીરો તે રૂપાદિથી યુક્ત કોટિ પ્રયત્ને પણ પ્રાપ્ત થતા જોવામા આવતા નથી, અર્થાત્ નાશ પામેલા પુન પ્રાપ્ત થતા નથી એવુ જે સમયથી મે જાણ્યુ છે તે સમયથી આ મને પ્રાપ્ત શરીરમા કે તેમાં પ્રાપ્ત રૂપગુણાદિમા હુ મોહને પામતી નથી. તેમ જ તેવા લૌકિક નિમિત્તોવડે હુ મારામા તત્સમ્બન્ધી ગર્વને ઉપજેલો કે ઉપજાવેલો અનુભવતી નથી. આમ છતા પણ હે સર્વ વીર પુરુષોમા ઉત્તમ! આ ત્રિલોકીના પતિ જે સુખને ઇચ્છે છે તે સુખ સ્ત્રિયોને માત્ર પતિભક્તિથી જ પ્રાપ્ત થાય છે એ વાર્તા જ્યારથી મે જાણી છે ત્યારથી કેવલ ઐહિક સુખમાટે જ નહિ, પરન્તુ ત્રિલોકપતિની ઇચ્છાના વિષયરૂપ નિત્યસુખની પ્રાપ્તિઅર્થે અહોરાત્ર પતિભક્તિપરાયણ ચિત્ત રાખવાનો મે અભેદ્ય નિશ્ચય કરયો છે.

મને જન્મ આપનારી મારી માતાએ જ્યારે પોતાના સસ્કારબલથી દેહ ત્યજ્યો ત્યારે મને સમીપ બેસાડીને મારા મુખે તથા મસ્તકે હસ્ત ફેરવીને કહ્યુ હતુ કે હે પુત્રિ! હુ આ સસારસાથે તને આ સમયે ત્યજીને જાઉં છુ. તને ત્રિભુવનને વશ વર્તાવનાર પતિ અનાયાસ પ્રાપ્ત થનાર છે એવી તારા જન્મસમયે થયેલી દેવવાણીનો મને પૂર્ણ વિશ્વાસ છે, તેથી તારા નિમિત્તની ચિન્તાને હુ અતરથી ત્યજું છુ, અને તુ પણ આજથી મારા દ્વારા સુખ પ્રાપ્ત કરવાની આશા ત્યજીને તને પ્રાપ્ત થનાર પતિની આશા ધરજે, અને તને પ્રાપ્ત થનાર પતિના આગમનની વાટ જોતી, તારા પિતાની સેવા કરી તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરજે, અને અનુકૂલ સમય પ્રાપ્ત થયેથી તારા પતિદ્વારા અમારા નિઃશ્રેયસને સાધજે.

આ પ્રકારના મારી માતાના વચનનુ સ્મરણ કરતી, પિતાની પ્રસન્નતાને જાળવતી, પતિના આગમનના સમયને ઇચ્છતી, પરમ પુરુષ પતિનુ અન્તઃકરણવડે પ્રીતિથી ચિન્તન કરતી, અને સર્વ સ્વધર્માચરણને સેવતી દિવસ નિર્ગમન કરતી હતી. તેવામા દૈવવશાત્ જ્યારે મારા પિતાને આ સંસાર ત્યજી

જવાનો સંકેતવશાત્ સમય આવ્યો ત્યારે તે પૂજ્ય પિતાએ પોતાના જ્ઞાનબલથી મને વરવચન આપતાં કહ્યું કે હે સુભાગ્યવતિ સુપુત્રિ ! તું પ્રસન્ન રહેજે. તારે અર્થે નિર્માણ કરાયલો પતિ અમુક દિવસે સૂર્યોદયસમયપૂર્વે આપણા નગરના અમુક દ્વારસમીપ આવશે, અને દ્વાર ઉઘડતાં નગરમાં તે પ્રથમ જ પ્રવેશ કરશે. તેમના આવવાથી સર્વ દુઃખનું સહજે શમન થશે અને ભાવિમાં તું તારા સર્વ ઈપ્સિતાર્થને પ્રાપ્ત થઈશ. આ તે મારા પૂજ્ય પિતાનાં વરવચનમાં ભાવિનો વર્ણાયેલો શુભ દિવસ આજનો છે અને તેમનાં વચનાનુસાર આપનું અત્ર પધારવું થયું છે. હવે મારા પિતાના દેહમુક્ત થયા પશ્ચાત્ તથા આપના પધારવા પછી તેમ જ આપનાં સર્વ વચનો શ્રવણ કર્યા પછી જે જે સંકલ્પો મારા હૃદયમાં થયા છે તે તે આપ શ્રવણ કરો.

માતાપિતાવિનાની થયા પછી રાત્રદિવસ જાગ્રત્માં આપ પતિના સ્થૂલ અજ્ઞાનથી કેવલ ગુણવડે જ આપનું સ્વરૂપ રચીને હું ધ્યાન કરતી. એક વેલા જ્યારે મને સંશય સ્ફુરચો ત્યારે મેં દૃઢ મનથી એવો સંકલ્પ કરચો કે જો પિતાએ નિશ્ચય કરેલા દિવસે મને સંકેતપ્રમાણે પતિ આવીને પ્રાપ્ત ન થાય તો આ સુશોભિત વસ્ત્રાલંકારનો ત્યાગ કરીને માત્ર સૌભાગ્યનાં ચિહ્નપૂર્વક શ્વેત વસ્ત્ર ધારણ કરીને આ રાજ્યગૃહમાં જ ભૂમિમાં ગુહા ખોદાવીને મારે તે ગુહામાં દૃઢ આસન વાળીને, પતિમાં વૃત્તિ સ્થાપીને, પ્રાણનો નિરોધ કરીને અન્નજલના ત્યાગપૂર્વક દેહાન્તપર્યન્ત બેસવું.

દેવવાણી વ્યર્થ નહિ થાય એવો માતાપિતાનાં વચનદ્વારા મને વિશ્વાસ હોવા છતાં પણ સન્દેહ પ્રાપ્ત થવાથી આ પ્રકારનો સંકલ્પ કરચો હતો. જીવના અલ્પ સામર્થ્યવાળા અન્તઃકરણમાં રહેલા અલ્પજ્ઞતારૂપ ધર્મથી જીવોને ઘણે પ્રસંગે અવશ્ય થનાર વાર્તામાં પણ, થશે કે નહિ, એવો સંશય સ્વભાવથી સ્ફુરે છે; અને અંતરની આતુરતાના સમયે તો નહિ થવાનાં અનુમાનો બંધાઈને અવિશ્વાસ પણ પ્રકટે છે; અને પ્રસંગે ન થવા યોગ્ય વાર્તાસમ્બન્ધે એ અન્તઃકરણમાં મિથ્યા વિશ્વાસ પણ પ્રકટે છે. જેથી કાર્યની પૂર્ણ અંશે સિદ્ધિ થતાપર્યન્ત વિશ્વાસ તથા અવિશ્વાસને પ્રકટાવતું જીવોનું અન્તઃકરણ તે તે જીવોને હર્ષશોકાદિદ્વારા નિરન્તર વિકારી અવસ્થાનું જ ભાન કરાવ્યા કરે છે, એ બુદ્ધિમન્ત પુરુષોને સુસ્પષ્ટ છે.

યદ્યપિ મારા અન્તઃકરણને અનુકૂલ વર્તાવવાઅર્થે મેં તેના ઉપર યથાશક્તિ અધિકાર પ્રાપ્ત કરચો છે તોપણ એ મારૂં અન્તઃકરણ આ નિયમને અનુસરતું રહીને, સૂર્યના પ્રતીત થતા ઉદયઅસ્તની પેઠે વિશ્વાસ તથા અવિશ્વાસના ઉદયઅસ્ત મને પ્રતીત કરાવ્યા કરે છે.

જ્યારે આપના, નગરના દ્વારમાં થયેલા પ્રવેશના સમાચાર મને મળ્યા ત્યારે મને પિતાનાં વચનમાં સેવેલો વિશ્વાસ સિદ્ધ થયો, અને અધિક પૂછતાં

જ્યારે મને જણાયુ કે નગરદ્વારમાં પ્રથમ પ્રવેશેલા આપ કોઈ દિવ્યપુરુષ-સરખા છો, ત્યારે મને માતાપિતાએ શ્રવણ કરેલી અલૌકિક દેવવાણીની સત્યતાનો વિશ્વાસ થયો એ વિશ્વાસથી મારો તે ક્ષણેજ દૃઢ નિશ્ચય થયો કે એ પુરુષોત્તમ જ મારા અર્થે નિર્માણ કરાયલા પતિ છે. મારા પિતાએ જ્યારે મને સમયાદિ સૂચવીને કહેલુ કે અમુક દિવસે અમુક સમયે અમુક દ્વારમાં પ્રવેશ કરશે એ જ તારો પતિ છે, ત્યારથી બધાયલા મારા નિશ્ચય-વડે આપ સકેતાનુસાર નગરમાં પ્રવેશ કરનાર પુરુષ મારા પતિસ્વરૂપ છો એમા સન્દેહ કરવાસરખુ રહ્યુ ન હતુ. કારણ કે જેમ એક દિવસમા એક જ દિનકરનો બે વાર ઉદય થવો સભવતો નથી તેમ જ એક દાનના પદાર્થના દાનસમ્બન્ધમા એક જ યોગ્ય દાતાના અન્તકરણમા બે વાર સકલ્પનો કદી પણ ઉદય થવો સભવતો નથી, અને તેથી જ વિશેષે કરીને કન્યાના પિતાએ કરેલુ કન્યાનુ વાગ્દાન શાસ્ત્રમા પણ પ્રધાન મનાયુ છે.

આ કારણથી આપનો નગરમા પ્રવેશ થયો તે જ ક્ષણે એક પક્ષથી આપ મારા તથા આ પ્રજાના સ્વામિ થઈ ચુક્યા છો, અને અન્ય પક્ષથી તો જ્યારથી દેવવાણી થઈ છે ત્યારથી જ આપ મારા તથા આ પ્રજાના પતિ સિદ્ધ છો, અને ત્રીજા કારણપક્ષથી જોતાં તો જ્યારથી આ જગત્-પ્રવર્તક સત્તાના નિયમથી આપણા સર્વના સમ્બન્ધનો નિર્ણય થયો છે ત્યારથી જ આપનુ સ્વામિત્વ સિદ્ધ છે.

હે ભગવન્ ! અનેક વિધિથી મે નિશ્ચય કરેલો છે કે આપ જ મારા પતિ છો,છતા પણ જ્યારે આપે આપના અન્તરના નિશ્ચયો તથા સકલ્પોને પ્રધાનાદિ સમીપ પ્રકટ કરવા માડ્યા ત્યારે પુન મારા મનમા ભય તથા સશયનો ઉદય થવા લાગ્યો કે મારા વડે સ્વીકારાયલા આપના વિષેના પતિપણાને આપ અગીકાર કરશો વા નહિ ? કદાચિત્ નહિ અગીકાર કરો તો મારે કૃતકૃત્યતા પ્રાપ્ત કરવા પૂર્વે જ હઠવડે આ શરીરનુ ગોપણ કરવુ પડશે કે શુ ? આ આદિ સશયરૂપ વિચારોનો પ્રવાહ ચાલતા જગત્મા જન્મી દેહને ધારણ કરવાની સાર્થકતા ન થવાનુ ભય સ્ફુર્યુ. એ ક્ષણેજ મે નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા કરી છે કે જો આપ મારા વડે આપને વિષે સ્થપાયલા મારા પતિપણાને કોઈ ઉપાયથી પણ માન્ય નહિ કરશો તો અન્નજલના ત્યાગપૂર્વક મારા આ શરીરનુ ગોપણ કરતા,આપના સ્વરૂપમા વૃત્તિઓને સ્થાપતાં દેહનો અવધિ આણવો. આ મારી અન્ય પ્રતિજ્ઞા છે માટે હે પુરુષોમા ઉત્તમ ! હવે મારે તથા આપે આમા શુ કર્તવ્ય છે તે કહો. સત્ય એ જ આ જગત્મા તપ અને બલરૂપ છે માટે સત્યને ન ત્યજવુ એ જ સર્વનો મુખ્ય ધર્મ છે. સત્ય વસ્તુરૂપ જે પરમાત્મતત્ત્વ છે તે તો કોઈથી પણ વસ્તુત ત્યજાય

એમ નથી; જેથી પોતાની દૃઢ પ્રતિજ્ઞારૂપ સત્યને ન ત્યજવાવડે જ ધર્મની વાસ્તવ સિદ્ધિ છે એ માત્ર મારા વચનનો ભાવ છે. આપના નિશ્ચયોને કે સંકલ્પોને બાધ ન આવે તેમ જ મારા નિશ્ચયાદિને બાધ ન આવે એ પ્રમાણે કરવું એ તો સ્પષ્ટ જ છે, પણ તે પ્રકારે થાય એવો કયો માર્ગ છે તે આપની પાસેથી જાણવાને હું આતુરતા રાખું છું. આ સૂર્ય કદાચિત્ પૂર્વ ત્યજીને પશ્ચિમમમાં ઉદય થાય, અભ્ર અને અવનિ એક થઈ જાય, સ્વર્ગસત્તક રસાતલમાં પ્રવેશે, અને અચલ મનાયલો સુમેરુ પણ ચલિત થાય તથાપિ આ હું કે જેણે આપને જ એક પતિ નિશ્ચય કર્યા છે તે મારા નિશ્ચયથી અનેક ઉપાયે પણ ચલાયમાન્ થઇશ નહિ, એવી મારી દૃઢ નિષ્ઠા છે. આ ક્ષણે મારે હવે અધિક કહેવાયોગ્ય નથી તેથી અયોગ્ય વચનો વદાયાં હોય તો તેની ક્ષમા યાચીને આપનાં અભયવચનોને શ્રવણ કરવાની આશાથી હું મૌન ધરું છું.

આ પ્રકારનાં વચનોને વદી મૌન રહેલી રાજકન્યાને જાણીને સમયને ઘટતાં યોગ્ય વચનોને તે **વીર**વિજય બોલવા લાગ્યો.

**વીર**વિજય કહે છે: હે સુભાગ્યવતિ ક્ષત્રિયકુલપ્રકાશિકા રાજકન્યા! તું જો તારા મનોરથ ઉત્તમ પ્રકારથી પૂર્ણ કરવા ઇચ્છે છે તો ધૈર્ય ધર અને ભય શંકાથી રહિત થા. દેવવાણીથી અને સંકેતાનુસાર મારા નગરપ્રવેશથી આપણો સમ્બન્ધ બલવતી અદૃષ્ટસત્તાવડે નિર્માણ કરાયો હોય એમ ભાસે છે; તો પણ જે કન્યાને મેં જોઈ છે તે તું છે વા અન્ય છે તેનો તથા મને ઇચ્છાનુકૂલ સામર્થ્ય પ્રાપ્ત થવાનો સમય આ પ્રાપ્ત થયો છે કે હજી વિલંબે પ્રાપ્ત થનાર છે તેનો નિર્ણય થયા વિના આ ક્ષણે તારે તથા મારે શું કર્તવ્ય છે તે હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી.

રાજકન્યા પોતાના રૂપચિત્રને પટની નીચેથી બહાર ખસેડી મૂકીને કહે છે કે જો આ મારા ચિત્રને જોવા ઉપરથી આપને યોગ્યાયોગ્ય નિશ્ચયનું સ્વરૂપ સ્પષ્ટ થઈ કર્તવ્યનું ભાન થઈ શકે એમ હોય તો સ્વીકારશો.

**વીર**વિજય તે કન્યાના ચિત્રને પોતાના હાથમાં લઈને દૃષ્ટિ નાંખતાં જ તેની સુન્દરતાથી પોતાની વૃત્તિમાં પ્રસન્નતાને, તથા સ્વપ્નમાં જોયેલી કન્યાના સ્વરૂપકરતાં આ ચિત્રમાં કંઇક જૂદાપણું જાણતાં અપ્રસન્નતાને અનુભવવા લાગ્યો. વિશેષ કાલ દૃષ્ટિ સ્થાપી જોતાં છતાં પણ **વીર**વિજય એ વાર્તાને નિશ્ચય કરી શક્યો નહિ કે અધિક સુન્દર આ કન્યા છે કે તે? જેમ રૂપમાં શ્રેષ્ઠતા કોની છે એ વાર્તાનો તે નિઃસન્દેહપણે નિર્ણય કરી શક્યો નહિ તેમ એકની વાણી શ્રવણ કરી છે અને બીજીની વાણી સાંભળી નથી તેથી તે અંશમાત્રવડે જ કરાતી ગુણની ન્યૂનાધિકતાને પણ નિશ્ચય કરી

ગયો નહિ આ સમયે વીરવિજયનુ ચિત્ત ક્ષણે ચિત્રપ્રતિ અને ક્ષણે સ્મૃતિવૃત્તિમાં સ્થિત કન્યાપ્રતિ એમ દોલતુ હતુ. તત્કાલ થતા મનના વલણને જોતા એને એમ થતુ કે આ કન્યા જ અલૌકિકસરખી છે, અને આ ક્ષણિક સસારમાં મોટી મોટી આશાઓને મિથ્યા વશ થઈને ભ્રમણ કરતાં આયુષ્યને ક્ષય કરવાકરતા એક સ્થલે સ્થિરતાથી રહીને પ્રાપ્તસુખનો અનુભવ કરવો અને તાત્કાલિક કર્તવ્ય જે જે આવી પડે તે તે યથાકાલ કરીને કૃતકૃત્ય થવુ એ જ શ્રેષ્ઠ છે કારણુ કે અવશ્ય પ્રાપ્ત થનાર પદાર્થો તો જ્યા ત્યાથી આવીને પણ પોતાના ભોક્તાને પ્રાપ્ત થાય જ છે. જો આ જગતમા મનુષ્યો આશાવડે ઇચ્છેલા પદાર્થોને પ્રાપ્ત કરવા માટે સ્થલે સ્થલે પર્યટન કરે છે તો તે પદાર્થો પ્રાપ્ત થવાના સમયસુધી દૂર ને દૂર રહીને એને પોતાતરફ અનેક નિમિત્તવડે તાણ્યા કરે છે, અને જો આ મનુષ્યો એક જ સ્થલે રહીને તે ઇચ્છાને પોષે છે પણુ તે પદાર્થની પ્રબલ વાસનાને વશ વર્તી તેની પાછળ પાછળ ભટકતા નથી તો જેમ જેમ તેને પ્રાપ્ત થવાનો સમય સમીપ આવે છે તેમ તેમ તે તે પદાર્થો અનેક નિમિત્તોવડે તણાતા તે ભોક્તાના સમીપ ક્રમે કરી આવતા જાય છે, અને યોગ્ય સમયે પ્રાપ્ત થાય છે.

બીજા પક્ષથી પોતે કરેલા પ્રથમના નિશ્ચય તથા સકલ્પોપરિ લક્ષ જતા તથા મનના વલણને જોતાં તો એમ થતુ કે મનુષ્યે કૃતનિશ્ચયથી કે સકલ્પથી ભ્રષ્ટ થવુ ઉચિત નથી. કારણુ કે એક વાર ક્ષુદ્ર સ્વાર્થાકાર પરિણામને પામીને કૃતનિશ્ચય કે સકલ્પનો આ મન દુર્બલપણે ત્યાગ કરે તો નિરન્તર નિશ્ચય અને સકલ્પ કરવાના સ્વભાવવાળા આ મનને પુનઃ પુનઃ કૃતનિશ્ચયાદિથી ભ્રષ્ટ થવાનો સ્વભાવ પડે, અને એ પ્રકારનો ન સેવવાયોગ્ય મનનો અનિષ્ટ ચલ સ્વભાવ, ક્રમથી મનને ઉત્કૃષ્ટ ગતિમાં સ્થાપવાની ઇચ્છાવાળા પુરુષોને માટે અનુચિતસરખો મનાયો છે. કારણ કે તે સ્વભાવ મહા કષ્ટમાં ય વા અસાધ્યસરખી ઉત્તમ વ્યવહારસિદ્ધિથી આ જીવોને અખડ ભ્રષ્ટ રાખે છે. ઉપર પ્રથમ કહેલા નિયમથી યદ્યપિ અવશ્ય પ્રાપ્ત થનાર પદાર્થો જે પ્રારબ્ધાધીન જ છે, તે તો પોતાની મેળે પણ પુરુષના દૃઢ નિશ્ચયરૂપ પ્રયત્નથી આવી પ્રાપ્ત થનાર છે, પણ જે જે ક્રિયમાણાધીન પદાર્થો છે તે તે પ્રાપ્ત થવામા વિરોધ આવવાનો સભવ છે, કારણ કે ક્રિયામાણસાધ્ય પદાર્થો પોતાની પ્રાપ્તિનિમિત્ત કરાવા યોગ્ય ક્રિયાનિશ્ચયાદિની અવશ્ય અપેક્ષા રાખે છે.

આ આદિ પ્રકારથી ઉલટપલટ વિચારોને પોતાના અન્તઃકરણમા સ્ફુરતા અનુભવતા છતા તે છેવટ નિશ્ચયઉપર આવવાને વિચાર કરવા લાગ્યો

કે ગમે તેમ છે વા હોય, તોપણ કેવલ પ્રારબ્ધાધીન પદાર્થોની પ્રાપ્તિવડે જ અન્તરથી સંતોષને પામનારા કૃતકૃત્ય બ્રાહ્મણના કુલમાં કાંઈ મારો ઉદય નથી, પણ ક્રિયમાણસાધ્ય એવા સદ્ય અથવા કાલાન્તરે પ્રાપ્ત થનારા પદાર્થોનિમિત્ત સદા પ્રયત્ન કરવાનો જેમનો સ્વભાવ મનાયો છે એવા ક્ષત્રિયના કુલમાં મારો ઉદય છે. માટે હવે મારે તો અવશ્ય કૃતનિશ્ચયથી કદાપિ ભ્રષ્ટ થવાનું પ્રયોજન નથી. વળી જ્યાં સુધી શક્તિએ કહેલું ત્રિભુવનને વશ વર્તાવવાનું દૃઢ બલ મને પ્રાપ્ત થયું નથી, તેમ જ તે કન્યા જ આ છે એવો મારો નિશ્ચય અવિચ્છિન્ન બંધાતો નથી ત્યાં સુધી મારે પ્રયત્નમાં શિથિલ થવું ઘટતું નથી. મોહક પ્રસંગોવડે કૃતસંકલ્પથી ભ્રષ્ટ ન થવા સમ્બન્ધનો મને સંકેત સૂચવાયો છે, અને આ ક્ષણ તે મોહક પ્રસંગની પ્રાપ્તિથી છે તો મારે અવશ્ય સાવધાન થવું ઘટે છે.

આ પ્રમાણેનો અનુકૂલ વિચાર કરીને પછી તે રાજકન્યાપ્રતિ કહે છેઃ હે કલ્યાણિ! ચિત્રપટ જોતા છતાં મારૂં મન સંશયગ્રસ્ત છે. મારા અન્તઃકરણમાં પડેલું ચિત્ર અને આ ચિત્ર અધિક વિલક્ષણતાવાળું નથી. પ્રસંગે ભ્રમમાં નાંખે એવું છે, તોપણ કોઈ કોઈ અંશમાં ભિન્નતા પ્રતીત થાય છે. શ્રેષ્ઠ આ છે કે તે છે, તે કહી શકાતું નથી, તેમ જ તેનાથી આ કોઈ પ્રકારે પણ નેષ્ટ છે એવું ભાન થતું નથી. આ ચિત્રથી મને અસંતોષ અને તેથી અધિક સંતોષ ભાસે એમ પણ નથી. છતાં મારા સંકલ્પની સર્વાંશે સિદ્ધિ આ ક્ષણપર્યન્ત હું અનુભવી શક્યો નથી તેથી સંકલ્પની સિદ્ધિપર્યન્ત વિધિવત્ લગ્ન કરી અત્ર રહેવા આ મનથી નિશ્ચય મળતો નથી. તેથી હવે તારે તથા મારે શું કર્તવ્ય છે તે જોવું તને તારા અન્તઃકરણમાં આ ક્ષણે સ્ફુરે તેવું તું મને સ્પષ્ટ કરી કહે કે તે પ્રમાણે કરવામાં આવે. હું સમજું છું કે જ્યારથી આ નગરમાં મેં પ્રવેશ કર્યો છે ત્યારથી અદૃષ્ટ સત્તાબલે હું આ પ્રજાના તથા તારા સમ્બન્ધવાળો થયો છું. તોપણ સ્વતંત્રતાના અંશવાળા મારા ક્ષાત્ર સ્વભાવથી હું મારા કૃતનિશ્ચયને વળગી રહ્યો છું. મારા સંકલ્પની સિદ્ધિ થયેથી આ પ્રજાના તથા તારા થયેલા આ સમ્બન્ધનો હું કદાચિત્ પણ ઉચ્છેદ નહિ કરું એવો દૃઢ સંકલ્પ આ ક્ષણે મને સ્ફુર્યો છે. જેથી તે ક્ષણપૂર્વે આપણે શું કરવું ઘટે છે તે વિષે યથાપ્રાપ્ત વિચારને તું મને વાણીવડે જણાવી જાણીતો કર.

રાજ્યકન્યા કહે છેઃ હે ભગવન્! આપ જ મારા પતિ છો એ મારો નિશ્ચય સિદ્ધ છે. આપ મને વિધિવડે આ ક્ષણે વા કાલાન્તરે સ્વીકારો એ આપની ઇચ્છાઉપર છે. કારણ કે શું ન્યાય અને શું અન્યાય છે, કયે સમયે શું યોગ્ય અને શું અયોગ્ય છે એનો નિર્ણય કરવા આપ જ સર્વ

પ્રકારે સમર્થ છો. આપના સકલ્પની સિદ્ધિપર્યન્ત આપે તથા મારે કેમ વર્તવુ છે, એનો નિશ્ચય પણ આપે જ કરવાનો છે. આપની આજ્ઞાને અનુકૂલ વર્તવુ એ જ હવે પછીનો મારો ધર્મ છે, માટે યથોચિત આપ જ કહો

વીરવિજય કહે છે હે કુલવતિ! જો મારી આજ્ઞાના પાલનમા જ પ્રસન્નતા અને કૃતકૃત્યતા તે સ્વીકારી છે તો હુ સકલ્પરૂપ વચન કહુ છુ કે જે કન્યાના અને બલના નિમિત્ત મારો આ પ્રવાસ છે તેને પ્રાપ્ત થવાથી જે ક્ષણે જે દેશમા વિધિવડે તે કન્યાનો પાણિગ્રહણ કરીશ તે દેશમા જ તેના સન્નિધ અન્ય ક્ષણમા તારો પાણિ પણ વિધિવડે ગ્રહણ કરીશ, અને તેને વા તને ન્યૂનાધિક ન ગણતા ઉભયને સમાન રૂપની ધર્મપત્ની માનીને તમને મારી મતિશક્તિઅનુસાર સમસુખાનુભવ કરાવતા આ સસારમા મને પ્રાપ્ત મારા વ્યવહારભારને હુ નિ શકપણે વહન કરીશ એ સમય આવતાપર્યન્ત, જેમ આજપર્યન્ત આ સમયને આવવાની વાટ જોતી પોતાના નિશ્ચયને પોષતી દિવસને વ્યતીત કરતી હતી તે પ્રમાણે કરજે, અને સર્વના શુભનુ ચિન્તન કરતી અન્ત કરણથી પ્રસન્ન રહેજે પત્નીપ્રતિના પતિના ધર્મને હુ યોગ્ય પ્રકારે સમજુ છુ તથાપિ મારી પ્રતિજ્ઞાને વશ રહેલો હુ મારી ધારણા પાર પડતા સુધી મારા સર્વ વ્યવહારધર્મને જેમ યથાશક્તિ સેવુ છુ તેમ તેને પણ સેવીશ હે ધૈર્યબલવાળી! હવે આથી અધિક આ ક્ષણે કઈ પણ કહેવા યોગ્ય નથી માટે હુ સભામા પ્રવેશ કરુ છુ, અને પ્રધાનાદિ સાથે યથાગ્રટિત વિચાર કરીને કરવાયોગ્ય નિશ્ચય કરુ છુ.

આ પ્રમાણે રાજકન્યાને કહીને તત્કાલ ત્યાથી ઉઠીને તે શ્રીવીરવિજય સભામાં આવ્યો. પ્રધાનાદિ પુરુષોએ અભ્યુત્થાન તથા નમનપર્વક સન્માન કરાયલો તે, રાજનીતિપ્રમાણે પોતાને માટે રચી રાખેલા ભવ્ય આસનઉપર બેઠો, અને પ્રસન્ન મુખથી પ્રધાનાદિને પોતે કરેલા 'હવે શુ કર્તવ્ય છે?' એ પ્રશ્નના ઉત્તરને જાણવાની ઇચ્છાપૂર્વક કહેવા લાગ્યો કે 'હે બુદ્ધિમન્ત પુરુષો! તમે જે કાંઈ નિશ્ચય કર્યો હોય તે મને કહો

પ્રધાન સર્વાનુમતથી સવિનય કહે છે હે પ્રજાપતિ! આપના કૃત સકલ્પને વિરોધ ન આવે અને અમારા મૂલ મહારાજની પ્રતિજ્ઞાને પણ બાધ ન આવે, એવો કોઈ પણ નિર્ણય સ્થાપવાને આપ સર્વ પ્રકારથી સમર્થ છો અમે કે જેઓ આપની આજ્ઞાને અધીન વર્તવાના સેવકધર્મને સેવીએ છીએ તેમને આપ 'હવે શુ કર્તવ્ય છે' એમ પૂછો છો, એ માત્ર અમારી પ્રતિષ્ઠા પ્રસિદ્ધ કરવાને કરો છો સર્વ પ્રકારથી શ્રેષ્ઠ એવા આપને કર્તવ્ય-સમ્બન્ધમા અભિપ્રાય આપવાની અમારી યોગ્યતા નથી તોપણ આપે આપેલા અધિકારના સન્માનાર્થે સર્વાનુમતે હુ આપ મહારાજને યથામતિ નિશ્ચય નિવેદન કરુ છુ.

પૂર્વમહારાજની આજ્ઞાપ્રમાણે અમે આપને અત્ર યથાવિધિ પધરાવ્યા છે, અને સર્વ વ્યતીત વૃત્તાન્ત આપને ચરણે નિવેદન કરેલ છે. આ પ્રજા તથા રાજકન્યા આપને દીનપણે શરણ છે એ હવે પૃથક્ કરીને કહેવાયોગ્ય નથી. આપે આ ક્ષણથી સર્વના પતિત્વને સ્વીકારીને સહુનું યથાઘટિત રક્ષણ તથા પાલન કરવું એ સુસ્પષ્ટ છે, તેમ છતાં આપ જો તત્કાલ કોઈ સ્થલે પધારવાની ઇચ્છા કરતા હશો તો આપના પુનઃ અત્ર પધારતાપર્યન્ત રાજ્યવ્યવસ્થાને યથાવિધિ ચલાવે એવી કોઈને આજ્ઞા આપશો, અને આપ સ્વહસ્તે રાજ્યાસનસમીપ ખડ્ગરૂપ શક્તિને સ્થાપવા કૃપા કરો કે જેને આપના નિમિત્ત પ્રતિદિવસ સર્વ રાજસેવકો નમન કરે.

વસ્તુતઃ તો આ ક્ષણથી જ આપે આ રાજ્યાસનઉપર વિરાજમાન થઈને આ દીનસરખી થયેલી પ્રજાને સ્વર્ગસમાન સુખનો અનુભવ કરાવવો ઉચિત છે, તથાપિ આપ સ્વતંત્ર મહારાજના સંકલ્પને સિદ્ધ કરવાઅર્થે સ્વલ્પ કાલ આપને કોઈ સ્થલે પધારવાની ઇચ્છા હશે તો નિરુપાયે આપની આજ્ઞાપ્રમાણે કોઈદ્વારા રાજ્યવ્યવસ્થા થવી જોઈએ. આ સમ્બન્ધમાં આ ક્ષણે અમારે અધિક નિવેદન કરવાયોગ્ય નથી.

આટલું બોલીને મૌન રહેલા પ્રધાનને જોઈને **શ્રીવીર**વિજય કહે છે: પ્રધાન જ રાજ્યના સ્તમ્ભરૂપ હોય છે. રાજાનું મુખ્ય કામ તો પ્રધાનાદિ સર્વ રાજસેવકોના તથા પ્રજાના ધર્માધર્મરૂપ વર્તનોને ગુપ્ત રીતે સ્વશક્તિથી જાણીને તેનાં સર્વને યથાઘટિત ફલ આપવાનું તથા યોગ્ય ઉપાયોનો નિશ્ચય કરીને સર્વને ધર્મમાં વર્તાવવાના નિયમ સ્થાપવાની આજ્ઞા આપવાનું છે, અને પ્રબલ શત્રુઓને પણ પોતાનાં પરાક્રમયુક્ત બલઐશ્વર્યઆદિથી ભય આપીને વશ વર્તાવવાનું છે. માટે આ સર્વ પ્રજાપ્રમુખ પ્રતિષ્ઠિત પુરુષોના સમક્ષ જ હું તમારી ઇચ્છાપ્રમાણે રાજ્યાસનસમીપ ખડ્ગને સ્થાપું છું અને આજ્ઞા આપું છું કે જેમ તમારા મૂલ મહારાજના દેહમુક્ત થયા પછી આજપર્યન્ત રાજ્યવ્યવહાર ચલાવ્યો છે તેમ મારા પુનઃ આવવાપર્યન્ત ચલાવવો, અને મારા પ્રતિનિધિરૂપે રહીને પ્રજાને પિતાના ધર્મપ્રમાણે વર્તી યથાયોગ્ય સંતોષ આપવો. આ પ્રમાણે બોલી મૂલ રાજાનું ખડ્ગ માગી લઈ પોતાને હાથે વીરવિજયે યોગ્ય સ્થલે સ્થાપ્યું. એ સમયે સર્વત્ર જયઘોષ થયો અને નાના પ્રકારના વાદિત્રના નાદ થયા.

આ પ્રકારે ખડ્ગસ્થાપનવિધિ થયા પછી સર્વનાં અન્તઃકરણમાં રાજકન્યાના લગ્નસમ્બન્ધમાં શો નિશ્ચય થયો એ જાણવાની ઇચ્છા હોય એમ ભાસવાથી વીરવિજયે કહ્યું કે રાજકન્યાનું અનુકૂલ પ્રકારે મેં સમાધાન કર્યું છે, અને વિધિવત્ લગ્નસમારંભ, મારા સંકલ્પની સિદ્ધિ થયેથી મારા

પુન અત્ર આવવુ થાય ત્યારે ઈશ્વરેચ્છાથી થશે. હવે હાલ મારે અત્ર અધિક રહેવાનુ પ્રયોજન નથી માટે સત્વર પ્રયાણને ઈચ્છુ છુ.

આ વચન સાભળીને પ્રધાને કહ્યુ કે આપ સ્વતત્ર છો, અને રાજકન્યાની પ્રસન્નતાપૂર્વક પધારો તેમા અમે અધિક આગ્રહ કરવા સમર્થ નથી, તોપણ પાચ રાત્રિ તો, મારી પ્રાર્થના છે કે આપે અત્ર ગાળવા કૃપા કરવી અને પછી ઈચ્છાનુસાર પધારવુ અન્ય સર્વની એવી જ ઈચ્છાને જોઈને વીરવિજયે પચરાત્રિ ત્યા નિવાસ કરવા સ્વીકાર્યુ. પશ્ચાત્ ઉત્તમ પ્રકારે રાજ્યસભાની રીતે સમાનપૂર્વક સભા વિસર્જન થઈ.

શ્રીવીરવિજયને રાજરીતથી સ્નાનભોજનની સઘળી વ્યવસ્થા રાજકન્યાની આજ્ઞાપ્રમાણે પ્રધાને કરાવી. ત્યાર પછી રાજભવન તથા રાજાના ભડારઆદિ સર્વ તેને દેખાડ્યુ. પોતાની રાજ્યસમૃદ્ધિકરતા પણ અધિક સર્વ જોઈને વીરવિજય મનથી ઘણુ પ્રસન્ન થયો. તે પછી મોટી સ્વારીની વ્યવસ્થા કરીને નગરમા ફેરવીને નગરબહારના ઉત્તમ ઉત્તમ રાજ્યના વિહારસ્થલો દેખાડ્યા. સજ્જસૈન્યને યુદ્ધકલાશિક્ષણ આપવાના સ્થલમા તૈયાર રાખેલુ હતુ, તેના પ્રતિ પણ તે શ્રીવીરવિજયનુ સપૂર્ણ લક્ષ કરાવ્યુ જ્યા જ્યા પ્રજાજનોએ શ્રીવીરવિજયનુ દર્શન કર્યુ ત્યા ત્યા શ્રીવીરવિજયની સ્તુતિ સર્વના મુખમાથી નિકળતી હતી. અને સર્વ પ્રજા એમનાવડે પ્રાપ્ત કરેલા સુખના અનુભવવિના પણ પોતાના તથા રાજકન્યાના ભાગ્યની સ્તુતિ પરસ્પરમા કરતી હતી સૂર્યાસ્ત થયા પછી દીવ્યસરખી શોભાવાળી સ્વારીસહિત શ્રીવીરવિજય રાજમહાલયમા પધાર્યા. અને પશ્ચાત્ સર્વને વિદાય કરી પ્રહર રાત્રિપર્યન્ત પ્રધાનસાથે નાના પ્રકારની રાજ્યવ્યવહારની વાર્તાઓ કરી અને પછી પ્રધાનને પોતાને ઘેર જવા આજ્ઞા આપી

પ્રધાનને વિદાય કર્યા પછી શ્રીવીરવિજયચન્દ્ર નિશ્ચિન્તપણે એકલો પોતાના મનમા આ પ્રકારે વિચાર કરવા લાગ્યો 'અહો ! આ વિશ્વવ્યવસ્થાપક સત્તાનુ કોઈ અદ્ભુત માહાત્મ્ય છે. જીવોથી ન સમજાય એવી તેની કલા છે, તેથી જ વ્યવસ્થાપકને પુરુષરૂપે માનનાર સર્વ તો તેને અકલકલાવાળો કહે છે, સ્ત્રીરૂપે માનનાર સર્વ તેને અકલકલાવાળી માને છે, અને તત્ત્વરૂપે માનનાર તેને અકલકલાવાળુ માને છે. ક્ષણમા પ્રાણિપદાર્થમાત્રને અણધારી સ્થિતિમા મૂકનાર હોવાથી તે વ્યવસ્થાપક આશ્ચર્યરૂપ મનાય છે. આ જગતમા ઘણા તો તે સર્વસભવના કારણને ઈશ્વર કે ઈશ્વરની ઇચ્છા માને છે. કોઈ તો આ પ્રપચમાત્રમા કારણરૂપે માયાને માને જ છે. કોઈ તો તેને પ્રકૃતિ કહે છે, કોઈ તો તેને સ્વભાવ કહે છે અને કોઈ તો તેને કાલ કહે છે. કોઈ તો આ જગત્ની પ્રતીતિમાં બ્રહ્મને હેતુરૂપ માને છે, અને

કોઈ તો કર્મસત્તાથી પ્રવર્તતો આ અનાદિ પ્રવાહ જ છે એમ માને છે. આ પ્રકારે અનેક શબ્દથી ભિન્ન ભિન્નરૂપે મતિમાનોના નિશ્ચય પ્રકટેલા ભાસે છે, પણ તેમાં જે સત્યત્વ છે તેને તો નિરાવરણ સત્તાબલને પ્રાપ્ત થયેલા તત્ત્વજ્ઞ મહાત્માઓ જ જાણે છે.

કોઈ તો માને છે કે આ જગત્ એકે કાલે પડતા વૃષ્ટિના અસંખ્ય બિન્દુની પેઠે અથવા તો એકે કાલે અગ્નિ અને કાષ્ઠના સંયોગથી પ્રતીત થતા વિસ્ફુલ્લિંગ (તનખા) ની પેઠે એકદમ પ્રતીતિમાં આવે છે. કોઈ તો માને છે કે આ જગત્ જેમ બીજમાંથી પ્રથમ અંકુર નિકળે છે, પછી પત્ર સ્ફુટ થાય છે, પછી તેમાંથી સ્કંધ બંધાય છે, પછી નાના પ્રકારની શાખાઓ નિકળે છે, અને પછી અનેક પલ્લવો, પત્રો, પુષ્પો અને ફલો થાય છે તેમ ક્રમવડે પ્રકટે છે અને વિસ્તારને પામે છે. કોઈ તો આ જગત્માં પ્રતીત થતી વિવિધ પદાર્થની જાતિને તેના વિવિધ પ્રધાન તથા અવાન્તર કારણોથી પ્રકટેલી માને છે, અને કોઈ તો તેને એક કારણથી વિસ્તરેલી માને છે. કોઈ તો આ જગત્માં પુનઃ પુનઃ જન્મમરણને પ્રાપ્ત થનાર જીવને વસ્તુરૂપ માને છે, અને કોઈ તો વિચારવડે તેને અન્ય જન્મના કારણરૂપે નહિ રહેનાર આગંતુક સંયોગધર્મરૂપ માને છે. કોઈ કોઈ તો આ શરીરોમાંથી મરણસમયે, વાસના તથા અનેક કર્મસંસ્કારસહિત કર્તૃત્વ-ભોક્તૃત્વના અભિમાનવાળા સૂક્ષ્મ દેહસહિત જીવને અન્ય શરીરના ધારણ-અર્થે બહાર નિકળતો માને છે, અને કોઈ કોઈ તો તેને વળી આ દેહના અર્થાત્ જીવના અન્તસમયે તે જીવનરૂપ ધર્મને પોતાનાં કારણોમાં મળી જતો માને છે. વળી આ જગત્માં કોઈ વિચારવાન્ તો આ મનુષ્યાદિ પ્રાણિઓનો પુનઃ પુનઃ મોક્ષ થતાપર્યન્ત પોતપોતાની જાતિમાં જ જન્મ થયા કરે છે એમ માને છે, અને કોઈ તો એમ માને છે કે તે વિવિધ કર્મભોગનિમિત્તે ભિન્ન ભિન્ન જાતિનાં શરીરોને પણ જન્માન્તરોમાં પામે છે. કોઈ તો વળી મોક્ષને માનનારા છે, અને પુનઃ જન્માદિને ન માનનાર કોઈ કોઈ તો મોક્ષનો પણ અભાવ માને છે. મોક્ષ માનનારાઓમાં પણ કોઇ તો કાલાન્તરે પણ પુનરાવૃત્તિવાળો મોક્ષ માને છે, અને વળી કોઈ તો મોક્ષનું સ્વરૂપ અનન્ત માને છે. આ આદિ અનેક પ્રકારના વિષયોમાં માનનાર મનુષ્યોના અનેક ભેદ જણાય છે. પરન્તુ તે સર્વમાં જે સત્યત્વ છે તેને તો પરમતત્ત્વાનુભવ કરનાર સર્વવિદ્ મહાત્મા પુરુષો જ યથાવત્ જાણે છે.

આ સંસારમાં કાર્યરૂપ પ્રતીત થતા અનેક પદાર્થોપ્રતિ લક્ષ કરતાં એમ ભાસે છે કે કેટલાંક કાર્યો તો અદૃષ્ટસત્તાબલે તેના વિલક્ષણ નિયમક્રમ-પ્રમાણે પૂર્ણ રૂપમાં રચાઈને પછી પ્રતીતિમાં આવે છે, અને પ્રતીતિમાં

આવ્યા પછી પણ તે તે જ વિલક્ષણ નિયમક્રમપ્રમાણે વૃદ્ધિહાનિ કે વિનાશને યથાકાલ પ્રાપ્ત થઈ જાય છે, અને કેટલાક કાર્યો તો જીવને અધીન વર્તતી દૃષ્ટસત્તાથી જીવકૃત નિયમક્રમવડે પૂર્ણ રૂપમા આવે છે, તથા તે દૃષ્ટસત્તા-જનિત નિયમક્રમથી વૃદ્ધિ, હાનિ કે વિનાશને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે બનતુ હોવાથી આ અલ્પજ્ઞ જીવોના અપૂર્ણ અનુભવથી કરાતા નિશ્ચયવડે તે સર્વ પદાર્થોના સ્વરૂપનો તથા તે ઉત્પત્તિસ્થિતિલયાદિના નિયમક્રમનો નિ સન્દેહ નિશ્ચય થવો સભવતો નથી. એ સમ્બન્ધમા નિર્વિવાદ નિશ્ચય તો માત્ર સર્વજ્ઞ ઈશ્વરસમ અતીતઅનાગતાદિ પદાર્થના યથાર્થ જ્ઞાનવાળા વસ્તુસાક્ષાત્કારવાન્ મહાત્મા પુરુષો જ કરી શકે છે. અને આ જીવોમાના કોઈ જો તે નિશ્ચયને સુગમતાથી પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય તો તેમને પણ તે મહાત્મા પુરુષના આશ્રય અને પ્રસાદથી જ પ્રાપ્ત થવાનો સભવ છે. હશે, આ સમ્બન્ધમા આ ક્ષણે મારે અધિક વિચાર કરવાનું કાઈ સાક્ષાત્ પ્રયોજન નથી. હાલ તો મારે માત્ર એટલુ જ સમજવાનુ છે કે આ રાજ્યસત્તા અને આ પદાર્થો પ્રાપ્ત કરવાને મે લેશમાત્ર પણ આ શરીર ધરીને ઉદ્યોગ કરયો નથી, તેમ છતા એ મને પ્રાપ્ત થયા છે માટે કોઈ અદૃષ્ટસત્તા અવશ્ય આ કાર્યપ્રપચની વ્યવસ્થા યથાનિયમક્રમે કરનાર છે એમ ભાસે છે. અને જો તેમ છે તો આ વિશ્વમા પ્રાપ્ત થનાર પ્રત્યેક પદાર્થ-માટે તે સત્તામા નિયમ અને ક્રમ અવશ્ય હોવા ઘટે છે જેથી તે નિયમક્રમને જાણી ઇચ્છાનુકૂલ પદાર્થો પ્રાપ્ત કરવાને જ્યાસુધી અસમર્થ હોઈએ ત્યા ત્યાસુધી તે સત્તાના શુદ્ધ અનુગ્રહને અર્થે તેને પુન પુન પ્રેમપૂર્વક નમસ્કાર-પ્રયોગ અવશ્ય કરવા ઘટે છે.' આપ્રમાણે મનમા વિચાર કરતો તે વીર-વિજય એકદમ બોલી ઉઠે છે: 'હે ભગવન્! હે વિશ્વવ્યવસ્થાપક ઈશ! આપને મારા પુન પુન નમસ્કાર હોજો.' (વળી મનમાં કહે છે) 'યદ્યપિ આપના અને મારા કોઈ પ્રકારના સમ્બન્ધને હુ પ્રત્યક્ષ જોતો નથી તોપણ હુ આપના અદૃષ્ટતત્રથી વ્યાપ્ત છુ એમ મને સિદ્ધ ભાસે છે, અને આપને તો હુ આપની સત્તાવશ તણાતો પ્રત્યક્ષ જ છુ. માટે આપ સદા મને આપના મારાથી ન જાણી શકાતા એવા નિયમવડે આ દુસ્તર આશારૂપ પ્રવાહથી સત્વર મુક્ત કરજો મને મારી આશાનો પ્રવાહ અને આપનો નિયમ-ક્રમ જેમ તાણી જાય છે તેમ હું તો તણાયો જાઉ છુ. માટે હે સર્વાધિપતિ! આપ જ જ્યા ત્યા મારો આશ્રય હોજો. આ સ્થલથી મારે હવે પછી ક્યા જવુ છે અને કેવે પ્રકારે મારી આશા પૂર્ણ કરવી છે એને હુ જાણતો નથી. પણ આપ મારા પ્રેરક તે સર્વ જાણો છો તેથી હુ સદા ચિન્તા-મુક્ત છુ. જગતમાં આ જીવોની દૃષ્ટિથી જે કઈ ઘટ હોય છે તે પ્રસગે

આપને અધીન વર્તતા નિયમક્રમથી અનિષ્ટ હોય; અને જે આ જીવોની દૃષ્ટિથી અનિષ્ટ હોય, તે પ્રસંગે આપના ઐશ્વર્યપ્રભાવમાં ઇષ્ટ લેખવાનું હોય; તોપણ તે માયિક ભેદને ન જાણનાર આ અલ્પજ્ઞ જીવો યથાપ્રાપ્તથી અન્તરમાં સંતોષને પ્રાપ્ત રહેતા નથી, એ અમારો જીવદશાને પ્રાપ્ત થયેલા તથા રહેલાનો મોટો દોષ છે. એથી હું તો આશાવાન્ છતાં પણ આપને એ જ નિવેદન કરું છું કે હે કલ્યાણસ્વરૂપ! આપ સદા મારી આશાને ન જોતાં મારા કલ્યાણને જ જોજો. અને કદાચિત્ મારી અન્તરાશાને જુઓ અને પૂર્ણ કરવાયોગ્ય ગણો તો જે આશા કલ્યાણની વિરોધી નહિ હોય તેને જ પૂર્ણ કરજો. આ સંસારમાં ઘણાખરા જીવો તો ક્ષણિક સુખપ્રદ વિષયોની આશામાં બંધાયલા, જેમ કોઈ ભયંકર જઠરાગ્નિવાળો ખાય ને વળી ભૂખ્યો, ખાય ને વળી ભૂખ્યો, એવું ભાન થવાથી ક્ષણે ક્ષણે સંતાપવશ વર્તે છે, તેમ ક્ષણે ક્ષણે આશાઓથી છૂટતાં અને બંધાતાં રહીને સુખ-દુઃખના અનુભવને કરતા સંતાપને વશ વર્તે છે. એવા પુનઃ પુનઃ આશાના અને સંતાપના ભોગરૂપ થઈ રહેનાર પશુની પંક્તિથી, હે પશુપતિ! મને સદૈવ મુક્ત રાખજો.

આ જનસમુદાયમાં જોતાં સર્વને સ્પષ્ટ થાય એમ છે કે અદૃષ્ટસત્તાથી કોઈ મનુષ્ય તો લક્ષાવધિ મનુષ્યમાં સત્તાસહ પૂજ્યપણું ભોગવે છે. અને કોઈ મનુષ્ય તો તે જ સત્તાબલથી લક્ષાવધિ મનુષ્યના તિરસ્કારને પ્રાપ્ત હોય છે. જેથી વિશ્વમાં જે જે હેતુઓવડે અદૃષ્ટબલ અનુકૂલ હોવું સંભવતું હોય તે તે હેતુઓને મનુષ્યે જરૂર સેવવા ઘટે છે, અને જે જે હેતુઓ-વડે સત્તાબલ પ્રતિકૂલ હોવું સંભવે છે તે તે હેતુઓને તો મનુષ્યોએ વર્જવા ઘટે છે. આમ છતાં પણ યોગ્યાયોગ્ય હેતુના તથા તેના સાધક હેતુના અજ્ઞા-નવાળા આ જીવો પોતાના પ્રાપ્ત બલવડે તેને સાધવા અસમર્થ જ હોય છે માટે હે ઈશ! આપ જ સદા અનુકૂલ અદૃષ્ટસત્તાબલને યોગ્ય કરજો.’

આ પ્રકારના વિચારને કરતો વિશ્વપતિને પ્રાર્થે છે એટલામાં ઉત્તમો-ત્તમ પૌષ્ટિક તથા સ્વાદિષ્ટ પદાર્થોસહ ઉકાળેલા દુધને સેવક લાવ્યો અને તે અદાન્ કરવાની પ્રાર્થના કરીને સમીપમાં મૂક્યું. વીરવિજયે ઇચ્છાનુકૂલ ગ્રહણ કર્યું. તે પછી તૈયાર કરી રાખેલી ઉત્તમ સુકોમલ શય્યામાં જઈને શયન કર્યું. ચામરોના વ્યજનોવડે બીજન ઇન્દ્રવત્ શોભતો તે, ક્ષણે મોહ અને ક્ષણે વિરાગને પોતાના અંતરમાં રાજ્ય કરતા અનુભવતો હતો.

અન્તઃપુરમાં રહેલી રાજકન્યા પણ ક્ષણે આશાના અને ક્ષણે નિરા-શાના પ્રવાહમાં પોતાને તણાતી અનુભવતી હતી.

રાજકન્યા પોતાના મનમાં વિચાર કરે છે કે આ સંસારમાં સ્ત્રીનો જન્મ કેટલાક પક્ષથી જોતાં સારો અને કેટલાક પક્ષથી નઠારો જણાય છે.

મૂલ પુરુષોએ જ્યા જ્યા સ્ત્રિયોની આવશ્યકતા ગણી છે ત્યા ત્યા તો સ્ત્રિયોની પ્રશસા કરી છે, અને જ્યા જ્યા સ્ત્રિયોની અપેક્ષા ગણી નથી ત્યા ત્યા તો તે સ્ત્રિયોની નિન્દા કરી છે. આ તે મૂલ પુરુષોની કૃતિ દૂષિત ઠરવાયોગ્ય ગણાય તેમ નથી, કારણ કે જગત્‌માના પ્રત્યેક પદાર્થના સમ્બન્ધમા એવો જ નિયમ સર્વત્ર પ્રવર્તે છે. જ્યા જ્યા જે જે સમયે જે જે પદાર્થની અપેક્ષા ગણાય છે ત્યા ત્યા તે તે સમયે તે તે પદાર્થની સ્તુતિ, અને જ્યા જ્યાં જે જે સમયે જેની જેની અપેક્ષા ન ગણાતી હોય ત્યા ત્યા તે તે સમયે તેની તેની નિન્દા કરાય છે. આ નિયમથી જ કોઈ સ્થલે ધનની નિન્દા અને કોઈ સ્થલે ધનની સ્તુતિ, કોઈ સ્થલે ગૃહક્ષેત્રવસ્ત્રાલંકારાદિ પદાર્થોની સ્તુતિ અને કોઈ સ્થલે નિન્દા, કોઈ સ્થલે પુરુષની વા સ્ત્રી આદિની સ્તુતિ અને કોઈ સ્થલે નિન્દા પ્રતિપાદન કરાયલી હોય છે. આ ઉપરથી કોઈએ કોઈ વસ્તુને નિન્દ્ય કે વન્દ્ય ઠેરવવી હોય તો કઠિન પડે એમ છે એ ગમે તેમ હોય, મારે આ સ્થલે કાંઈ પ્રાણિપદાર્થના નિન્દ્યવન્દ્યપણાસમ્બન્ધમા જ માત્ર નિશ્ચય કરવાનો નથી, પણ મને આ વર્તમાન જન્મ જે પ્રાપ્ત થયેલ છે તેમા શુ કર્તવ્ય છે અને તેમાં પણ માત્ર આ સમયે અર્થાત્ આ પ્રસગે શુ કર્તવ્ય છે એ વિચારી નક્કી કરવાનુ છે. સ્ત્રીજાતિએ કોઈ પણ યોગ્ય પતિને પ્રાપ્ત થવુ, તેને અધીન વર્તવુ, તેના સુખે સુખ અને દુ ખે દુ ખ અનુભવવુ અને દેહાન્તપર્યન્ત તે પતિપ્રતિ વિરોધબુદ્ધિનો અતરમા ઉદય ન થવા દેવો એ કર્તવ્ય તો સિદ્ધ જ છે હુ પતિને પ્રાપ્ત કરી ચુકી છુ તથા મનવડે આ મારા દેહને પતિને અર્પી ચુકી છુ, એટલે એ સમ્બન્ધમા પણ હવે મારે કશો વિચાર કરવાનો નથી એ પતિ પોતાની ઇચ્છા પૂર્ણ થયા વિના મને વિધિવડે વરવા ના કહે છે, તથાપિ વચન તથા મનવડે મને હાલથી જ વરી ચુક્યા છે, એટલે એમના નિશ્ચયસમ્બન્ધમા પણ હવે સશય કરવા સરખુ નથી. હવે તો માત્ર એ પતિની મનકામના ઇશ્વર સુગમપણે પૂર્ણ કરે અને પુન એમને મારા સમીપ સત્વર આણે એવી ઇશ્વરપ્રતિ પ્રાર્થના કરવી રહે છે. જેથી શુદ્ધ મનવડે ઇશ્વરની પ્રસન્નતા (પ્રસાદ કે અનુગ્રહ) પ્રાપ્ત થવાઅર્થે જ મારે સતત ઉદ્યોગ કરવો એ મારુ હાલનું સ્પષ્ટ કર્તવ્ય છે. (મનને ધૈર્ય આપતા કહે છે) હે મન ! આ જગત્‌મા આ શરીરસમ્બન્ધથી પ્રાપ્ત થયેલા આ પતિનુ તથા વિશ્વપિતારૂપ ઇશ્વરનુ રાત્રિદિવસ સ્મરણ કર, એ જ તારા અર્થે સુખનો ઉપાય છે.

આ પ્રમાણે વિચાર કરતી, ક્ષણમા પતિસેવામા અન્તરાય પડવાના કારણથી ખેદને અને પતિ પ્રાપ્ત થયા સમ્બન્ધથી ક્ષણમા આનન્દને તે અનુભવતી હતી.

આપને અધીન વર્તતા નિયમક્રમથી અનિષ્ટ હોય; અને જે આ જીવોની દૃષ્ટિથી અનિષ્ટ હોય, તે પ્રસંગે આપના ઐશ્વર્યપ્રભાવમાં ઇષ્ટ લેખવાતું હોય; તોપણ તે માયિક ભેદને ન જાણનાર આ અલ્પજ્ઞ જીવો યથાપ્રાપ્તથી અન્તર્માં સંતોષને પ્રાપ્ત રહેતા નથી, એ અમારો જીવદશાને પ્રાપ્ત થયેલા તથા રહેલાનો મોટો દોષ છે. એથી હું તો આશાવાન્ છતાં પણ આપને એજ નિવેદન કરું છું કે હે કલ્યાણસ્વરૂપ! આપ સદા મારી આશાને ન જોતાં મારા કલ્યાણને જ જોજો. અને કદાચિત્ મારી અન્તરાશાને જુઓ અને પૂર્ણ કરવાયોગ્ય ગણો તો જે આશા કલ્યાણની વિરોધી નહિ હોય તેને જ પૂર્ણ કરજો. આ સંસારમાં ઘણાખરા જીવો તો ક્ષણિક સુખપ્રદ વિષયોની આશામાં બંધાયલા, જેમ કોઈ ભયંકર જઠરાગ્નિવાળો ખાય ને વળી ભૂખ્યો, ખાય ને વળી ભૂખ્યો, એવું ભાન થવાથી ક્ષણે ક્ષણે સંતાપવશ વર્તે છે, તેમ ક્ષણે ક્ષણે આશાઓથી છૂટતાં અને બંધાતાં રહીને સુખ-દુઃખના અનુભવને કરતા સંતાપને વશ વર્તે છે. એવા પુનઃ પુનઃ આશાના અને સંતાપના ભોગરૂપ થઈ રહેનાર પશુની પંક્તિથી, હે પશુપતિ! મને સદૈવ મુક્ત રાખજો.

આ જનસમુદાયમાં જોતાં સર્વને સ્પષ્ટ થાય એમ છે કે અદૃષ્ટસત્તાથી કોઈ મનુષ્ય તો લક્ષાવધિ મનુષ્યમાં સત્તાસહ પૂજ્યપણું ભોગવે છે. અને કોઈ મનુષ્ય તો તે જ સત્તાબલથી લક્ષાવધિ મનુષ્યના તિરસ્કારને પ્રાપ્ત હોય છે. જેથી વિશ્વમાં જે જે હેતુઓવડે અદૃષ્ટબલ અનુકૂલ હોવું સંભવતું હોય તે તે હેતુઓને મનુષ્યે જરૂર સેવવા ઘટે છે, અને જે જે હેતુઓ-વડે સત્તાબલ પ્રતિકૂલ હોવું સંભવે છે તે તે હેતુઓને તો મનુષ્યોએ વર્જવા ઘટે છે. આમ છતાં પણ યોગ્યાયોગ્ય હેતુના તથા તેના સાધક હેતુના અજ્ઞા-નવાળા આ જીવો પોતાના પ્રાપ્ત બલવડે તેને સાધવા અસમર્થ જ હોય છે માટે હે ઈશ! આપ જ સદા અનુકૂલ અદૃષ્ટસત્તાબલને યોગ્ય કરજો.'

આ પ્રકારના વિચારને કરતો વિશ્વપતિને પ્રાર્થે છે એટલામાં ઉત્તમો-ત્તમ પૌષ્ટિક તથા સ્વાદિષ્ટ પદાર્થોસહ ઉકાળેલા દૂધને સેવક લાવ્યો અને તે ગ્રહણ કરવાની પ્રાર્થના કરીને સમીપમાં મૂક્યું. વીરવિજયે ઇચ્છાનુકૂલ ગ્રહણ કર્યું. તે પછી તૈયાર કરી રાખેલી ઉત્તમ સુકોમલ શય્યામાં જઈને શયન કર્યું. ચામરોના વ્યજનોવડે બીજા ઇન્દ્રવત્ શોભતો તે, ક્ષણે મોહ અને ક્ષણે વિરાગને પોતાના અંતર્માં રાજ્ય કરતા અનુભવતો હતો.

અન્તઃપુરમાં રહેલી રાજકન્યા પણ ક્ષણે આશાના અને ક્ષણે નિરા-શાના પ્રવાહમાં પોતાને તણાતી અનુભવતી હતી.

રાજકન્યા પોતાના મનમાં વિચાર કરે છે કે આ સંસારમાં સ્ત્રીનો જન્મ કેટલાક પક્ષથી જોતાં સારો અને કેટલાક પક્ષથી નઠારો જણાય છે.

મૂલ પુરુષોએ જ્યાં જ્યાં સ્ત્રિયોની આવશ્યકતા ગણી છે ત્યાં ત્યાં તો સ્ત્રિયોની પ્રશંસા કરી છે, અને જ્યાં જ્યાં સ્ત્રિયોની અપેક્ષા ગણી નથી ત્યાં ત્યાં તો તે સ્ત્રિયોની નિન્દા કરી છે. આ તે મૂલ પુરુષોની કૃતિ દૂષિત કરવાયોગ્ય ગણાય તેમ નથી, કારણ કે જગત્‌માંના પ્રત્યેક પદાર્થના સમ્બન્ધમાં એવો જ નિયમ સર્વત્ર પ્રવર્તે છે. જ્યાં જ્યાં જે જે સમયે જે જે પદાર્થની અપેક્ષા ગણાય છે ત્યાં ત્યાં તે તે સમયે તે તે પદાર્થની સ્તુતિ, અને જ્યાં જ્યાં જે જે સમયે જેની જેની અપેક્ષા ન ગણાતી હોય ત્યાં ત્યાં તે તે સમયે તેની તેની નિન્દા કરાય છે. આ નિયમથી જ કોઈ સ્થલે ધનની નિન્દા અને કોઈ સ્થલે ધનની સ્તુતિ, કોઈ સ્થલે ગૃહક્ષેત્રવસ્ત્રાલંકારાદિ પદાર્થોની સ્તુતિ અને કોઈ સ્થલે નિન્દા, કોઈ સ્થલે પુરુષની વા સ્ત્રી આદિની સ્તુતિ અને કોઈ સ્થલે નિન્દા પ્રતિપાદન કરાયલી હોય છે. આ ઉપરથી કોઈએ કોઈ વસ્તુને નિન્દ્ય કે વન્દ્ય ઠેરવવી હોય તો કઠિન પડે એમ છે. એ ગમે તેમ હોય, મારે આ સ્થલે કાંઈ પ્રાણિપદાર્થના નિન્દ્યવન્દ્યપણાસમ્બન્ધમાં જ માત્ર નિશ્ચય કરવાનો નથી, પણ મને આ વર્તમાન જન્મ જે પ્રાપ્ત થયેલ છે તેમાં શું કર્તવ્ય છે અને તેમાં પણ માત્ર આ સમયે અર્થાત્ આ પ્રસંગે શું કર્તવ્ય છે એ વિચારી નક્કી કરવાનુ છે. સ્ત્રીજાતિએ કોઈ પણ યોગ્ય પતિને પ્રાપ્ત થવુ, તેને અધીન વર્તવુ, તેના સુખે સુખ અને દુઃખે દુઃખ અનુભવવુ અને દેહાન્તપર્યન્ત તે પતિપ્રતિ વિરોધબુદ્ધિનો અંતરમાં ઉદય ન થવા દેવો એ કર્તવ્ય તો સિદ્ધ જ છે. હુ પતિને પ્રાપ્ત કરી ચુકી છુ તથા મનવડે આ મારા દેહને પતિને અર્પી ચુકી છુ, એટલે એ સમ્બન્ધમાં પણ હવે મારે કશો વિચાર કરવાનો નથી. એ પતિ પોતાની ઇચ્છા પૂર્ણ થયા વિના મને વિધિવડે વરવા ના કહે છે, તથાપિ વચન તથા મનવડે મને હાલથી જ વરી ચુક્યા છે; એટલે એમના નિશ્ચયસમ્બન્ધમાં પણ હવે સંશય કરવા સરખુ નથી. હવે તો માત્ર એ પતિની મનકામના ઈશ્વર સુગમપણે પૂર્ણ કરે અને પુનઃ એમને મારા સમીપ સત્વર આણે એવી ઈશ્વરપ્રતિ પ્રાર્થના કરવી રહે છે. જેથી શુદ્ધ મનવડે ઈશ્વરની પ્રસન્નતા (પ્રસાદ કે અનુગ્રહ) પ્રાપ્ત થવાઅર્થે જ મારે સતત ઉદ્યોગ કરવો એ મારૂ હાલનું સ્પષ્ટ કર્તવ્ય છે. (મનને ધૈર્ય આપતાં કહે છે) હે મન ! આ જગતમાં આ શરીરસમ્બન્ધથી પ્રાપ્ત થયેલા આ પતિનું તથા વિશ્વપિતારૂપ ઈશ્વરનુ રાત્રિ-દિન સ્મરણ કર. એ જ તારા અર્થે સુખનો ઉપાય છે.

આ પ્રમાણે વિચાર કરતી, ક્ષણમાં પતિસેવામાં અન્તરાય પડવાના કારણથી ખેદને અને પતિ પ્રાપ્ત થયા સમ્બન્ધથી ક્ષણમાં આનન્દને તે અનુભવતી હતી.

આ રીતે રાજકુંવરે તથા રાજકન્યાએ અનેક પ્રકારના વિચારને વશ થતાં અન્તમાં નિદ્રાધીન થઈને રાત્રિ ગાળી. સૂર્યોદય થતાપૂર્વે રાજકન્યા અને રાજકુમાર પોતપોતાના નિયમપ્રમાણે જાગ્રત્ થયાં, અને રાજરીતથી ઘટે એ પ્રકારે પોતાનાં સ્નાનાદિ નિત્યકર્મને કરી પરવારયાં. તે પછી રાજકન્યાએ રાજ્યના મુખ્ય ચિત્રકારને બોલાવીને **શ્રીવીર**વિજયચન્દ્રનાં યથાવત્ બે ચિત્ર સત્વર તૈયાર કરવા આજ્ઞા આપી. તે આજ્ઞાને ચિત્રકારે જઈને **શ્રીવીર**વિજયને નિવેદન કરી, અને **વીર**વિજયની પ્રસન્નતા મેળવીને તેમને દિવ્ય આસને વિધિવત્ બેસાડીને તત્કાલ તે **વીર**વિજયની મૂર્તિને આલેખી લીધી. અને પછી રાજકન્યાની આજ્ઞા લેઈ તે ચિત્રકાર ગયો.

**શ્રીવીર**વિજય પ્રધાનની પ્રાર્થનાથી પાંચ રાત્રિ ત્યાં રહ્યો, તેમાં દિવસમાં એક વાર તો પટાન્તરે રહીને રાજકન્યાસાથે વાર્તા કરતો, અને પ્રધાનસાથે રાજ્યવ્યવહારસમ્બન્ધી વિવિધભાતિ વિચારો કરતો, તથા દિવસના અન્તસમયે નગરબહાર દેવાલયોમાં દેવદર્શનાર્થે તથા રમણીય સ્થલોમાં શોભા જોવાઅર્થે જતો. આનન્દનો કાલ સત્વર વ્યતીત થઈ જતો પ્રતીત થાય છે, એ નિયમથી સહજમાં પંચરાત્રિ નીકળી ગઈ, અને **શ્રીવીર**વિજયને પ્રયાણનો દિવસ આવ્યો. પતિનો પ્રયાણનો સમય સમીપ આવતાં રાજકન્યાને જેમ વિષમ ભાસતું હતું તેમ **શ્રીવીર**વિજયને પણ ભાસતું હતું. તોપણ દૃઢ નિશ્ચયવાળાં તેઓ, પ્રયાણના સમયને આવ્યો જાણીને અમંગલસૂચક અશ્રુપાતને કરતાં ન હતાં.

સર્વએ વાહનાદિસહિત પ્રયાણ કરવા વિનવ્યા છતાં **શ્રીવીર**વિજયે તો એકાકી પ્રયાણનો જ નિશ્ચય કરયો. રાજકન્યાએ સૈનિકવાહનાદિસહિત અથવા એકાકી પણ સાથે જવાનો પોતાનો આગ્રહ પતિને દર્શાવ્યો. પણ તે સર્વને ઘટિત સમાધાન આપીને **શ્રીવીર**વિજયે પોતે જ માત્ર નિકળવાનો નિશ્ચય દર્શાવ્યો. રાજકન્યાને પોતાના હાથે ધરીને એક ખડ્ગ સેવવાને અન્તઃપુરમાં મોકલ્યું. પછી ઉત્તમ સમયે પૂજ્ય પુરોહિતવડે કરાયલા આશીવાદપૂર્વક ચન્દ્રકને ધારણ કરી સર્વસહ વિધિવડે નગરબહાર નિકળ્યા. સાથે નગરબહાર આવેલા પ્રધાનાદિ રાજસેવકોને તથા પ્રજાપ્રમુખ પુરુષોને પ્રિય વચનોવડે શાન્ત કરીને પાછા નગરમાં વિદાય કરયા, અને પોતે નગરબહાર આવેલા દેવાલયમાં પ્રવેશ કરયો. ત્યાં વૃત્તિવડે સ્તુતિનમસ્કાર કરીને પછી માત્ર ખડ્ગ જ છે જેના હાથમાં એવો તે સમર્થ **વીર**વિજય સર્વ રાજ્યવિભવને તૃણવત્ લેખવીને પ્રસન્ન ચિત્તથી ચાલતો થયો. ચાલતાં ચાલતાં અંતરમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યો:

આ જગત્માં જે આશાના દાસ નથી, અને તેથી જે નિર્ભય છે તેને કંઈ પણ કરવું કઠિન નથી. જેની વૃત્તિ વિષયસુખમાં લુબ્ધ છે, જે

તૃષ્ણાના પ્રવાહમા અહોનિશ તણાયા જાય છે, અને જેણે અન્ય કાંઈ કર્તવ્ય-પ્રાપ્તવ્ય જાણ્યુ નથી, એવા મનુષ્યોને તો નિરન્તર કૃતાર્થતા પ્રાપ્ત થવા-પૂર્વે જ જ્યારે ત્યારે મૃત્યુ આવીને મળે છે. જે પુરુષ નિરન્તર મરણને સમીપમાં જ ઉભેલુ જાણે છે, તે પુરુષ નિર્ભયપણે કરવાયોગ્ય આવશ્યક કાર્યોને જ પ્રથમ કરતો રહે છે એવો કોણ બુદ્ધિમાન્ પુરુષ આ જગત્મા હોય કે જે આ પ્રાણિઓનાં શરીરોને મરણરૂપ ધર્મવાળા છે, એમ દૃઢ જાણતા છતા તે પોતાના શરીરને અજરામરત્વને પ્રાપ્ત માને, અને મુખ્ય કર્તવ્યમા પ્રમાદને સેવે? આ સમારી જીવોને સ્ત્રી, પુત્ર તથા ધનાદિ વિભવોનુ પ્રાપ્ત થવું તથા જવુ, જેના વડે હોય છે તે ધર્માધર્મરૂપ સુખ-દુ ખના કારણને ઓળખી, જેની ઇચ્છા છે એવા સુખના કારણરૂપ ધર્મ-ને જ સેવવો ઘટે છે, અને જેની ઇચ્છા નથી એવા દુ ખને આણનાર અધર્મને તો ત્યજવો ઘટે છે. આ જીવો પદાર્થની પ્રાપ્તિના નિમિત્તને તથા ઇષ્ટાનિષ્ટની પ્રતીતિના હેતુને ન જાણતા હોવાથી કોઈ તો અનિષ્ટની પ્રાપ્તિ થવાના ભયમા અને કોઈ તો ઇષ્ટની પ્રાપ્તિ થવાની આશામા પોતાના આયુષ્યને ગાળે છે, અને કોઈ તો એ ઉભયવડે કાલ ગાળે છે. અને કોઈ મહાત્મા તો એ ઉભયરહિતપણે આયુષ્ ખપાવે છે

ઘણા સ્વધર્મજ્ઞાનરહિત પુરુષો પોતાના પ્રાપ્ત સ્ત્રિયાદિ વિષયોમા જ આસક્ત રહીને તેમના પ્રતિ દૃષ્ટિ નાખતા દિવસ નિર્ગમે છે, અને સ્વ-ધર્મપાલનાર્થે સ્વલ્પ કાલ પણ દેહાદિનો ઉપયોગ કરતા નથી. એવા વિષય-મગ્ન પ્રાણિઓ, નથી તો આ સંસારમા ઉજ્જ્વલ કીર્તિ મૂકી જતા, અને નથી તો જન્મમરણદુ ખથી રહિતપણે નિરતિશય આનન્દના ભોક્તા થતા

બુદ્ધિમન્ત પુરુષોએ તો નિરન્તર એ જ વિચાર કરવો ઘટે છે કે આ ઉત્તમ મનુષ્યના શરીરનુ જન્મવુ શાવડે સાર્થક થયુ ગણાય. વિવિધ સામર્થ્ય-યુક્ત મનુષ્યશરીરને પ્રાપ્ત થયા છતા પણ આપણે અન્ય પ્રાણિઓસમાન જ વા તેથી પણ ન્યૂનતાવાળી ક્રિયાઓને કરીને એ શરીરનો અન્ત આણીએ તો એથી અન્ય અઘટિત શુ? (આ પ્રમાણે વિચાર કરતા વિલક્ષણ સંસ્કારવેગથી અન્ય પ્રકારે મતિ પ્રેરાતા વિચાર કરે છે કે) અરે! આ મનુષ્યો પણ શુ કરી શકે? જીવમાત્ર ઉપાધિએ કરીને પરતન્ત્ર છે, અલ્પજ્ઞ છે પોતાના સામર્થ્યને ન જાણનારા, પોતાની સ્થિતિ, પ્રવૃત્તિ અને નિવૃત્તિના હેતુ તથા કાલને પણ ન જાણનારા, તથા વિશ્વમા મનાતાં ઉત્કૃષ્ટનિકૃષ્ટ ફલોને, તેનાં કારણને તથા તેને નિર્વિઘ્ન સંપાદાન કરવાના ઉપાયરૂપ માર્ગોને ન જાણ-નારા તે દીન જનો કર્તવ્ય પણ શુ કરી શકે? ધર્મ શું અને શાવડે સધાય, અધર્મ શુ અને તે શાવડે તજાય, ખરુ સુખ શુ છે, શેમાં છે

અને શાથી તે પ્રાપ્ત કરી શકાય, ખરું દુઃખ શું છે, શેમાં છે અને શાથી તે આવી મળે છે, તથા શી રીતે તેનાથી ઉગરાય : આ પણ આ જીવો જાણતા નથી. ક્યાં સુધી જીવવું છે, જીવતાપર્યન્તમાં શું શું ક્યારે ક્યારે શા શા નિમિત્તથી થનાર છે તેમ જ ક્યારે ક્યાં અને શા નિમિત્તથી તેણે મરવું છે એ પણ આ જીવો જાણતા નથી. કેવાં કેવાં શુભાશુભ કર્મો ક્યાં ક્યાં કારણોથી જીવવડે કરાય છે તેને, તથા તે તે કર્મોમાં ક્યારે કેવા પ્રકારનાં વિઘ્નો આવનાર છે, અને તે આવનાર અનેક વિઘ્નોમાંના પ્રત્યેકની નિવૃત્તિ કયા કયા ચોકસ ઉપાયોથી થાય એમ છે એ પણ આ જગત્‌ના જીવો જાણતા નથી. જ્યારે આ સમ્બન્ધમાં જ જીવો જાણતા નથી તો આ જીવોની પરતંત્રતાઆદિવાળી ક્લિષ્ટ સ્થિતિ ક્યાંથી શા નિમિત્તવડે ઉપજી છે, એ જીવોવડે કરાતી અનેક શુભાશુભ ક્રિયાઓનાં કરાવનાર કારણો કોણ છે અને ક્યાં રહે છે અને તેમનો તથા જીવનો સમ્બન્ધ ક્યાં, ક્યારે અને કયા નિમિત્તથી થયો છે એને તો આ અજ્ઞ જીવો કેમ જ જાણી શકે ? આ આદિ વિચાર કરતાં તો કેવલ પરાધીન-સરખો જીવ જગત્‌માં કેવલ પોતાના જ પ્રાપ્ત બલવડે અથવા પોતાના સરખા અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવોની કોઈ પ્રકારની સહાયતાવડે કંઈ પણ ધાર્યું કરી શકે નહિ એ તો સ્પષ્ટ જ છે. આમ છતાં પણ આ જીવો પોતાના પ્રાપ્ત અજ્ઞાનથી આ કાર્ય મારા દ્વારા થશે નહિ, અથવા અમુક પ્રકારનું ફલ મેળવવાને હું કેવલ અસમર્થ છું ઇત્યાદિ ભાવિને પણ જાણતા નથી, તેથી સ્વભાવથી અથવા સંસ્કારથી પ્રાપ્ત થતી પ્રવૃત્તિને પરિત્યજવી એ પણ કંઈ જીવનું કર્તવ્ય સિદ્ધ થતું નથી. માટે જીવોએ આ જગત્‌માં પ્રાપ્ત થતા મતિમન્ત મહાત્માઓની સંમતિથી, પોતાના અંતર્‌માંથી પ્રાપ્ત થતા અનુકૂલવેગથી અને સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઇશ્વરના સાહાય્યથી પ્રધાન કરવાયોગ્ય તથા થવાયોગ્ય ઠરેલાં કાર્યોને કરવાને અવશ્ય ઉદ્યોગ ધરવો જોઈએ.

આ વિશ્વમાં વિશ્વવ્યવસ્થાપક સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઇશ્વરના તથા ઇશ્વરના અનુગ્રહથી ઇશ્વરસમાન થયલા મહાત્મા પુરુષના શુદ્ધ શરણવિના કોઈ પણ જીવ કૃતકૃત્ય થાય એ તો અસંભવિત જ છે; જેથી મારે યદ્યપિ હું તેમને શરણ છું તથાપિ તેમના અનુગ્રહને પ્રાપ્ત કરવાને અધિક પ્રયત્ન કરવો ઉચિત છે. ( વિચાર કરતાં સ્તુતિ કરતો ચાલે છે. )

હે જગદાધાર ! આપ જ અમે અનાથસરખા પ્રતીત થતા અલ્પજ્ઞત્વાદિ ધર્મોવાળા મનાતા જીવોના પરમ આધારરૂપ છો. આપના અનુગ્રહને પ્રાપ્ત કરવાથી જ અમે આ જગત્‌માં ધાર્યું કરવાને સમર્થ થઈએ

છીએ. આપના પ્રસાદને પામ્યા વિના કોઈ પણ જીવ આ જગત્‌મા કાંઈ પણ મહત્ કાર્યને કરવા સમર્થ થયો નથી, થતો નથી, અને થશે નહિ જ, એ મારો નિશ્ચય છે. હે વિશ્વંભર ! આપજ આ જીવોની સર્વ આશા પૂર્ણ કરીને વા તેમને સર્વઆશાથી મુક્ત કરીને સુખસ્વરૂપ કરી રાખો છો. હે અભયદાતા ! આ ભયદ સંસારમા જીવોને એક આપનુ શરણુ જ સર્વ પ્રકારના ભયથી રહિત કરનાર છે આપ સર્વના આધારરૂપ પરમેશ્વરને શરણુ ન થઈને જે જીવો આપની અવજ્ઞા કરે છે તે અધમ જીવોને અન્ય કોણુ શરણુ રાખી સુખસ્વરૂપ કરે એમ છે ? કોઈ જ નહિ હે સર્વાત્મન્ ! આ જીવો આ ભવસાગરમા ભ્રમણુ કરતા કરતાં જ્યારે જ્યારે જન્મમરણરૂપ દ્વીપને પામવાના સન્નિધમા હોય છે ત્યારે ત્યારે તેમને શુભાશુભગતિને તથા શુભાશુભ ફલને આપનાર આપવિના અન્ય કોણુ છે ? કોઈ જ નહિ હે વિશ્વાત્મન્ ! આ જીવો જ્યારે જ્યારે પોતાના પ્રયત્નમાં નિષ્ફલ થાય છે ત્યારે ત્યારે તથા સર્વ વ્યવહારનો અન્ત જેના અન્તથી આવે છે એવા આયુષ્યના અવધિએ આવતા શરીરના અન્તથી વિકલ થતા તેઓ અન્ય અનેક યત્નો કર્યા છતા નિષ્ફલ થાય છે અને અવશ્ય મરણને જાણે છે ત્યારે તે જીવોને અભયાર્થે આશ્રય લેવાયોગ્ય માત્ર આપ જ છો. આમ છતા જે જીવો ઉન્મત્ત અવસ્થાના તથા વિદ્યાદિ મદના વશવર્તીપણાવડે આપ અન્તરાત્માથી વિમુખ રહે છે તે જીવોને અકલ્યાણુવિના અન્ય કાંઈ મળવાયોગ્ય નથી એ સ્પષ્ટ જ છે. હે સર્વની ગતિઆગતિના આધાર પરમાત્મન્ ! આપને પુન પુન પ્રણામ કરતા એ જ નિવેદન કરુ છુ કે આ મતિને સદા આપના સ્વરૂપપ્રતિ ગતિ મળે એવો આપ મારાપ્રતિ અનુગ્રહ કરજો, અને મારી વ્યવહારમા થતી સર્વ પ્રકારની પ્રવૃત્તિને આપ વિશ્વપ્રવર્તકના સ્થાપિત નિયમાનુસાર થવા દેજો.

આ આદિ વચનોવડે સ્તુતિ કરતો શ્રીવીરવિજય માર્ગ કાપતો આગળ ચાલ્યો. રાત્રિ પડે ત્યા અનુકૂલતાપ્રમાણે વાસ કરે ફલાદિવડે વા સમયે આવી પ્રાપ્ત થતા સાધનોવડે દેહને નિભાવતો ક્રમે કરીને પ્રાપ્ત માર્ગને તથા કાલને તે અતિક્રમણુ કરતો રહ્યો. કેટલાએક દિવસ જતા એક દિવસ સૂર્યના અસ્તનો સમય આવ્યા છતા વસતિવાળું ગ્રામ કે નગર સમીપ આવ્યું જણાયુ નહિ મનુષ્યની આવજાવવિનાનો માર્ગ પોતે ચાલે છે એવુ ભાસવા લાગ્યુ. પ્રસંગે જંગલી પશુપક્ષિના શબ્દવિના અન્ય કાંઈ પણ સાંભળવામાં આવતુ ન હતુ જેમ જેમ તેણે આગળ માર્ગ કાપવા માંડ્યો, તેમ તેમ તેને પ્રકાશને દાબનો અન્ધકાર આવે છે એવુ ભાસ્યુ. દૃષ્ટિમર્યાદાથી નીચે શ્રીસૂર્યભગવાન્ ઉતરી ગયા, અને સર્વ પ્રકારના ભયને

છે, તો અખંડ સુખસ્વરૂપ છે. વાસ્તવ રીતે આ પ્રમાણે હોવા છતાં જ્યાંસુધી આ જીવોને આ સંસારના પ્રત્યક્ષ સ્વરૂપથી એ સંસારની દુઃખરૂપતાનો અનુભવ થતો નથી ત્યાંસુધી આ જીવો એનાથી ઉપરામ થતા નથી, તેમ જ સુખરૂપતાનો અનુભવ થયા વિના સ્થિરતાને કે શાન્તિને પણ તેઓ પામતા નથી. જેથી પ્રથમ સર્વ પુરુષોએ આ સંસારના પ્રત્યક્ષ દુઃખસ્વરૂપનો અનુભવ કરવો ઉચિત છે; અને પછી અપ્રત્યક્ષ એવા સંસારના સ્વરૂપનો નિશ્ચય કરીને તે સુખસ્વરૂપનો અનુભવ કરવો છે, જે વડે સદાકાલમાટે આ દુઃખતાપની નિવૃત્તિ થાય છે. આ પ્રમાણે હોવાથી, હે વીરવિજય મહારાજ! તમે જે માર્ગ ધર્યો છે તે સાચો અને યોગ્ય છે.

મેં મારા ભોગવેલા આયુષ્યમાં જે જે જોયું છે, જાણ્યું છે અને વિચાર્યું છે તે ઉપરથી હું કહું છું કે તમારા જેવા પુરુષો આ જગત્‌માં બહુ થોડા જ પ્રકટે છે. આ જગત્‌માં વિશેષે કરીને તો સ્વાર્થ, કામ, ક્રોધ, લોભ અને એ આદિ અનેક નિમિત્તોથી થતા પાપી પુરુષો આ કાલે ઘણા પ્રકટે છે. તેઓ પોતાના કે અન્યના કર્મને જાણતા નથી, તત્સંબન્ધી ઘટિત વિચારને કરતા નથી, અને શુદ્ધ વર્તનને જાણી સેવવા આતુર હોતા નથી. કેવલ મિથ્યાસુખની આશામાં બંધાયલા તેઓ પોતાના ઐહિક સુખની અભિલાષાથી પ્રતિકૂલ આચરણોવડે પોતાના તથા પરના સુખનો લોપ કરે છે. બીજાનાં સુખને દેખીને ન સહન કરનારા ક્ષુદ્ર હૃદયબલવાળા તે મનુષ્યો પોતે સુખથી ભ્રષ્ટ છતાં પોતાના સુખનો ઉદ્યોગ ન કરતાં અન્યના સુખનો લય કરવાના ઉદ્યોગને સેવે છે; જેથી તેમની સર્વ ક્રિયાઓ તેમના અનર્થના કારણરૂપે જ થઈ રહે છે. આથી બુદ્ધિમન્ત પુરુષોએ સદા પોતાના તથા બીજાના સુખને પ્રકટ કરવાના તથા પ્રકટ થયલા સુખનું સંરક્ષણ કરવાના ઉપાયોને જ સેવતા રહેવું જોઈએ. મનુષ્યસરખાં દેખાતાં સર્વ પ્રાણિઓ તે પ્રમાણે કરી શકતાં નથી, કારણ કે એવી શુદ્ધ પ્રવૃત્તિ કરાવનાર શુદ્ધસત્ત્વબલ સર્વમાં હોતું નથી. આ જગત્‌માં મનુષ્યસમાન શરીર જેને પ્રાપ્ત હોય તેને જ મનુષ્ય કહેવું એવો કંઈ બુદ્ધિમન્તોનો નિશ્ચય નથી, પણ માત્ર જેમનામાં યોગ્ય પ્રકારની મનુષ્યતા હોય તેમને જ મનુષ્ય ગણવાં એવો નિશ્ચય છે. મનુષ્યના સમાન આકારવાળાં અને પશુત્વવાળાં પ્રાણિઓને મનુષ્યપશુ જ માન્યાં છે. જેથી જે જે પ્રાણિઓને મનુષ્યાકારશરીર પ્રાપ્ત હોય તેમણે પોતાનામાં સાચું મનુષ્યત્વ છે કે નહિ, અર્થાત્ મનુષ્યને માટે નિશ્ચય કરાયલાં ગુણલક્ષણ છે કે નહિ તેનો સૂક્ષ્મ શોધ કરવો. જો તે પોતાનામાં ન હોય તો તે પ્રથમ મેળવવાનો ઉદ્યોગ કરવો અને મનુષ્યત્વ પ્રાપ્ત કરવું. તે પ્રાપ્ત થયા પછી કૃતકૃત્ય થવાનિમિત્ત ઉદ્યોગ કરવો. મેં

અનુભવથી તથા વિચારબલથી નિશ્ચય કર્યો છે કે મનુષ્યત્વ આવ્યા વિના દેવત્વ ઈશિત્વ કે પરમાત્મત્વ પ્રાપ્ત હોતું નથી

આ સંસારમાં વિશેષે કરીને સર્વ જીવો ક્રિયાયુક્ત હોય છે, અને તે સર્વ ક્રિયા સુખને ઉદ્દેશીને જ કરવામાં આવે છે, છતા તેમને તે તે ક્રિયાના અવશિષ્ટરૂપ સુખ પ્રાપ્ત હોતું નથી, તેમાં તેમનો નિકૃષ્ટ જાતિનો અધિકાર જ કારણરૂપ છે

આ જગતમા ઘણા મનુષ્યો મનુષ્યના ઐશ્વર્યને ન પ્રાપ્ત કરીને દેવના તથા ઈશના ઐશ્વર્યને પ્રાપ્ત કરવા મથે છે. પણ તેમને અધિકારના અભાવથી તે તે ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી સુખની અભિલાષાથી સુખના હેતુરૂપ નિશ્ચય કરીને અનેક સાધનોને મનુષ્યો સંપાદન કરે છે, પણ અધિકારના અભાવે તે સર્વ સાધનો દુઃખના ઉત્પાદક થઈ રહે છે

અનુકૂલ ફલની આશાથી અને પ્રતિકૂલ ફલોની અનાયાસ થતી પ્રાપ્તિથી આ મનુષ્યોનાં હૃદયો સદા તપ્ત રહે છે અને તેથી તે માનસ અગ્નિવડે તેમનું પ્રાપ્ત તથા પ્રાપ્ત થતું બલ ક્ષયને પામતું રહે છે. આ વાર્તાને ન જાણનાર આ દુર્બલ મનુષ્યો ઘણા કાલસુધી કરના ઘણા કર્મોવડે પણ અનુકૂલ ફલને અનુભવતા નથી, અને માત્ર અમનોજ્ઞને જ અનુભવે છે, અને એમ થવાથી સત્કર્મમાં અશ્રદ્ધાવાળા થઈને તે તે કર્તવ્યકર્મથી રહિત થઈ રહે છે.

હે સત્ત્વબલવાળા નરેશ! મે એવા ઘણા મનુષ્યોને જગતમા જોયા છે કે જેમણે પોતાના અલ્પ દોષને ન નિવારણ કરવાથી મહાન્ ફલોને ખોયા છે ઘણા રાજાઓ રાજ્યભ્રષ્ટ થયા છે, ઘણા તપસ્વીઓ તપથી ભ્રષ્ટ થયા છે, તેમ જ ઘણા ગૃહીઓ પણ અવિચારવડે આશ્રમભ્રષ્ટ થયા છે, તે સર્વ પોતાના દોષોને ટાળવામાં પોતાના પ્રમાદથી જ થયા છે. સાવધાનતાવડે જોવાથી સર્વને પોતપોતાના દોષો સ્પષ્ટ થાય છે, પણ અસાવધાનતાથી અજ્ઞાનવત્ રહીને જ સર્વ સુખથી ભ્રષ્ટ રહે છે.

અહથી પ્રથમ કુશલ મનુષ્યોએ પોતાની મતિથી, શ્રેષ્ઠ પુરુષોના જે ચાભા આવતા વર્તનોથી, અને પૂર્વપુરુષોના સ્થાપેલા નિશ્ચયોથી ગુણદોષનાં સ્વરૂપનો નિશ્ચય કરવો જોઈએ, અને પશ્ચાત્ તે દોષોથી મુક્ત થવાને તથા ગુણોને ધારણ કરવાને ઉદ્યોગ કરવો જોઈએ. આ ગુણદોષનો વિચાર કર્યા પછી અધિકારનો વિચાર કરવો જોઈએ. ત્યા કયા કયા ગુણોવડે કયો અધિકાર પ્રાપ્ત થાય છે અને કયા કયા દોષોવડે કયો અનધિકાર પ્રાપ્ત થાય છે, તેમ જ આ પ્રકારના ગુણોના આવિર્ભાવથી આ અધિકાર થાય છે અને એ અધિકારવાળાને અમુક પ્રકારની ક્રિયાથી અમુક ફલ પ્રાપ્ત

સુખરૂપ થઈ નિવડે છે, તેમ આ જગત્‌માં મનુષ્યોના સુખને અર્થે શાસ્ત્રમાં અનેક પ્રકારનાં સુખની પ્રાપ્તિનિમિત્ત સાધનોનું વિધાન કર્યું છે. પણ તે ઔષધરૂપ સાધનોને અધિકાર અને વિધિવડે સેવવાથી જ તે સુખનાં સાધન નિવડે છે, નહિ તો તે જ સાધનો અનધિકારથી અને વિધિવિના સેવવાથી દુઃખ જ આપે છે.

ઘણા મનુષ્યો ઇન્દ્રિયોના વિષયોમાં યોગ્ય અસ્પૃહા ઉદય થયા વિના જ, તથા ઇન્દ્રિયોને ચલાવનાર મનને નિયમમાં વર્તાવનાર સામર્થ્યને પ્રાપ્ત કર્યા વિના જ, અને વાસનાવડે ઉઠતી અસંખ્ય આશાઓના પ્રવાહમાં તણાતા છતાં ત્યાગને આશ્રય આપે છે, અને ત્યાગના વેષમાત્રને ધારણ કરે છે. પછી અન્તર્વાસનાના બલથી ઉલટી અધિક અધિક કામના પ્રકટવાથી નિરન્તર પ્રજ્વલિત અગ્નિમાં રહ્યા પ્રજળતા હોય તેની પેઠે પ્રજળે છે, અને ઉભયભ્રષ્ટ થઈ રહે છે. એવા પુરુષોને દુઃખની સીમા દેખાતી નથી.

હે બુદ્ધિમાન્ નરાધિપતિ! આ પ્રકારે હોવાથી પ્રત્યેક વ્યવહાર અધિકારપરત્વ, સમયપરત્વ અને વિધિવડે સેવવાથી જ સુખાનુભવનો સંભવ હોય છે; નહિ તો નિરન્તર દુઃખ જ હોય છે. આ લોકમાં ઘણા ભાગ્યહીન અને પુરુષાર્થહીન મનુષ્યો દારિદ્ર્યાદિ અનેક દુઃખોથી નિત્ય પીડાય છે. ધનાદિ અપ્રાપ્ત પદાર્થની ઇચ્છાવાળા તેઓ પોતે યોગ્યતા પ્રાપ્ત કરી તે તે પદાર્થોને પ્રાપ્ત કરી શકતા નથી, અને તે તે પદાર્થને પ્રાપ્ત અન્ય પુરુષોપ્રતિ અંતરથી દ્વેષ ધરીને ઉલટા વિશેષ દુઃખી અને યોગ્યતા વિનાના થતા જાય છે. વળી ઘણા મનુષ્યો તો આ લોકમાં ધનાદિ પદાર્થોવાળા હોય છે, તથાપિ વિવિધ દોષોથી દૂષિત અન્તઃકરણવાળા તેઓ પોતાથી અધિક સુખના

સુખી અને પોતાની પ્રજાના દુખે દુખી હોય છે, તેમ રાજાએ પણ પ્રજાના સુખે સુખ અને દુખે દુખ માનવું પડે છે. પોતાના સુખમાં કાળજી વિનાના થઈને પણ જેમ માતાપિતા પ્રજાને સુખ આપવાને અતિ આતુર રહે છે, તેમ રાજાએ પણ પોતાના સુખની અભિલાષાને રોકી રાખીને પ્રજાને સુખ આપવા સદા આતુર રહેવું ઘટે છે. આટલેથી જ ક્ષત્રિયના ધર્મનો અવધિ આવતો નથી, પણ પ્રજાને જ્યારે દુષ્ટોથી પીડા થાય છે, ત્યારે ક્ષત્રિયોએ રણમા દુષ્ટોનાં મસ્તક લેવા કે પોતાના મસ્તક ઉતરાવવા પડે છે અહોહો! ક્ષત્રિયનો ધર્મ કેટલો વિકટ છે! ધન્ય છે એ ક્ષત્રિયની જનનીને કે જે આવી પરાર્થે પ્રાણ આપનારી શૂરવીર પ્રજાને પ્રસવે છે આ પ્રકારના ઉદાર ચરિત ક્ષત્રિયપુરુષમા સ્વભાવથી જ હોય છે, કાંઈ બલાત્કારે આણવા પડતા નથી. આ સ્થલે કોઇને એવી શંકા થાય કે બ્રાહ્મણનો ધર્મ સુગમ લગે, અને તેથી ક્ષત્રિયો આવો વિકટ ધર્મ પાળે તે કરતા બ્રાહ્મણના ધર્મને જ સેવે તો કેવુ સારુ ! પણ એ શંકા બ્રાહ્મણના ધર્મના સ્વરૂપની અજ્ઞાનતાથી ઉઠવી સંભવે છે. જે પુરુષોને પ્રકૃતિસ્વભાવનુ સ્વરૂપ અજ્ઞાત હોય છે તે પુરુષો યથાર્થ ધર્મનાં તથા પાત્રના સ્વરૂપને નિશ્ચય કરી જાણી શકતા નથી.

વર્ણોમાં મુખ્યરૂપે ગણાયલા બ્રાહ્મણવર્ણનો ધર્મ ઘણો વિકટ છે.

આ સંસારમા મનાતા સર્વ પ્રકારના સુખ તથા સુખના સાધનરૂપ પદાર્થોપ્રતિ અસ્પૃહાની વૃત્તિને ઉત્તરોત્તર દૃઢ કરતા યથાપ્રાપ્તમા સંતોષ માનવો, પ્રાણિમાત્રને અકારણ દુ ખની પ્રાપ્તિ ન કરતા પોતાની સર્વ ઇન્દ્રિયવૃત્તિયોને પોતાને વશ વર્તાવનાર થવુ, શોક, કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય આદિ દોષો કે જે શુદ્ધ બ્રાહ્મણધર્મના વિરોધી છે તેમનો તત્ત્વોના જ્ઞાનપૂર્વક જય કરવો, અત્યન્ત કષ્ટવડે વિવિધ વેદાદિ વિદ્યાને સંપાદન કરવી તથા તે વિદ્યાઓને અધિકારિપરત્વે આપવી, પ્રજાપતિ દેવોને વિવિધ વૈદિક કર્મવડે સંતોષવા, ક્ષત્રિયાદિ સર્વને પોતપોતાના સુખના સાધનો પ્રાપ્ત કરાવવામાં સદા ઉદ્યોગી રહેવુ, વનમા અયાચકપણે રહી ફલમૂલકંદાદિવડે નિર્વાહ કરવો, અને જનસમૂહમાં રહે ત્યારે ગૃહીઓએ પોતાની ઇચ્છાથી વગરમાગ્યે શ્રદ્ધાપૂર્વક અર્પેલા નિષ્પાપ અન્નાદિ પદાર્થોવડે પોતાની આજીવિકા ચલાવવી, સદા અન્ય અધિકારિઓને હિતકર વિદ્યા વિધિવડે આપવામા તથા પોતાને તપની યોગ્યતા આણવામાં યત્નશીલ રહેવુ, યોગ્યતા પ્રાપ્ત થયેથી એકાન્તવાસ કરી તપમા આયુષ્ય ગાળવુ અને શુદ્ધ સંકલ્પથી સર્વનુ ઐહિક સુખ અને પારલૌકિક કલ્યાણ સાધવુ, પોતાના તપોબલથી પ્રાપ્ત ઐશ્વર્યવડે ક્ષત્રિયાદિ શુદ્ધધર્મનિષ્ઠ પ્રજાને બલઐશ્વર્યયુક્ત કરવી, સ્થલે સ્થલે ભૂમિને તપવડે નિર્દોષ કરી ચિરકાલ શુદ્ધ સંપત્તિયુક્ત કરવી—

આ આદિ અનેક પ્રકારનાં ફલોને આ વિશ્વમાં પરોપકારાર્થે શરીર, મન તથા વાણીના પ્રયત્નથી સ્થાપવામાં જ આયુષ્નો ક્ષય કરતાં સર્વ લૌકિક સુખની સ્પૃહાના ઉચ્છેદપૂર્વક અન્તમાં બ્રહ્મમય થઈ રહેવું, એ બ્રાહ્મણ-વર્ણના ધર્મ છે.

હે ક્ષિતિપતિ ! આમ છતાં પણ કોઈ ક્ષત્રિયે કે બ્રાહ્મણે આ લોકના મનાતા ઉચ્ચ વિભવને ન ભોગવવા એવું કાંઈ થતું નથી. ન્યાયપુરઃસર પ્રાપ્ત કરીને સર્વ પ્રકારનાં વિહિત લૌકિક સુખનો અનુભવ કરવાથી કોઈ અધર્મની પ્રાપ્તિ થતી નથી. પ્રજામાત્રમાં ધર્મની અભિવૃદ્ધિ અને સ્થાપના કરવામાં મુખ્ય સ્તંભરૂપ બ્રાહ્મણ અને ક્ષત્રિય છે, તેથી જો તેઓ પોતે જ શ્રદ્ધાભક્તિપૂર્વક સ્વધર્માચરણ નહિ કરે તો ઇતર લોકો શી રીતે ધર્મને અનુસરે ? માટે બ્રાહ્મણક્ષત્રિયે તો કદાચિત્ પણ અધર્મથી સુખ સંપાદન કરવું નહિ. વ્યવહારમાં પણ મોટા પુરુષોનાં આચરણ જોઈ ને અન્ય જીવો તેને અનુસરે છે એ વાર્તા પ્રસિદ્ધ છે. માટે કોઈ પ્રકારનું પણ મોટાપણું જેને પ્રાપ્ત થાય તેણે અત્યન્ત વિચાર કરીને સદા વિરોધી અંશથી રહિત ધર્માચરણ કરવું ઘટે છે.

જેમ બ્રાહ્મણો સર્વ પ્રજાને અર્થે પોતાનાં આયુષ્ અને યત્ન અર્પે છે તેમ ક્ષત્રિયાદિ પણ બ્રાહ્મણની સુખસમ્પત્તિનિમિત્ત પોતાના ઐશ્વર્યનો ભોગ આપે છે; જેથી પરસ્પરના હિતને સ્વાધિકારાનુસાર સાધતી સર્વ પ્રજા સુખાનુભવ કરે છે.

હે પરાર્થે સ્વાર્પણ કરનાર વીર પુરુષ ! આ સર્વે કહીને મારે એટલું જ કહેવાનું છે કે તમે સ્વધર્મની સિદ્ધિઅર્થે પોતાના સુખનો ત્યાગ કર્યો છે તો તમને યશ મળશે, ચિરકાલ તમારી આ લોકપરલોકમાં કીર્તિ થશે, અને તમે ઇચ્છાપ્રમાણે આ જગત્‌માં સુખાનુભવ કરી તૃપ્ત થશો.

વીરવિજય કહે છે: હે ભગવન્! આજે આપનાં પવિત્ર દર્શન કે જે અમારાં પાપ અને અકલ્યાણનાં નાશ કરનાર છે તે થયાથી હું પરમ-સન્તોષને પામ્યો છું. આજના દિવસને હું અતિ ધન્ય સમજું છું. આપનો ઘણે કષ્ટે ન મેળવી શકાય એવો શુદ્ધાન્તઃકરણનો આશીર્વાદ મેં સહજમાં મેળવ્યો છે તેથી હું મને કૃતાર્થ થયો માનું છું.

મારી ધારણા ઘણી મોટી છે. તેની સિદ્ધિનું આ ક્ષણપર્યન્ત કોઈ ચિહ્ન પ્રત્યક્ષ થયું નથી, તોપણ આપનાં વરવચનને જ હું મારી ધારણા સત્વર પાર પાડવામાં મુખ્ય ચિહ્નરૂપ સમજું છું. આપ વય તથા તપવડે અતિવૃદ્ધ છો. આપને અજ્ઞાત એવું આ વિશ્વમાં કંઈ પણ હશે એમ મારું માનવું નથી. તેથી આપને હું અન્તઃકરણથી પ્રાર્થનાપૂર્વક સવિનય પૂછું છું

કે મારે હવે શું કર્તવ્ય છે ? હે સર્વાર્થસિદ્ધિદાતા ! હું એવું તે શું મેળવું કે જેવડે આ ત્રિભુવનને વશ વર્તાવીને અધર્મના ઉચ્છેદપૂર્વક તથા દુષ્ટોના નિગ્રહસહિત આ વિશ્વનું રક્ષણ કરૂં. આ વિશ્વનું રક્ષણ કરનાર મુખ્ય તો શ્રીજગદીશ્વર છેજ, તથાપિ આ વિશ્વની જે જે મર્યાદામાં હું વિચરૂં તે તે સ્થલે દુષ્ટનો તથા અધર્મનો ઉચ્છેદ કરી તેથી પોતાનાનું રક્ષણ કરૂં એ મારી ઇચ્છા છે. માટે આપ સર્વના જાણનાર મને એવું કંઈ કહો કે જેવડે હું કૃતકૃત્ય થાઉં.

ઋષિ કહે છે. હે સમર્થ વીરવિજય મહારાજ ! તમારા કાર્યની સિદ્ધિમાં હેતુરૂપ જે કંઈ મને સ્ફુરે છે તે હું આ ક્ષણે તમને કહું છું. એ વાતા કાંઈ હું નવી કહેતો નથી, પણ પૂર્વ પૂર્વ કાલથી મહાત્માઓદ્વારા ચાલતી આવેલી વાર્તા છે. મહર્ષિઓદ્વારા જાણેલી તે વાર્તા એ છે કે પ્રત્યેક સર્ગકાલમાં જ્યારે વિવિધ પ્રજા ઉપજે છે, અને તેમાં અસુરોની સમૃદ્ધિ વધે છે અને ધર્મનો ઉચ્છેદ થાય છે, અને દેવોસહિત સકલ પ્રજા પ્રથમ પીડાને પામે છે ત્યારે સર્વ દેવોની પ્રાર્થનાવડે વિશ્વપિતા શ્રીબ્રહ્માભગવાન્ શ્રીમહેશ્વરના પ્રસાદને પ્રાપ્ત કરવાને અર્થે તથા તેવડે સર્વ પીડિત પ્રાણીનું રક્ષણ કરવાને અર્થે ત્રિગુણાતીત શ્રીમહેશનું જેમાં પ્રધાનપણે યજન થાય છે, એવો એક મોટો યજ્ઞ આરમ્ભે છે. તે યજ્ઞથી સાક્ષાત્ શ્રીમહેશ્વર પ્રસન્ન થઈને તે યજ્ઞના કુંડમાંથી એક બલવત્તમ સત્ત્વ પ્રકટાવે છે અને તે સત્ત્વથી અન્તે એક દિવ્ય ખડ્ગ મધાઈને પ્રકટ થાય છે. એ ખડ્ગ આ ત્રિભુવનમાં ધારણ કરી શકવાને કોઈ પણ જીવ સમર્થ હોતો નથી. તેથી ખડ્ગ પ્રકટ થયા પછી શ્રીબ્રહ્માઆદિ સર્વ, વિચાર કરીને સકલ સૃષ્ટિસંહારક સત્તા જેમને અપાર અધીન વર્તે છે, અને જે શ્રીમહેશ્વરના પ્રધાન અંશરૂપ છે એવા શ્રીરુદ્રભગવાનને તે ખડ્ગ અર્પણ કરે છે, અને સર્વ શ્રીરુદ્રભગવાનની સ્તુતિ કરી પ્રાર્થના છે કે હે સમર્થ ! આપ આ દિવ્ય આયુધને સ્વીકારો, અને એ વડે અમારા સહિત સર્વનું રક્ષણ કરો. આપને અર્થે જ એ નિર્માણ કરાય છે, અને આપ જ એને ધારણ કરી દુષ્ટનો નિગ્રહ કરવા સમર્થ છો. આ ખડ્ગરૂપે આપની શક્તિ જ પ્રકટી છે તેને આપવિના અથવા આપના અનુગ્રહવિના નિખિલ ત્રિલોકમાં પણ અન્ય કોણ ધારણ કરી શકે એમ છે ? આ આદિ અનેક પ્રકારના સુવચનોવડે વિનવાયલા શ્રીરુદ્રભગવાન્ પ્રસન્નતાથી તેને ધારણ કરે છે, અને તે વડે પોતે અથવા પોતાવડે જન્ય પુરુષોદ્વારા દુષ્ટનો નિગ્રહ સમયે સમયે કરે છે, અને સ્વતઃસિદ્ધ અપ્રતિમ બલવાળા તે શ્રીરુદ્રભગવાન્ તે ખડ્ગરૂપ શક્તિવડે જ અન્તે આ સૃષ્ટિને સંહારકાર કરી મૂકે છે. હે ત્રિભુવનને વશ વર્તાવવાની ઇચ્છાવાળા ! અન્તરમાં જો

આ આદિ અનેક પ્રકારનાં ફલોને આ વિશ્વમાં પરોપકારાર્થે શરીર, મન તથા વાણીના પ્રયત્નથી સ્થાપવામાં જ આયુષ્યનો ક્ષય કરતાં સર્વ લૈકિક સુખની સ્પૃહાના ઉચ્છેદપૂર્વક અન્તમાં બ્રહ્મમય થઈ રહેવું, એ બ્રાહ્મણ-વર્ણના ધર્મ છે.

હે ક્ષિતિપતિ ! આમ છતાં પણ કોઈ ક્ષત્રિયે કે બ્રાહ્મણે આ લોકના મનાતા ઉચ્ચ વિભવને ન ભોગવવા એવું કાંઈ થતું નથી. ન્યાયપુરઃસર પ્રાપ્ત કરીને સર્વ પ્રકારનાં વિહિત લૈકિક સુખનો અનુભવ કરવાથી કોઈ અધર્મની પ્રાપ્તિ થતી નથી. પ્રજામાત્રમાં ધર્મની અભિવૃદ્ધિ અને સ્થાપના કરવામાં મુખ્ય સ્તંભરૂપ બ્રાહ્મણ અને ક્ષત્રિય છે, તેથી જો તેઓ પોતે જ શ્રદ્ધાભક્તિપૂર્વક સ્વધર્માચરણ નહિ કરે તો ઇતર લોકો શી રીતે ધર્મને અનુસરે ? માટે બ્રાહ્મણક્ષત્રિયે તો કદાચિત્ પણ અધર્મથી સુખ સંપાદન કરવું નહિ. વ્યવહારમાં પણ મોટા પુરુષોનાં આચરણ જોઈને અન્ય જીવો તેને અનુસરે છે એ વાર્તા પ્રસિદ્ધ છે. માટે કોઈ પ્રકારનું પણ મોટાપણું જેને પ્રાપ્ત થાય તેણે અત્યન્ત વિચાર કરીને સદા વિરોધી અંશથી રહિત ધર્માચરણ કરવું ઘટે છે.

જેમ બ્રાહ્મણો સર્વ પ્રજાને અર્થે પોતાનાં આયુષ્ અને યત્ન અર્પે છે તેમ ક્ષત્રિયાદિ પણ બ્રાહ્મણની સુખસમ્પત્તિનિમિત્ત પોતાના ઐશ્વર્યનો ભોગ આપે છે; જેથી પરસ્પરના હિતને સ્વાધિકારાનુસાર સાધતી સર્વ પ્રજા સુખાનુભવ કરે છે.

હે પરાર્થે સ્વાર્પણ કરનાર વીર પુરુષ ! આ સર્વે કહીને મારે એટલું જ કહેવાનું છે કે તમે સ્વધર્મની સિદ્ધિઅર્થે પોતાના સુખનો ત્યાગ કર્યો છે તો તમને યશ મળશે, ચિરકાલ તમારી આ લોકપરલોકમાં કીર્તિ થશે, અને તમે ઇચ્છાપ્રમાણે આ જગત્માં સુખાનુભવ કરી તૃપ્ત થશો.

વીરવિજય કહે છે : હે ભગવન્ ! આજે આપનાં પવિત્ર દર્શન કે જે અમારાં પાપ અને અકલ્યાણનાં નાશ કરનાર છે તે થયાથી હું પરમ-સન્તોષને પામ્યો છું. આજના દિવસને હું અતિ ધન્ય સમજું છું. આપનો ઘણે કષ્ટે ન મેળવી શકાય એવો શુદ્ધાન્તઃકરણનો આશીર્વાદ મેં સહજમાં મેળવ્યો છે તેથી હું મને કૃતાર્થ થયો માનું છું.

મારી ધારણા ઘણી મોટી છે. તેની સિદ્ધિનું આ ક્ષણપર્યન્ત કોઈ ચિહ્ન પ્રત્યક્ષ થયું નથી, તોપણ આપનાં વરવચનને જ હું મારી ધારણા સત્વર પાર પાડવામાં મુખ્ય ચિહ્નરૂપ સમજું છું. આપ વય તથા તપવડે અતિવૃદ્ધ છો. આપને અજ્ઞાત એવું આ વિશ્વમાં કંઈ પણ હશે એમ મારૂં માનવું નથી. તેથી આપને હું અન્તઃકરણથી પ્રાર્થનાપૂર્વક સવિનય પૂછું છું

કે મારે હવે શું કર્તવ્ય છે ? હે સર્વાર્થસિદ્ધિદાતા ! હુ એવુ તે શુ મેળવુ કે જેવડે આ ત્રિભુવનને વશ વર્તાવીને અધર્મના ઉચ્છેદપૂર્વક તથા દુષ્ટોના નિગ્રહસહિત આ વિશ્વનુ રક્ષણ કરુ. આ વિશ્વનુ રક્ષણ કરનાર મુખ્ય તો શ્રીજગદીશ્વર છે જ, તથાપિ આ વિશ્વની જે જે મર્યાદામાં હુ વિચરુ તે તે સ્થલે દુષ્ટનો તથા અધર્મનો ઉચ્છેદ કરી તેથી પીડાતાનુ રક્ષણ કરુ એ મારી ઇચ્છા છે. માટે આપ સર્વના જાણનારા મને એવુ કઈ કહો કે જેવડે હું કૃતકૃત્ય થાઉ

ઋષિ કહે છે હે સમર્થ વીરવિજય મહારાજ ! તમારા કાર્યના સિદ્ધિમા હેતુરૂપ જે કઈ મને સ્ફુરે છે તે હુ આ ક્ષણે તમને કહુ છુ. એ વાતા કાઈ હુ નવી કહેતો નથી, પણ પૂર્વ પૂર્વ કાલથી મહાત્માદ્વારા ચાલતી આવેલી વાર્તા છે. મહર્ષિઓદ્વારા જાણેલી તે વાર્તા એ છે કે પ્રત્યેક સર્ગકાલમા જ્યારે વિવિધ પ્રજા ઉપજે છે, અને તેમા અસુરોની સમૃદ્ધિ વધે છે અને ધર્મનો ઉચ્છેદ થાય છે, અને દેવોસહિત સકલ પ્રજા પ્રથમ પીડાને પામે છે ત્યારે સર્વ દેવોની પ્રાર્થનાવડે વિશ્વપિતા શ્રીબ્રહ્માભગવાન્ શ્રીમહેશ્વરના પ્રસાદને પ્રાપ્ત કરવાને અર્થે તથા તેવડે સર્વ પીડિત પ્રાણીનુ રક્ષણ કરવાને અર્થે ત્રિગુણાતીત શ્રીમહેશનુ જેમા પ્રધાનપણે યજન થાય છે, એવો એક મોટો યજ્ઞ આરમ્ભે છે. તે યજ્ઞથી સાક્ષાત્ શ્રીમહેશ્વર પ્રસન્ન થઈને તે યજ્ઞના કુડમાથી એક બલવત્તમ સત્ત્વ પ્રકટાવે છે અને તે સત્ત્વથી અન્તે એક દિવ્ય ખડ્ગ બધાઈને પ્રકટ થાય છે. એ ખડ્ગ આ ત્રિભુવનમા ધારણ કરી શકવાને કોઈ પણ જીવ સમર્થ હોતો નથી. તેથી ખડ્ગ પ્રકટ થયા પછી શ્રીબ્રહ્માઆદિ સર્વ, વિચાર કરીને સકલ સૃષ્ટિસંહારક સત્તા જેમને અખડ અધીન વર્તે છે, અને જે શ્રીમહેશ્વરના પ્રધાન અશરૂપ છે એના શ્રીરુદ્રભગવાનને તે ખડ્ગ અર્પણ કરે છે, અને સર્વ શ્રીરુદ્રભગવાનની સ્તુતિ કરી પ્રાર્થના છે કે હે સમર્થ ! આપ આ દિવ્ય આયુધને સ્વીકારો, અને એ વડે અમારા સહિત સર્વનુ રક્ષણ કરો. આપને અર્થે જ એ નિર્માણ કરાય છે, અને આપ જ એને ધારણ કરી દુષ્ટનો નિગ્રહ કરવા સમર્થ છો. આ ખડ્ગરૂપે આપની શક્તિ જ પ્રકટી છે તેને આપવિના અથવા આપના અનુગ્રહવિના નિખિલ ત્રિલોકમા પણ અન્ય કોણ ધારણ કરી શકે એમ છે ? આ આદિ અનેક પ્રકારનાં સુવચનોવડે વિનવાયલા શ્રીરુદ્રભગવાન્ પ્રસન્નતાથી તેને ધારણ કરે છે, અને તે વડે પોતે અથવા પોતાવડે અન્ય પુરુષોદ્વારા દુષ્ટનો નિગ્રહ સમયે સમયે કરે છે, અને સ્વતસિદ્ધ અપ્રતિમ બલવાળા તે શ્રીરુદ્રભગવાન્ તે ખડ્ગરૂપ શક્તિવડે જ અન્તે આ સૃષ્ટિને સંહારકાર કરી મૂકે છે. હે ત્રિભુવનને વશ વર્તાવવાની ઇચ્છાવાળા ! અન્તરમાં જો

પોતાની ધારણા પાર પાડવાની પ્રબલ ઇચ્છા છે તો **શ્રીરુદ્ર**ભગવાનના અનુગ્રહને પ્રાપ્ત કરીને તેમની દિગ્વિજયી શક્તિરૂપ ખડ્ગને પ્રાપ્ત કર. તે સર્વ બ્રહ્માંડાન્તર્ગત ત્રિભુવનને વશ વર્તાવવામાં સમર્થ હોવાથી **ત્રિભુવન-વિજયી** ખડ્ગ પણ કહેવાય છે. આ વિના કોઈ અન્ય ઉપાય તમારી ધારણા પૂર્ણ કરે એવો હશે તોપણ તે આ ક્ષણે મારા લક્ષમાં આવતો નથી.

**વીરવિજય** કહે છે: હે ભગવન્! આપનાં આ વચનો શ્રવણ કરીને હું અધિક પ્રસન્ન થયો છું. મને મારા ભાગ્યોદયનાં ચિહ્નરૂપ આપનું દર્શન પ્રાપ્ત થયું છે. અને આપનાં આ વચનોએ મારા હૃદયને સુભાગ્યની સમીપતા સૂચવીને દૃઢ કર્યું છે. હવે મારી એ પ્રાર્થના છે કે એ **મહેશ્વર**ના પ્રસાદવડે પ્રકટ થયલું સત્ત્વ તથા તે વડે પ્રકટેલું ખડ્ગ જે સમયે પ્રકટ થયું હશે તે સમયનું કંઈ વિશેષ વર્ણન આપના જાણવામાં હશે તો કૃપા કરીને મને કહેશો.

**મહર્ષિ** કહે છે: હે અપ્રમાદયુક્ત ધૈર્યવાળા વીર પુરુષ! શ્રવણ કરો. પૂર્વે જ્યારે જ્યારે આ સૃષ્ટિમાં દુર્જય અસુરોથી સંતાપનો આરંભ થયો છે, ત્યારે ત્યારે તે સૃષ્ટિમાં તેમ જ આ વર્તમાન સૃષ્ટિમાં જ્યારે અસુરોનું તથા દુષ્ટાત્માનું પ્રથમ પ્રાબલ્ય વધ્યું હતું તે સમયે એ **શ્રીમહેશ્વરનો** પ્રસાદ જેનાવડે પ્રાપ્ત થાય છે તે યજ્ઞ અધિક પ્રીતિપૂર્વક વિધિપુરઃસર કરવામાં આવ્યો હતો. એ યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિના સમયમાં યજ્ઞમાંથી ભયંકર સત્ત્વનો પ્રાદુર્ભાવ થયો. જેવું એ સત્ત્વ પ્રકટયું કે તત્કાલ દિશાઓમાં અન્ધકાર પથરાઈ ગયો. સૂર્યમંડલસહિત નક્ષત્રમંડલ ડોલવા લાગ્યું. આ પૃથ્વી પણ મોટા વેગથી કંપવા લાગી હતી. દારુણ વાયુ વાવા લાગ્યા. પાપાત્મા દુષ્ટ પ્રાણિઓનાં હૃદયને વિદારણ કરે એવા ભયંકર કડાકા થવા લાગ્યા. ધર્માત્માના ચિત્તમાં એવા ભયંકર પ્રસંગમાં પણ કોઈ વિલક્ષણ પ્રસન્નતા પ્રસરી રહી હતી. તે સમયે દુષ્ટ પાપાત્માઓને જાણે દિશાઓમાંથી આવતી અગ્નિની જ્વાલા દગ્ધ કરતી હોય તેમ ભાસતું હતું અને પુણ્યાત્માઓને જાણે શીતલ વાયુ સર્વ તાપને ટાળનારો દિશાઓમાંથી વાતો હોય એવું ભાસતું હતું. જ્યાં જ્યાં પાપાત્માઓ હતા ત્યાં ત્યાં તે સર્વને પોતાના સમીપમાં ઉભેલું મહાભયંકર કાલનું સ્વરૂપ ભય આપતું દેખાવા લાગ્યું હતું અને પુણ્યવન્ત પુરુષોને પોતાના સમીપમાં જ્યાં ત્યાં અભયને આપતું પોતાના ઇષ્ટનું સ્વરૂપ દેખાવા લાગ્યું હતું. પાપાત્માઓનાં નિવાસસ્થાનમાં અણુચ્છતી આકાશમાંથી પાષાણની વૃષ્ટિ થતી હતી, અને પુણ્યાત્માનાં નિવાસસ્થાનમાં જાણે અમૃત વર્ષતું હોય એવી સુન્દર જલની વૃષ્ટિ થતી. દુષ્ટ ગર્ભને ધારણ કરનારી ગર્ભિણીઓનાં ઉદરમાં રહેલા તે

છતાં તેનો ઉપયોગ પોતાના સંસ્કાર અને ઉત્તર કાલે પ્રાપ્ત થનાર ગતિ-અનુસાર કરે છે, અને હે વીરપુરુષ ! જો કોઈ પણ પુરુષ પોતાનામાં સ્વાભાવિક સંસ્કારોના ઉદ્બોધક હેતુઓને સાધ્ય કરીને શુભ પ્રયત્નને સેવનાર હોય છે, તથા વિરોધી સંસ્કારોના અભિભવની યુક્તિને શુભ પ્રયત્નથી જાણીને સેવનાર હોય છે તો તેવો પુરુષ આ યક્ષિણીની ઉપાસના કર્યા છતાં પણ પશ્ચાત્ તે સમ્બન્ધનો શુભ વાસનાથી ઉચ્છેદ કરીને દૃઢ પ્રયત્ન કરે છે તો તે યક્ષિણીના લોકને અન્તે ન પામતાં અંતિમ ઉપાસ્યના લોકને વા સ્વરૂપને પામે છે.

આ પ્રકારનાં વચનોને બોલીને ઋષિ મૌન રહ્યા. સર્વ વિદ્યાર્થિઓ નમસ્કાર કરી ઉઠયા અને મહાપુરુષને નિવૃત્તિમાં પ્રવેશવાઅર્થે આ નિત્યનો સમય છે, માટે **વીરવિજય**ને પણ ઉઠવા કહ્યું. **વીરવિજયે** પણ નમન કર્યું. ઋષિએ આશીર્વચન વદતાં કહ્યું: હે નરેશ ! હવે ઇચ્છાનુકૂલ પ્રવૃત્તિ કરજો.

**વીરવિજય**ને શયનનું સ્થાન દેખાડયું, ત્યાં ઇષ્ટસ્મરણ કરતાં સુતો. વિચારોના અનેક પ્રવાહ આવતાં નિદ્રાવશ થયો. બ્રાહ્મમુહૂર્તે વિદ્યાર્થિઓના જાગ્રત્ થવાના સમયે **વીરવિજય** પણ જાગ્રત્ થયો હતો. સ્નાનથી પરવારીને મહર્ષિને નમન કરવા ગયો; અને નમન કરી આજ્ઞા માગી. ઋષિએ ફલાદિ આહારાર્થે અપાવ્યું તે ગ્રહણ કરી જલપાન કરીને પછી પ્રસન્ન ચિત્તથી પોતાની ધારેલી દિશામાં ઇષ્ટસ્મરણ કરતાં આશ્રમના વિદ્યાર્થિઓને નમસ્કાર કરી ચાલતો થયો. કેટલેક અંતરે ગયા પછી ચાલતાં ઉભરો આવવાથી બોલે છે:—

### સોરઠા.

જેને તારી આશ, તેની તું આશા ધરે,
જેને તુંથી ત્રાસ, તેથી તું ત્રાસી ફરે.
જગમાં જેને એક, આશા તારી જગપતિ !
રાખે તેનો ટેક, નિશ્ચય એ મારી મતિ.
છો ભાવિ પ્રતિકૂલ, રહીને પીડા આપતું,
પણ જો તું અનુકૂલ, અન્તે અનિષ્ટ ભાગતું
છે આ જીવનો દોષ, મિથ્યા દીનશરણ ગ્રહે,
મનનો ન મટે રોષ, (પણ) જીવને ગ્રાહ્યું દર્મો દહે.
કો તો ત્યજી વિશ્વાસ, નિજ બલથી મરતા મથી,
પણ જે છે તુજ દાસ, તે તરતા તુજ હામથી.
જગ દુઃખરૂપ સમૂલ, પણ તુજ સત્તાવાસથી,
ભાસે છે સુખમૂલ, (તેથી) નિહળ્યોહું હું અવાસથી.
ભટકી થાક્યો ઈશ, તોપણ તુજ બલથી ધસું,

કહું નમાવી શીશ, દેજો એ, સુખમાં વસુ,
નવ ભય મુજને ખાસ, છો રક્ષક સર્વાધિપતિ !
નથી વિષયની આશ, ધાર્યું કરવા દૃઢ મતિ.
પ્રેરક રહી ફરમાલ, સાચે પથે પ્રેરજો,
ચાહું અવર ન કાય, નિશદિન મુજપ્રતિ હેરજો*

આ આદિ અનેક વચનોને વદતો શ્રીવીરવિજય માર્ગ કાપતો ચાલ્યો. માર્ગમા આવતાં ગ્રામો, નગરો, રમણીય અને ભયકર સ્થલો જોતો છતો ઉદાસીનની પેઠે વર્તતો આગળ વહેવા લાગ્યો. રાત્રિ ત્યા વસતો અને દિવસે વિચરતો જ્યા કોઈ આહાર મળી આવે ત્યા ઘટિત આહારને ગ્રહણ કરતો. પોતાની ધારણાના વિષયમાં જ ચિત્તને સ્થાપીને અતરમા ઇષ્ટનુ સ્મરણ કરતો દિન વ્યતીત કરતો હતો. કયે સ્થલે, કયે દિવસે અને કોના દ્વારા કેવે પ્રકારે મારી ધારણા પાર પડશે, એને સ્પષ્ટ ન જાણનાર વીરવિજય વિવિધ વિચારથી કોઈ ક્ષણે વિકલ થતો અને કોઈ ક્ષણે અવિકલ રહેતો. એક દિવસ માર્ગમા ગ્રીષ્મ ઋતુના તાપથી અકળાયલો, અરણ્યમા મોટા વટવૃક્ષતળે વિશ્રાન્તિની ઇચ્છાવાળો વીરવિજય આવીને બેઠો, અને પોતાના મનથી આ પ્રકારના વિચારને કરવા લાગ્યો

'અહો! આ સસારમા આશાના પારને કોઈ પામ્યો હશે કે નહિ એ સમજી શકાતુ નથી. જેના આદિને, અન્તને કે મધ્યને આ અલ્પજ્ઞ જીવો જાણી શકતા નથી, એવો આ સસાર અસખ્ય મોહક પદાર્થોવાળો છે એમા સન્દેહ નથી તે સર્વ મોહક પદાર્થો કોઈ પણ જીવને પોતાના એક જન્મમા જ પ્રાપ્ત થાય અને પછી આશારહિત થાય એ વાર્તા પણ અસભવિત જ છે. આ અસખ્ય જીવોમાના સર્વ, અસંખ્ય જન્મે પણ તે સર્વ મોહક પદાર્થોનો અનુભવ લઈ તૃપ્ત થતા હશે કે નહિ એ પણ મારા સરખાને સન્દેહગત જ છે ખરુ જોતા આ ક્ષણે મારે સર્વ મનુષ્યના કે જીવમાત્રના સમ્બન્ધમા વિચાર કરવાનુ અધિક પ્રયોજન નથી, પણ માત્ર મારા સમ્બન્ધમા જ વિચાર કરવાની આવશ્યકતા છે અને હુ અલ્પજ્ઞ કદાચિત્ સર્વનાં ભૂત, ભાવિ કે વર્તમાનનો વિચાર કરવા બેસુ તો પણ તે જેમ હોય તેમ જાણી શકવાનો નથી તેથી અધુના મારા કર્તવ્યસમ્બન્ધમા જ વિચાર કરુ. મારા સમ્બન્ધમા વિચાર કરવા જતાં પણ હવે પછી આ દેહના અન્તપર્યન્તમા ક્યારે, ક્યા અને કેવા પ્રકારથી શી શી જાતના મારે અનુભવ કરવાના છે એ હુ મારી પોતાની મેળે જાણી શકવાનો નથી. કારણ કે મને અનાગત કાલમા થનારા વ્યવહારને જાણ-

* દૃષ્ટિ નાખજો, જોજો.

વાનું સામર્થ્ય હજી પ્રાપ્ત થયું નથી. આ જગતમાં જેમ આકાશવૃત્તિવાળા નિરાશ્રિત મનુષ્યો પોતાના નિર્વાહના સાધનરૂપ પદાર્થો ક્યારે ક્યાંથી અને શા શા નિમિત્તથી પ્રાપ્ત થશે તેને ન જાણતાં પણ યથામતિ યથાપ્રાપ્ત ક્રિયાઓને કરે છે, અને જે કાંઈ આવી પ્રાપ્ત થાય છે તેને ભોગવી છૂટે છે. તેમ મારે પણ જે જે સમયે જ્યાં જ્યાં જે જે નિમિત્તથી જે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેનો અનુભવ કરતાં છૂટવું છે. કારણ કે મારો ઇચ્છેલો વિષય ક્યાં, ક્યારે શા નિમિત્તથી આવી પ્રાપ્ત થનાર છે તેને હું જાણતો નથી, છતાં યથાપ્રાપ્ત પ્રવૃત્તિ કરતો રહું છું. આકાશવૃત્તિવાળા પુરુષસરખો હું કદાચિત્ એક જ સ્થલે બેશી રહું તો પણ પૂર્ણ પ્રારબ્ધથી આવી પ્રાપ્ત થનારો પદાર્થ તો મને અવશ્ય જ્યાં બેશીશ ત્યાં આવીને પ્રાપ્ત થવો સંભવે છે. પણ શેષ ક્રિયા કરાવીને જ ફલ આપનાર અપૂર્ણ પ્રારબ્ધ તો મને પોતાનું ફલ આપવાઅર્થે જ્યારે ત્યારે પણ ક્રિયામાં જ જોડ્યા કરશે. આથી કરીને મારે હવે શું કરવું અને શું ન કરવું, એ પણ હું નિર્ણય કરવા મને અસમર્થ દેખું છું. ઘણા મનુષ્યો દૈવની અનુકૂલતા-પર્યન્ત મિથ્યાભિમાન, ગર્વ અને અજ્ઞાનવશ રહીને પોતાને માટે એમ માને છે કે આપણે ઉદ્યોગથી ધાર્યું કાર્ય કરી શકીએ છીએ. પણ જ્યારે દૈવની એટલે અદૃષ્ટ કારણની પ્રતિકૂલતા હોય છે ત્યારે તે જ મનુષ્યો દીનવત્ થઈ નિશ્ચય કરે છે તથા કહે છે કે મારો ઉદ્યોગ અવળો પડે છે અને યત્ન પ્રસંગે નિષ્ફલસરખો અને પ્રસંગે પ્રતિકૂલ ફલ આપનારો નિવડે છે.

ખરે ! આ જીવો કોઈ વિલક્ષણ અજ્ઞાનપટમાં અંતરાયલા છે, અને કોઈ પ્રબલ અદૃષ્ટસત્તાવડે પ્રેરાયલા ક્રિયામાં જોડાયા છે. પણ અરે! આવા પ્રકારના વિચારોમાં પુનઃ પુનઃ પ્રવેશવાના પ્રયોજનવિના શા માટે હું પ્રવેશું છું ? મારે મારા સમ્બન્ધમાં જ જે તે વિચારવું અવશ્યનું છે. મારા સમ્બન્ધમાં પણ મતિને વેગ આપવા છતાં તે કાંઈ નિશ્ચય આપતી નથી, ત્યારે હવે શું કરવું ? '

આ પ્રકારે વિચાર કરી ક્ષણ વાર સ્તબ્ધ રહી વળી વિચારના પ્રવાહને પ્રકટતો અનુભવે છે કે અરે ! આ નિર્જન પ્રદેશમાં ધૈર્ય કાં છૂટે છે ? ક્રિયારહિત તો થવું નથી. પછી આ સ્થલે બેશી રહેવાથી શું ? આ જગતમાં અત્યન્ત નિવૃત્તિની પ્રાપ્તિપર્યન્ત પ્રવૃત્તિ જ કર્તવ્ય છે. તેમાં હું ક્ષત્રિયને તો આ પ્રકારે સંતોષને સેવવો વિધિરૂપ નથી જ; માટે ચાલ, આગળ આગળ માર્ગ કાપું. એમ કરી ઉઠવા ધારે છે એટલે પોતાને માર્ગે જ કોઈ પ્રવાસીને આવતો જોયો; અને તેથી તેના સમીપ આવતાં સુધી વાટ જોતો તે વીરવિજય ત્યાં જ બેશી રહ્યો.

પ્રવાસી જેમ જેમ સમીપ આવતો ગયો તેમ તેમ તે પ્રવાસીની તથા આ વીરવિજયની પરસ્પર એક બીજાના સામી દૃષ્ટિ સ્થપાયલી રહી. તે પ્રવાસી આ વટવૃક્ષને છાયે વીરવિજયથી થોડે અંતરે આવીને બેઠો. પણ તત્કાલ એકબીજાનું કંઈ પણ પરિચયવિના બોલવું થયું નહિ. જેમ નિસ્પૃહપણે વીરવિજય બેશી રહ્યો તેમ તે પણ સ્પૃહારહિતસરખો આવીને બેઠો, અને વૃક્ષની શાખાઓનો વિસ્તાર જોતો હોય તેમ ઉંચે જોવા લાગ્યો

વીરવિજય વિચાર કરે છે. આ પુરુષ પણ કોઈ સામાન્ય મનુષ્ય હોય એમ ભાસતું નથી. જાણે તેજસ્વી અને જાણે મધ્યમાસુને તરી જવા આવ્યો હોય એવો ભાસે છે. પાસે પદાર્થ નથી, માત્ર અંગનું ઢાંકણ છે. એના નેત્રમાં કોઈ વિલક્ષણ ખુમારી છે. મુખમુદ્રા જોતાં ચિત્તની પ્રસન્નતાવાળો જણાય છે. પ્રવાસ કરતો આવે છે, પણ પ્રવાસના થાકથી કે તાપથી વિકલ થયેલો ભાસતો નથી. દુઃખથી પીડિત હોય એમ જણાતું નથી એકાકી છે, અને આ નિર્જન પ્રદેશ છે, છતાં સારી સ્પૃહા ધરતો નથી, તેથી કાં તો સ્વાભિમાનવાળો હોય કે કાં તો જન્મસર્ગથી દૃઢ વિરાગવૃત્તિવાળો હોય. ઇચ્છારહિત પુરુષને કોઈનો પણ ઉપયોગ હોતો નથી, તેથી અકામ કે આપ્તકામ હોય. કદાચિત્ મૌનવ્રતધારી હોય, તો હસ્તવડે ચિહ્ન કરીને પણ સમજાવે. હશે, ગમે તે હોય પણ એક પક્ષથી જોતાં નીતિ એવી છે કે કોઈ સ્થળે પણ બેઠેલા પુરુષે તે સ્થલમાં આવનાર અન્ય મનુષ્યને આવકાર દેવો જોઈએ. પોતાને ઘેર આવનારને તો અવશ્ય દેવો ઘટે. આ મારું ઘર નથી, પણ પ્રથમ હું આવીને અહિં બેઠો છું, માટે મારે આવકાર દઈને એનું સુખદુઃખ પૂછવું જોઈએ. બીજે પક્ષે જોતાં કોઈ પણ અજ્ઞાત પુરુષે કોઈ સ્થલમાં પણ પ્રવેશ કરવો તો ત્યાં વિદ્યમાન હોય તેને નમનાદિ વિવેકથી અથવા તે વિના પણ કંઈક પૂછીને બેસવું એ નીતિ છે. તૃતીય પક્ષે જોતાં સાર્વજનિક સ્થાનમાં ગમે તેણે ગમે ત્યાં બેસવું કે વિચરવું અને અપરિચિત મનુષ્યથી પ્રયોજનવિના બોલવું નહિ, એ પણ નીતિ છે. આ આદિ પરસ્પર વર્તવાના અનેક નિયમોમાંના કોઈ પણ નિયમથી એ પુરુષ વર્તતા હોય તો પણ મારે તો હવે ઘણું કરવું અવશ્ય છે, માટે મારે તો નીચાઉંચા સર્વ અધિકારમાં પ્રવેશ કરવો છે. વળી આ પુરુષ મારાથી વયે વૃદ્ધ છે, તેથી એમને હું બોલાવું તો એથી કાંઈ મને ન્યૂનત્વ પ્રાપ્ત થતું નથી. આ આદિ વિચાર કરીને પેલા પુરુષપ્રતિ માનાપમાનના ભયથી રહિત થઈને બોલ્યો આપ ક્યાંથી પધારો છો અને શા નિમિત્તે વિચરો છો? આપનું કોઈ પ્રકારનું પણ અહિત નથી કર્યું જેણે એવો હું પ્રથમથી જ આપને આવતા જોઈને આપને મળી વાતચીત કર-

વાના આશયથી અત્ર બેઠો છું, તેમ છતાં આપ વિરોધીવત્ ગણીને મારાથી મૌન ધરી બેઠા છો તેનું પ્રયોજન મને સમજાતું નથી. આવા નિર્જન પ્રદેશમાં મનુષ્યને મનુષ્ય જોઈને સ્વાભાવિક સ્નેહ થવો ઘટે છે; પરન્તુ આપના વિષે તે નિમિત્તના પ્રેમનું ચિહ્ન પ્રકટયું જણાતું નથી તો તેમાં શો હેતુ છે તે હું જાણવા ઇચ્છું છું.

પ્રવાસી મન્દ મન્દ હસતાં બોલે છે: ભાઈ! વિવિધ વિષય જાણવાની ઇચ્છાવાળા પુછનારાઓને ઉત્તર આપતાં થાકેલો હું નિર્જન પ્રદેશમાંજ ઘણા દિવસથી વિચરું છું, તેમ છતાં દૈવવશાત્ તમે અત્ર મળ્યા છો અને પૂછો છો તો શ્રમિત છતાં પણ સંસ્કારના અવધિઅર્થે તમને ઉત્તર આપું છું.

આ જગત્‌માં ઘણાં આશાના પાશમાં પડેલાં, પ્રતિષ્ઠાનાં લોભી અને ખ્યાતિની ઇચ્છાવાળાં મિથ્યાભિમાની મનુષ્યો અનુભવરહિત દશામાં પોતાને કોઈ કાંઈ પણ પૂછે તો ઠીક એવી ઇચ્છાવાળાં હોય છે; અને જો કોઈ પૂછનાર મળે છે તો તેને તે અભિમાની મનુષ્ય, પોતાના તથા અન્યના વાસ્તવ કર્તવ્યના જ્ઞાનવિનાનું છતાં અને પૂછેલા પ્રશ્નના યથાર્થ ઉત્તરના અભાનવાળું છતાં મિથ્યા પ્રવૃત્તિને વશ થતું મુખમાં આવી પ્રાપ્ત થતા શબ્દોને વાણીસ્થાનના બલથી બોલે છે; અને પૂછનાર પણ તેને પોતાના સમજવાના સામર્થ્યપ્રમાણે સમજતો સાંભળી લે છે. આવા પ્રકારનો વ્યવહાર આ મુખે પણ કરેલો છે; અને હવે આ મુખ એથી વિલક્ષણ વ્યવહારને સેવે છે, છતાં એને બોલવાની અધિક રુચિ થતી નથી. હું મૌનવ્રતવાળો નથી, પણ વિશેષે કરીને મૌનને સેવનાર વૃત્તિવાળો છું.

હે શ્રાવક! સંસારમાં કહેનાર અને સાંભળનાર મનુષ્યની સર્વ પ્રવૃત્તિ સાર્થક હોતી નથી. નિરર્થક વાણીની પ્રવૃત્તિ દોષરૂપ છે એમ જાણનાર પુરુષ પણ એક વાર વાક્પ્રવાહને વેગ આપ્યા પછી ક્ષણે ક્ષણે સાર્થકતાનિરર્થકતાનો વિવેક અધિક સાવધાનતા રાખ્યા વિના જાળવી શકતો નથી. ઘણા કાલમાં અનુભવેલી ઘણી વાર્તાઓને વાર્તાનો પ્રસંગ ચાલવાથી વદવી પડે છે. એક ઉપયોગી વિષયનું કથન કરતાં વાણીના પ્રવાહને પ્રકટાવનાર વૃત્તિથી અનુપયોગી વિષયનું કથન પણ થાય છે; માટે નિષ્પ્રયોજન ન બોલવાના નિશ્ચયવાળો હું આવતાં પ્રથમ જ તમારાથી બોલ્યો નથી.

હે પૃચ્છક! હું અન્તર્થી પ્રાપ્ત થતા વેગઅનુસાર દિશાઓમાં વિચરતો અત્ર આવ્યો છું; અને અન્તર્‌માં વેગનાં કારણો શમતાંપર્યન્ત અથવા આ દેહરૂપ યંત્રના અક્રિય થતાં પર્યન્ત અદૃષ્ટરૂપ નિમિત્તથી વિચરું છું. પૂર્વે કોઈ કાલે મારું હિત કે અહિત તમે કર્યું છે કે નહિ, એ વાર્તા આ અન્તર્‌માં આ ક્ષણે સ્પષ્ટ નહિ હોવાથી, તેમ જ મિત્રશત્રુભાવથી રહિત

રહેવાના અભ્યાસવાળી આ વૃત્તિ હોવાથી તમારાથી બોલવાનો વ્યવહાર મેં કર્યો નથી. મારા પ્રથમથી ન બોલવામાં કોઈ વિરોધી ભાવ કારણરૂપ ન હતો. નિર્જન પ્રદેશમા જનસંસર્ગની ઇચ્છાવાળા મનુષ્યને કોઈ સજ્જન-મનુષ્ય મળે તો વિલક્ષણ પ્રેમ પ્રકટે એ સ્વાભાવિક છે, અને જનસંસર્ગની ઇચ્છા શમી ગઈ હોય જેને, એવા મારા સરખાને તે પ્રેમ ન પ્રકટે, એ પણ સ્વાભાવિક જ છે. એમા કોઈ વિશેષ હેતુ હોતો નથી. આ તમારા પુછેલા પ્રશ્નના ઉત્તર યથાપ્રાપ્ત વૃત્તિવડે આપ્યાં છે.

આ પ્રકારે ઉત્તર આપી મૌન રહેલા તે પ્રવાસીને જોઈને આશ્ચર્યથી ક્ષણવાર વીરવિજય તે પ્રવાસીપ્રતિ નિર્નિમેષ દૃષ્ટિથી જોઈ રહીને પછી આ પ્રકારનાં વચનો તેના પ્રતિ બોલ્યો

વીરવિજય કહે છે હે મહાત્મન્ ! આપના વચનશ્રવણથી અનૃપ્તિને અનુભવતી મારી વૃત્તિમા આપનુ ચરિત્ર જાણવાની લાલસા પ્રકટે છે. જો આપને યોગ્ય ભાસે, અર્થાત્ કોઈ આપને ખાસ હાનિકર પ્રતિબન્ધ ન હોય તો આપ કૃપા કરીને એ મારી પ્રકટેલી જિજ્ઞાસાને શાન્ત કરો. સૂક્ષ્મમા કે વિસ્તારથી આપનુ ચરિત્ર જાણવા ઇચ્છુ છુ.

પ્રવાસી કહે છે· હે ચરિત્ર જાણવાની ઇચ્છાવાળા ! મારા ચરિત્રને જાણવાની ઇચ્છાવાળા પૂર્વે ઘણા મળ્યા છે, અને ભાવિમા પણ આવી મળશે, તો દેહપતનપર્યન્ત મારે અન્યપ્રતિ મારા ચરિત્રને જ કથન કરવુ કે શું? આ જગત્મા હરેક વાર્તાના પૂછનારા ઘણા મળે છે, પણ તે કહેનારનો શ્રમ સાર્થક થાય એવું કરનારા ઘણા થોડા હોય છે. મનુષ્યને ત્રણ દશા પ્રાપ્ત થવાનો સંભવ છે એક તો જીવદશા અર્થાત અજ્ઞાન દશા કે કનિષ્ઠ દશા. બીજી સાધકદશા અર્થાત્ જીવદશાના વ્યવહારમા પ્રતીત થતાં છતા તેમાં નીરસપણાના ભાનવાળી અર્ધ જાગ્રત દશા કે જ્ઞાનઅજ્ઞાનની મિશ્રતાવાળી મધ્યમ દશા અને ત્રીજી સિદ્ધ દશા અર્થાત્ જાગ્રત દશા કે ઉત્તમ દશા. એ દશામાં યથાર્થઅયથાર્થ વસ્તુનુ નિ સન્દેહપણે જ્ઞાન હોય છે સા પ્રથમ જીવદશા ત્રણ ભેદવાળી હોય છે ૧ વિવેકવતી જીવદશા, ૨ અવિવેકવતી જીવદશા, ૩ વિવેકાવિવેકવતી જીવદશા આ સ્થળે ગુરુ, શાસ્ત્ર અને વૃદ્ધપરપરાથી ગણાયલા શુદ્ધ વ્યવહારને જાણીને તે પ્રમાણે વર્તવામાં પ્રીતિવાળો રહી તે શુદ્ધાચારથી વર્તનારો વિવેકવતી જીવદશાવાળો જાણવો. બીજો ગુરુ, શાસ્ત્ર અને વૃદ્ધોથી શુદ્ધ ગણાતા આવેલા વ્યવહારને ન સ્વીકારી વિરુદ્ધ વર્તન કરનારો હોય તેને અવિવેકવતી જીવદશાવાળો જાણવો; અને ત્રીજો શુદ્ધાશુદ્ધ વ્યવહારને જાણનારો છતાં સ્વાર્થબુદ્ધિ કે દ્વેષાદિ નિમિત્તથી અનિયમિત વર્તનારો અર્થાત્ કોઈ વ્યવહાર વિવેકથી અને કોઈ

જ્યારથી આ દૃશ્ય સંસારમાં સુખને તથા સુખનાં સાધનોને હું જાણતો થયો ત્યારથી જેમ આ સમુદ્રના જલમાં નાનામોટા તરંગો ઉઠતા અને શમતા પ્રતીત થાય છે તેમ મારા અન્તઃકરણમાં નાનામોટા અનેક વિચારસંકલ્પરૂપ તરંગોને ઉઠતા અને અળપાતા હું અનુભવવા લાગ્યો. લોકપ્રતીતિથી જે જે વિષયપદાર્થોને સુખના સાધનરૂપ મેં જાણ્યા તે તે સર્વ વિષયપદાર્થોને પ્રાપ્ત કરવાને મેં વિવિધ પ્રકારે યત્ન કર્યો. એ યત્નવડે પ્રાપ્ત કરેલા તે તે પદાર્થોના સહવાસથી તથા ભોગથી મેં તે તે પદાર્થનાં સુખદ-દુઃખદ સ્વરૂપનો અનુભવદ્વારા નિશ્ચય કરયો. જેમાં જેમાં મને દુઃખની અધિકતા અને સુખની ન્યૂનતા પ્રતીત થતી તેમાં તેમાં હું દોષરૂપતાને દૃઢપણે સ્થાપતો અને વૃત્તિને એવો દૃઢ ભાવ આપતો કે વૃત્તિયો પુનઃ તે દોષના આધિક્યવાળા પદાર્થમાં સુખનું ભાન કરી પ્રવેશતી ન હતી.

હે ભાઈ! જે જે પદાર્થમાં મને સુખબુદ્ધિ થતી તે તે સઘળા પદાર્થને હું પ્રાણાન્ત કષ્ટ સહન કરીને પણ પ્રાપ્ત કરતો તથા તેને સેવતો. એ અવસ્થામાં મેં વિષયસુખની અભિલાષાથી જે જે કષ્ટ અનુભવ્યાં છે તે **न भूतं न भविष्यति** એવાં છે; અર્થાત્ એવાં કષ્ટો કોઈ પ્રાકૃત જીવે એ પૂર્વે અનુભવ્યાં સાંભળ્યાં નથી અને હવે આગળ કોઈ અનુભવશે એવું અનુમાન બંધાતું નથી. તાત્પર્ય એટલું જ કે અસહ્યસરખાં કષ્ટોને મેં અનુભવ્યાં છે. તે સર્વ પ્રસંગને યથાવત્ વર્ણવવા આ વૃત્તિમાં આ ક્ષણે ઉત્સાહ નથી; અને આ તમારી સ્થિતિમાં આ સમયે તે સર્વે શ્રવણ કરવા જેટલો તમને અવકાશ પણ નથી. તોપણ સૂક્ષ્મમાં કહું છું કે દીન અને દરિદ્રી મનુષ્યોની સ્થિતિને તથા મધ્યમ શ્રીમન્તોની સ્થિતિને તથા ઉત્તમ રાજાઓની સ્થિતિને મેં અનુભવી છે. આ લોકમાં મનાતા ઉત્તમોત્તમ વિષયપદાર્થોને મેં પ્રાપ્ત કરી ભોગવડે તજ્જન્ય સુખના સ્વાદ લીધા છે. તે તે પદાર્થોની પ્રાપ્તિઅર્થે મેં ક્વચિત્ ભયંકર પર્વતની ગુહાઓમાં પ્રવેશ કરયો છે. બલવાન્, ઉન્મત્ત, રાક્ષસસરખાં વિકરાલ શરીરવાળાં, મનુષ્યસમાન આકારવાળાં પ્રાણિઓસાથે તથા પ્રાણઘાતક, દુષ્ટ, અને સામર્થ્યવાળાં વનનાં ક્રૂર પશુઓસાથે મેં યુદ્ધ કર્યાં છે. જલમાં અને અગ્નિમાં જીવનની આશા ત્યજીને પદાર્થલાલસાથી પ્રવેશ કરયો છે. દુર્જર અને મરણને પ્રાપ્ત કરનાર વિષને જેરવ્યાં છે. વિષની જ્વાલાઓ જ્યાં પ્રસરતી એવાં સ્થલોમાં પ્રવેશ કરયો છે. આ ભૂમિનાં તલોને ખોદી ખોદીને નાના પ્રકારની નિધિને પ્રાપ્ત કરી છે. આ આદિ અનેક તપરૂપ કષ્ટવડે પ્રાપ્ત કરેલા તે પદાર્થોનાં રક્ષણઅર્થે સહસ્રાવધિ મનુષ્યાદિ પ્રાણિઓના પ્રાણ લીધા છે, અને વિઘ્નથી રહિતપણે પ્રાપ્ત કરેલા વિષયપદાર્થોના ભોગથી તેના વડે થતા સુખદુઃખને અનુભવ કરયો છે.

જ્યારથી આ દૃશ્ય સંસારમાં સુખને તથા સુખનાં સાધનોને હું જાણતો થયો ત્યારથી જેમ આ સમુદ્રના જલમાં નાનામોટા તરંગો ઉઠતા અને શમતા પ્રતીત થાય છે તેમ મારા અન્તઃકરણમાં નાનામોટા અનેક વિચારસંકલ્પરૂપ તરંગોને ઉઠતા અને અળપાતા હું અનુભવવા લાગ્યો. લોકપ્રતીતિથી જે જે વિષયપદાર્થોને સુખના સાધનરૂપ મેં જાણ્યા તે તે સર્વ વિષયપદાર્થોને પ્રાપ્ત કરવાને મેં વિવિધ પ્રકારે યત્ન કર્યો. એ યત્નવડે પ્રાપ્ત કરેલા તે તે પદાર્થોના સહવાસથી તથા ભોગથી મેં તે તે પદાર્થનાં સુખદ-દુઃખદ સ્વરૂપનો અનુભવદ્વારા નિશ્ચય કરયો. જેમાં જેમાં મને દુઃખની અધિકતા અને સુખની ન્યૂનતા પ્રતીત થતી તેમાં તેમાં હું દોષરૂપતાને દૃઢપણે સ્થાપતો અને વૃત્તિને એવો દૃઢ ભાવ આપતો કે વૃત્તિયો પુનઃ તે દોષના આધિક્યવાળા પદાર્થમાં સુખનું ભાન કરી પ્રવેશતી ન હતી.

હે ભાઈ! જે જે પદાર્થમાં મને સુખબુદ્ધિ થતી તે તે સઘળા પદાર્થને હું પ્રાણાન્ત કષ્ટ સહન કરીને પણ પ્રાપ્ત કરતો તથા તેને સેવતો. એ અવસ્થામાં મેં વિષયસુખની અભિલાષાથી જે જે કષ્ટ અનુભવ્યાં છે **તે ન ભૂતં ન ભવિષ્યતિ** એવાં છે; અર્થાત્ એવાં કષ્ટો કોઈ પ્રાકૃત જીવે એ પૂર્વે અનુભવ્યાં સાંભળ્યાં નથી અને હવે આગળ કોઈ અનુભવશે એવું અનુમાન બંધાતું નથી. તાત્પર્ય એટલું જ કે અસહ્યસરખાં કષ્ટોને મેં અનુભવ્યાં છે. તે સર્વ પ્રસંગને યથાવત્ વર્ણવવા આ વૃત્તિમાં આ ક્ષણે ઉત્સાહ નથી; અને આ તમારી સ્થિતિમાં આ સમયે તે સર્વે શ્રવણ કરવા જેટલો તમને અવકાશ પણ નથી. તોપણ સૂક્ષ્મમાં કહું છું કે દીન અને દરિદ્રી મનુષ્યોની સ્થિતિને તથા મધ્યમ શ્રીમન્તોની સ્થિતિને તથા ઉત્તમ રાજાઓની સ્થિતિને મેં અનુભવી છે. આ લોકમાં મનાતા ઉત્તમોત્તમ વિષયપદાર્થોને મેં પ્રાપ્ત કરી ભોગવડે તજ્જન્ય સુખના સ્વાદ લીધા છે. તે તે પદાર્થોની પ્રાપ્તિઅર્થે મેં ક્વચિત્ ભયંકર પર્વતની ગુહાઓમાં પ્રવેશ કરયો છે. બલવાન્, ઉન્મત્ત, રાક્ષસસરખાં વિકરાલ શરીરવાળાં, મનુષ્યસમાન આકારવાળાં પ્રાણિઓસાથે તથા પ્રાણઘાતક, દુષ્ટ, અને સામર્થ્યવાળાં વનનાં ક્રૂર પશુઓસાથે મેં યુદ્ધ કર્યાં છે. જલમાં અને અગ્નિમાં જીવનની આશા ત્યજીને પદાર્થલાલસાથી પ્રવેશ કરયો છે. દુર્જર અને મરણને પ્રાપ્ત કરનાર વિષને જેરવ્યાં છે. વિષની જ્વાલાઓ જ્યાં પ્રસરતી એવાં સ્થલોમાં પ્રવેશ કરયો છે. આ ભૂમિનાં તલોને ખોદી ખોદીને નાના પ્રકારની નિધિને પ્રાપ્ત કરી છે. આ આદિ અનેક તપરૂપ કષ્ટવડે પ્રાપ્ત કરેલા તે પદાર્થોનાં રક્ષણઅર્થે સહસ્રાવધિ મનુષ્યાદિ પ્રાણિઓના પ્રાણ લીધા છે, અને વિઘ્નથી રહિતપણે પ્રાપ્ત કરેલા વિષયપદાર્થોના ભોગથી તેના વડે થતા સુખદુઃખને અનુભવ કરયો છે.

હે વીરવિજય ! સ્વધર્મના રક્ષણઅર્થે પણ અનેક પ્રકારનાં વિકટ અને આશ્ચર્યરૂપ સકટો સહ્યા છે. આ સસારમાં અમુક કઠિન પણ પરોપકારી કાર્ય કરવાને હુ અસમર્થ છુ એવુ વદવુ એ મને અત્યન્ત અરુચિકર હતુ. તેથી જે જે કઠિન કાર્ય વ્યવહારમા ગણાતાં તે તે નિર્દોષ માર્ગે મે સાધ્યા છે આ વિધિ નિકૃષ્ટથી તે ઉત્તમોત્તમ વ્યવહારદશાને અનુભવતા મે આ સર્વ વ્યવહાર તુચ્છ અને હેય છે એવો અન્તમા નિશ્ચય કર્યો.

અન્તમા જે વ્યવહારને મે તુચ્છ અને હેયરૂપ જાણ્યા તેમને જ્યારે હુ પ્રીતિપૂર્વક સેવતો અને તે વ્યવહારને ઉત્તમ અને ઉપાદેયરૂપ માનતો ત્યારે હુ મિથ્યા અભિમાન અને ગર્વથી અન્ધ હતો એવુ પણ પશ્ચાત મારા સમજવામા આવ્યુ.

હે નરેશ ! આ લોકમાં જે રાજાના સમીપ દુષ્ટ સ્વભાવવાળુ પ્રધાનમડલ પ્રાપ્ત હોય છે તે રાજાને તે, દુષ્ટતાથી અને દુ ખથી યુક્ત રાખે છે, અને જે રાજાનાસમીપ પ્રધાનમડલ શુદ્ધ સુસ્વભાવવાળુ હોય છે તે રાજાને તે સદ્ગુણ, સમૃદ્ધિ, અને સુખથી યુક્ત રાખે છે. તેમ આ મનુષ્યશરીરમાં જે પુરુષને અતરમાં સમીપ રહી વ્યવહાર સધાવનાર હોવાથી પ્રધાનમડલરૂપ અન્ત કરણ મલિન સસ્કારવાળુ દુષ્ટ હોય છે તે પુરુષને તે અન્ત કરણ સદા ક્લેશ, દુ ખ અને અનેક દુર્ગુણોથી યુક્ત રાખે છે, અને જે પુરુષને તે પ્રધાનમડલરૂપ અન્ત કરણ શુદ્ધ સસ્કારવાળુ પ્રાપ્ત હોય છે તે પુરુષને તે શુદ્ધ અન્ત કરણ સદ્ગુણરૂપ દૈવીસપત્તિથી અને સુખથી યુક્ત રાખે છે. વળી આ લોકમાં જે પુરુષને પોતાની ધર્મપત્ની પતિવ્રતધર્મ પાલન કરનારી અને સર્વ પ્રકારે અનુકૂલ વર્તન કરનારી હોય છે તે પુરુષ સુખાનુભવ કરે છે અને જે પુરુષની પત્ની પ્રતિકૂલ આચરણ કરનારી, સ્વચ્છદી અને પતિભક્તિવિનાની હોય છે તે પુરુષ તો નિરન્તર દુ ખાનુભવ જ કરે છે, તેમ જે પુરુષને અનુકૂલ નિશ્ચય આપનારી શુદ્ધ સંસ્કારવાળી, અને અતર્ આત્મારૂપ પતિમાં નિષ્ઠાવાળી મતિ પ્રાપ્ત હોય છે તે પુરુષ સદા સુખાનુભવ કરે છે, અને જે પુરુષની મન્દ મતિ પ્રતિકૂલ નિશ્ચય આપનારી અને બાહ્ય વિષયોમા જ સુખનુ ભાન કરાવનારી હોય છે, તે મતિ તે પુરુષને સદા દુ:ખાનુભવ કરાવનારી હોય છે. વળી હે રાજન્ ! મહારણના ઉતરેલો મહારથી પુરુષ હોય તેનો સારથી જો તે મહારથીના હિતને જાણનાર તથા સાધવામા સાવધાન હોય તેમ જ મહારથીની અનુમતિપ્રમાણે વર્તવામાં પ્રમાદરહિત હોય તથા તે રથને જોતરેલા અશ્વો તે સારથીને અધીન અને રણભૂમિમાં વિચરવામાં નિપુણ હોય છે તો તે મહારથી યશકીર્તિને તથા જયને મેળવીને સ્વગૃહે સુખ-

રૂપ આવી સ્થપાય છે, નહિ તો અજય પામે છે વા રણમાંજ હણાય છે, તેમ જે પુરુષને આ ભવરણમાં સારથીરૂપ મન હિતાહિતને જાણનાર તથા પુરુષના હિતને સાધવામાં પ્રમાદરહિત હોય તેમ જ ઇન્દ્રિયોરૂપ અશ્વ તે મનરૂપ સારથીને વશ વર્તતા હોય તથા વિવિધ અસંખ્ય વિષયરૂપ રિપુઓથી ભરેલા આ ભવરણમાં વિચરવામાં નિપુણ હોય તો તે પુરુષ આ ભવરણમાં યશકીર્તિ તથા જયને મેળવીને પરમાત્મસ્વરૂપરૂપ પોતાના ગૃહમાં સુખરૂપ વસે છે. અને આ ભવરણમાં ઉતરેલા જે મહારથી પુરુષના સારથીરૂપ મન મહારથીની અનુજ્ઞાથી પ્રતિકૂલપણે વર્તનાર હોય તથા શ્રેયસ્‌ના સમયમાં યોગ્ય પ્રવૃત્તિમાં પ્રમાદને સેવનારું હોય તથા તે મન-સારથીના અશ્વરૂપ ઇન્દ્રિયો પણ સારથીરૂપ મનને અનધીન વર્તનાર હોય તથા આ ભવરણમાં સંમુખ આવેલા અનેક શત્રુરૂપ વિષયોથી ટળવાના વા તેને ટાળવાના સમયમાં તે સારથીરૂપ મનના પ્રેર્યા છતાં પણ અકુશલપણાથી કે વિરોધબલથી વિપરીત વર્તનાર હોય તો તે સારથીસહિત મહારથીનું અહિત કરનાર અશ્વરૂપ ઇન્દ્રિયો તે પુરુષનું અહિત જ કરે છે. અને અપયશ, અપકીર્તિ તથા અજય અપાવી ભયથી ભગાડે છે વા હણાવે છે. માટે હે ભાઈ! આ સંસારમાં સાવધાન પુરુષે અન્તઃકરણ શુદ્ધ મળ્યું ન હોય તો કરવું, બુદ્ધિ શુદ્ધ સંસ્કારી ન હોય તો કરવી, અને મન તથા ઇન્દ્રિયો અત્યન્ત અનુકૂલ વેગવાળાં ન હોય તો તે સમ્બન્ધે પ્રયત્ન કરવો.

આ પ્રકારના યોગ્ય નિશ્ચયમાં જ્યારે હું સ્થપાયો ત્યારથી મેં અંતર્બાહ્ય વ્યવહારને અનુકૂલ કરવા આરંભ્યું હતું. બાહ્ય વ્યવહારમાં પણ પ્રતિકૂલ સ્વભાવના પ્રાણિથી થતો ઉપદ્રવ મેં બહુ અનુભવ્યો હતો, અને અન્તર્‌માં રહેલી પ્રતિકૂલતા પણ મને અનર્થ આપનાર થઈ હતી. તેથી મેં એક સરખી રીતે વિવેક પ્રાપ્ત થયો કે તત્કાલ અંતર્બહિર્ અનુકૂલતા સધાય એવા ઉપાયો યોજવા માંડ્યા હતા. ઉપાયો યોજતાં છતાં બાહ્ય પ્રતિકૂલતા તો કઠિનતાથી શમતી હતી, અને અન્તર્‌નું વિરોધીપણું તો ઘણે કષ્ટે પણ સહજમાં શમતુ ન હતું. તે શમાવવાને મને જે કાંઈ કષ્ટ પડતું છે તે પણ દુઃસહસરખું હતું.

હે ભાઈ! આ જગત્ જીવની સત્તાથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પ્રાપ્ત થતું નથી. આ અનેક દૃશ્ય પદાર્થોનો સમ્બન્ધ અને ભેદ પણ જીવને અધીન નથી. સંયોગ તથા વિયોગમાં અદૃષ્ટ કારણરૂપ હોવાથી જીવના વારેલાપ્રમાણે કાલે કાલે પ્રિયઅપ્રિય પ્રાણિપદાર્થનો સંયોગ થતો નથી. આ કારણથી હું મારી ઇચ્છાપ્રમાણે દુઃખને તથા દુઃખનાં સાધનોને ટાળી શકતો નહિ, તેમ જ સુખને તથા સુખનાં સાધનોને ઉપજાવી કે મેળવી શકતો

નહિ; એથી મને પરવશતાનો નિશ્ચય થયો, અને તેથી મુક્ત થવાની દૃઢ ઇચ્છા થઈ. કાલે કરીને મે સ્વતન્ત્રતાના માર્ગની શોધ કરી, અને તે માર્ગ પ્રાપ્ત થવાથી મે તે માર્ગમા ગતિ કરવાનો દૃઢ સકલ્પ કર્યો. વિઘ્નોને આવતાં યુક્તિથી અટકાવ્યાં. આવી પડેલા વિઘ્નોને યુક્તિથી ટાળ્યા, અને દીર્ઘ પ્રયત્ને દૃ બાહ્ય મસર્ગ જે વર્ણાશ્રમધર્મથી મેળ્યરૂપ હતો તેનાથી મુક્ત થયો, અને તે પછી ગન્તવ્ય માર્ગે વહેતો થયો. પ્રાપ્તવ્યનિમિત્ત નિશ્ચય કરેલુ કર્તવ્ય સાધ્યુ, અને આજે કૃતકૃત્યતાને, નિત્યતૃપ્તિને તથા સ્વતન્ત્રતાને અનુભવું છું.

આટલુ બોલીને જ્યારે તે પ્રવાસી મૌન રહ્યો ત્યારે હવે પછી આ પ્રવાસી કાંઈ કહેશે કે નહિ એવા સશયમા પડેલો વીરવિજય ધૈર્ય ત્યજીને બોલ્યો હે મહાત્મન્' આપ આગળ કાંઈ કહેવાનુ રહ્યુ નહિ હોય એવા વચનો બોલીને મૌન રહ્યા તેથી મને સશય થાય છે કે આપ આપનુ આશ્ચર્યરૂપ દૈવી ચરિત્ર પૂર્ણ રૂપમા મને કહેશો કે કેમ? આ સશયને પ્રાપ્ત થવાથી પુન મારા અધૈર્યને અને ઇચ્છાને જણાવતો આપને વિજ્ઞપ્તિ કરુ છું કે કૃપા કરીને આપ આપનુ હિતકર ચરિત્ર વિસ્તારથી મને શ્રવણ કરાવો આપ સ્વતન્ત્ર છો, તો પણ અનુગ્રહબુદ્ધિથી મારે અર્થે આટલી પરવશતાને સ્વીકારો. હે ભગવન્! હવે આપ્તકામ થઈ રહેલા આપને તે ચરિત્ર કથન કરવાથી કાંઈ પણ હાનિ થવાનું ભય નથી.

આ પ્રકારનાં તે વીરવિજયના વચનને શ્રવણ કરીને તે પ્રવાસી પુરુષે કહ્યુ કે હે ભાઈ! જેમ હાનિ થવાનુ ભય નથી, તેમ લાભ થવાની આશા પણ નથી. તો પછી પ્રવૃત્તિમાં પ્રયોજન શું?

શ્રીવીરવિજયે કહ્યુ: હે સ્વતન્ત્ર મહાપુરુષ! આપને કાંઈ પણ પ્રાપ્તવ્ય શેષ રહ્યુ નથી, અને તેથી આપ કૃતકૃત્ય છો, જેથી આપની સર્વ પ્રવૃત્તિ નિષ્પ્રયોજન જ ગણાય એમ છે તથાપિ આ સ્થલે મારા પ્રતિ આપનુ ચરિત્ર કથન કરવામાં તો પરોપકારરૂપ પ્રયોજન પણ છે મારા ઉપર આપનો મોટો ઉપકાર થશે. કદાચિત્ આપ કહેશો કે મારે પરોપકારથી પણ કાંઈ ફલ મેળવવુ નથી, તો પછી પરોપકાર પણ શા માટે કરવો? તો તેમ નથી, કારણ કે પરોપકારાર્થે પ્રવૃત્તિ કરવી એ આપ મહાપુરુષનો સ્વભાવ જ છે, અને સ્વભાવનો કોઈ ત્યાગ કરતુ નથી. આપ પણ સ્વભાવથી જ જ્યાં ત્યાં વિચરો છો તો સ્વભાવથી આવી પ્રાપ્ત થયેલા મારા પ્રતિ આપ સ્વભાવથી આપના ચરિત્રને વર્ણો, એ સ્વાભાવિક પ્રવૃત્તિ છે, એમાં ફલ કે પ્રયોજન નિમિત્ત નથી. વળી આપ સર્વજ્ઞ હોવાથી અદૃષ્ટના પણ જ્ઞાતા છો. જે જે ક્રિયામાં અદૃષ્ટ કારણરૂપ હોય તે તે ક્રિયાને પણ અદૃષ્ટના

અધિષ્ઠાતારૂપ આપ સ્વાભાવિક ગણીને કરો, એમાં આશ્ચર્ય નથી. માટે હે દેવ ! આપ અનુગ્રહ કરો અને આપનું પરમઉત્કૃષ્ટ ચરિત્ર શ્રવણ કરવાની મારી ઇચ્છાને પૂર્ણ કરો.

**વીરવિજય**નાં આ વચન શ્રવણ કરીને તે પ્રવાસી મહાત્મા બોલ્યા: હે ભાઈ! તમારી ઇચ્છા પૂર્ણ કરવી, એ મને બન્ધનરૂપ નથી. તમારાં વચનોનાં યોગ્ય ઉત્તરો આપવાને તેમ જ મૌન રહેવાને, તથા મારું ચરિત્ર કહેવાને તેમ જ ન કહેવાને હું સ્વતંત્ર છું, તથાપિ નિષ્પ્રયોજન સ્વભાવમાત્રથી થતી પ્રવૃત્તિને જ્યાં સુધી મેં રોકી નથી ત્યાં સુધી લાભહાનિરૂપ પ્રયોજનવિના પણ આ અનાયાસ પ્રસંગ આવ્યો છે તેથી મારા ચરિત્રને સૂક્ષ્મમાં કહું છું. તેમાં જે જે મારી પ્રવૃત્તિ ન વર્ણાય તે તે તમારા હિતની નથી, એમ જાણવું; અને જે જે મારી પ્રવૃત્તિ હું વર્ણું તે તે ઉપયોગી ગણી લક્ષમાં રાખવી. આ જગત્‌માં એક મનુષ્યથી કરાયલી ક્રિયા કે સધાયલા નિશ્ચયો સર્વને સર્વાંશે ઉપયોગી છે, એમ નથી. તોપણ કોઈ કોઈને તે પ્રસંગપરત્વે અધિક ઉપયોગી હોય છે. માટે હું મારા જન્મથી આરંભીને સ્વલ્પમાં જે જે કહું તે તે સાવધાન ચિત્તથી ગ્રહણ કરવું.

આ શરીરસમ્બન્ધથી શરીરીને ક્ષત્રિયજાતિની પ્રાપ્તિ થઈ હતી; અર્થાત્ ક્ષત્રિયકુલમાં આ શરીરમાં શરીરીરૂપે મનાયલો હું સાઠ વર્ષપૂર્વે જન્મ્યો હતો. મારા જન્મથી પિતાને તથા રાજકુટુમ્બમાં તેમ જ પ્રજામાં મોટો હર્ષપ્રસંગ પ્રાપ્ત થયો હતો. મને પાંચ વર્ષ થયાં ત્યારે પિતાને મોટું ભય આવી પ્રાપ્ત થયું. પિતાની વૃદ્ધાવસ્થા હોવાથી અને અન્ય શત્રુરાજાઓનું બલ વૃદ્ધિને પામેલું હોવાથી તેમણે એકે કાલે રાજ્યને સર્વ દિશાથી ભય પ્રાપ્ત થાય એમ કર્યું; અને જેને જેમ જેમ અનુકૂલ આવતું ગયું તેમ તેમ મારા પિતાના રાજ્યના વિભાગોને રિપુઓએ સ્વાધીન પણ કરી લીધા. સ્વાભાવિક નિયમ છે કે જ્યારે જ્યારે મનુષ્યને પ્રતિકૂલ દૈવબલ આવી મળે છે ત્યારે એક ક્ષણમાં સર્વ સંપત્તિ અનેક નિમિત્તથી હરાઈ જાય છે, અને આપત્તિ આવીને ઉભી રહે છે. પ્રતિકૂલ પ્રારબ્ધબલથી બુદ્ધિમાન્ પુરુષની બુદ્ધિ અને બલવાન્ પુરુષનું બલ હણાય છે, અને સર્વ પ્રકારથી તે હીનસત્ત્વ થાય છે. અર્થાત્ સ્વજન અને મિત્રોસરખા પણ શત્રુતાને ગ્રહે છે. આ ન્યાયે તે સમયે પ્રતિકૂલ દૈવબલથી મારા પિતાને સર્વ પ્રકારની પ્રતિકૂલતા આવી. વિશ્વાસપાત્ર પ્રધાન અને પ્રધાન રાજસેવકો શત્રુને અનુકૂલ થતા જણાયા. શત્રુનો પરાભવ કરવા સરખો સમય અધિક વિચાર કરતાં મારા પિતાને ભાસ્યો નહિ, અને તેથી તેમણે કાલબલને અનુસરીને મારી માતાનું, મારું તેમ જ રાજકુલની સ્ત્રિયોનું રક્ષણ થાય તથા પોતાને શત્રુને શરણું

થવાનો પ્રસંગ ન આવે એવો યોગ્ય વિચાર કર્યો. પશ્ચાત્ મારી માતા-આદિ સ્ત્રિયોમંડળ અને પોતાના વિશ્વાસપાત્ર, ભેદને નહિ પામેલા મનુષ્યો-સહ ઘટિત પત્રવોંસાથે રાજનગરમાંથી કોઈ સ્થલનો સંકેત કરીને વિદાય કર્યો, અને મારા પિતાએ પણ પાછળથી ત્યાં આવવાનો નિશ્ચય કર્યો. સુદૈવયોગે અમે સર્વ શત્રુના ભયથી મુક્ત થઈને નિશ્ચય કરેલે સ્થળે પ્રાપ્ત થયા. મારા પિતા સમયોચિત વિચાર કરીને શત્રુને દૃષ્ટિગત ન થતા સાવધાનતાથી અમારા સમીપ આવી પહોંચ્યા. જે સ્થલે અમે ગયા હતા તે સ્થલ એક મહાસમર્થ ઋષિનો આશ્રમ હતો અને તે આશ્રમ કોઈ એકાન્ત રમણીય પર્વતની ગુહામાં હતો. એ પર્વત જે રાજ્યની મર્યાદામા હતો તે રાજ્યાધિપતિ મારા પિતાનો પ્રિય મિત્ર થતો હતો. તે રાજા મિત્ર હોવાથી સાહાય્ય આપે એવો હતો, તોપણ તે શત્રુના બલને તોડી શકે એટલા મોટા ઐશ્વર્યવાળો ન હતો, તેથી તે રાજાને કાંઈ પણ સમાચાર જણાવ્યા વિના જ મારા પિતા મારા સહિત સર્વને રક્ષતા તે ઋષિના પવિત્ર આશ્રમમાં જ રહ્યા. આપત્તિમાં આવેલા પુરુષના મિત્રો પણ પ્રસંગે મિત્રતાને ત્યજી દે છે, એ વાર્તાને જાણનાર મારા પિતા આપત્તિના સમયમા તે મિત્રરાજાના ગૃહપ્રતિ ન જતા આશ્રમમા જ દિવસો વ્યતીત કરવા લાગ્યા. ઈશ્વરનુ ધ્યાન-સ્મરણચિન્તન કરતા દુઃખ તથા આપત્તિનુ વિસ્મરણ કરીને તેમણે મારા સુભાગ્યના ઉદયની આશા બાંધીને દિવસો વ્યતીત કરવા માંડયા.

મને યોગ્ય સમયે તે ઋષિના આશ્રમમા જ વિધિવત્ ગોપ સંસ્કાર યથાકાલ આપ્યા, અને તે દયાલુ મહર્ષિએ મને પોતાના પુત્રથી પણ અધિક પ્રિય ગણીને વિદ્યાભ્યાસ કરાવ્યો. પ્રતિદિવસ વૃદ્ધિને પ્રાપ્ત થતો હુ મારા તેજ, બલ તથા પરાક્રમથી મારા માતાપિતાને આનન્દાવિર્ભાવ કરનાર થતો હતો. તે કૃપાલુ મહર્ષિએ મારા ભવિષ્યમાં ઉદય થનાર સુભાગ્યની ઘણી સ્તુતિ કરી, અને તેથી આશાવશ રહેલા મારા માતાપિતા પોતાના એક પલથી દુઃખના મનાતા દિવસોને પણ સુખમા ગાળતા હતા. ઋષિના બાલકની પેઠે ધર્મકર્મને આચરતો, યોગ્ય પ્રકારે અધ્યયન કરતો હુ ઉછરતો અને મારા માતાપિતા પણ ઋષિધર્મને સેવતાં, તપ કરતા કરતા, તે આપત્તિને પણ પ્રસંગે સંપત્તિરૂપ ગણતાં હતા. ઋષિમહાત્માએ મને ક્ષત્રિયના ધર્મકર્મનુ ઉત્તમ પ્રકારે જ્ઞાન આપ્યું, અને બ્રાહ્મધર્મનુ સ્વરૂપ પણ મને યથાવત્ સમજાવ્યુ. આ પ્રમાણે તે આશ્રમમા અગીયાર વર્ષ અમે ગાળ્યા, અને તેથી મારૂ વય સોળ વર્ષનુ તે આશ્રમમા જ થયું. મેં મારા માતાપિતાના મુખથી સમયે સમયે શ્રવણ કરીને તેમના સુખદુઃખની સર્વ વાર્તા જાણી હતી. મારા જન્મપૂર્વ અને તે પછીના સર્વ વૃત્તાન્તને જાણીને, તે સમયે

પુત્ર વિજય કરી રાજ્ય કરશે ત્યારે પ્રજાને ન્યાયથી સુખ તથા અભય આપીને તથા હુંસરખા બ્રાહ્મણોની શુશ્રૂષા કરીને આ ઉપકાર જે તમે કરયો માનો છો તેનો બદલો વાળશે. તમે સદા નિશ્ચિન્ત રહેજો. આ પ્રમાણે વદીને તે ઋષિ અમારા વિયોગના નિમિત્તે અસંતોષ જણાવવા લાગ્યા.

વિહિત આચારની સિદ્ધિઅર્થે મારા પિતાએ મારી પાસે ગુરુદક્ષિણારૂપે ઋષિને ધન અર્પણ કરાવ્યું. તે પછી અમે સર્વએ વિદાય માગી; ત્યારે તે ઋષિ તથા ઋષિપત્નીએ પોતાના પુત્રના વિયોગથી થતા અસન્તોષજેટલો અસન્તોષ જણાવ્યો, તથા મને આશીર્વાદ આપતાં પુનઃ તેમને મળું એવી સપ્રેમ આજ્ઞા કરી. મારા સહાધ્યાયી ઋષિકુમારોએ મારા વિયોગથી પોતાને થતો અપ્રતિમ અસન્તોષ જણાવ્યો; અને પુનઃ મળવાની તથા સ્નેહને સ્મરણમાં રાખવાની ઇચ્છા દર્શાવી. મારા પિતાએ તે ઋષિકુમારોને પણ એક એક વસ્ત્ર તથા અલંકાર મારી પાસે અપાવીને સન્તોષાવ્યા. મારી માતાએ ઋષિપત્નીને વસ્ત્રાલંકાર અર્પીને ત્યાંથી વિદાય થવા આજ્ઞા માગી. તે તેમણે પ્રાણસંકટસમ ગણીને આપી. એ પછી પરસ્પર મળીને અમે ત્યાંથી નિકળ્યા. આ વિયોગ થવાના સમયે મને આ જગત્માં સહવાસથી થતા સ્નેહબન્ધનનું કેટલું બલ છે તે સમજાયું હતું. ત્યાંથી નિકળતાં અમને સર્વ પ્રકારના શુભ શકુનો થવા લાગ્યા. તે જોઇજોઈને મહર્ષિએ અમારા ભાગ્યોદયનો સમય સમીપ છે, એમ સૂચવ્યું. અમારાં સર્વનાં અન્તઃકરણમાં એક પક્ષથી આ પવિત્ર આશ્રમ છોડતાં ખેદ ભાસતો, અને અન્ય પક્ષથી અમારા સુભાગ્યના અનુમાનથી હર્ષ થતો. તે મહર્ષિઆદિને વિનયથી પાછા વાળીને અમે અમારા જવાના માર્ગને ક્રમે કરી કાપવા લાગ્યા. માર્ગમાં વૃક્ષાદિવડે શોભતાં સ્થાનોને તથા સ્થલે સ્થલે નાનાંમોટાં વસતિનાં સ્થાનોને જોતાં હું તો જાણે નવા સંસારને અનુભવતો હોઉં એવું મને ભાસતું. રાજવૈભવયુક્ત માર્ગને અતિક્રમણ કરતાં અમે તે રાજાના રાજનગરપ્રતિ આવી પહોંચ્યાં. રાજાએ અમને ઉત્તમ મહાલયમાં ઉતાર્યાં, અને સર્વ પ્રકારની અનુકૂલતા રચી આપી; તથા અન્ય દિવસથી અમારા આવવાનિમિત્ત પોતાના નગરમાં મોટા ઉત્સવનાં ચિહ્નો પ્રવર્તાવ્યાં. તે રાજાના કુલમાં પણ અમારા આગમનથી મોટો હર્ષ વર્ત્યો હોય એમ ભાસતું હતું. પાંચ દિવસપર્યન્ત ઉત્સવસમારમ્ભ થયો, તેમાં નિત્ય મોટી શોભાથી તે રાજા અમને પોતાના નગરમાંથી બહિર્નાં આરામસ્થલોમાં તેડી જતા; અને અમને વિવિધ રાજવૈભવયુક્ત રાખતા. તે રાજાને એક સુરૂપસુગુણસંપન્ના કન્યા હતી, તે મને અર્પવાનો તેમણે પોતાનો નિશ્ચય મારાં માતાપિતાને જણાવ્યો. તે જાણવાથી મારાં માતાપિતાને-અન્તઃકરણમાં

અપૂર્વ હર્ષ પ્રતીત થયો, અને આગ્રહયુક્ત કરેલો તે રાજાનો આ નિશ્ચય મારા માતાપિતાએ અપ્રતિમ આનન્દ જણાવી સ્વીકાર્યો. આ આપત્તિના પ્રસંગમાં સમ્બન્ધીઓ પણ સમ્બન્ધને ત્યજે છે, અને આ પુરુષે એવા સમયમાં પણ આ પ્રકારે સમ્બન્ધની વૃદ્ધિ કરી, એ અધિક આનન્દમા મુખ્ય પ્રયોજન હતુ. વિવાહનો નિશ્ચય કર્યા પછી લગ્નના શુભ દિવસનો નિશ્ચય વિદ્વાન્ બ્રાહ્મણોદ્વારા કરાવ્યો

હે ભાઈ! પ્રથમ પાચ વર્ષ તો મે રાજવિભવમા કાઢયા હતા, પરન્તુ તે સમય બાલકઅવસ્થામા ગયો હોવાથી તેનો ઘટિત આનન્દ મને ભાગ્યો ન હતો. તે પછીનાં લગભગ બાર વર્ષ તો અમે વનવાસમા ગાળ્યા, તે સમયે યદ્યપિ મારા માતાપિતાએ પોતાની સાથે રાખેલા વસ્ત્રાલંકારાદિ પદાર્થોથી અમે શ્રીમન્ત હતા તોપણ એ બાર વર્ષજેટલો સમય અમે નિર્ધનના સરખી અવસ્થામા, વનવાસી ઋષિઓની સ્થિતિને અનુભવતા પવિત્રપણે ગાળ્યો. એ પછી આ રાજ્યસ્થાનમા આવવાથી અમે અમારી સ્થિતિમા પુન મોટુ અન્તર્ અનુભવવા લાગ્યા રાજાને રહેવાના નિયમપ્રમાણે અમે સર્વ સુખપૂર્વક રહેવા લાગ્યા

મારા લગ્નસમ્બન્ધી સમારમ્ભ થયો હોવાથી તે સમયે એક પક્ષથી વિશેષ આનન્દ પ્રવર્ત્યો હતો. એ આનન્દના દિવસો ત્વરાથી નિકળી ગયા. વિધિવત્ લગ્નકાર્ય થયુ ઉભય પક્ષને સન્તોષ અને સુખનુ ઘટે તેવુ ઉત્તમ પ્રકારે ભાન થયુ, અને પરસ્પરની પ્રીતિમા વિઘ્ન ન આવતા આ અધિક સમ્બન્ધ બધાયો. એ પછીનો સમય મારા શરીરમા પ્રાપ્ત થતી યુવાવસ્થાની વૃદ્ધિનો હતો. તેથી યુવાવસ્થામા પ્રાપ્ત થતા ધર્મો મારામા સ્ફુટ થવા લાગ્યા હતા.

મારા માતાપિતાને પણ ઋષિના આશ્રમમા જે શાન્તિ પ્રાપ્ત હતી તે ક્રમે કરીને જતી રહી, અને પોતાની પૂર્વસ્થિતિનુ અધિક સ્મરણ થવા લાગ્યુ, અને તેથી તેમને રાત્રદિવસ નાના પ્રકારના વિયોગ તથા તજ્જન્ય ક્લેશ ઉપજવા લાગ્યો. આ સમયે મને નિશ્ચય થયો કે જગત્મા સગ એ જ સર્વ વિકારોસહિત દુ ખનુ મોટુ કારણ છે. સગ જ નાના ઇચ્છાઓને ઉપજાવનાર અને વિવિધ પ્રકારની પ્રવૃત્તિ કરાવનાર કારણરૂપ છે. સગ જ મનુષ્યને ભૂત, ભાવિ તથા વર્તમાનપ્રતિબન્ધને વશ વર્તાવનાર છે, સક્ષેપમાં કહીએ તો કામ, ક્રોધ, લોભ, મોહ, શોક, ભય, લજ્જા, ઈર્ષ્યા, દ્વેષ, અસૂયા આદિ ક્લેશના મૂલરૂપ સર્વ દોષો સગથી જ આવિર્ભાવને પામે છે. આમ છતાં પણ કોઈ વિલક્ષણ અદૃષ્ટસત્તાબલથી પ્રાપ્ત થતા આ સગને આ જગત્મા સુખની ઇચ્છાવાળા મનુષ્યો પણ સહસા ત્યજી શકતા નથી.

તે નરેન્દ્રે મારા પિતાને કહ્યું કે હે મિત્ર! તમારે લેશમાત્ર પણ કોઈ ચિન્તા કરવી નહિ. પૂર્વથી જ હું તમારા હિતને મારૂ હિતજ સમજું છુ, અને હવે તો વિશેષત તમારૂ હિત એજ મારૂ હિત છે, એમ દૃઢ થયુ છે. હું તમારા હિતનો નિરન્તર વિચાર કરતો, પણ તમે મને ન પ્રાપ્ત થવાથી આજપર્યન્ત હું કાંઈ કરી શક્યો નથી. તમે રાજ્ય ત્યજી લગભગ બાર વર્ષ ઋષિઆશ્રમમા એકાન્તવાસ કરી પોતાના ધર્મેન્દ્ર નામની સાર્થકતા કરી, પણ હવે આ તમારા પુત્રના નામની સાર્થકતા-અર્થે તમારા શુદ્ધ અન્તઃકરણથી એના વિજયની ઇચ્છા કરો. તમારા શત્રુઓને હણવા કે વશ વર્તાવવા, એને હું મોટુ કાર્ય સમજતો નથી. યદ્યપિ મારી રાજ્યમર્યાદા ઓછી છે, તથાપિ મારા મનોબલની મર્યાદા હું અપાર સમજું છુ. મારા યોદ્ધાઓ કદાચિત્ ઓછા ગણાય તોપણ તેઓ સમર્થ અને એકમનવાળા રાજભક્ત હોવાથી ઘણાને તુલ્ય છે. બીજા કેટલાક રાજા તો મારા મિત્ર છે, તે પણ મને પ્રાણ અર્પવાને વિલંબ કરે એમ નથી. આ આદિ અનેક નિમિત્તથી તમારો વિજય થાય એમા આશ્ચર્ય માનવા સરખુ નથી. તેથી તમે આજ્ઞા આપો તો સૈન્યની-વગેરે વૃદ્ધિ કરીને આ તમારા પુત્રને આગળ દેખાડી અમે તમારે અર્થે રણસ્મશાન રચીએ. તમારે યુદ્ધમા પ્રવર્તવા ઇચ્છા ન હોય તો તમે સુખ-પૂર્વક અત્ર વા ઇચ્છા હોય ત્યા નિવાસ કરો.

હે ભાઈ! આ વચનોને શ્રવણ કરીને મારા પિતાએ તે નરેન્દ્ર ભૂપ-તિને આ પ્રમાણે ઉત્તર આપ્યુ. મારા પિતાએ પ્રીતિવડે તેમને કહ્યુ કે હે મિત્ર! હું સંગ્રામથી કદી ભય પામુ છુ એમ નથી. ક્ષત્રિયના ધર્મને હું રૂડે પ્રકારે જાણું છું કે ક્ષત્રિય પુરુષે શત્રુના ભયમા જીવવુ, એ કરતા પોતાના શત્રુને મારીને નિર્ભય થવુ વા પોતે મરીને ભયરહિત રણશય્યામા શયન કરવુ એ ઉત્તમ છે. તથાપિ કોઈ અદૃષ્ટ હેતુથી તે સમય મને યુદ્ધમા ઉતરવાને અનુકૂલ ન લાગ્યો, તેથી હું ઋષિના આશ્રમે જઈ તે અપ્રકટપણે રહ્યો. આ પુત્રનુ રક્ષણ થાય એ પણ મારા ચિત્તમા વિચાર આવેલો, અને તેથી તે સમયે થયુ તે યોગ્ય જ થયુ છે, એમ હું આ કાલે માનુ છુ, અને હવે જે કર્તવ્ય તમે નિશ્ચય કરો છો તે પણ યોગ્ય છે, એમ હું સમજુ છુ. સમરમા પ્રવેશવા હજી હું મને પોતાને અસમર્થ સમજતો નથી, માટે મારી આજ્ઞા છે કે તમે ઇચ્છાનુકૂલ યોગ્ય લાગે તે વ્યવસ્થા સુખપૂર્વક કરો.

આ પ્રમાણે વાર્તા કર્યા પછી એક દિવસે તે નરેન્દ્ર રાજાએ પોતાના સામન્તોની સભા ભરીને તે સર્વઉપર મારો મુખ્ય અધિકાર સ્થાપ્યો. તેમને સર્વને મારી આજ્ઞા સ્વીકારવા તથા મને સર્વ વ્યવહારમા કુશલ કરવા તેમને

આજ્ઞા આપી. તે પછી પ્રતિદિન તે સામન્તોસહ હું સેનાની ઘટિત વ્યવસ્થા રાખવા લાગ્યો, તથા યુદ્ધકલામાં કુશલ એવા અનેક યોદ્ધાઓસાથે હું વિવિધ પ્રકારે યુદ્ધ કરીને અનુભવ પ્રાપ્ત કરવા લાગ્યો. થોડા દિવસમાં મારી સર્વ પ્રકારની નિપુણતા જોઈ જાણીને તે પ્રમુખ યોદ્ધાઓએ તથા સામન્તોએ નરેન્દ્ર રાજાસમીપ મારી બહુ સ્તુતિ કરી. વિવિધ શસ્ત્ર વાપરવાની, શત્રુનાં શસ્ત્રોના ઘાવ ચુકવવાની, તથા શત્રુને અનુકૂલતામાં આણી સુગમતાથી હણવા આદિની અનેક યુક્તિઓમાં હું સર્વોપરિ છું, એવું તેમણે નરેન્દ્ર રાજાને કહ્યું. એ પછી નાના પ્રકારની વ્યૂહરચના કરીને હું સૈનિકોને બે વિભાગમાં રાખીને પરસ્પરપ્રતિ કેમ ધસવું, તથા કેવી કેવી અનુકૂલ યુક્તિથી પરસ્પરનો જય કરવા પ્રવર્તવું એ આદિ શિખવતો તથા ધારણાપ્રમાણે જયપરાજય કરી શકતો.

આ પ્રકારે યુદ્ધકલામાં તથા અન્ય અનેક પ્રસંગમાં યોગ્યાયોગ્યના નિર્ણયપૂર્વક કરાતી મારી વાર્તાથી મારી મતિના ઉત્કૃષ્ટપણાનો તે નરેન્દ્ર રાજાને નિશ્ચય થયો. તે પછી તે રાજા ઘણી પ્રીતિથી મારી સાથે એકાન્તમાં કરવાયોગ્ય સર્વ પ્રકારનો વિચાર કરતા, તથા પ્રસંગે યોગ્ય કર્તવ્ય-સમ્બન્ધે નિર્ણય પૂછતા અને મારી અનુમતિપ્રમાણે કરતા.

હે ભાઈ! મારી યોગ્યતા જાણીને પછી તે નરેન્દ્ર રાજાએ મને ઇચ્છાપ્રમાણે સૈનિકોની વૃદ્ધિ કરવા આજ્ઞા આપી, અને રાજ્યકોશનો મુખ્ય અધિકાર પણ મને આપ્યો. મેં પણ સર્વ પ્રસંગે થતા મારા મનના નિશ્ચયો તેમને નિવેદન કરી તેમની સંમતિ મેળવીને અધિકારનો ઘટિત ઉપયોગ કર્યો. સૈનિકોની યોગ્ય વૃદ્ધિ કરી. તથા તેમને ઉત્તમ પ્રકારે કેળવીને સાવધાન કર્યા. સામન્તો, યોદ્ધાઓ અને અન્ય સર્વ રાજ્યાધિકારિઓ મારી યોગ્યતા જાણતા તથા મારા અનુકૂલ અદૃષ્ટબલથી તેઓ સર્વ મને જ રાજાને સ્થાને માન આપતા તથા પોતાના પ્રાણની પેઠે મારા પ્રતિ અત્યન્ત પ્રિતિ રાખતા.

આ પ્રમાણે સર્વ પ્રકારની અનુકૂલતા થયા પછી તે નરેન્દ્ર રાજાએ મારી કરેલી સર્વ વ્યવસ્થા જોઈ, તથા પોતાની દૃષ્ટિઆગળ કુશલ કરેલી, સેનાસહિત મને યુદ્ધની કલામાં નિપુણતા દર્શાવવા આજ્ઞા કરી, તે પ્રમાણે તેમને ઉત્તમ પ્રકારે સર્વ કલા દેખાડી, તેથી તે બહુ પ્રસન્ન થયા. પછી અલ્પ સમયમાં તેમણે સામન્તોની તથા મુખ્ય યોદ્ધાઓની એક સભા ભરી, અને તેમાં મારા તથા મારા પિતાસમક્ષ આ પ્રમાણે ભાષણ કર્યું:

મારા રાજ્યના સ્તંભરૂપ શૂરવીર ક્ષત્રિય પુરુષો! આજે આ સભામાં તમને સર્વને પ્રસન્ન ચિત્તથી એકઠા થયેલા જોઈને મને અનુપમ આનન્દ

થાય છે. તમે સર્વ જાણો છો કે જે સિંહાસનારૂઢ થાય છે, તે જ માત્ર રાજાનું ખરું શરીર નથી, પણ તેની સાથે તમારા સર્વના શરીર મળીને જે એક અંગ થાય તે જ રાજાનું ખરું સ્થૂલ શરીર છે આ રાજ્યલક્ષ્મી જે આપણા સર્વના પ્રયત્નથી પોષાય છે, તે કેવલ મારી નથી, પરન્તુ તે આપણી સર્વની છે. આ આપણી રાજ્ય પરત્વ પડેલી પ્રજાનો હું માત્ર રક્ષક નથી, પણ આપણે સર્વ છીએ આ પ્રજા જો અધર્મથી પીડાય તથા એ પ્રજા અધર્મી કે પાપી થાય તો તે સર્વ પાપરૂપ અનર્થના ફલને ભોગવનાર માત્ર હું કે એકલી એ પ્રજા જ છે એમ નથી, પણ આપણે સર્વ છીએ. વળી આપણા સરખા અનેક રાજાઓમાના જેઓ દુષ્ટ કૃતિ કરી પોતાની કે અન્ય રાજાની પ્રજાને કે અન્ય રાજાને કે રાજસત્તાને અકારણ ત્રાસ આપે કે હાનિને પ્રાપ્ત કરે તો તે દુષ્ટ રાજાઓએ કરેલાં પાપના ફલને કેવલ તે પાપ કરનાર દુષ્ટો જ ભોગવે છે એમ નથી, પણ અન્યાયથી કે અધર્મથી પીડાને પ્રાપ્ત થતી પ્રજા કે રાજસત્તાને અભય આપવાનો ઈશ્વરદત્ત છે ધર્મ જેમનો, એવી સમગ્ર ક્ષત્રિયજાતિએ ભોગવવાં પડે છે.

અધર્મથી, અનાચારથી અને પાપથી વર્તનાર અધમ મનુષ્યોનું જીવન આ ભૂમિઉપર અધિક ભાર કરનાર હોય છે, અને તેથી તેવા દુષ્ટ મનુષ્યોને શિક્ષા આપીને કે હણીને ભૂભાર ઉતારવો એ પણ ભૂપતિરૂપ ક્ષત્રિય વીર પુરુષોનો ધર્મ છે રાજમહાલયોમાં પોઢવું, પ્રજાપાસેથી સંપાદન કરેલા ધનથી વિવિધ વિષય પ્રાપ્ત કરી ગજવિગ્રમ વિભવો ભોગવવા અને ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારાદિથી શરીરને શોભાવીને નાના પ્રકારના વાહનોએ આરૂઢ થઈ જ્યાં ત્યાં વિચરવું, એ જ પોતાનો ધર્મ છે એમ માનનાર અધમને ભૂપતિપદને યોગ્ય પૂર્વપુરુષોએ ગણ્યા નથી. જે રાજા સ્વાર્થી, લોભી, કૃપણ અને લંપટ છે, તથા અન્ય એવા જ અનેક દોષોના આગારરૂપ રહીને અનેક પ્રકારના પ્રપંચથી પ્રજાને પીડે છે, પ્રજાનું ધન હરે છે, અને જે સદા પ્રજાને અસંતોષ તથા અન્યાય આપનાર છે, તેઓ પ્રજાપતિપદને યોગ્ય નથી. વળી જે રાજા પોતાના મદથી કે દોષથી જે અન્ય યથાન્યાયે વર્તનાર રાજપ્રજાને અકારણ કષ્ટ આપનાર થાય છે, તેમને અન્ય બલવાન્ નીતિધર્મજ્ઞ રાજાએ શિક્ષા આપી મદરહિત કરવા પડે છે અને જો તેઓ સમજીને મદરહિત અને સરલ ન થાય તો તે બલવાને તેમને હણવા પણ પડે છે. ક્ષત્રિયધર્મપરાયણ પુરુષોએ અન્યના રક્ષણમાં જ પ્રાણાર્પણ કરવા ભલથી સ્વીકાર્યું છે, તેથી તે પથે ચાલ્યા આવેલા આપણે પણ તેમ જ વર્તવું જોઈએ.

તમે સર્વ જાણો છો કે આ મારા મિત્ર તથા સમ્બન્ધી ધર્મેન્દ્ર મહારાજ કેવલ ધર્મરૂપ છે. તેમના રાજ્યઉપર દુષ્ટોએ એકાએક ભય

આણીને તેમનું રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધું છે; અને એમણે સમય વિચારીને આજ બાર વર્ષ થયાં એકાન્તમાં રહીને પોતાનાં પુત્રાદિનું રક્ષણ કર્યું છે અને તપોબલ સાધ્યું છે. હવે પુત્ર રાજ્યયોગ્ય થયા છે; શૂરવીર તથા મહા પરાક્રમી છે, તેમ જ પ્રજાપાલન કરવામાં પણ ઘણા દક્ષ છે. તેથી હવે એમણે એમનું રાજ્ય સંપાદન કરવું અવશ્યનું છે, તેમ જ પોતાના પિતાના કષ્ટનું સ્મરણ કરીને અકારણ સંતાપ આપી રાજ્ય લઈ લેનાર દુષ્ટ શત્રુઓને શિક્ષા આપવી ઉચિત છે. આપણે એમનો સાક્ષાત્ સમ્બન્ધ છે. આ સર્વ રાજ્યસહ હું એમનો છું, માટે આપણું સર્વ જતાં પણ આપણે એમને સહાય થઈ એમની ધારણા પૂર્ણ કરવી જોઈએ. બીજા જે જે રાજાઓ મારા પ્રતિ અધિક પ્રીતિ રાખે છે, તેમનું પણ સાહાય્ય લેવું એવી મારી ઇચ્છા છે. આપણી સેના યોગ્ય યુક્તિ તથા બલયુક્ત છે. સૈનિકો યુદ્ધની ઇચ્છાવાળા હોવાથી ઉત્સાહરહિત નથી. સૈનિકોની ભરતી કરવાથી આપણી સેના યથેચ્છ વૃદ્ધિને પામી છે, જેથી કોઈ પ્રકારે આપણને અસંતોષનું કારણ પ્રતીત થતું નથી.

વીર પુરુષો ! દુષ્ટોનું અસ્તિત્વ જાણ્યા છતાં અને તે દુષ્ટોની દુષ્ટતા પ્રત્યક્ષ છતાં જો ક્ષત્રિય પુરુષો તેમનો સત્વર નિગ્રહ ન કરે તો તે ધર્મજ્ઞ ક્ષત્રિયો ધિક્કારને પાત્ર હોય છે. માટે આપણે હવે સત્વર દુષ્ટોનો નિગ્રહ કરવો ઉચિત છે.

આપણો ધર્મ છે કે શરણાગતને, શસ્ત્ર છોડી ઉભા રહેનારને વા શસ્ત્રરહિત અસાવધને, વિમુખ થઈ રણભૂમિથી ભાગી જતાને, મૂર્છિતને અને રણભૂમિથી બહિર્ સ્વસ્થ સુતેલાને હણવો નહિ. એમ છતાં પણ વ્યવહારનીતિ જાણનાર ધર્મપ્રતિપાદક પુરુષોએ આપણા પ્રતિ છલ, પ્રપંચ કે અધર્મથી દુષ્ટપણે વર્તનારને તેના સરખી જ યુક્તિથી હણવામાં અધર્મ નથી, એમ સૂચવ્યું છે; તો પણ તે આપદ્ધર્મ છે, એમ સમજવું.

સાવધાન શૂર પુરુષો ! આપણે કરવાયોગ્ય વ્યવસ્થા સર્વ કરી છે. તો પણ જો કંઈ શેષ કરવું રહ્યું હોય તો તે સત્વર કરી લેવું, અને હવે અલ્પ સમયમાં આપણા કર્તવ્યનો આરંભ છે, એમ જાણીને સાવધાન રહેવું.

હે ભાઈ ! આ આદિ અનેક પ્રિય તથા હિતકર તેમ જ ધર્મરૂપ વચનો તે નરેન્દ્રે પોતાના સામન્તાદિ પ્રતિ કહીને પછી તે સર્વને યથાઘટિત વસ્ત્રાલંકાર અર્પીને સંમાન આપ્યું, અને વિદાય કર્યા.

પછી તે નરેન્દ્ર રાજાએ પોતાના વિશ્વાસપાત્ર રાજસેવક મોકલીને, જે જે રાજા પોતાના મિત્ર હતા તેમને યુદ્ધમાટે નિમંત્રણ કર્યું. તે સ્વીકારીને તે રાજાઓ પોતાના રાજ્યના રક્ષણની વ્યવસ્થા કરીને કોઈ તો જાતે આવ્યા અને કોઈએ તો સેના મોકલી.

રાજાના અને જીવતા રહેલાના પુત્રોને પણ શોધી શોધીને પકડ્યા. અન્ય સર્વને જો શસ્ત્ર ત્યજી શરણ થાય તો અભય આપવા કહ્યું. આ પ્રમાણે બે રાજા તથા કેટલાક રાજપુત્રો હણાયા અને શેષ રહેલા પકડાયા તેથી નિરાધાર થયેલા અન્ય સર્વમાંના કોઈ કોઈ નાશી ગયા, અને રણ્યા તે શસ્ત્ર ત્યજી શરણ થયા. તેમને તથા પકડાયલા રાજા તથા રાજપુત્રોને ઘટિત વ્યવસ્થાથી રાખીને ત્યાંથી સત્વર આગળ ધસીને રાજ્યભંડાર તથા યુદ્ધની સામગ્રી રાખવાનાં સ્થલો સ્વાધીન કરી લીધાં, અને ભયમાં પડેલી રાજદારાઓને અભયવચન આપી મારા પિતાની પુનઃ આણ વર્તાવી. ત્યાંથી પછી અન્ય સર્વ શત્રુરાજાઓની રાજધાનીમાં પ્રવેશ કરી કરીને કોશઆદિ ઉપયોગી સ્થાનો સ્વાધીન કરી, રાજકુલની સ્ત્રિયોને અભય આપી અમારી આણ વર્તાવી. તત્કાલ તો ઘટિત વ્યવસ્થા કરીને અમારા રાજ્યની સર્વ દિશાની મર્યાદા સંભાળી લીધી; અને તે પછી યુદ્ધમાં મરેલા રાજાના કુલના યોગ્ય અધિકારીને તે તે રાજ્યની મર્યાદા બાંધી અધિકાર સોંપ્યો. શેષ રહેલા પાટવી રાજપુત્રોને તેમનાં રાજ્ય યોગ્ય મર્યાદા બાંધી સોંપ્યાં. રણમાં પકડાયલા દુષ્ટ રાજાઓને પણ મારા પિતાની આજ્ઞાથી કષ્ટ ન આપતાં તેમની ઇચ્છાપ્રમાણેના એક સ્થલમાં રાજવિભવયુક્ત તથાપિ પ્રતિબન્ધમાં રાખ્યા; કારણ કે તેઓ પુનઃ સ્વતંત્રતાથી છલકપટ કરવા સમર્થ થાય નહિ. તે જિતાયલા સર્વ રાજાઓપ્રતિ અમે એક પ્રકારે ચક્રવર્તીપણું મેળવ્યું; અને અમારા રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરીને પછી શ્રીનરેન્દ્ર રાજાને તેમના મિત્ર તથા સેનાસહ પોતાના રાજ્યપ્રતિ વિદાય કરયા. તેમણે પણ પોતાનું રાજ્ય મને જ મનથી અર્પણ કર્યું હતું, પરન્તુ તત્કાલ તે રાજ્યવ્યવસ્થા કરવા સમર્થ હોવાથી મને મારા રાજ્યમાં રાખી પોતાના સ્થાને ગયા, અને મારી માતાઆદિ મારા કુટુમ્બનાં સર્વ મનુષ્યોને સત્કારપૂર્વક યોગ્ય વ્યવસ્થાથી અમારા સમીપ મોકલી દીધાં.

હે ભાઈ! આ પ્રમાણે અમે અમારું ગયેલું રાજ્ય સમ્પાદન કરીને તથા શત્રુઓએ અમારા રાજ્યને જ્યાં સુધી સેવ્યું ત્યાંસુધીની તેમણે સંચય કરેલી રાજ્યલક્ષ્મીને તે તે રાજાઓના કોશમાંથી લેઈને અમે અમારો રાજ્યભંડાર પૂર્ણ કરયો. પછી ગૃહસ્થાશ્રમને અનુભવતાં તથા રાજ્યની વ્યવસ્થા કરતાં સુખપૂર્વક અમે દિવસો નિર્ગમવા લાગ્યા. આ ક્ષણપર્યન્ત તો મેં મારી સામાન્ય પ્રકારે સ્થિતિ વર્ણી. હવે જે જે પ્રકારે મેં પ્રવૃત્તિ કરીને આ વિશ્વપ્રપંચના સ્વરૂપને અનુભવ્યું છે તે મારી મધ્યમાવસ્થા-સમ્બન્ધી કહું છું. સૂક્ષ્મમાં એ વાર્તા કહીને પછી જે વિધિએ વર્તતો હું આ દશાને પ્રાપ્ત થયો છું તે મારી ઉત્તર સ્થિતિના સ્વરૂપને કહીશ.

ઉપાધિરહિતપણે કેટલોક કાલ ગૃહમા જ રહીને ગૃહસ્થાશ્રમના સુખ-દુ ખનો અનુભવ કર્યો, અને રાજ્યની વ્યવસ્થા રાખી. આ અવસ્થામા કેવલ વિષયાસક્ત વિષયી મનુષ્યોને તો અવિવેકથી પોતાના અન્તપર્યન્ત પણ વિષયભોગોમા કદાચિત્ સમશ્રેષ્ઠ આનન્દ પ્રતીત થતો હશે, પરન્તુ શુદ્ધ વિવેક જેમને પ્રાપ્ત હોય છે, એવા વિવેકી મનુષ્યોને તો જેમ ગેલડીના મૂલથી આરમ્ભીને પર્વે પર્વે ન્યૂન ન્યૂન મધુરતા ભાસે છે, તેમ આ વિષય-ભોગો ભોગવતા ભોગવતા આયુષ્ય ગત થતા ક્રમવડે સર્વ વિષયપર્યાયો ન્યૂન આનન્દપ્રદ ભાસતા હશે, એમ સ્વાનુભવથી તથા ઇતર યોગ્ય કાર-ણોથી મે અનુમાન બાધ્યુ આમ છતા પણ સમયે સમયે અન્તરમા રહેલા કામક્રોધશોકમોહાદિ રિપુઓ જ્યારે જ્યારે પોતાનુ બલ પ્રતીત કરા-વતા ત્યારે ત્યારે મને નિશ્ચય થતો કે આ સસારસાગર દુસ્તર છે. કામ મોહ તથા આશાતૃષ્ણાનો ત્યાગ અત્યન્ત કઠિન છે અને અક્રિય અવસ્થા જે સર્વ દુ ખના અવધિનુ સ્થાન છે, તેને પ્રાપ્ત થવુ, એ એકે કાલે સર્વને તો દુર્લભ જ છે.

મારી તે સમયની અવસ્થા કેવલ વિરાગની વિરોધી હોવાથી તેમ જ વિકટરાજ્યધર્મ મને પ્રાપ્ત હોવાથી મારે વ્યવહારમા સદા સાવધાન રહેવુ પડતુ હતુ જે મનુષ્યો અન્ય અનેકના હિતઅહિતના મુખ્ય આધારરૂપ હોય તેમણે નિરન્તર સાવધાન રહીને પોતાના આશ્રિતજનોનુ હિત સાધવુ ધર્મરૂપ હોવાથી ઉચિત છે, એ કર્તવ્યધર્મને જાણનાર હુ રાત્રદિવસ પ્રજાના તથા રાજ્યસત્તાના હિતને અર્થે સાવધાન રહેતો હતો. દિવસે રાજ્યસભામા ન્યાયઅન્યાયની મુખ્ય રાજસેવકોવડે કરાતી વ્યવસ્થાને જોતો હતો, તથા યોગ્યઅયોગ્ય રાજસેવકોને યથાવત્ જાણી શકુ એવી વ્યવસ્થા રાખી વર્તતો હતો સૈનિકો અસાવધ ન રહે તથા સામન્તો પ્રમાદી ન થાય તેની વ્યવસ્થા રાખતો હતો. પ્રજાના રક્ષકો કોઈ પ્રકારે પણ પ્રજાને ત્રાસ ન આપે એ અર્થે દિવસે તથા રાત્રિએ પણ સ્થયે સ્થયે વિચરીને હુ ઘટિત વ્યવસ્થા કરતો હતો. અત્યન્ત પ્રમાણિક મનુષ્યદ્વારા, મારા રાજ્યમાં થતી અવ્યવ-સ્થાને હું જાણતો તથા પુન તેની યથાર્થતાનો હુ યુક્તિથી નિશ્ચય કરતો, અને પશ્ચાત્ યોગ્ય વ્યવસ્થામા સ્થાપતો હતો જ્યા જ્યાં મૂલ પુરુષો સાવ-ધાન હોય છે ત્યાં ત્યા તેને અધીન અવાન્તરજનો પણ સાવધાન હોય છે, એ નિયમે હુ સાવધાન રહુ છુ એમ જાણનાર સર્વ રાજસેવકો પોત-પોતાના કર્તવ્યમાં પ્રમાદરહિત રહેતા હતા, તેથી મને રાજ્યવ્યવહારમા ક્ષણે ક્ષણે વિક્ષેપ સકટ આવતાં ન હતાં. પ્રજાને પણ યથાઘટિત સતોષ પ્રાપ્ત થતો રહેતો હોવાથી સઘળી પ્રજા નિરન્તર મારા જયની ઇચ્છા

કરતી. આ પ્રમાણે રાજાપ્રજા સંતોષથી દિન ગાળતાં હતાં. રાજાએ જેમ પ્રજાને દુર્જનોથી ભયરહિત રાખવી પડે છે, તેમ જ વનમાં દુષ્ટ હિંસક પશુઓવડે મનુષ્યાદિને થતા ભયની પણ નિવૃત્તિ કરી સર્વને યોગ્ય પ્રકારે અભય આપવું ઘટે છે, તેથી હું પ્રસંગે વનમાં વિચરતો, અને જ્યાં ત્યાં ફરીને અભય વર્તાવતો.

હે ભાઈ! આ પ્રકારે અનેક વિધિથી અપ્રમત્ત રહીને વ્યવહારને સાધતો હું એક સમયે હિંસક પશુની ભાળ મળવાથી તેની શોધમાં દૂર વનમાં થોડાં મનુષ્યોસાથે નિકળી ગયો. બે રાત્રિ તો વનમાં જ ગાળી, અને ત્રીજી રાત્રિના અન્તમાં અનેક હિંસક પશુઓ દૃષ્ટિએ આવ્યાં. તેમની પાછળ પડતાં મારાં મનુષ્યોમાંથી એક જ માત્ર મારી પાછળ રહ્યો, અને અન્ય સર્વ જૂદાં પડી ભિન્ન ભિન્ન સ્થલે નિકળી ગયાં. દૈવગતિથી સાધેલા પશુને હણ્યો, અને શ્રમમુક્ત થવાને ત્યાં જ એક ગંભીર છાયાવાળું વટવૃક્ષ જેના સમીપ સુન્દર વાવ હતી, તેની નીચે અશ્વ બાંધીને હું બેઠો, અને મારી સાથેનો પુરુષ ફલાદિની શોધમાં આસપાસ ગયો. એક પ્રહરમાં તે આહારને યોગ્ય પદાર્થોસહ આવ્યો. મેં તથા તેણે યથારુચિ આહાર કર્યો, અને જલપાન કરીને સ્વસ્થપણે મેં પ્રથમ નિદ્રા લીધી; અને જ્યારે હું જાગ્રત્ થયો ત્યારે પશ્ચાત્ તેને નિદ્રા લેવાને મેં આજ્ઞા આપી. તે નિદ્રાવશ થયો અને સ્વલ્પ કાલમાં સૂર્યાસ્તનો સમય થયો. તે દિવસ માઘ માસની પૂર્ણિમાનો હતો, તેથી સૂર્યાસ્ત થતાં જ ક્રમવડે ચન્દ્રનો રમ્ય પ્રકાશ સર્વ સ્થલે પ્રસરી રહ્યો. એક પ્રહર રાત્રિ હજી પૂરી વ્યતીત થઈ ન હતી તથા મારો સાથી નિદ્રા ત્યજી જાગ્રત્ પણ થયો ન હતો, એટલામાં અનાયાસ તે વાવમાંથી દિવ્ય રૂપવાળી તથા ઉત્તમોત્તમ દિવ્યવત્ પ્રતીત થતાં વસ્ત્રાલંકારથી શોભતી પ્રથમાવસ્થાવાળી સ્ત્રી નૂપુરાદિના નાદથી મારા કર્ણને સાવધાન કરતી નિકળી; અને મારાથી થોડે અન્તરે સંમુખ આવીને મન્દ મન્દ હસતાં બોલી કે 'હે રાજન્! જો તું સુભાગ્યવાન્ હોય અને શૂરવીર હોય તો મને પ્રાપ્ત કરી સુખી થા.' આટલાં વચનો માત્ર બોલીને ઉત્તરની અપેક્ષા ન રાખતાં તે અન્ય માર્ગે ચાલવા લાગી. આશ્ચર્ય તથા હર્ષથી જાણે લીન અને દીન થયેલો હું તેના પ્રતિ દૃષ્ટિ રાખી રહ્યો, પણ તત્ક્ષણ કાંઈ પણ બોલી શક્યો નહિ. જ્યારે તે સ્ત્રી પાછું વળી ન જોતાં આગળ જ સુન્દર મનોહર ગતિથી ચાલી જતી જણાઈ ત્યારે એકાએક હું ઉઠ્યો, અને કાંઈ પણ ન બોલતાં સત્વર અશ્વ સજ્જ કરી, મારા સાથીને મોટા શબ્દથી જાગ્રત્ કરી સાવધાનપણે મારી પાછળ પાછળ આવવા આજ્ઞા વદી હું અશ્વારૂઢ થઈ વેગવડે તે સ્ત્રીના પાછળ અશ્વ

ચલાવતો ચાલ્યો. હે ભાઈ! મને મોટું આશ્ચર્ય પ્રતીત થયું કે જેમ જેમ વેગથી હું અશ્વવડે માર્ગ કાપતો હતો તેમ તેમ તે સ્ત્રી પણ પોતાના સુકોમળ ચરણવડે વેગથી આગળઆગળ માર્ગ કાપતી હતી હું મારી દૃષ્ટિથી જેટલે અંતરે તેને જોતો હતો તેટલે જ અંતરે તે મને જણાતી હતી. હું આશ્ચર્યથી વિચારતો કે મારા અશ્વની આટલી ગતિ છતા આ સ્ત્રીને પહોંચાતું નથી તો શું આ માર્ગ વધે છે કે એ સ્ત્રી વાયુવેગે ગતિ કરે છે? એ તે મનુષ્ય છે વા દેવના છે કે મને ભ્રાન્તિમાત્ર છે એ આદિઅનેક કલ્પનાઓ કરતાં છતા પણ હું કોઈ પ્રકારના નિશ્ચયને ન પ્રાપ્ત થતો તે સ્ત્રીની પાછળ વહ્યો જતો હતો માર્ગ કાપતા ચોટે સુધી તો હું મારા સાથીને મારી પાછળ વેગથી અશ્વ ચલાવતો આવતો જોઈ શક્યો હતો. પણ કેટલોક માર્ગ કાપતા તો તેને પાછળ હું જોઈ શક્યો નહિ, અને મારા અશ્વનો વેગ તો તેના સ્વભાવથી કે કોઈ દૈવી સત્તાબલથી કે તે સ્ત્રીના વિલક્ષણ આકર્ષણથી કે અન્ય કોઈપણ અદૃષ્ટ કારણથી ક્રમે કરીને ઘટવાને બદલે વધતો જતો હતો રાત્ર કેટલી વ્યતીત થઈ, પન્થ કેટલો કાપ્યો તેનું મને ભાન રહ્યું નહિ માત્ર સ્ત્રીને તેટલે જ અંતરે જોતો હું ગહન વનમાં વહ્યો જતો હતો આગળ પાછળ જતા મને રાત્રિનો અન્ત આવતો ભાસ્યો ચાર છ ઘટિકા રાત્રિ શેષ રહી હશે એટલામાં એક સુન્દર વાવ સમીપમાં આવી, ત્યારે તે સ્ત્રી ત્યા આગળ ઉભી રહી અને પાછળ વળી જોઈને પોતાના બે હાથથી તાળી પાડીને હાસ્ય કરીને આ પ્રમાણે બોલી કે "હે રાજન્! અશ્વારૂઢ છતા પણ મને પહોંચી શક્યો નહિ, માટે શક્તિ જ બલવતી છે એમ જાણ જો તું ભાગ્યવાન્ હોય, શૌર્યધૈર્યવાન્ હોય તો આજનો દિવસ અત્ર ગાળજે, ને આજની રાત્રે પુન મારી પીઠ ધરી મને પ્રાપ્ત કરી સુખી થજે" આ પ્રમાણે બોલીને તે ત્વરાથી વાવમાં ઉતરી ગઈ. હું પણ વેગથી વાવપાસે આવી અશ્વથી ઉતરી વાવમા જોઈ વળ્યો, પણ જલવિના અન્ય કાંઈ જણાયુ નહિ પછી બહાર આવીને સમીપ વૃક્ષની ઘટામાં અશ્વ બાંધીને મારા સાથીની વાટ જોતો ત્યાં જ બેઠો, અને નાના પ્રકારના વિચાર કરવા લાગ્યો.

મેં વિચાર કર્યો કે આ સ્ત્રીરૂપે પ્રતીત થઈ અદૃશ્ય થાય છે અને વાયુવેગે ચાલે છે, એથી એ મનુષ્ય તો નથી જ. કાં તો કોઈ દેવી હોય કે પછી કોઈ રાક્ષસી કે પિશાચી કે આસુરી માયા કહેવાય છે તેવું કાંઈ હોય, અથવા તો આ ભૂમિના માહાત્મ્યથી કે મારા ભાગ્યથી કાંઈક ચમત્કારમય્રયું થયું છે. એનું રૂપ જોતા તો તે સાક્ષાત લક્ષ્મી કે સરસ્વતી હોય એમ ભાસે છે. પણ હવે આજે તો એ વાવમાંથી નિકળવાના સ્થાનમાં જ હું

સાવધાનપણે રહીને એનો હાથ ગ્રહું, અને પછી તેને સર્વ પૂછીને નિઃસન્દેહ થાઉં. મને અને મારા અશ્વને બહુ શ્રમ થયો સ્પષ્ટ ભાસે છે, અને મારાથી પણ અધિક વેગે ચાલી આવ્યા છતાં આ સ્ત્રીને લગાર પણ શ્રમ થયો હોય એવું એનું મુખ જોતાં મને પ્રતીત થતું ન હતું. આ આદિ વિચાર કરતાં તથા સુતાં બેસતાં મેં બે પ્રહરજેટલો કાલ ત્યાં આગળ ગાળ્યો, ત્યારે મારો સાથી મારા અશ્વનાં પગલાં જોતો ત્યાં આવી પહોંચ્યો. મને જોઈને તેને અધિક સંતોષ થયો, અને મેં કરેલા શ્રમથી આશ્ચર્યને પામતો તે સર્વ વાર્તાને મારાથી જાણી, સ્વસ્થ થયો. દૈવેચ્છાથી એ સ્થલે અશ્વને ચરવાનું ઠીક હતું તેથી તેમની તો ચિન્તા ન હતી. મારે સારુ પણ તે મારો સાથી ખાવાને માર્ગમાંથી ફલાદિ પ્રાપ્તિ કરી લાવ્યો હતો, તે મને આપીને જલ લાવ્યો. અમે બે જણે ફલાહાર કર્યો, અને સૂર્યાસ્તની વાટ જોતા વારાફરતી નિદ્રા લેઈને સાવધાન થઈ અશ્વને પણ સાવધાન કરી રાખી બેઠા. વિશ્વવ્યવસ્થાપક ઈશની અકલ સત્તાના યોગે પશ્ચિમ દિશામાં અસ્ત થતા સૂર્યના બિમ્બને અમે જોઈને નમસ્કાર કરી ઈષ્ટનું સ્મરણ કરીને વાવન મુખઆગળ જઈ બેઠા. સૂર્યાસ્તથી બે ઘટિકાના અન્તરે ચન્દ્રનો પ્રકાશ પ્રકટ થયો, તેથી મને અન્તર્માં વિલક્ષણ હર્ષ પ્રાપ્ત થયો. એક પ્રહર રાત્રિ વ્યતીત થઈ નથી એટલામાં અમે તો વાવના મુખઆગળ જોતા રહ્યા, અને એ સ્ત્રી ઈશ્વર જાણે કયા માર્ગથી કઈ ક્ષણે પણ વાવથી બહિર્ અમારાથી ઘટિત અન્તરે એકાએક પ્રકટ થઈ તાળી પાડી હસીને આ પ્રમાણે બોલી: 'હે મહીપાલ! આ પ્રકારે મને ગ્રહણ કરવાની આશા ત્યજીને સાવધાનતાથી અશ્વારૂઢ થઈને મારી પાછળ આવ. અને જો સુભાગ્યવાન્ હોય, શૂરત્વ, વીરત્વ તથા ધૈર્યયુક્ત હોય, તો મને પ્રાપ્ત થઈ ધર્મસુખને પ્રાપ્ત થા.' આ પ્રકારનાં વચનો બોલીને આગલા દિવસની પેઠે તે માર્ગ કાપવા લાગી. હું તથા મારો સાથી આ પ્રસંગથી આશ્ચર્યવશ થયા, અને તત્કાલ અશ્વારૂઢ થઈને આગળ શું થાય છે તે જાણવાની આતુર ઇચ્છાથી તેના પાછળ વહેવા લાગ્યા. તેનું મુખ, તેનું હસવું, તેનું વદવું, અને તેનું તાળી પાડવું: એ મારા હૃદયઆગળ રમ્યા કરતું, અને કંઈક વિલક્ષણ સુખનું ભાન કરાવતું હતું. તેની વેગવતી ચિત્તાકર્ષક ગતિ મને તેના પાછળ જાણે તાણતી લઈ જતી હોય એમ ભાસતું. ત્વરાથી માર્ગ કાપતાં મારા સાથીને અને મને અધિક અન્તર થતું ગયું; પરન્તુ તે સ્ત્રીને અને મારે તો જેટલું હતું તેટલું જ અન્તર રહેતું હતું. એ રાત્રે પણ તે સ્ત્રી આગળ અને હું પાછળ એમ વેગથી માર્ગ કાપતાં બે પ્રહર વ્યતીત થયા. માત્ર એક પ્રહર રાત્રિ રહી હશે. ગાઢ વનમાં સ્થલે સ્થલે અશ્વને ચાલવું કઠિન થઈ પડે એવે

સ્થળે અશ્વ મન્દગતિથી સંભાળીને ચાલતો ત્યારે તે સ્ત્રી પણ ધીમે ચાલતી ભાસતી, અને વૃક્ષોમાં મારું વસ્ત્ર ભરાવાથી પ્રસંગે હું અશ્વને રોકતો ત્યારે તે સ્ત્રી પણ મારા ચાલવાની વાટ જોતી તે જ સ્થળે ઉભી રહેતી, અને હું ચાલતો ત્યારે ચાલતી. આ પ્રમાણે ચાલતા ચાલતાં આગળ જોયું તો અગ્નિથી વન બળતું હોય એવું મને જણાયું. તો પણ તે સ્ત્રી આગળ ચાલી જતી હતી, તેથી હું પણ ભયરહિતપણે વહેતો હતો. જ્યારે અગ્નિ છેક સમીપ આવ્યો ત્યારે હું ભય પામ્યો. મને તથા અશ્વને ઉષ્ણ વાયુ સ્પર્શ કરવા લાગ્યો, તેથી અમે બન્ને વિકલ થયા. તે સ્ત્રી તો નિર્ભયપણે 'આવ' એમ વદતી અગ્નિમાં પ્રવેશી આગળ ચાલવા લાગી. મેં પણ મરણ આદરીને ભય ત્યજી અશ્વને ચલાવ્યો. અગ્નિમાં પ્રવેશતાં પણ જાણે અગ્નિએ અમને માર્ગ આપી અમારું રક્ષણ કરવું હોય એમ ભાસ્યું. અશ્વસહ હું અગ્નિથી છૂટીને આગળ નિકળી ગયો. તે અગ્નિની મર્યાદાથી બહાર નિકળ્યા પછી થોડું ચાલતાં મને ભાસ્યું કે હવે બહુ તો આઠ છ ઘડી રાત્રિ રહી હશે. પણ એટલામાં તો તે સ્ત્રીને મેં પૃથ્વીમાં ગરકી જતી હોય એમ જોઈ. તે સ્ત્રી પણ આગળી ગગનના અન્તની પેઠે તાળી પાડી હસીને બોલી કે 'આ પૃથ્વી મને ગમે છે, માટે હે રાજન્! જો તું શૂરવીર તથા ધૈર્યવાન્ હોય, તેમ જ સુભાગ્યવાન્ હોય તો પ્રયત્નવડે મને પ્રાપ્ત થઈ સુખી થજે." આટલું બોલતી હસિત વદનથી પૃથ્વીમાં સમી ગઈ. હું ગભરાટથી અશ્વ ચલાવી તે સ્થળે ગયો, અને જોયું તો તે સ્થળે પૃથ્વીમાં માર્ગ ન હતો, તેમ ભૂમિ નરમ પણ ન હતી. જેવી સામાન્ય ભૂમિ હોય તેવું તે સ્થળે હતું. આથી હવે મારે શું કરવું તે કાંઈ મને સુઝયું નહિ. માર્ગવિના તે પૃથ્વીમાં શી રીતે પ્રવેશવું તે પણ સમજાયું નહિ. મને સર્વાંગે સ્વેદ છૂટયો, અંગ શિથિલ થયું. નિરાશ થવાથી ભ્રમિત થએલો હું પોતે મને ભાસ્યો. આસપાસ જોતાં કાંઈ પણ જણાયું નહિ. માત્ર જે સ્થળે એ સ્ત્રીએ અગમ્યપણે પ્રવેશ કર્યો તે સ્થળે જાણે પોતાનું તેજ પૃથ્વીઉપર મૂકી ગઈ હોય એમ ભાસ્યું. તે ખરું શું કે ભ્રાન્તિથી પણ મને આસપાસની ભૂમિ જોતાં તે ભૂમિ તેજવાળી હોય એમ પ્રતીત થયું. થોડી વાર તો હું આશા રાખી ત્યાં જ ઉભો રહ્યો. તે એવી આશાથી કે જેમ કાલે એ સ્ત્રીએ વાનમાં પ્રવેશતાં કહ્યું હતું કે રાત્ર થતાં સુધી તું ધૈર્યથી રહેજે, હું રાત્રે પ્રકટ થઈશ, તેમ આજે પણ કાંઈ વદે છે કે શું? પણ મારી એ આશા નિષ્ફલ થઈ. પછી તો કાંઈ પણ સંભળાયું નહિ. થાકીને ત્યાંથી મોટે અન્તરે જઈને એક વૃક્ષે અશ્વ બાંધીને નિરાશસાગરમાં થઈ તરંગે ચડેલા ચિત્તને જોતો બેઠો. આ પ્રમાણેના વિચારો મને આવવા લાગ્યા. 'આ તે હું અનુકૂલ કાલબલનો

કે પ્રતિકૂલ કાલબલનો પ્રેર્યો અત્ર આવી ચઢયો છું, તે કંઈ કળી શકાતું નથી. આ પ્રસંગ તે મારું અન્તમાં હિત કરનાર હશે કે અહિત કરનાર, તે પણ કશું સમજી શકાતું નથી. હવે મારે શું કરવું અને ક્યાં જવું, એ પણ કોણ મને સૂચવે ? આ સ્ત્રી જો કોઈ દેવી જ હોય તો અવશ્ય તે દયાલુ હોવી જોઈએ. પણ અત્ર મને નિરાધાર લાવી મૂકીને પૃથ્વીમાં પ્રવેશી ગઈ, અને નિર્દયની પેઠે મને કર્તવ્ય શું છે, તે કહ્યા વિના મૌન રહી, તેથી એ દેવી હશે કે કોણ તે પણ નિશ્ચય કરાતું નથી. મારો સાથી પણ હવે મને આવી મળશે કે કેમ તે જણાતું નથી. હું તો એ સ્ત્રીની પ્રેરણાથી નિર્ભય થઈને અગ્નિમાં પ્રવેશી નિર્વિઘ્ન નિકળી આવ્યો, પણ એ મારો સાથી કે જેણે મને અગ્નિમાં પ્રવેશતો કે નિર્વિઘ્ન અત્ર આવતો જોયો નથી તે પોતાના તથા અશ્વના પ્રાણની અકારણ અસ્પૃહા કરીને અગ્નિમાં શા માટે પ્રવેશ કરે ? મારે અર્થે એ પ્રાણ અર્પે પણ હું ક્યાં છું તે જાણ્યા વિના વૃથા પ્રાણ શે અર્થે અર્પે ? હે જગદીશ્વર ! આ સ્થલે આપના વિના મારો રક્ષક કોણ છે ? કોઈ જ નહિ. હું રાજા હોવાથી લક્ષાવધિ મનુષ્યનો રક્ષક છું. તેને આ ક્ષણે આપ સર્વના સબલ રક્ષક વિશ્વાધારવિના કોણ રક્ષે ? જે સ્ત્રીરૂપ શક્તિને અર્થે મેં સાથીને ત્યજ્યો, તે શક્તિએ આ કાલે મને ત્યજ્યો; જેથી ઉભયથી ત્યજાયલો હું હવે ક્યાં જાઉં અને શું કરું ? સમીપમાં ક્યાંહિ મનુષ્યની વસતી ભાસતી નથી. આ વિશ્વપ્રકાશક **શ્રીસૂર્યભગવાન્** પ્રકટ થયા, તો પણ શ્રમિત થયેલ અશ્વસહિત હું સુખની આશાવડે હવે કયી દિશામાં અને કેવે પ્રકારે વિચરું ? હું મિથ્યા મોહથી સુખની આશા ધરીને આ સ્ત્રીનો પ્રેર્યો આ સ્થલે આવ્યો છું. સત્પુરુષોએ સર્વ દુઃખના મૂલરૂપ આશાને જણાવી છે, છતાં હું સુખની અભિલાષાવાળો મિથ્યા આશાને વશ થયો.'

આ આદિ અનેક પ્રકારથી વિચારને કરતો હું વૃક્ષનીચે બેઠો હતો. મારા સાથીની વાટ જોઈ, પણ તે આવતો જણાયો નહિ, એટલે એક પ્રહર વિશ્રાન્તિ લઈને હું ત્યાંથી અશ્વારૂઢ થઈ નિકળ્યો. જે માર્ગે આવ્યો તેજ માર્ગે પાછો જવા લાગ્યો, પણ અગ્નિની જ્વાલા વિષમ લાગી, અને તેથી આ સમયે તો અશ્વ પાછો હઠયો. મારું ધૈર્ય પણ ક્ષીણ થયેલું ભાસવાથી બલાત્કારે અગ્નિમાં પ્રવેશ ન કરતાં અગ્નિ બાધ ન કરે એવે પ્રકારે અન્ય માર્ગે ચાલ્યો. મારો સાથી ક્યાં ગયો હશે તે સમજાયું નહિ. આગળ જતાં મને ફલજલનો યોગ થયો, અને મેં યથારુચિ આહાર કરી લીધો. અશ્વને પણ ચરવાનું તથા જલપાન કરવાનું પ્રાપ્ત થયું. તે અશ્વ તથા હું સ્વસ્થપણે સાવધાન થઈને માર્ગ કાપતાં દિવસના ચોથા પ્રહરના સન્ધિએ અમે

મનુષ્યને જોવા પામ્યા. દૂરથી અશ્વને વેગથી ચલાવતા મનુષ્યો આવતાં જણાયાં. જેમ જેમ સમીપ આવતા ગયાં તેમ તેમ જણાયું કે કોઈ શસ્ત્રધારી ક્ષત્રિયો કોઈ રાજસેવાઅર્થે જાય છે. એક બીજાને ઓળખી શકે એટલું અન્તર રહ્યું ત્યાં તો એકાએક તે સન્મુખ આવેલા શસ્ત્રધારીઓએ હર્ષથી પોકાર કરયો, અને સર્વ પોતપોતાના શસ્ત્રો સભાળીને સાવધાન થયા. તેઓમાંનો એક બોલ્યો 'જે શત્રુને આપણે ઘણા દિવસથી ગોધીએ છીએ તે જ આજે નિરાધાર એકલો હાથ આવ્યો છે, માટે સાવધાન રહો જો એ શસ્ત્ર મૂકી શરણ ન થાય તો પછી શસ્ત્ર વાપરજો, પણ ચાલતા સુધી હણશો નહિ, જીવતો જ એને પકડી લેજો.' આ પ્રકારના વચનો સાભળીને હુ ખિન્ન થયેલો નિર્ભ્રમરખો થયો હતો, તોપણ સાવધાન થયો, શસ્ત્રો સભાળ્યા, અને ધૈર્યપૂર્વક બોલ્યો 'અરે ક્ષત્રિયવીરો! તમે કોણ છો? કોને ગોધો છો? અને મારે તમારે શત્રુતા શાથી?' આ પ્રશ્નનુ ઉત્તર જ્યારે તેમણે વાળ્યુ ત્યારે મને સ્પષ્ટ ભાન થયુ કે મારું ગયેલું રાજ્ય પ્રાપ્ત કરવાના સમયે જે યુદ્ધ થયુ હતુ તેમા હણાયલા કોઈ રાજપુત્રનો મિત્ર તેનુ વૈર લેવા આ મનુષ્યોસહ મને શોધતો આવી ચઢ્યો છે. આ જાણીને પછી મે તેમને કહ્યુ 'હે શૂર પુરુષો! તમે ઘણાએ મળીને મને એકલાને હણવો એ ધર્મરૂપ નથી. તેથી જો ધર્મથી યુદ્ધ કરવુ હોય તો તમારામાંનો એક એક મારા સન્મુખ રહી વઢો, અને અધર્મ જ કરવો હોય તો ઇચ્છાપ્રમાણે કરો. સર્વનો રક્ષક ઈશ છે' આ વચન સાભળી તેમાના એકે ઉત્તર આપ્યુ કે અમે સર્વ સમયે ધર્મને સેવતા નથી અતિ કષ્ટે સધાતો અર્થ જો સુગમતાથી સધાતો હોય તો ત્યા અમે અધર્મથી ભય પામતા નથી આ સમય તેવો છે, માટે ધર્માધર્મ ન ગણતા અમે સર્વ મળી તમને હણશુ કે પકડી કરશુ. માટે જો શુભ ઇચ્છો તો શરણ થાઓ, અને શસ્ત્ર ત્યજો. મે કહ્યુ કે જ્યા સુધી ઘટમા પ્રાણ છે, અને હસ્તપાદાદિ અવયવો સાવધાન છે, ત્યા સુધી તો ધાર્યાં શસ્ત્ર ત્યજનારો નહિ. શરણ તો માત્ર હુ એક ઈશને જ થયો છુ તે હવે અન્યને શરણ થવા સમર્થ રહ્યો નથી આ પ્રમાણે પરસ્પર અલ્પ સમય બોલવુ થયુ. અન્તમાં તેમણે સઉએ ખડ્ગ ખેચ્યા. મે પણ ઇષ્ટનું સ્મરણ કરી ખડ્ગ ખેચ્યુ અમે સર્વ પોતપોતાના પ્રાણને ભયમા સ્થાપીને નિર્ભયપણે પરસ્પરપ્રતિ હાથ કરવાને સાવધાન થયા છીએ, એટલામા દૂરથી વેગવડે અશ્વ ચલાવતા કેટલાક મનુષ્યો આવતાં જોયાં. મારા સન્મુખ ઉભેલા મનુષ્યોકરતા પણ તે આવનારાં દ્વિગુણ-ત્રિગુણ અધિક હોય એમ ભાસ્યુ. મારા સન્મુખ ઉભેલા પુરુષોએ હર્ષ જણાવી મને કહ્યુ કે મિથ્યા મદ ત્યજો. આ અમારા પક્ષના મનુષ્યો આવે

છે, અને એમની પાછળ પણ બીજાં આવે છે, માટે જો શરણ નહિ થાઓ તો બલાત્કારથી અમે તમને ગ્રહણ કરીશું વા હણીશું; તેથી સમયને વિચારી શસ્ત્ર ત્યજો. આ તેમનાં વચન શ્રવણ કરી મેં કહ્યું: હે વીરો ! તમે દુરાશા છાંડો, અને શસ્ત્ર વાવરો. આપણને ક્ષત્રિયને તો જ્યારે ત્યારે રણમાં જ મરણ શુભ છે. તમથી અધિક જેટલાં હશે તેમનાથી પણ હું યુદ્ધ કરીશ.

આ પ્રમાણે અમે પરસ્પર બોલીએ છીએ એટલામાં તે મનુષ્યો સમીપ આવી લાગ્યાં. થોડે અંતરેથી તેમણે પણ હર્ષનાદ કરચો. મારું અધિક લક્ષ સંમુખ ખડ્ગ ખેંચી ઉભેલા શત્રુઓપ્રતિ હતું. તેથી તે આવનારને હું લક્ષથી જોતો ન હતો;તો પણ સહજ લક્ષથી જોયું તો તેમનો ધસારો મને લક્ષીને હતો. જેમ જેમ તેઓ સમીપ આવતા ગયા તેમ તેમ શત્રુની ધારણા ખોટી પડી. થોડે અંતરે આવ્યા એટલે તો મને સ્પષ્ટ થયું કે એ મનુષ્યો તો મારાં છે, અને મારાથી છૂટાં પડેલાં તે મને જ શોધતાં આવ્યાં છે, અને એમણે મને જોઈને જ હર્ષનાદ કરચો છે. તેઓ પ્રસન્ન મુખથી જય જય વદતા નિકટ આવીને મને પોતાનાં મસ્તકો નમાવી મારી આસપાસ ફરી વળી શત્રુ સંમુખ ભાળી મને પૂછવા લાગ્યા કે મહારાજ ! આ શું છે ? સંમુખ કોણ ઉભા છે ? અમને શી આજ્ઞા છે ?

હે ભાઈ ! આ પ્રસંગથી મારા આનન્દનો પાર રહ્યો નહિ. શત્રુઓનાં મુખ શ્યામ થયાં. તેઓ નિસ્તેજ થઈ મરણના ભયથી આમતેમ જોતાં પલાયન કરવાનો વિચાર કરવા લાગ્યા. તેમને તે સ્થિતિમાં જોઈને મેં કહ્યું: વીરો ! હવે શી ઇચ્છા છે ? ઈશ્વરે મને આશ્રય આપ્યો છે, તોપણ જેમ તમે સર્વ મળી અધર્મથી મને હણવાને ઇચ્છતા હતા તેમ હું ઇચ્છતો નથી. જો તમારી ઇચ્છા હોય તો યુદ્ધ કરો,નહિ તો વિમુખ થઈ સુખપૂર્વક ગમે ત્યાં ચાલ્યા જાઓ. અમે તમને હણીશું નહિ. આ મારાં વચનને શ્રવણ કરીને તેઓ પ્રસન્ન થયા જણાયા. પણ મારાં મનુષ્યોમાંથી એકે કહ્યું કે એ દુષ્ટોને તો વિમુખ થયે પણ હણવા જોઈએ; એમાં દોષ નથી. કારણ કે તેઓ અધર્મી છે. અધર્મી મનુષ્યને તો ગમે તે પ્રકારે હણવાથી પણ ક્ષત્રિયને પાપ નડતું નથી. જો એ દુષ્ટ અધમ મનુષ્યોને આપણે આ ક્ષણે ધર્મથી છોડીશું, તોપણ તે કાલાન્તરે આપણને તેમ જ અન્યને પણ અધર્મથી જ પીડશે. તેથી હાથ આવેલા અધમ દુષ્ટ શત્રુને અભય આપી છોડવા, એ નીતિથી જોતાં હિતકર કે ધર્મરૂપ નથી. કપટી અને સાવધ શત્રુઓ ઘડી ઘડી લાગમાં આવતા નથી, તેમ જ હાથ આવેલા છોઆથી છંછેડેલા સર્પની પેઠે નડે છે, માટે એમને હણવા જ ઘટે છે. આ પ્રમાણે મારા મનુષ્યે કહ્યું ત્યારે મેં સર્વ સાંભળતાં ઉત્તર આપ્યું કે હે ભાઈઓ ! આ જગતમાં

ધર્મબલ જ સર્વોપરિ બલ છે મનુષ્યને ધર્મજ સર્વોત્કૃષ્ટ રક્ષક છે, અને ધર્મ જ સર્વને પરમોત્કૃષ્ટ ગતિ આપનાર છે, માટે આ લોકમા સાવધાન મનુષ્યોએ પોતાના અવિનાશી કલ્યાણને અર્થે તેમ જ સર્વાર્થસિદ્ધિની પ્રાપ્તિનિમિત્તે સદા પ્રયત્નવડે ધર્મને જ સંપાદન કરવો તથા સેવવો ઘટે છે. જેમ આ સ્થલે મારું રક્ષણ ધર્મથી જ થયુ છે તેમ તમારું સર્વનુ પણ સર્વ કાલ થશે માટે શસ્ત્રધારી છતા દીન થયેલા એ ધર્મભ્રષ્ટને મારા આપેલા અભયથી તમે પણ અભય આપી જીવતા જવા દો.

આ પ્રકારનાં મારા વચનો સાંભળીને તે સમુખ આવેલામાના કોઈ લજ્જાથી નીચુ તથા કોઈ આડુ જોતા મનમાં શુભ દ્વેષ રાખીને, ઉપરથી ભયરહિતસરખા પણ અંતરથી પ્રસંગે પાછળથી આવી હણે એવા ભયસહિત, અશ્વ વાળીને કાઈ પણ બોલ્યા વિના તેમને માર્ગે ચાલતા થયા હુ તથા મારા મનુષ્યો પરસ્પરની વ્યતીત વાર્તાને કહેતા સાભળવા લાગ્યા, અને મારા સાથીને હવે ક્યા ગોધવો તે સમ્બન્ધમા વિચાર કરવા લાગ્યા. અન્તે એ ઠર્યુ કે તત્કાલ તો ચડીએ કોઈ નગર કે ગ્રામ સમીપ હોય ત્યાં જઈ વિશ્રામ લેવો, અને તે પછી જે કર્તવ્ય હોય તેનો નિશ્ચય કરી ત્યાથી ચાલવું. આ પ્રમાણે ધારી ત્યાથી અમે અનુકૂલ દિશા સાધી ચાલવા લાગ્યા. થોડી વારમાં જ સૂર્ય અસ્ત થયો. વસતિ સમીપ ન જણાવાથી સૂર્યાસ્તપછી અમે ચાલતા રહ્યા ચાર પાચ ઘટિકા રાત્રિ જતા દિશામા ચન્દ્રનો પ્રકાશ જણાવા લાગ્યો. તે પ્રકાશમાં અમે માર્ગ કાપતા ચાલ્યા પ્રહરઉપર ગત્ર જતાં પણ વસતિનુ સ્થાન તો ન આવ્યુ, પણ જલાશય અને પ્રવાસીને વિશ્રામ કરવાનુ એક રમણીયસરખુ સ્થલ આવ્યુ. ત્યા અમે થોડો સમય વિશ્રાન્તિ લેવાનો નિશ્ચય કર્યો. અશ્વોને ભિન્ન ભિન્ન સ્થલે વૃક્ષે બાધ્યા, અને મારાં મનુષ્યોપાસેથી ભાથુ નિકળ્યુ, તે અમે સર્વેએ યથારુચિ ખાધુ, અને જલપાન કરી ચન્દ્રના પ્રકાશમા સ્વસ્થપણે બેઠા. નિદ્રાનુ બલ જણાવાથી પ્રથમ મારા સહિત થોડા નિદ્રાવશ થયા, અને થોડા શસ્ત્ર સાધીને સાવધાનપણે ચોકી કરતા જાગ્રત્ રહ્યા. પાછલી પ્રહર રાત્રિ જ્યારે રહી ત્યારે મારા સહિત સુતેલા જાગ્યા અને શસ્ત્ર ધરી સાવધાન થયા. પશ્ચાત્ અન્ય જાગનારા સર્વ સુતા તેઓ બે ત્રણ ઘડી સુતા ન સુતા એટલામા અમને અશ્વનો પગરવ સભળાવા લાગ્યો હુ તો જાગ્રત્ અને સ્વપ્નમાં પેઠી ભૂમિમાં પ્રવેશેલી શક્તિના સમ્બન્ધમા જ વિચાર કરતા મનને જોતો હતો અશ્વનો પગરવ સાભળી દુસહ સર્વ પોતપોતાના અશ્વને સજાવી તેપર આરૂઢ થયા, અને સુતેલામાના ઘણા ખરા પણ એ ગડબડાટમાં ખળભળી ઉઠ્યા, અને શસ્ત્ર ધરી સાવધાનતાથી ઉભા. થોડીવારમાં એક અશ્વ, વાહક

ઘણો પ્રયત્ન કરયો, પણ તેઓ હણાયા અને અમારો જય થયો. એમણે પકડેલા મારા સાથીને અમે જીવતો લઈ લીધો, અને પરસ્પર કુશલ પૃછ્યુ. તે શત્રુઓના જીવતા રહેલા અશ્વને, શસ્ત્રને તથા અલકારોને મારી સાથેના મનુષ્યોએ લઈ લીધા, અને અમે ત્યાથી ચાલતા થયા. મારા સાથીને પણ શત્રુઓએ મોહુ વિઘ્ન આપ્યુ ન હતુ, તેથી તે પણ અમને પ્રાપ્ત થઈને સાવધાન થયો અને અશ્વારૂઢ થયો ત્યાથી અમે ચાલ્યા કે તત્કાલ મને પેલી પૃથ્વીમા પ્રવેશેલી સ્ત્રીનુ પુન વેગથી સ્મરણ થવા લાગ્યુ. ત્યાથી અમે સર્વ ચાલતા માર્ગમા એક પાથશાલા અને જલાશયવાળુ રમણીય સ્થલ હતુ ત્યાં આવી પહોંચ્યા, અને સઉએ ત્યા વિશ્રાન્તિ લેવાનો નિશ્ચય કરયો. ત્યાથી બે મનુષ્યને મે આજ્ઞા આપી વિદાય કરયા. તે આજ્ઞા-પ્રમાણે રાજધાનીમા જઈને થોડી સેના તથા તબુ વગેરે રહેવાની વ્યવસ્થા કરવાના પદાર્થો તેમ જ ખોરાકના પદાર્થોને પણ જથાબધ ગાડાઓમા ભરાવી લાવ્યા તેઓ આવતા સુધી અમે આસપાસ ફરતા અને રાત્રિ તે પાથશાલામા જ ગાળતા થોડા દિવસમા તે સેનાઆદિ સર્વ આવી મળ-વાથી અમે જ્યા તે સ્ત્રી ભૂમિમાં શમી હતી ત્યાં જવાને નિકળ્યા. માર્ગમા રાખેલા લક્ષ્યસ્થાનને જોતા જોતા સર્વસહ હુ તે સ્થલે જઈ પહોંચ્યો. તે સ્થલથી થોડે અતરે સર્વ વ્યવસ્થાપૂર્વક સેનાને ઉતારો આપીને તે સ્થલે હું મારા મુખ્ય અધિક વિશ્વાસપાત્ર મનુષ્યોસહ રહો. સર્વ નિદ્રાવશ થયા અર્ધ રાત્રિ વ્યતીત થઈ. મારા સ્થાનથી થોડે અતરે રાખેલા વિચરતા સાવધ રક્ષકોવિના અન્ય કોઈ પણ જાગ્રત ન હતુ. તે સમયે હુ એ સ્ત્રીના સમ્બન્ધી વિચાર કરતો મારી શય્યામા બેઠો હતો એટલામાં **खनन, खनन, खन् खन्** એવા શબ્દો મારે શ્રવણે આવ્યા. મે સાવધાન થઈ સાભળ્યુ તો વળી તેવા શબ્દો સંભળાયા. અલ્પ સમયમા મારા મનુષ્યો જાગ્રત્ થયા, અને તેમને મે મારો વિચાર જણાવતાં કહ્યુ કે આપણે આ ભૂમિ ખોદ-વાનો આરભ કરવો જોઈએ. તેમણે મારી આજ્ઞા સ્વીકારી સેનાના ઉતા-રામા જઈ ખોદવાના હથિઆર આણ્યા, અને મેં આજ્ઞા કરી ત્યા મારી પ્રસન્નતાઅર્થે તેમણે વારાફરતી ખોદવા માંડ્યુ. કેટલાક ખોદવા લાગ્યા, અને કેટલાક તે મૃત્તિકાને બીજે સ્થલે કાઢી નાખવા લાગ્યા આ પ્રમાણે ત્વરાથી ખોદતાં જ્યારે લગભગ એક પુરુષપરિમાણ નીચે ઉતરયા ત્યારે પણ પુન **खनन खनन खन् खन्** એવો ધ્વનિ સભળાયો. આથી વળી વિશેષ ઉત્સાહથી નીચે ખોદતા ઉતરયા, ત્યારે નીચે મોટી શિલા દૃષ્ટિએ પડી સર્વે મળીને તેને ઉપાડી, તો નીચે લક્ષ્મીનો મોટો ભડાર અમને જણાયો. તે જોઇને મને તેમ જ સર્વને અધિક આનન્દ થયો. તથાપિ પેલી

સ્ત્રીનું સ્મરણ થયા કરતું હોવાથ મને તે ધનનો ભંડારમાત્ર જાણ્યાથી યોગ્ય સંતોષ અંતરમાં પ્રતીત થયો નહિ. તે પછી ધૈર્યથી અન્ય અધિક મનુષ્યપાસે તે પૃથ્વીને આસપાસ વિસ્તૃત પ્રદેશમાં ખોદાવી જોયું તો તે ધનનો ભંડાર અતિ વિસ્તારમાં હતો એમ સઉને જણાયું; અને તેથી ધનના ભંડારને એ સ્થલથી ઉપાડી લઈ જવાકરતાં ત્યાં જ કોઈ પ્રકારનો તેનો ઉપયોગ કરવાનો વિચાર મને તે ક્ષણે સ્ફુરયો. તે વિચારાનુસાર સ્થલે સ્થલેથી ઉત્તમ પ્રકારે શિલ્પવિદ્યાના જાણનાર અનેક મનુષ્યોને તેડાવીને ત્યાં એક ઉત્તમ શોભાવાળું નગર રચવાનું કાર્ય આરંભ્યું. તે નગરનું નામ **શ્રીનગર** પાડવા નિશ્ચય કરયો. નગરના મધ્યમાં **શ્રી**નું એક અતિ સુન્દર વિશાલ મન્દિર બંધાવ્યું. કેટલેક કાલે મહા પ્રયત્નવડે તે નગર તૈયાર થયું, અને તેમાં જાતિ જાતિનાં ઉત્તમ વિદ્યા, કલા, બલ તથા સદ્‌ગુણવાળાં મનુષ્યોને વસાવ્યાં. આ નગર રચાયા છતાં તે ધનનો ભંડાર અખુટજેવો પ્રતીત થયો, તેથી મેં પ્રજાના સુખાર્થે તે ધનવડે નાના પ્રકારનાં ધર્મકર્મ કર્યાં. પ્રજાના ગૃહમાં રહેલું ધન પણ રાજાનો જ કોશ હું માનતો હતો, તેથી મેં દશ વર્ષપર્યંત પ્રજાપાસે લેવાતા કર બંધ કર્યા. એથી પ્રજાને બહુ સંતોષ થયો. આ આદિ અનેક પ્રકારથી સંતોષ આપતાં તથા માતાપિતાની આજ્ઞાનું પાલન કરી તેમને સતોષ આપતાં તથા સ્ત્રિયાદિ અન્ય સર્વ સમ્બન્ધી જનોને પણ તેમના ઘટિત મનોરથો પૂર્ણ કરીને સંતુષ્ટ કર્યાં. માતાપિતાની આજ્ઞાથી તે **શ્રી**નગરમાં હું રહેતો તથા શત્રુઓને વશ વર્તાવવા વારંવાર રાજ્યની મર્યાદામાં તથા પ્રસંગે મર્યાદાબહાર પણ હું સેનાસહિત વિચરતો. આ પ્રમાણે કાલ વ્યતીત થતો તથાપિ પેલી સ્ત્રીનું મને વિસ્મરણ થતું ન હતું. એક રાત્રિમાં સાવધાન અનેક શસ્ત્રધારી રક્ષકોવડે રક્ષાતા અન્તઃપુરમાં હું શય્યામાં સુતો સુતો નિદ્રાના અલાભે વિચાર કરવા લાગ્યો કે આ પ્રાણિપદાર્થનો સમુદાય જે સંસારનામથી ઓળખાય છે, તેમાં હું મનુષ્યાકારને પ્રાપ્ત થયો મને અનુભવું છું, સર્વ પ્રાણિઓમાં મનુષ્ય શ્રેષ્ઠ મનાય છે. મનુષ્યોમાં ઘણા વર્ગ છે તેમાં ઉચામાં ઉંચો બ્રાહ્મણવર્ગ છે તેથી નીચા ક્ષત્રિયવર્ગમાં મારી ગણના થાય છે. બ્રાહ્મણાદિ મનુષ્યના વર્ગ અન્તઃકરણના વિવિધ પ્રકારના સામર્થ્યથી તથા સામાન્ય સ્વભાવની વિચિત્રતાથી થયા હોય એમ પ્રતીત થાય છે. હું ક્ષત્રિયવર્ગમાં છું. તેથી મારામાં ક્ષત્રિયજાતિને વિષે ઘટતા ગુણ તથા સ્વભાવસામર્થ્યાદિ હોવાં ઘટે છે. જ્યારે આ ક્ષત્રિયનાં ધર્મસામર્થ્યને હું પ્રાપ્ત કરી રહું ત્યાર પછી મારામાં બ્રહ્મવર્ગનાં ધર્મસામર્થ્યાદિ આવવાં ઘટે છે. કારણ કે શુદ્ધ ક્ષત્રિયત્વના અન્તમાં જ બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે. સામાન્ય દૃષ્ટિથી જોતાં વિવિધ વર્ગનાં

મનુષ્યોના આકાર કે વર્ણમાં એક સરખો ભેદ જણાતો નથી, તેથી વર્ણના લક્ષણ અંતર્ વર્તતાં હોવાં ઘટે છે, અને તે અંતરના લક્ષણ તેમની નાના પ્રકારની થતી બહિર્ પ્રવૃત્તિથી અનુમાન કરી શકાય છે. આથી વર્ણભેદ નિરર્થક કે અવિચારસિદ્ધ છે, એમ મનાતું નથી. ઘણું કરીને સર્વ તત્ત્વજ્ઞ પુરુષોનો એવો નિશ્ચય પૂર્વ પૂર્વ ગ્રન્થો જોવાથી થયેલો જણાય છે કે સામાન્ય આ જગતમાં મનુષ્યત્વને પ્રાપ્ત પ્રાણિઓને પ્રાપ્ત થવા યોગ્ય પદમાં અન્તિમ એટલે છેલ્લું છે. એ અન્તિમ સ્થિતિ જ ખરા સુખને અનુભવાવનાર ઉત્તમ ભૂમિ છે. તેથી સુખની અભિલાષાવાળા સર્વ જીવે તે અવશ્ય પ્રાપ્તવ્ય છે. ઉત્તરોત્તર ભૂમિકાને પ્રાપ્ત થયા વિના એ ચરમ દશા પ્રાપ્ત થતી નથી. તેથી મનુષ્યોએ વિવેકથી ક્રમવડે તે દશાને પ્રાપ્ત થવું ઘટે છે. આ પ્રમાણે છતાં પણ હજી હું આ દુસ્તર જેવા ક્ષત્રિયત્વના પારને પામી સાધુ-ત્વને પ્રાપ્ત થવાના ઉત્સાહને ધારણ કરતો નથી, એ પણ આશ્ચર્ય છે. આ જળના પ્રવાહની પેઠે વહ્યા જતા આયુષ્યવડે ક્ષીણતાને પ્રાપ્ત થતા શરીરને ચિરકાલ રહેનાર હોય એમ હું ભ્રાન્તિથી માનીને આ ક્ષણપર્યન્ત મારા મુખ્ય કર્તવ્યમાં તત્પર થતો નથી, એથી મને ધિક્કાર છે.

આ દૃશ્ય પદાર્થમાત્ર જે મને તેમના પ્રતિની આસક્તિવડે જીવન-પર્યન્ત ક્લેશ તથા અન્તમાં અધોગતિના આપનાર છે, તેમની આસક્તિનો ત્યાગ એ જ મારું અન્તિમ કર્તવ્ય છે. તોપણ માતાપિતાની પ્રસન્નતાવિના તેમ જ સ્ત્રીની ઇચ્છાવિના તથા વ્યવહારના ભારને વહન કરવાને પુત્ર સમર્થ થયાવિના ગૃહી પુરુષોએ ગૃહવ્યવહારના ભારથી મુક્ત થવું, એ વ્યવહાર-ધર્મથી અનુચિત સરખું ગણાય છે. તેથી આ સમય કે જે મને સર્વ પ્રકા-રની અનુકૂલતા પ્રતીત કરાવતો નથી, તેમાં મારે વ્યવહારથી નિવૃત્ત થવું, એ બહુ દુર્ઘટ છે. કદાપિ પુત્ર ન હોય તો તો અન્ય પ્રતિનિ વ્યવસ્થા કરાય, પરન્તુ પુત્રવાન્ પુરુષે પુત્રના યોગ્ય વયપર્યન્ત એકાન્તસેવનમાં જવું ઘટતું નથી. યદ્યપિ મૃત્યુને વશ થતાં નિરુપાય થવાય છે, તો પણ જાણીને ત્યજી જવું એ તો સર્વ પ્રકારે અયોગ્ય છે. હવે મારે ઘણો કાળ આ આપત્તિ સહન કરવી પડે એમ નથી, તેથી ધૈર્યથી યોગ્ય સમયની વાટ જોવી ઘટે છે. વળી ગૃહમાં રહીને જ પુરુષોએ મુક્તત્વનો અધિકાર પ્રાપ્ત કરવો એવો પણ નિયમ છે. વ્યવહારમાં રહીને જે મનુષ્ય પોતાના અન્તઃકરણનો જય કરે છે તે જ મનુષ્ય ઉત્તમ અધિકાર તથા સામર્થ્યવાળો ગણાય છે કારણ કે અન્તઃકરણના જયમાં આવનાર અનેક વિઘ્નો વ્યવહારદશામાં પ્રાપ્ત હોય છે. અને તે સર્વ વિઘ્નોની નિવૃત્તિપૂર્વક કરેલા અન્તઃકરણના જયવાળો પુરુષ પશ્ચાત્ કદાપિ કદી પણ પાછો પડતો નથી. આ નિયમપ્રમાણે મારે પણ આ

વ્યવહારમાં રહીને જ અન્તઃકરણનો જય કરવો છે. અધિક અંશે એ જય મને સાધ્ય છે, તોપણ હજી દઢતાનિમિત્તે મારે આ વ્યવહારદશા જ થોડો કાલ સેવ્ય છે. આ પ્રકારે વિચાર કરતો હું ક્રમવડે સુષુપ્તિને પ્રાપ્ત થયો. સૂર્યોદયપૂર્વે હું નિદ્રાથી જાગ્રત્ થયો, અને પ્રથમ પ્રહરનાં સર્વ કાર્યથી નિવૃત્ત થઈને ભોજન કરીને મેં સભામાં પ્રવેશ કર્યો. ત્યાં ઉત્તર દિશામાં વિરોધી દુર્જનોવડે કરાતા ઉત્પાતના સમાચાર જાણ્યા; અને તેથી મારી સાથે રાખવા-યોગ્ય સેનાને તથા અન્ય કુશલ રક્ષકોને લેઈ ને હું કુટુમ્બીજનોની પ્રસન્નતા મેળવીને ચાલતો થયો; કારણ કે પ્રજાને અભય આપવું એ જ રાજાનું મુખ્ય કર્તવ્ય છે.

હું મારા સાથીઓસાથે માર્ગ કાપતો જતો હતો. રાત્રિએ થોડો કાલ વિશ્રામ લઈને અન્ય સર્વ સમયમાં અમે પન્થ કરતા હતા. જે જે સ્થલે અમારા જવાના સમાચાર થતા તે તે સ્થલે, દુર્જનના ભયત્રાસની નિવૃત્તિપૂર્વક શાન્તિ પ્રસરતી હતી. આગળ જતાં અમને દુર્જનોથી તો ભય થયું નહિ; પરન્તુ વનવાસી વિકરાલ પશુ તથા મનુષ્યોથી અમને મોટું ભય પ્રતીત થયું. એક રાત્રે અમે નિર્વિઘ્ન વિકટ વનની વાટે જતા હતા. તેવામાં એકાએક અમારા સમીપમાં ભયંકર શબ્દ થયો. તે સાંભળીને અમારા અશ્વો તથા અમે ભયભીત થયા, તોપણ તત્કાલ સાવધાન થઈને અમે સર્વ એક સ્થલમાં એકઠા થયા. થોડે થોડે અંતરે તે શબ્દ થતો, પણ ક્રમથી જાણે અમારાથી દૂર દૂર જતો હોય એમ ભાસ્યું. અલ્પ સમયમાં તો તે જ પ્રકારના ભયંકર નાદ આસપાસ થવા લાગ્યા, અને ચારે દિશાથી અમને તે ભયંકર પ્રાણિઓએ જાણે ઘેરી લીધા હોય એમ ભાસ્યું. પશુની સંખ્યા કળી શકાઈ નહિ, પરન્તુ શબ્દથી તેમની મોટી સંખ્યાનું અનુમાન થયું. મેં સર્વને આજ્ઞા આપી કે 'હવે સર્વને સાથે રહેવાનો નિયમ રહેશે નહિ. કારણ જે, જે પશુની પાછળ જશે તે, તે દિશામાં જશે. માટે જે આ પશુના પાશથી બચે તેણે અન્તે એકબીજાની સંભાળ ન લેતાં સ્વસ્થાને જવું.' એમ કહીને પછી અમે આસપાસથી પશુઓપ્રતિ ધસારો કર્યો. તેમાંથી કેટલાંક મરાયાં અને કેટલાંક નાઠાં. અમારામાંથી ઘણા ખરા અશ્વને તથા મનુષ્યોને થોડું થોડું તે ઘાતક પશુઓના નખ તથા દંતથી વાગ્યું. પણ તત્કાલ કોઈ મરણ પામ્યું ન હતું; અને તેટલામાં પશુઓના પલાયનથી તેમની પાછળ અમે સર્વ જેને જેમ ફાવ્યું તેમ ચાલતા થયા. દૈવગતિથી હું તથા મારા દશ રક્ષકો એક દિશામાં પશુઓનો નાશ કરતા તે પશુરૂપ રણના પારને પામ્યા. પણ એટલામાં ડુંગરોની ખોમાંથી પશુઓથી પણ ભયંકર અને મનુષ્યોનો આહાર કરે એવાં મનુષ્યાકારવાળાં પણ વિકરાલ રૂપનાં

અખ્યાબંધ પ્રાણિઓ અમારા સન્મુખ આમતેમથી એકાએક નીકળી આવ્યાં, અને મોટા કાષ્ટ તથા પાષાણોથી અમને મારવા લાગ્યા અમે પણ ભયંકર શસ્ત્રોવડે તેમને હણવા માડ્યા અમારા સર્વનાં શરીર ન્યૂનાધિક રુધિર સ્ત્રવતા તેમણે કરયા પણ અમે અનુકૂલ દૈવબલથી તેમાના ઘણાને મારી નાખ્યા શેષ રહેલા નાસવા લાગ્યાં, તેમને હણવા અમે પાછળ ચાલ્યા. એ સમયે તેમના માર્ગભેદથી અમે પણ છુટા પડી ગયા. મારી પાછળ માત્ર એક જ મારૂ રક્ષણ કરતો આવતો મે જોયો. હે ભાઈ! એ રાત્રસરખુ ભય આખા આજપર્યન્તના આયુષ્યમા અમને કદી પ્રતીત થયુ નથી. આ ભયંકર રાત્રિ અને તે પ્રાણિઓ અળપાઈ ગયા અને તત્પશ્ચાત્ સૂર્યોદય થયો. એ સમયે હુ તથા મારો એક સાથી વિશ્રામસ્થલને જોતા અશ્વ ચલાવતા હતા બહુ દૂર ચાલતાં અમને મનુષ્યોના પગરવવાળી પૃથ્વી પ્રતીત થઈ, અને તેટલામા એક સુન્દર ઋષિનો આશ્રમ દીઠો. લા જઈને જોયુ તો સાગરવૃત્તિવાળા એક મહાત્મા પોતાના એક શિષ્યસહ બેઠેલા જણાયા. તેને પૂછતાં જાણ્યુ કે ત્યાથી બે બે કોસને અતરે ગ્રામ છે પણ તત્કાલ તો શ્રમિત થયેલા અમે અશ્વથી ઉતર્યા. મારા સાથીએ અશ્વને જલ દેખાડ્યુ, અને આશ્રમસમીપ અશ્વને ચરવાનુ મળે એવે સ્થલે બને અશ્વને બાંધ્યા. મારો સાથી અશ્વની રક્ષા કરતો બહાર એક વૃક્ષતળે બેઠો અને હુ તે મહાત્માના આશ્રમમાં ગયો. તે શિષ્યસરખા પુત્રે આસન, ફલ તથા જલથી મારૂ આતિથ્ય કર્યુ, અને મારા શરીરથી સ્ત્રવતા રુધિરને જોઈ તેને યોગ્ય ઉપચાર કર્યા, તથા અનેક વિધિવડે મારૂ સાન્ત્વન કર્યું. હુ સર્વ પ્રકારથી પ્રસન્ન થઈ તેની આજ્ઞા લેઈને તેણે આપેલા આસન-ઉપર સુતો, અને થોડોક કાલ નિદ્રાવશ થયો. મારા સાથીને પણ ફલજલાદિથી સતોષ્યો અમને પણ યદૃચ્છાથી માર્ગે જતા ગાડામાંથી આહાર મળી આવ્યો, તે તેને નાંખી મારો સાથી પણ સુતો સુખપૂર્વક નિદ્રા લઈને જ્યારે હુ જાગ્રત્ થયો ત્યારે તે મહાત્મા પોતાના સમીપ બેઠેલા એ ઘાયેલા શિષ્યસરખા પુત્રને આ પ્રકારે બોધ આપતા હતા હે ભાઈ! તે બોધવચનો આજપર્યન્ત મારી સ્મૃતિમા જેવા હતા તેવા જ છે, તે કહુ છુ, શ્રવણ કર.

તે મહાત્મા કહેતા હતા કે હે સાધો! વેદશ્રુતિએ અધિકારિવર્ગને ઉપદેશ આપવાની જે વ્યવસ્થા વર્ણી છે તેને અનુસરીને તે શ્રુતિરૂપ આજ્ઞાના પાલનને અર્થે સત્પુરુષો આ જીવોને યથાન્યાયે અધિકારપરત્વ બોધ આપે છે. તે સત્પુરુષોના આપેલા બોધવડે અધિકારી વર્તે છે, તો ઉત્તમ ફલ પ્રાપ્ત કરે છે. બોધ સફલ થવામા સત્પુરુષનુ હૃદયસામર્થ્ય તથા સાધકનુ શુદ્ધ અન્તઃકરણ કારણ છે તેમા પણ સાધકની શુદ્ધ બુદ્ધિ જ

તત્ત્વનિશ્ચયમાં કારણરૂપ છે. તેથી અધિકારીએ પોતાની મતિની શુદ્ધિમાં આગ્રહ રાખવો. સાધકની નિર્મલ મતિ જ ગુરુઈશ્વરના અનુગ્રહને પાત્ર કરવા સમર્થ હોય છે; તેથી તું પોતાના અન્તઃકરણને યોગ્ય વિચારવડે ઉચ્ચ અધિકારમાં સ્થાપવા પ્રયત્ન કર. જ્યાં સુધી અંતર્માં રહેલા કામસંસ્કારને જીવો વશ વર્તાવતા નથી, ત્યાં સુધી તેઓ કદી ઉંચી ગતિને પામતા નથી. તેથી જ સત્ પુરુષોએ કહ્યું છે કે જે પુરુષ એક કામમાત્રને જ વશ વર્તે છે, તે પુરુષ આ જગત્માં સર્વના દાસત્વને યોગ્ય થાય છે; અને જે પુરુષ પોતાના અન્તર્માંથી કામસંસ્કારને ત્યજે છે, અથવા તો તેને અધીન વર્તાવે છે, તે પુરુષ કોઈનો દાસ થતો નથી, પણ અન્ય સર્વ મનુષ્યને પોતાના દાસતુલ્ય કરી રહે છે. વળી સત્પુરુષોએ સ્વાનુભવથી પ્રકટપણે કહ્યું છે કે જે પુરુષ નિત્યાનિત્યવસ્તુવિવેકરૂપ અગ્નિવડે અથવા મહાવાક્યના વિવેકથી પ્રકટતા જ્ઞાનાગ્નિવડે અથવા તત્ત્વાભ્યાસવડે પ્રાપ્ત થતા વિવેકાગ્નિવડે પોતાના અન્તર્માં રહેલા કામક્રોધને મૂલસહિત બાળે છે, તે પુરુષ આ સંસારમાં વર્તમાન શરીરમાં જ આનન્દસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરી કૃતકૃત્ય થાય છે. વળી કામના જયને કરનાર કોઈ સાધકે કામપ્રતિ કહ્યું છે કે ' હે કામ ! હું તારા મૂલને રુડે પ્રકારે જાણું છું કે તું સંકલ્પથી ઉત્પન્ન થાય છે, અને તેથી જે સંકલ્પવડે તું ઉપજે છે તે સંકલ્પનો તો મેં ઉત્તમ પ્રકારે ત્યાગ કર્યો છે, તો હવે પછી તું મારા વિષે કેવે પ્રકારે ઉત્પન્ન થઈશ ? અર્થાત્ કોઈ પ્રકારે પણ તું હવે મારા વિષે પ્રાપ્ત થઈ શકીશ નહિ. હે સાધક ! આ આદિ અનેક પ્રમાણથી કામનો ત્યાગ જ સુખાવિર્ભાવ કરનાર છે, માટે તું ક્રમવડે સદા કામના ત્યાગમાં યત્ન કરતો રહે. હે કલ્યાણની ઇચ્છાવાળા ! આ સંસારમાં મનુષ્યાદિ પ્રાણિઓ પ્રકૃતિસ્થ ગુણદોષથી ગુણદોષવાળા હોય છે. માટે નિર્દોષ નિર્ગુણ થવાઅર્થે શનૈઃ શનૈઃ પ્રકૃતિસ્વભાવનો ક્રમાનુસાર જય કરવો ઘટે છે. મનુષ્યોમાં વર્તતા ગૌણપ્રધાન ગુણદોષાદિવડે તદનુકૂલ ઇચ્છાઓ સ્ફુરે છે, અને તે પ્રમાણે તે ક્રિયાઓ કરે છે. જે મનુષ્યમાં સાત્ત્વિક સ્વભાવ પ્રધાનપણે વર્તે છે, તે મનુષ્યો તો પ્રધાનપણે મોક્ષની જ ઇચ્છાવાળાં હોય છે. રજસ્પ્રધાન મનુષ્યો મુક્તત્વજન્ય સુખની તથા વિષયસુખની ઇચ્છાવાળાં હોય છે, અને તમસ્પ્રધાન મનુષ્યો તો કેવલ વિષયસુખાર્થે વિષયોની જ ઇચ્છા કરે છે. આ પ્રમાણે જેમ ઇચ્છાનો ભેદ છે તેમ તેમનામાં ઉપજતો દ્વેષ પણ ભેદવાળો સમજવાનો છે. સાત્ત્વિક મનુષ્યો પ્રધાનપણે દુઃખના કારણરૂપ વિષયોમાં દ્વેષ ધરે છે. રાજસ મનુષ્યો પોતાના સુખના વિરોધી, જેમને તેઓ વૈરી જાણે છે, તે વૈરીઓપ્રતિ દ્વેષ ધરે છે; અને તામસ

મનુષ્યો તો સ્વાર્થનિમિત્તે શત્રુમિત્ર ઉભયપ્રતિ દ્વેષ ધરે છે જેમ આ ઇચ્છા અને દ્વેષમાં ભેદ છે, તેમ તેમના ભયમાં પણ ભેદ છે. સાત્વિક મનુષ્યો ધર્મરૂપ પ્રવૃત્તિમાં થતા પ્રમાદથી પ્રધાનપણે ભય પામે છે. રાજસ મનુષ્યો અનુચિત વ્યવહાર કરતા છતાં ઉત્તર કાલે પ્રાપ્ત થનાર યમની શિક્ષાથી પ્રધાનપણે ભય પામે છે, અને તામસ મનુષ્યો તો માત્ર રાજા આદિ પ્રત્યક્ષ ભયનાં કારણથી જ ભય પામે છે. વળી એમની અજ્ઞાનતામાં પણ ભેદ છે સાત્વિક મનુષ્યોને આત્મસ્વરૂપનુ જ અજ્ઞાન હોય છે રાજસ મનુષ્યને આત્માનુ તથા શાસ્ત્રનુ પણ અજ્ઞાન હોય છે, અને તામસને તો આત્મા, શાસ્ત્ર તથા લોકનીતિવ્યવહારાદિનુ પણ અજ્ઞાન હોય છે. આ આદિ અનેક પ્રકારના પૃથક્ પૃથક્ લક્ષણોથી ગુણોની ન્યનાધિકતાનો નિર્ણય કરે છે, તે વિવિધ પ્રકારથી લક્ષણોનો નિર્ણય કરીને વિરોધી સ્વભાવના મન્દમતિ મનુષ્યોનો સહવાસ સેવવો નહિ. કારણ કે તેમના સહવાસથી મતિ મલિનત્વને પ્રાપ્ત થાય છે વળી તેવા પ્રાણિપદાર્થનો અધિક સમ્બન્ધ કે તેમનું અધિક ચિન્તન પણ કરવુ સારૂ કે ઉચિત નથી. કારણ કે તેમના સંસર્ગસમ્બન્ધ કે ચિન્તનથી વાગાદિ ઇન્દ્રિયોને પરિશ્રમ તથા અન્તઃકરણને દોષ પ્રાપ્ત થાય છે. હે ભાઈ! આ જગતમા બુદ્ધિમન્તોએ તો માત્ર સુખરૂપ ફલની તથા સુખરૂપ ફલનાં સાધનોની જ નિરન્તર ઇચ્છા કરવી ઘટે છે દુઃખરૂપ ફલની તથા દુઃખના હેતુઓની નિવૃત્તિની ઇચ્છા પણ પ્રાજ્ઞ પુરુષોએ સેવવી ઘટે છે. સામાન્યપણે જોતાં દુઃખના હેતુઓ આ છે જે જે મનુષ્યો સદા બીજાઉપર ઇર્ષા રાખનારાં અર્થાત્ બીજાના સુખને કે અન્યની અનુકૂલતાને જોઈને નિરન્તર અદેખાઈ કરનારાં છે, તે મનુષ્યો દુઃખી ગણાય છે જેમનાં અન્તઃકરણ નિરન્તર દયાવાળાં હોય છે, અર્થાત્ બીજાના દુઃખ દેખી જે મનુષ્યો સહન ન કરી શકનાર હોય છે, તેઓ પણ આ જગતમાં સદા દુઃખી ગણાય છે. યથાપ્રાપ્તમા મનોરથરહિત અર્થાત્ જે જે સમયે જે જે મળી આવે કે જે જે સ્થિતિ પ્રાપ્ત હોય તેમા અનુકૂલ મતિથી સન્તોષ નહિ માનનાર પણ સદા દુઃખી ક્હ્યાં છે. ક્રોધને વશ વર્તનારાં અર્થાત્ આપણી ઇચ્છાપ્રમાણે ન હોવાથી સદા ક્રોધ કરવાના સ્વભાવવાળાં મનુષ્યો પણ સદા દુઃખી મનાયાં છે. પ્રત્યેક વ્યવહારમા નિરન્તર શંકાશીલ રહેનારાં અર્થાત્ જે જે વ્યવહાર પોતે અથવા અન્યદ્વારા કરવાના હોય તેમા સદા અવિશ્વાસાદિ નિમિત્તોથી સંશયવાળાં રહેનાર મનુષ્યો પણ સદા દુઃખી હોય છે તેમ જ પરધનથી પોતાનાં જીવનને ચલાવનારા અર્થાત્ જેઓ પોતાના ખાનપાનાદિ સર્વ વ્યવહારમાં જોઈતા પદાર્થો, આવી પ્રાપ્ત થનાર અન્યના ધનવડે જ અ-

ન્યના આશ્રયે રહી તે મેળવી જીવનારાં છે તે મનુષ્યો પણ સદા દુઃખી છે. આ વિના અન્ય વ્યાધિઆદિ અનેક દુઃખના હેતુઓ છે તે સર્વથી ઉગરવાને યથાશક્તિ યત્ન કરવો જોઈએ.

આ સંસારમાં સદા અર્થાત્ પ્રધાનપણે દુઃખાનુભવ કરનાર મનુષ્યોને શાસ્ત્રમાં જીવતાં છતાં પણ મુવેલાંજ કહ્યાં છે. આ પ્રકારના નિશ્ચયથી જ પૂર્વ મહાપુરુષે પાંચને જીવતાં મુવાં કહ્યાં છે. તે પાંચ આ છેઃ ૧ સદા રોગી, ૨ સદા દરિદ્રી, ૩ નિરન્તર મૂર્ખ, ૪ સદા પ્રવાસ સેવનાર તથા ૫ નિરન્તર પારકી ચાકરીમાં રહેનાર. આ પાંચને જીવિત છતાં મરણને પ્રાપ્ત થયાં માનવાનું કહેવામાં દુઃખ જ હેતુ છે. આ આદિ અનેક પ્રકારના સ્વાનુભવથી વા પરાનુભવથી નિશ્ચય કરેલાં દુઃખ કે દુઃખના હેતુને યોગ્ય પ્રયત્નથી ટાળવા, અને તેને અનુકૂલ માની લે એવી મતિસુધારીને સુખાર્થે સુખનાં સાધનોનો નિશ્ચય કરી તેમને યત્નથી સાધવાં. એ વિના મનુષ્યનું અન્ય કર્તવ્ય નથી.

વીરવિજયને કહે છેઃ હે ભાઈ! આ પ્રકારનાં વચનો તે મહાત્માએ સમીપ બેઠેલા પુરુષને કહ્યાં, તે મેં સાવધાનતાથી શ્રવણ કર્યાં. તે વચનોએ મારા અંતરમાં બહુ વિલક્ષણતા કરી. પછી ત્યાંથી મારા સાથીસહ હું તે મહાત્માને સવિનય નમન કરી તેમના આ કૃતોપકારનું વિસ્મરણ ન થાય એવા નિશ્ચયપૂર્વક નિકળ્યો.

ત્યાંથી મારા સાથીસહ માર્ગ કાપતો હું કેટલેક દિવસે સમુદ્રના તીર-ઉપર આવ્યો. સમુદ્રનું ભયંકર સ્વરૂપ જોતો હું અનેક પ્રકારના વિચારને કરવા લાગ્યોઃ 'અરે ! આ સમુદ્રના જલમાં આ સ્થૂલ દૃષ્ટિ વ્યાપારવાળી થતી જણાતી નથી. જલના ઉંડાણને અને જલના અન્તે રહેલી પૃથ્વીઉપર શું શું છે, એ આ દૃષ્ટિ જોઈ શકતી નથી. જનમાં કહેવત ચાલે છે કે જેનું ઉદર પ્રત્યક્ષ નથી, તે ભયંકર છે. આ સમુદ્રની પેઠે ઉંડા મનના મનુષ્યોના પણ અન્તરના આશયો જાણ્યા જતા નથી, તેથી તે પણ ભય આપતા ભાસે છે. અરે ! આ મનુષ્યનું અન્તઃકરણ પણ સમુદ્રસરખું જ છે. જેમ આ જલમાં તરંગો, લહરીઓ ઉપજી ઉપજી શમે છે, તેમ આ અન્તઃકરણમાં પણ મોટાનાના કામરૂપ તરંગ તથા લહરીઓ ઉપજી ખપે છે. આ સમુદ્રનું જલ પણ ક્રિયાવાળું હોવાથી ફેનરૂપ મલને ઉપજાવે છે, તેમ આ અન્તઃકરણ પણ ક્રિયાવાળું હોવાથી અનેક દોષરૂપ મલને ઉપજાવે છે. આ સમુદ્રમાં જેમ ઉત્તમ, મધ્યમ, તથા અધમ પદાર્થો હોય છે, તેમ આ અન્તઃકરણમાં પણ અનેક પ્રકારના ઉત્તમ, મધ્યમ તથા અધમ શુભાશુભ સંસ્કારો રહ્યા હોય છે. આ સમુદ્રના જલમાં જેમ અનેક ઘાતકી પ્રાણિઓ

વસે છે, તેમ આ અન્તઃકરણમાં પણ ઘાતકી પ્રાણીસમ ષડ્રિપુઆદિ વસે છે. તે સમુદ્રનાં પ્રાણિઓ સમુદ્રને સાક્ષાત હાનિ કરતા પ્રતીત થતાં નથી, અને આ ષડ્રિપુ તો સાક્ષાત જીવને અનર્થ કરે છે. એટલી આ અન્તઃકરણમાં અને આ લોકપ્રસિદ્ધ સમુદ્રમાં વિશેષતા છે. આ આદિ અન્ય અનેક પ્રકારથી અન્તઃકરણની પેઠે અપરિમિત મહિમાવાળો આ સમુદ્ર પણ અન્તઃકરણની પેઠે શોધવા યોગ્ય છે પરન્તુ જેમ અન્તઃકરણમાં પ્રવેશી તેને શોધવું દુર્ઘટ છે, તેમ આ અતિ ઉંડા જલમાં રહેલા સમુદ્રના તલને શોધવું પણ દુર્ઘટ છે. એવો કયો પદાર્થ પ્રાપ્ત કરીએ કે જેથી આ ભૂતલ-ઉપર જેમ આપણે નિર્વિઘ્ન વિચરીએ છીએ તેમ સમુદ્રમાં પણ જલને ભેદીને વિચરી શકીએ? જેમ આ ભૂમિ અનેક ઉત્તમોત્તમ વિભૂતિને પોતાના ઉદરમાં રાખી રહી મનાય છે, તેમ આ સમુદ્ર પણ મોટી વિભૂતિને પોતામાં ધારણ કરી રહ્યો મનાય છે. માટે જેમ કોઈ આ પૃથ્વીને યોગ્ય સ્થલે પ્રયત્નથી ખોદી જુએ છે, તો તેને તેમાંથી નિધિ પ્રાપ્ત થાય છે, તેમ આ સમુદ્રને પણ જો કોઈ યોગ્ય ઉપાયથી યોગ્ય સ્થલોએ શોધી જોવાય તો નિધિરૂપ ઉત્તમ પદાર્થો પ્રાપ્ત થઈ શકે ખરા. હું મારા મનથી મને રાજા માનું છું, તથાપિ આ સમુદ્રના જલમાં પ્રવેશવા અન્ય સામાન્ય મનુષ્યની પેઠે હું પણ અસમર્થ મને પોતાને માનું છું. વળી જેમ આ મનુષ્યાદિ પ્રજાને હું વશ વર્તાવું છું, તેમ આ જલમાં રહેલી વિવિધ પ્રાણીરૂપ પ્રજાને હું વશ વર્તાવી શકતો નથી. ખરે, હું વાસ્તવ વિચારથી ભૂપતિ નથી, પણ માત્ર મનુષ્યોએ માનેલો હું નરપતિ છું. આ આદિ અનેક પ્રકારના વિચારોને મિથ્યા વશ વર્તતો હું મારા સાથીસહ સમુદ્રના તીરપર ઉભો છું, એ સન્ધિએ દૈવવશાત્ મારી રાજ્યમર્યાદામાં રહેનાર મોટા વ્યાપારીઓનાં વહાણ વિદેશથી કમાણી કરી પોતાને દેશ જવા માટે પાછાં વળેલા એ સ્થલે આવી અટક્યા, અને તેમાંથી કોઈ કોઈ મનુષ્યો પોતાને જોઈતા પદાર્થો લેવા અર્થે સમીપની વસતિમાં જવા તીરઉપર ઉતર્યા. તેમણે મને તથા મારા સાથીને ઓળખીને સવિનય નમન કર્યું. જો કે મારા સાથીએ તેમને ઓળખ્યા નહિ. પણ તેમને પ્રવાસી જાણીને મેં તેમનો વૃત્તાન્ત પૂછ્યો ત્યારે તેમણે મને સર્વ કહ્યો. તે પછી મેં તેમને મારી પ્રજા જાણીને બહુ પ્રીતિ દર્શાવી તેમણે પણ મને પોતાનો રાજા જાણી બહુ પ્રેમ દર્શાવ્યો. તેમણે મને વહાણમાર્ગે તેડી જવાનો આગ્રહ કર્યો, અને હું પણ સમુદ્રમાં પ્રવાસની ઇચ્છાવાળો હોવાથી તેમની ઇચ્છાને અનુસર્યો. તેઓ ત્વરાથી પોતાનાં કાર્યને કરી લેઈને ત્યાંથી ચાલનાર હતા, તેથી મેં પણ મારા સાથીને તેમની સાથે વસતિમાં મોકલી મારે

અર્થે ઉપયોગી પદાર્થો મંગાવી લીધા. તેમનાં અમારાં સર્વ કાર્ય અટપાયા પછી તેમણે મને બેસવાની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા વહાણમાં કરી આપી ત્યાં હું બેઠો. તેમને અનુકૂલ સમયે તેમણે ત્યાંથી વહાણો ચાલતાં કર્યાં. પ્રથમ જ સમુદ્રમાર્ગે પ્રવાસ કરનારો હું આશ્ચર્યથી દિશામાં વિસ્તરેલા સમુદ્રના સ્વરૂપને જોતો આનન્દને અનુભવતો હતો. તે વ્યાપારીઓ પોતાના નિયમપ્રમાણે રાત્રદિવસ માર્ગ કાપતા હતા. કોઈ ઉત્તમ વસતિવાળું સ્થલ આવે ત્યાં રોકાતા અને આગળ ચાલતા. એમ કરતાં કેટલેક દિવસે અમે એક બેટસમીપ આવી પહોંચ્યા. મને એ સ્થલે ઉતરીને જોવાની ઇચ્છા થઈ, અને મારી ઇચ્છાથી તેમણે તે સ્થલે વહાણને અટકાવ્યાં. વહાણથી ઉતરીને હું બેટમાં આસપાસ વિચરવા લાગ્યો, અને એકાન્તનિર્જન પ્રદેશ જોઈને તથા સર્વ બાજુએ ઘુઘુવાટ કરતા સમુદ્રના જલને જોઈને વિલક્ષણ શાન્તિને અનુભવવા લાગ્યો. મારો સાથી તથા વ્યાપારીનાં માણસો મારી પાછળ પાછળ થોડે અન્તરે ચાલ્યાં આવતાં હતાં. જોતાં જોતાં જ્યારે અમે આગળ ચાલ્યા ત્યારે હસ્તમાં દંડને ધારણ કરેલો, અન્ય વિષયપદાર્થવિનાનો અને મોટા શરીરવાળો કોઈ વિલક્ષણ પુરુષ મારા સંમુખ આવતો મને જણાયો. આ પુરુષને દૂરથી જોતાં જ મને પૂર્વે શ્રવણ કરેલા, હસ્તમાં-કાલદંડને ધારણ કરી વિચરતા યમરાજાનું સ્મરણ થયું. પણ મરણને સ્વીકારી વિચરનાર મને તે પુરુષથી કિંચિત્ પણ ભય થયું નહિ, અને હું પણ તેના સંમુખ ચાલ્યો. મારી પાછળ આવનાર મનુષ્યોએ તે પુરુષ દીઠો છે કે નહિ, એ તે સમયે હું જાણતો ન હતો. પણ મને અન્તરમાં એવો વિચાર આવ્યો કે જો મારી પાછળ આવનારાં મનુષ્યો આ પુરુષને દેખશે તો તેઓ અવશ્ય ભયને પ્રાપ્ત થશે. આ વિચારથી મેં પાછા વળીને તેમને કહ્યું કે તમે નિર્ભયતાથી મારી પાછળ આવજો. આ મારું વચન શ્રવણ કરયા પછી તે મનુષ્યોને પેલો પુરુષ દેખાયો, અને તેથી ગભરાટથી સર્વ બોલી ઉઠ્યા કે 'અરે મહારાજ! પાછા વળો, પાછા વળો.' તેમનો ગભરાટ જાણીને મેં તેમને કહ્યું: 'તમે કોઈ ભય ધરશો નહિ.' મારો સાથી મારો આગ્રહ જોઈને ભયરહિત થઈને સત્વર ચાલી મારી સાથે થયો, અને બીજાં વ્યાપારીનાં મનુષ્યો ભયસહિત મારી પાછળ પાછળ આવવા લાગ્યાં. પેલો પુરુષ મારા સન્મુખ દૃષ્ટિ સ્થાપીને ચાલતો અમારી પાસે આવતો હોય એમ ભાસતું હતું. જ્યારે તેનો સ્વાભાવિક બોલેલો શબ્દ મને સંભળાય એટલે અન્તરે તે રહ્યો, ત્યારે મન્દ મન્દ હસતાં તે બોલ્યો: 'હે રાજન્! તું ભયરહિત થા, અને આવ. તારી ઇચ્છા પૂર્ણ થશે.' હું જેમ જેમ તેની સમીપ જતો ગયો તેમ તેમ મને અન્તરમાં હર્ષ પ્રકટ થતો

રહ્યો. તે પુરુષને ઉત્તર આપતાં હું બોલ્યો: 'ભયરહિત રહેવું એ જ મારો ધર્મ છે. મારી ઇચ્છા પૂર્ણ કરનાર આપની કૃપાને પ્રથમ ઇચ્છું છું.' એવું બોલતાં જ્યારે હું સમીપ ગયો ત્યારે મને ભાસ્યું કે તે કોઈ દિવ્ય બળવાળો પુરુષ છે—કાં તો મહાત્મા હો કાં તો મનુષ્યદેહધારી દેવ હો. મારો તેમને માટે ઉંચો અભિપ્રાય બંધાયાથી મેં તેમને પ્રેમથી નમન કર્યું. તેમણે પ્રસન્ન વદનથી મારે મસ્તકે હસ્ત મૂક્યો પછી મારો હાથ ઝાલીને તે પોતાના આવવાના માર્ગપ્રતિ મને તેડી ચાલ્યા. હું પણ બોલ્યા વિના તેમની સાથે ચાલ્યો. મારો સાથી મારી પાછળ ચાલતો રહ્યો, અને તેની પાછળ વ્યાપારીનાં ભયભીત મનુષ્યો ચાલતાં રહ્યાં. પેલા મહાપુરુષ મારો હાથ ઝાલી ચાલતાં ચાલતા માર્ગમાંથી કોઈ કોઈ પદાર્થ લેતા હતા, તથા વળી નાંખી પણ દેતા હતા. એમ કેટલાક પદાર્થો લેતા નાખતા ચાલતા અમે સમુદ્રના જળસમીપ આવ્યા. પછી તેમણે કહ્યું કે 'હે રાજન્! તારે આ સમુદ્રના ઉદરને જોવાની ઇચ્છા છે, તો સાવધાન થા.' આ તેમના વચનથી મને આશ્ચર્યસાથે તેમનું ઐશ્વર્ય પ્રતીત થયું. મેં સવિનય કહ્યું 'હે સર્વજ્ઞ' આપ કોણ છો, તે જાણવાની મને ઉત્કટ ઇચ્છા છે. તેમણે કહ્યું કે તારી પ્રથમની ઇચ્છાને પૂર્ણ કર. આ ઇચ્છા પૂર્ણ કરવાનિમિત્ત મારું વચન નથી. તું સમુદ્રના ઉદરને જોઈ આવે ત્યાં સુધી આ તારા સાથી મનુષ્યો એમના વહાણસહ તીરપર રહેશે. તું નિઃશંક તથા નિર્ભય થઈને જો મારાં વચનમાં વિશ્વાસવાળો હોય તો તત્કાલ સાવધાન થા, અને હું કહું તે હિત-વચન શ્રવણ કર. હે રાજન્! આ મહાવિભૂતિસ્થાનમાં તારો પ્રવેશ થાય છે, તેથી હિતવચનની અપેક્ષા છે. આ મનુષ્યો જગત્‌માં મોહને વશ વર્તીને ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ ગયા છે, તેથી કલ્યાણની ઇચ્છાવાળો તું સદાએ મોહથી મુક્ત રહેજે. આ વિશ્વવ્યવસ્થામાં મોહનું જ સામ્રાજ્ય મહાજનોએ માન્યું છે. કારણ કે ઊર્ધ્વ ગતિથી પતન કરનારી, અને બુદ્ધિબળને હરણ કરીને અધોગતિ આપનારી પ્રધાનસત્તા મોહની જ છે. ઉત્તમોત્તમ દૃશ્ય પદાર્થોપ્રતિ મનુષ્યની ઇન્દ્રિયવૃત્તિ વળતાં જેનાવડે સ્વસ્થતા તથા સાવધાનતાનો ભંગ થાય છે, તે આ મોહની સત્તા છે. કોઈ પણ કાર્યની ઉત્કૃષ્ટતા જાણી-માનીને વૃત્તિ આશ્ચર્યમગ્ન થઈ જેવડે સ્તબ્ધતા કે વિહ્વલતાને પ્રાપ્ત થાય છે એ સત્તા મોહની છે. જેવડે પ્રિય દૃશ્ય પદાર્થ આમરણાન્તિક પ્રયત્નવડે પણ પ્રાપ્ત કરવાની સઘન્ અભિલાષા ઉપજે છે, તથા દુરાશાવડે અવશ્ય પ્રાપ્તિરૂપ નિશ્ચય કરાય છે, તે સત્તા મોહની છે. સૂક્ષ્મમાં કહું છું કે જે વડે આ જીવોને વિષયસંસર્ગથી ચિત્તની પ્રસન્નતા થઈને ઇન્દ્રિયવૃત્તિને પ્રહર્ષ થાય છે, તે સત્તા મોહની છે. હે ભાઈ! આ મોહની સત્તા ત્રિલોકીમાં

વિસ્તારને પામી છે; માટે સાવધાન કરવાને કહું છું કે જ્યાં જ્યાં તારી ગતિ થાય, જે જે સ્થલે પ્રિય દૃશ્યનું દર્શન થાય, અને જ્યારે જ્યારે તે પ્રાપ્ત થવાનો સમય હોય ત્યારે ત્યારે સદા સર્વ સ્થલે સાવધાન રહીને આ મોહને કે મોહની સત્તાને વશ વર્તીશ નહિ.

હે નરેશ ! તું દિશાઓપ્રતિ દૃષ્ટિને કે મનને ગતિ આપી જોઈશ, અને વિવેકથી વિચાર કરીશ તો તને સ્પષ્ટ થશે કે જે જે પરતંત્ર પ્રતીત થાય છે, તે તે સર્વ આ મોહની પ્રબલ સત્તાને અધીન વર્તવાથી જ પરતંત્રતાને પ્રાપ્ત છે, એમાં કશો સન્દેહ નથી. જે મહાત્મા પુરુષ આ મોહને વશ વર્તાવનાર થાય છે, તે જ આ વિશ્વવિભૂતિનો ભર્તા થાય છે, અને સ્વતંત્રતાને અનુભવે છે. જે મોહની સત્તાને જાણતા નથી અને તેને વશ વર્તે છે, તે જ જ્યાં ત્યાં દુઃખી છે; અને જે એને જાણીને એને વશ વર્તાવે છે, તે જ જ્યાં ત્યાં સુખી છે. મોહસત્તાને વશ વર્તી આ દૃશ્યસાથે સુખબુદ્ધિથી બંધાવું એ જ જીવને બન્ધન છે, અને એને વશ વર્તાવી વાસ્તવ સુખબુદ્ધિથી એને બન્ધન આપવું એ જ મુક્તત્વ છે.

હે પાર્થિવ ! આ જગત્‌માં અનુકૂલ પ્રિય પદાર્થોના રક્ષણાર્થે અને તેવા પદાર્થોની ઉત્તરોત્તર અધિક પ્રાપ્તિને અર્થે આ જીવોની નાના પ્રકારની અયોગ્ય પ્રવૃત્તિ જેના વડે થાય છે તે જ આ મોહ છે. તે અનુકૂલ પદાર્થોની અપ્રાપ્તિએ અથવા અપ્રાપ્તિના સંભવે જેવડે આ જીવોને પોતાના ઉપર વા અન્યના ઉપર ક્રોધ ઉપજે છે, તે પણ આ અદ્ભુત મોહની જ સત્તા છે. અન્ય જીવોને ઉત્તમ પદાર્થોની પ્રાપ્તિ થતી જોઈ જાણીને જેવડે આ જીવોને પરિતાપ થાય છે, તે પણ એ જ મોહની સત્તા છે. પ્રાપ્ત પ્રિય પદાર્થોના વિનાશના અનુમાનથી જેવડે આ જીવોનાં અંતર્‌માં ભયની પ્રવૃત્તિ થાય છે, તે જ આ મોહની સત્તા છે. આ આદિ અનેક પ્રકારના દોષો જે આ જીવને સદા અનર્થની જ પ્રાપ્તિ કરનારા છે, તે સર્વ દોષો વાસ્તવ દૃષ્ટિથી જોતાં આ મોહની સત્તાવડે પ્રકટે છે, અને પોષાય છે. જેથી તે સર્વ દોષો મોહની સત્તારૂપજ છે.

આ પ્રકારના સર્વ અનર્થના મૂલરૂપ મોહને સૂક્ષ્મ દૃષ્ટિથી નિશ્ચય કરીને તેને યથાવત્ જાણીને તેના સત્તાબલને અનુભવીને જે સાવધાન મનુષ્યો ત્વરાથી ત્યજે છે, તે જ આ જગત્‌માં જય પ્રાપ્ત કરીને સુખાનુભવ કરે છે. માટે હે રાજન્ ! તારે અપ્રમાદયુક્ત ધૈર્યબલવડે આ મોહને વશ વર્તાવીને આ સમુદ્રના ઉદરને નિઃશંકપણે જોઈને પાછા વળવું. જો તું મોહને વશ વર્તીશ તો આ સમુદ્રના ઉદરને જોઈ શકીશ નહિ. અને પાછો અત્ર પણ આવી શકીશ નહિ. આ મારાં વચનોનું વિસ્મરણ લેશ પણ કરીશ નહિ.

આ મનુષ્યશરીર સ્વભાવથી જ જલચર પ્રાણિની પેઠે જલમા વિચરી શકે એવા નથી, તોપણ આ તારા શરીરથી તુ આ સમુદ્રના જલમા વિચરી શકીશ, એવો પ્રયોગ હુ કરુ છુ

આપ્રમાણે બોલીને તે મહાત્માએ મારા કંઠમા કઈ પહેરાવ્યુ તેની સાથે કાઇક શુભ બાધેલો પદાર્થ હતો તે બાધેલો પદાર્થ મારા ઉરસ્થાન-ઉપર રહે એ રીતે તે મારા કંઠમા કોઈ જાતની રજ્જુથી બાધીને પહેરાવ્યો હતો. પશ્ચાત્ કઈ પદાર્થ જમિદ્રપરથી લઈને મારા નેત્રમા અજન કર્યુ. પછી મારે મસ્તકે હાથ મહાત્માએ મકી કહ્યુ ' તુ નિર્વિઘ્ન આ સમુદ્રના તલને અવલોકન કરી આવ, અને પછી સુખપૂવક આ તારા સાથીઓસહ તારે માર્ગે જા પુન પુન કહુ છુ કે તુ મોહને વશ વર્તાવનો આ તારી ઇચ્છા પૂર્ણ કરી આવ.

આ પ્રકારના તેમના વચનોને શ્રવણ કરીને તેમણે કહેલાં મોહના લક્ષણોને લક્ષમાં રાખતો હુ સામાન્ય હર્ષ તથા ભયને અતરમાં અનુભવવા લાગ્યો. તત્ક્ષણ મે એ પણ નિશ્ચય કરયો કે આ હર્ષ તથા ભયની વૃદ્ધિ પણ મોહની સત્તા છે તેથી તેની વૃદ્ધિ ન થવા દેતાં સામાન્ય સ્થિતિવડે મે મારા સાથીને કહ્યુ કે મારા પાછા આવતા સુધી તમારે આ સ્થલનો ત્યાગ કરવો નહિ, અને તમે નિર્ભય રહેજો

પેલા મહાત્માના ચરણમાં મસ્તક મકી સવિનય નમીને મે કહ્યુ હે ત્રાતા ! હે રક્ષક ! મારુ ક્ષુધાતૃષાઆદિ અનેક પ્રકારના કષ્ટથી રક્ષણ કરજો. યદ્યપિ આ મારાં વચનો મોહને વશ વર્તનારના વચનતુલ્ય છે તથાપિ આપના સમીપ છુ, તેથી નિર્ભય છુ હે સર્વજ્ઞ ! આપની આજ્ઞાથી જલમા પ્રવેશવારૂપ મારા કર્તવ્યને હુ નિ શકપણે કરુ છુ. આપના કર્તવ્યને આપ કરજો. આ પ્રમાણે બોલીને તેમના મુખપ્રતિ જોતો સમુદ્રના જલના ઉતરયો. સમુદ્રને નમન કરી આગળ આવ્યો. બહિર્ જલના ભયકર તરગોને જોતો અને અતરના અન્ત કરણના તરગોને જોતો, પ્રતીત થતા ભયની ઉપેક્ષા કરતો હુ આગળ વધ્યો સમુદ્રની છોળો મારા મસ્તકપર્યન્ત ઉછળતી, મારા પગ શ્રુંખલની પાઠી વળતી હતી. મારા સાથીઆદિના મુખ નો દીન જનનાં મુખજેવાં જણાતાં હતા, અને જાણે હુ સમુદ્રમા ન પ્રવેશ કરુ એવી યાચના અતરથી કરતાં હોય એવાં તેઓ ઉપરથી ભાસતા હતા. આ સમય સર્યાસ્તનો હોવાથી હુ મારા સમુખ પશ્ચિમ દિશામાં સૂર્યને સમુદ્રમા પ્રવેશ કરતા હોય એમ દેખતો હતો, અને તેઓ જાણે મારા રક્ષકરૂપે મારી સાથે સમુદ્રમાં પ્રવેશતા હોય એવો ભાસ થતો હતો. સમુદ્રમાં પ્રવેશતાં મે, સમુદ્રમા પ્રવેશતા પ્રતીત થતા સૂર્ય ભગવાનને

વિસ્તારને પામી છે; માટે સાવધાન કરવાને કહું છું કે જ્યાં જ્યાં તારી ગતિ થાય, જે જે સ્થલે પ્રિય દૃશ્યનું દર્શન થાય, અને જ્યારે જ્યારે તે પ્રાપ્ત થવાનો સમય હોય ત્યારે ત્યારે સદા સર્વ સ્થલે સાવધાન રહીને આ મોહને કે મોહની સત્તાને વશ વર્તીશ નહિ.

હે નરેશ ! તું દિશાઓપ્રતિ દૃષ્ટિને કે મનને ગતિ આપી જોઈશ, અને વિવેકથી વિચાર કરીશ તો તને સ્પષ્ટ થશે કે જે જે પરતંત્ર પ્રતીત થાય છે, તે તે સર્વ આ મોહની પ્રબલ સત્તાને અધીન વર્તવાથી જ પરતંત્રતાને પ્રાપ્ત છે, એમાં કશો સન્દેહ નથી. જે મહાત્મા પુરુષ આ મોહને વશ વર્તાવનાર થાય છે, તે જ આ વિશ્વવિભૂતિનો ભર્તા થાય છે, અને સ્વતંત્રતાને અનુભવે છે. જે મોહની સત્તાને જાણતા નથી અને તેને વશ વર્તે છે, તે જ જ્યાં ત્યાં દુઃખી છે; અને જે એને જાણીને એને વશ વર્તાવે છે, તે જ જ્યાં ત્યાં સુખી છે. મોહસત્તાને વશ વર્તી આ દૃશ્યસાથે સુખબુદ્ધિથી બંધાવું એ જ જીવને બન્ધન છે, અને એને વશ વર્તાવી વાસ્તવ સુખબુદ્ધિથી એને બન્ધન આપવું એ જ મુક્તત્વ છે.

હે પાર્થિવ ! આ જગત્માં અનુકૂલ પ્રિય પદાર્થોના રક્ષણાર્થે અને તેવા પદાર્થોની ઉત્તરોત્તર અધિક પ્રાપ્તિને અર્થે આ જીવોની નાના પ્રકારની અયોગ્ય પ્રવૃત્તિ જેના વડે થાય છે તે જ આ મોહ છે. તે અનુકૂલ પદાર્થોની અપ્રાપ્તિએ અથવા અપ્રાપ્તિના સંભવે જેવડે આ જીવોને પોતાના ઉપર વા અન્યના ઉપર ક્રોધ ઉપજે છે, તે પણ આ અદ્ભુત મોહની જ સત્તા છે. અન્ય જીવોને ઉત્તમ પદાર્થોની પ્રાપ્તિ થતી જોઈ જાણીને જેવડે આ જીવોને પરિતાપ થાય છે, તે પણ એ જ મોહની સત્તા છે. પ્રાપ્ત પ્રિય પદાર્થોના વિનાશના અનુમાનથી જેવડે આ જીવોનાં અંતરમાં ભયની પ્રવૃત્તિ થાય છે. તે જ આ મોહની સત્તા છે. આ આદિ અનેક પ્રકારના દોષો જે આ જીવને સદા અનર્થની જ પ્રાપ્તિ કરનારા છે, તે સર્વ દોષો વાસ્તવ દૃષ્ટિથી જોતાં આ મોહની સત્તાવડે પ્રકટે છે, અને પોષાય છે. જેથી તે સર્વ દોષો મોહની સત્તારૂપજ છે.

આ પ્રકારના સર્વ અનર્થના મૂલરૂપ મોહને સૂક્ષ્મ દૃષ્ટિથી નિશ્ચય કરીને તેને યથાવત્ જાણીને તેના સત્તાબલને અનુભવીને જે સાવધાન મનુષ્યો ત્વરાથી ત્યજે છે, તેજ આ જગતમાં જય પ્રાપ્ત કરીને સુખાનુભવ કરે છે. માટે હે રાજન્ ! તારે અપ્રમાદયુક્ત ધૈર્યબલવડે આ મોહને વશ વર્તાવીને આ સમુદ્રના ઉદરને નિઃશંકપણે જોઈને પાછા વળવું. જો તું મોહને વશ વર્તીશ તો આ સમુદ્રના ઉદરને જોઈ શકીશ નહિ. અને પાછો અત્ર પણ આવી શકીશ નહિ. આ મારાં વચનોનું વિસ્મરણ લેશ પણ કરીશ નહિ.

આ મનુષ્યશરીર સ્વભાવથી જ જલચર પ્રાણિની પેઠે જલમા વિચરી શકે એવા નથી, તોપણ આ તારા શરીરથી તુ આ સમુદ્રના જલમા વિચરી શકીશ, એવો પ્રયોગ હુ કરુ છુ

આપ્રમાણે બોલીને તે મહાત્માએ મારા કંઠમા કંઈ પહેરાવ્યુ. તેની સાથે કાંઈક ગુપ્ત બાંધેલો પદાર્થ હતો તે બાંધેલો પદાર્થ મારા ઉરસ્થાન-ઉપર રહે એ રીતે તે મારા કંઠમા કોઈ જાતની રજ્જુથી બાંધીને પહેરાવ્યો હતો. પશ્ચાત્ કંઈ પદાર્થ ભૂમિકાપરથી લઈને મારા નેત્રમાં અંજન કર્યુ. પછી મારે મસ્તકે હાથ મહાત્માએ મકી કહ્યુ ' તુ નિર્વિઘ્ન આ સમુદ્રના તલને અવલોકન કરી આવ, અને પછી સુખપૂર્વક આ તારા સાથીઓસહ તારે માર્ગે જા. પુન પુન કહુ છુ કે તુ મોહને વશ વર્તાતનો આ તારી ઇચ્છા પૂર્ણ કરી આવ.

આ પ્રકારનાં તેમના વચનોને શ્રવણ કરીને તેમણે કહેલા મોહના લક્ષણોને લક્ષમાં રાખતો હુ સામાન્ય હર્ષ તથા ભયને અંતરમાં અનુભવવા લાગ્યો તત્ક્ષણ મે એ પણ નિશ્ચય કરચો કે આ હર્ષ તથા ભયની વૃદ્ધિ પણ મોહની સત્તા છે તેથી તેની વૃદ્ધિ ન થવા દેતાં સામાન્ય સ્થિતિવડે મે મારા સાથીને કહ્યુ કે મારા પાછા આવતા સુધી તમારે આ સ્થલનો ત્યાગ કરવો નહિ, અને તમે નિર્ભય રહેજો

પેલા મહાત્માના ચરણમા મસ્તક મકી સવિનય નમીને મે કહ્યુ હે ત્રાતા ! હે રક્ષક ! મારુ ક્ષુધાતૃષાઆદિ અનેક પ્રકારના કષ્ટથી રક્ષણ કરજો. યદ્યપિ આ મારાં વચનો મોહને વશ વર્તનારના વચનતુલ્ય છે તથાપિ આપના સમીપ છુ, તેથી નિર્ભય છુ. હે સર્વજ્ઞ ! આપની આજ્ઞાથી જલમા પ્રવેશવારૂપ મારા કર્તવ્યને હુ નિ શંકપણે કરુ છુ. આપના કર્તવ્યને આપ કરજો. આ પ્રમાણે બોલીને તેમના મુખપ્રતિ જોતો સમુદ્રના જલના ઉતરચો સમુદ્રને નમન કરી આગળ ચાલ્યો બહિર્ જલના ભયકર તરંગોને જોતો અને અંતરમા અન્ત કરણના તરંગોને જોતો, પ્રતીત થતા ભયની ઉપેક્ષા કરતો હુ આગળ વધ્યો. સમુદ્રની છોળો મારા મસ્તકપર્યન્ત ઉછળતી, માગ પગ ડુબાવતી પાછી વળતી હતી મારા સાથીઆદિનાં મુખ તો દીન જનના મુખજેવાં જણાતા હતા, અને જાણે હુ સમુદ્રમા ન પ્રવેશ કર એવી યાચના અતરથી કરતા હોય એવા તેઓ ઉપરથી ભાસતા હતા. આ સમય સૂર્યાસ્તનો હોવાથી હુ મારા સમુખ પશ્ચિમ દિશામાં સૂર્યને સમુદ્રમાં પ્રવેશ કરતા હોય એમ દેખતો હતો, અને તેઓ જાણે મારા રક્ષકરૂપે મારી સાથે સમુદ્રમા પ્રવેશતા હોય એવો ભાસ થતો હતો સમુદ્રમા પ્રવેશતા મે, સમુદ્રમા પ્રવેશતા પ્રતીત થતા સૂર્ય ભગવાનને

પ્રસન્ન ચિત્તથી ચાલતાં ચાલતાં નમસ્કાર કરયો. એટલામાં હું અને સૂર્ય ભગવાન્ અદૃશ્ય થયા.

હે ભાઈ! જેમ ખેચર પ્રાણિઓ ગગનમાં, જલચર પ્રાણિઓ જલમાં અને આપણ મનુષ્યાદિ પૃથ્વીમાં સુગમતાથી વિચરીએ છીએ તેમ હું જલમાં વિચરવા લાગ્યો. ત્વરાથી ચાલતા અશ્વકરતાં પણ મારી ગતિ વધારે હશે એમ મને તે સમયે ભાસ્યું. હું ઉંડા જલમાં ઉતરતો જતો હતો, પણ મને ભાન ન હતું કે મારા ઉપર કેટલું જલ છે. જેમ આ ગગનમાં ઉડતાં પક્ષિઓને નીચે તથા ઉપર ગગન હોય છે એમ આગળ જતાં હું જાણતો કે મારી નીચે તથા ઉપર જલ છે, પણ તે કેટલા ઉંચાનીચા પ્રદેશપર્યન્ત છે તે હું કાંઈ સમજતો ન હતો. જેમ પૃથ્વીથી ઉંચે આકાશમાં રહીને પોતાના ઉપરનીચેના આકાશને આપણે જાણી તથા જોઈ શકીએ, તેમ હું પણ ઉપર નીચે જલને જોઈ શકતો હતો. મારાં નેત્ર જલથી ભેદાતાં કે ઝપટાતાં ન હતાં. જેમ આ ભૂમિઉપર રહીને આકાશમાં દૃષ્ટિ નાંખી પદાર્થોને આપણે જોઈએ છીએ, તેમ હું ત્યાં પણ આસપાસ અને નીચે ઉંચે મારી દૃષ્ટિ નાંખી જોઈ શકતો હતો. જેમ મનુષ્ય જલમાં ગુંગળાઈને ડુબે છે અને તેના શરીરમાં જલ મુખ-નાસિકાદ્વારા પ્રવેશે છે, તેમ મને થતું ન હતું. હું તો જેમ આ ભૂમિઉપર વિચરતાં સરલપણે શ્વાસ લેતો મૂકતો હતો, તેમ જ ત્યાં પણ મને પોતાને શ્વાસપ્રશ્વાસ કરતો અનુભવતો હતો. સૂક્ષ્મમાં કહું છું કે મને શરીર-સમ્બન્ધમાં કોઈ પ્રકારનું પણ ભય પ્રતીત થતું ન હતું. હું વસ્ત્રવડે કટિ બાંધીને તથા કટિમાં અને સ્કંધે શસ્ત્રો રાખીને જે પ્રકારે આ ભૂમિમાં વિચરતો હતો તે જ પ્રકારે એ જલમાં ચાલ્યો જતો હતો. આગળ ચાલતાં અનેક જલચર નાનાંમોટાં પ્રાણિઓ મારા પ્રતિ આવતાં જણાયાં. તે સમયે મને જેમ કોઈ નવીન પ્રાણિ આપણા મનુષ્યોની વસતિના સ્થાનમાં આવે અને તેને જેવાને નગરવાસીઓ એકઠાં થાય, તેમ તેઓ મને નવીનને જેવાને એકઠાં થતાં જણાયાં. જેમ વનમાં કે ગૃહમાં દીપક પ્રકટતાં અનેક જીવો તે દીપકસમીપ ચાલી આવે છે, તેમ તે પ્રાણિઓ મારા સમીપ આવતાં જણાયાં. મને પ્રથમ તો ભયનું અંકુર અન્તરમાં સ્ફુટ થતું ભાસ્યું, પણ તત્ક્ષણ મેં તેને મોહની સત્તા જાણીને તેની ઉપેક્ષા કરી. તે પ્રાણિઓ તો મારી આસપાસ દૂર દૂર ચાલતાં અને ધીરે ધીરે સંખ્યામાં વધતાં જતાં હતાં. થોડે દૂર ગયા પછી મેં આસપાસ જોયું તો જાણે હું રાજા મારી મોટી સેનાસહિત જતો હોઉં એમ જણાયું. મને તેઓ જાણે સંમાનથી કોઈ સત્તાધીશનાં પ્રેર્યાં આવીને તેડી જતાં

હોય એમ મારી આસપાસ ચાલ્યા કરતા હતા. આ સ્થિતિમા મને એક પ્રકારનો અપાર આનન્દ થાત, પણ મોહને વશ વર્તાવવાની મહાત્માની મુખ્ય આજ્ઞાને હુ સ્મરણમા રાખી રહ્યો હતો, તેથી માત્ર અન્ત કરણની સામાન્ય સ્થિતિને અનુભવતો ઉદાસીનની પેઠે વહ્યો જતો હતો હુ કેટલા કાલમા કેટલો માર્ગ કાપુ છુ એ જાણતો ન હતો, પણ બહુ વેગથી હુ આગળ જતો મને અનુભવતો હતો ત્યાં કોઈ વાહનને હુ જોતો ન હતો, તેમ મારા પગ થાકતા મને ભાસતા ન હતા. હે ભાઈ! જાણે ચન્દ્રના પ્રકાશમા ચાલ્યો જતો હોઉ એમ ભાસતુ હતુ. આ પ્રમાણે વેગથી હુ ચાલ્યો જતો હતો. મારી સાથેના જલચર પ્રાણિઓમા નવા મળતા જતા હશે, અને જૂના માર્ગમા રહી જતાં હશે, એમ હુ અનુમાન કરતો હતો કેટલોક કાલ માર્ગ કાપ્યા પછી મે બે ભયકર પુરુષોને દૂરથી જોયા તેમના હાથમા મોટા દંડને તેમણે ધારણ કરેલા હતા તેમને જોતા પ્રથમ ક્ષણે તો મને પેલા મહાત્માનો ભાસ થયો, પણ પછી તે ભાસ બદલાયો, અને કોઈ અન્ય પુરુષો જ તે છે એમ જણાયુ. તેઓ પણ મારી પેઠે નિ શકપણે જલમા વિચરતા હોય એમ મને ભાસ્યુ જેમ જેમ હુ મને પ્રાપ્ત ગતિને વશ વર્તતો તેમના સમીપ જવા લાગ્યો, તેમ તેમ મને જણાયુ કે તેઓ તો જ્યાના ત્યા જ હતા. જ્યારે હુ છેક તેમના સમીપ ગયો ત્યારે તેમાનો એક જે મારા સમીપ પ્રથમ આવ્યો તેણે મન્દ મન્દ હસતા મને પોતાના હાથથી ઝાલી લીધો, અને આપણે જેમ બાલકને સહજ ઉપાડી લઈએ છીએ, તેમ તેણે મને ઉપાડી લીધો, અને લગાર આગળ જઈ મને નીચી દૃષ્ટિથી જોવડાવ્યુ તો મે એક વિશાલ ને બહુ ઉંડો ખાડો દીઠો એ સમયે પણ મને અન્તરમા ભય ભાસ્યુ પણ તત્ક્ષણ વૃત્તિ શમાવીને હુ મૌન રહ્યો એટલામા તો તે પુરુષે મને તે ખાડામાં, જેમ આપણે નિ શકપણે પાષાણને હસ્તમા લેઈને કૂપમા નાખીએ છીએ, તેમ નાખી દીધો. હુ પણ જેમ આકાશમાથી ખરતા તારા સરરર કરતા નીચે આવતા ભાસે છે તેમ નીચે જવા લાગ્યો નિર્વિઘ્ન હુ તે કૂપના સરખા ઉડા ખાડામાં પડચો, અને તે અતિ નીચા પ્રદેશમા વળી પ્રથમની પેઠે ચાલવા લાગ્યો. પછી તો મને ઉપર દૃષ્ટિ કરતાં જેમ આપણને ભૂમિઉપરથી દૃષ્ટિ કરતાં અભ્રયુક્ત આકાશ દેખાય છે તેમ તેવા પ્રકારનુ ઘુમટવાળુ સુન્દર આકાશ જણાવા લાગ્યુ, અને દિવસના જેવો સ્વચ્છ પ્રકાશ પણ ત્યા ભાસવા લાગ્યો. પણ સૂર્યભગવાનને સર્વ દિશામા જોવા છતા પણ હુ દેખતો ન હતો, એ સ્થલે દિશાના ભાનવિનાનો હુ એક બાજુ થોડુ ચાલ્યો એટલામા તો રૂપલાવણ્યવન્તી યુવતિનુ યૂથ મારા પ્રતિ આવતુ મે જોયુ તેમના મુખની, વસ્ત્રની અને ચાલની

શોભા મહામુનિના મનને ભ્રમાવે એવી મોહક હતી. તેમના પ્રતિ જોતાં જ આ મારું મન સહસા વિલક્ષણદશાને પામવા લાગ્યું. જ્યાં મનની મોહના પાશવાળી સ્થિતિ થવા લાગી કે તત્કાલ મને મારું સ્થૂલ શરીર ભારે થતું ભાસ્યું, અને જેમ જલમાં ડુબવાને હું નીચે નીચે ઉતરી જતો હોઉં એવો ભાસ થયો કે તત્ક્ષણ પેલા મહાત્માનું સ્મરણ કરી હું મોહથી મુક્ત થયો. વૃત્તિને સાવધાન કરી એટલે વળી મારું શરીર મને હલકું તુલસમ ભાસવા લાગ્યું, અને તે સ્ત્રિયોના યૂથપ્રતિ મારી ગતિ થવા લાગી. પરસ્પરના સંમુખ ચાલતાં એવાં અમે એક બીજાના સમીપ આવી પહોંચ્યાં. સાવધાનતાથી જોતાં જણાયું કે તેમના હાથમાં સુવર્ણના મોટા થાળ હતા. તેમાં મહામૂલ્યવન્ત મૌક્તિક તથા વિવિધ રત્નો ભરેલાં હતાં. તે પ્રત્યેક થાળમાં સુન્દર વસ્ત્રો પણ એક બાજુ મૂકેલાં હતાં. તે યુવતિઓનું યૂથ મારા સમીપ આવીને મારી આસપાસ ફરી વળ્યું, અને મને તે થાળમાંનાં મોતી તથા રત્નોવડે વધાવ્યો. તેમાંની પ્રત્યેકે મને મોતી તથા રત્નોથી વધાવીને કહ્યું કે હે પ્રવાસિન્! હે અતિથિરૂપ મહાપુરુષ! આ વસ્ત્રને ધારણ કરો, અને મારા ગૃહપ્રતિ ચાલો. પ્રત્યેકનાં વારાફરતી કહેલાં આ એકસરખાં વચનને શ્રવણ કરીને હું અંતરમાં મારા કર્તવ્યનો વિચાર કરતો સ્તબ્ધસરખો થયો, અને એમને શું ઉત્તર આપું તે તત્કાલ સૂઝયું નહિ. મને મૌન ધરી ઉભેલો જોઈને તેમણે સઉએ કહ્યું કે "યથારુચિ ઉત્તર સત્વર આપો, આ મૌનનો સમય નથી. આ તેમનાં વચન શ્રવણ કરતાં જ મને અંતરમાં સ્ફુરી આવવાથી આ પ્રમાણે બોલ્યો કે હે ભગિનીઓ! આ સ્થલના મારા કર્તવ્યને હું યથાવત્ જાણતો નથી, તેથી તમે સર્વ મળી જે અર્થે હું આ પ્રવાસે આવ્યો છું તે સિદ્ધ કરીને નિર્વિઘ્ન પાછો વળું, એવું જે વિધિથી થાય તે કરવા મને પ્રેરો અને મને સાહાય્ય આપો. આ મારાં વચનોને શ્રવણ કરી તેઓએ પરસ્પરપ્રતિ જોતાં મન્દ મન્દ હસીને મને એક દિશામાં માર્ગ આપ્યો, એટલે હું પુનઃ ચાલતો થયો. અને તે યૂથ મારી સાથે એકે સ્વરે તેમની સ્વતંત્ર ભાષામાં કંઈક ગાતું ચાલવા લાગ્યું. એ સમયે મને મહોત્સવનું ભાન થતું હતું. તેમના તે સ્વરો જાણે ગગનને ભેદીને પાર જતા હોય એવા ઉચ્ચ અને સુકોમલ હતા. મને તે સુગીતના અર્થનું ભાન થતું નહિ, પણ મનને આનન્દ આપે એવું લાગતું; તથાપિ હું તો મારા મનને મોહના પાશથી રક્ષતો ચાલ્યો જતો હતો. આગળ જતાં તો મને મોટાં દિવ્યસરખાં શોભતાં મણિમય મન્દિરો જણાયાં. પણ તે દિશામાં ન જવાતાં મારી ગતિ અન્ય દિશામાં થવા લાગી, અને પેલી યુવતીઓ પણ અર્ધચન્દ્રાકારે ગોઠવાયલીસરખી મારી પાછળ ચાલતી

હતી. મારા માર્ગમાં આગળ જતા તો મને બે બાજુએ હારબદ્ધ ઉભેલી રૂપલાવણ્યવન્તી સુન્દરીઓની હાર દેખાવા લાગી, અને આગળ ચાલતા હું તેમના મધ્યમાં રહેલા માર્ગે ચાલવા લાગ્યો. તે સર્વ સ્ત્રિયોના હાથમાં ઉત્તમ સુગન્ધવાળાં પુષ્પોનાં પાત્ર ભરેલા હતાં. તે પુષ્પો મારા ઉપર તેમણે કોઈ પ્રકારના શબ્દો બોલતા વધાવવા માંડ્યા હું તો મારા મનને તથા દૃષ્ટિને સંભાળતો મોહથી મુક્ત રહેતો મારા માર્ગે ચાલ્યો જતો હતો. તે સ્ત્રિયોની હારનો અન્ત આવ્યો ત્યા પર્યન્ત મારા ઉપર પુષ્પની વૃષ્ટિ થતી હતી. પછી તે સર્વ સ્ત્રિયો પેલી સ્ત્રિયોની સાથે મળી મોટા ઉત્સાહથી મારી સાથે ચાલવા લાગી હે ભાઈ! આ સમયે જેમ કોઈ દરમાથી નિકળી આવતા વિષધર મણિધર નાગને મોટી પાષાણુની શિલા તેના દરના મુખ-પર મૂકી તેને બહાર આવતો રોકી રાખીએ છીએ તેમ હું મારા મનમાં અંતરથી ઉભરાઈ આવતા આનન્દને પ્રતીત કરાવનાર સંસ્કારોને મહાપ્રયત્ને મહાત્માનાં બોધવચનરૂપ ભારે શિલા મૂકી મૂકીને રોકી રાખતો હતો, અને મનની સામાન્ય નિર્મોહ સ્થિતિને જાળવતો જતો હતો. એ સ્થલમા મારી દૃષ્ટિએ હજી સુધી કોઈ પણ પુરુષ આવ્યો નહતો મારા આ પ્રવાસના અન્તને કે મધ્યને હું જાણતો ન હતો. આગળ ચાલતા તો જાણે હું મોટા પર્વતોની ખીણમા પ્રવેશતો હોઉં એમ મને ભાસ્યુ. બે બાજુએ દૃષ્ટિ નાખતાં રક્ત, પીત, શુક્લ, કૃષ્ણઆદિ વિવિધ વર્ણના પર્વતો ગગનમા અન્ત-વિનાના જાણે ઉભા હોય એવા ભાસતા હતા, અને મારો ચાલવાનો માર્ગ જાણે ક્રમે કરીને નીચાણમાં જતો હોય એવુ ભાસતુ હતુ.

આ પ્રમાણે નીચાણમાં ને નીચાણમાં ઉતરતો હું જતો હતો, અને પેલું સુન્દરીઓનુ યૂથ મારી સાથે હતુ, પણ જ્યારે તે નીચે ઉતરવાના માર્ગનો અન્ત આવ્યો ત્યારે તે સ્ત્રિયોનુ ટોળુ પાછુ વળી જતુ રહ્યુ. તેમને જવાનું ખરું કારણ મને સમજાયુ ન હતું. પણ તેમની સીમા ઉલ્લંઘન કરતા સુધી તેઓ મને વિદાય કરવા આવ્યાં હશે, અને તે મર્યાદા આવવાથી તેઓ પાછા વળ્યા હશે, એમ મે મનથી અનુમાન કર્યુ હતુ. તેમના પ્રતિ તેમનુ સ્મરણ કરતી વૃત્તિ ઉઠવા વેગ કરતી પણ હું તેમનુ વિસ્મરણ કરવાના પ્રયત્નને સેવતો વહ્યો જતો હતો, તેથી મોહને મને વિઘ્ન કરવાનો અવકાશ મળ્યો ન હતો. હવે આગળ મારે ક્યાં જવાનું છે તેને હું જાણતો ન હતો, પણ સ્વભાવથી મને વેગ મળતો તેમ હું ચાલતો હતો. આગળ ચાલતાં તરત જ મને આગળ માર્ગમા એક મોટી ભીંતજેવુ જણાયુ. તે સહસા ન ભેદી શકાય એવી જાણે વજ્રની બનેલી હોય એવી જોતાં ભાસતી. પ્રથમ જેમ અન્તવિનાના ઉંચા પર્વતની મોટી હાર મને દેખાતી હતી

તેમ જાણે તેમને જોડીને જ આ ભીંત બંધાઈ હોય, એમ ભાસ્યું. ઉપર આકાશનો ઘુમટ જણાતો તેને અડકીને રહી હોય એવી ઉંચી જણાતી હતી. એ ભીંતતરફ મારી ગતિ થઈ. આગળ જતાં તે ભીંતમાં જાણે મોટું દ્વાર હોય એમ ભાસ્યું. તે દ્વારમાંથી કોઈ જાતનો પદાર્થ જાણે મોટા વેગથી વહ્યો આવતો હોય એમ જણાવા લાગ્યું. આ દ્વારસંમુખ હું ગયો એટલે તો જેમ જલમાં સામે પ્રવાહે પડેલાને તે પ્રવાહ પાછો ઠેલી નાંખે તેમ આ પ્રવાહ મને પાછો કાઢતો હતો. એ સમયે મારી સ્થિતિ મને વિલક્ષણ ભાસી. પાછળથી મને કોઈ પ્રકારનો વેગ તે દ્વારપ્રતિ મોકલતો હતો, અને દ્વારમાંથી આવતો પ્રવાહ મને પાછો કાઢતો હતો. આ સ્થિતિમાં હું અકળાયાસરખો થયો. પણ મારા અન્તઃકરણને હું સ્વસ્થ રાખતો પરવશપણે વહેતો ત્યાં ને ત્યાં રહ્યો. એટલામાં તે દ્વારમાંથી કોઈએ લાંબો હાથ મારા પ્રતિ કાઢ્યો, ને મને ઝાલીને ભીતર તાણી લીધો. ત્યાં હાથવિના બીજું કાંઈ પણ મને જણાયું નહિ. તે હાથે મારો હાથ ઝાલી મને અન્તરના ભાગમાં લીધો, અને તે પ્રવાહ ટાળીને એક બાજુએ જ્યાં બહાર જતા પ્રવાહનો વેગ ન હતો, પણ જ્યાં ભીતર જતા પ્રવાહનો વેગ હતો ત્યાં મૂકી મારો હાથ તે હાથે છોડી દીધો. આ હાથ બહુ સુકોમલ પણ ઘણા મોટા કદનો હતો. તે હાથ કોનો હતો, એ મને જણાયું નહિ, અને હું તો ભીતર ચાલવા લાગ્યો. ત્યાંનો પ્રકાશ પૂર્વના મંડલકરતાં વિલક્ષણ હતો, અને એ પ્રદેશ બહુ રમણીય ભાસતો. તત્કાલ તો મને કોઈ જણાયું નહિ, પણ જ્યારે હું આગળ ગયો ત્યારે દિવ્ય મન્દિરો સ્થલે સ્થલે જણાવા લાગ્યાં. આગળ જતાં તેવાં મન્દિરો ગણી ન શકાય એટલાં સર્વ દિશામાં મને જણાવા લાગ્યાં, અને આપણા રાજમાર્ગોકરતાં પણ બહુ વિસ્તારવાળા જાણે વચ્ચે વચ્ચે રાજમાર્ગો હોય એમ જણાયું. એ રાજમાર્ગોમાં જ હું આસપાસ જોતો ચાલ્યો જતો હતો, પણ મને ત્યાં કેવા પ્રકારની વસતિ છે, તે જણાયું નહિ.

જ્યારે હું બહુ આગળ વેગથી વહ્યો ગયો ત્યારે દૂરથી એક યુવતિઓનું યૂથ એક દિશામાંથી બીજી દિશામાં જતું દૃષ્ટિએ પડ્યું. તેમની જવાની દિશા અને મારી ચાલવાની દિશા જૂદી જૂદી હતી. અર્થાત્ તેમના માર્ગને કાપીને મારે ચાલવાનું હતું. અને જો તેઓ પ્રથમ મારા આગળથી જાય તો મારા આગળના માર્ગને કાપીને તેમને જવાનું હતું. એ સુન્દરીઓ ઉંચા સુસ્વરથી ગાયન કરતી હતી. તેમનો કાનને પ્રિય લાગે એવો સુકોમલ મધુર સ્વર જાણે ગગનને ભેદીને અંડકટાહની મર્યાદાપર્યન્ત પહોંચતો હશે કે શું એમ ભાન થતું. સર્વ એકે સ્વરે ગાતાં હતાં

[થી] સ્વરમા ભેદ ભાસતો ન હતો. થોડીવાર તો મને એમ ભાસ્યુ કે [તે]ઓ એક સ્થલે ઉભા રહીને જ ગાય છે. પણ પછી મને સ્પષ્ટ થયુ તેઓ બહુ ધીમે ધીમે ચાલતા હતા. જો હુ મારી વહેવાની ગતિએ [ચા]લ્યો જાઉં અને તેઓ તેમની ગતિએ ચાલે તો મારે તેમના સમીપ [જવાનો] અથવા તેમને મારા સમીપ આવવાનો સમય આવે નહિ અને પ્રથમ જ મારે તેમના માર્ગને કાપીને આગળ જવુ પડે એમાં સંશયસરખુ ન હતું. આ પ્રકારનુ ભાન થવાથી મારો વેગ કંઈક ધીમો પડે અથવા તે યુવતિઓ ઉતાવળથી ચાલે તો ઠીક એવો વિચાર મનમા મને સ્ફુરયો. એ વિચાર સ્ફુરવામાં હેતુ એ હતો કે જો એ સ્ત્રિયો સમીપ આવે અને જો મારી સાથે બોલે અને મને કહે કે આ સ્થલમા કોણ રહે છે અને રહે છે તો મને કેમ દેખાતા નથી, અથવા કોઈ રહેતુ નથી, તેમ જ આ સ્થલ ઉજડ હોવાનુ અમુક કારણ છે—જો આ પ્રકારે આ સ્થલસમ્બન્ધમાં સર્વ મારા જાણવામા આવે ને પછી ગતસન્દેહ થઈ હુ આગળ વધુ તો મારા મનમાં એક પ્રકારનો સન્તોષ ઉપજે. દૈવગતિથી મારો વેગ મન્દ થતો ચાલ્યો ત્યાં મને અન્તરમા આનન્દ સ્ફુરયો અને તે પછી થોડે અન્તરે જતાં મને તે યુવતિઓનાં વસ્ત્રાલંકાર તથા મુખની સ્પષ્ટ પ્રતીતિ થવા લાગી એ સમયે મને તેમના સુસ્વર, અપ્રતિમ વસ્ત્રાલંકાર અને અનુપમ રૂપથી અન્તરમા તેમની સાથે વાર્તા કરવાની રુચિ ઉપજતી જણાઈ, અને મોહના અંકુર નિકળતા ભાસ્યા. તે મોહ સ્પષ્ટ થતાપૂર્વે તો હુ જાણે [જ]ળમાં ઉંડો ઉતરી જતો હોઉં એમ ભાસ્યુ. એટલે તત્ક્ષણ પેલા મહાપુરુષના બોધનુ સ્મરણ કરીને હુ સાવધાન થયો એટલે પુન જેમ ભૂતલ ઉપર આવી વહેતો હોઉં એમ વહેવા લાગ્યો. આગળ આગળ ચાલતા એ યુવતિઓના યૂથનું અને મારુ અન્તર ઓછું થતુ જણાતું હતું મેં સંભાળથી તે યૂથપ્રતિ જોયુ તો તે યૂથનો અન્ત મને કાંઈ દેખાયો નહિ. તેથી અધિક આશ્ચર્ય ભાસ્યુ તથા વિચાર આવ્યો કે અહોહો ! આટલી બધી સ્ત્રિયો ક્યાંથી આવી ને ક્યા જતી હશે, અને એમને આ લોકમા શો ઉદ્યોગ અને કેવા પ્રકારના સુખ પ્રાપ્ત હશે ! આ સર્વ સ્ત્રિયોનુ વય સમાન ભાસે છે તો આ લોકમા જરા, વ્યાધિ તથા જન્મમરણાદિ દુઃખના નિમિત્તો પ્રાપ્ત થતાં હશે કે નહિ ? આ પ્રકારના વિચારને ક્રમે હુ આગળ ગયો અને તે યુવતિઓનુ યૂથ મારા સમીપ આવી પહોચ્યું. મારા પ્રતિ જોતાં જોતાં મન્દ મન્દ હસતી તે દિવ્ય શરીરસંપત્તિવાળી તથા ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારાદિથી શોભતી સ્ત્રિયો મારા માર્ગને કાપતી મારા આગળથી [જવા] લાગી. હે ભાઈ ! જેમ નીચાણમાં જતુ પ્રવાહનુ જલ તથા

અભ્ર વેગવડે એક દિશાથી બીજી દિશામાં ગતિ કરતાં વહે છે તેમ તે સ્ત્રિયોના સમુદાયનો પ્રવાહ મારા ડાબા હાથતરફથી આવી જમણા હાથતરફ વહેવા લાગ્યો. તેમની સ્થિતિરીતી જોતાં તેમનામાં મોટુંનાનું કોણ હશે તે જણાતું ન હતું. પ્રવાહની પેઠે વહ્યા જતા તે યુવતિના યૂથનો કેટલેક કાલે અવધિ જણાયો. આગળ ગયેલા પ્રવાહમાં ઉત્તમમધ્યમનો ભેદ કંઇ સમજાયો ન હતો. પણ આ પાછળ આવેલા પ્રવાહમાં તે ભેદ દેખાવા લાગ્યો. ઘણી યુવતિના મધ્યમાં સુન્દર ચામરાદિ નાના વિભવવડે શોભતી એક એક સ્ત્રી પ્રવાહમાં થોડે થોડે અન્તરે જોવામાં આવતી હતી. તેની સાથે ચાલનારી સર્વ સુન્દરીઓ જાણે તેની સેવામાં ચાલતી હોય એમ તેમની પ્રવૃત્તિથી જણાતું હતું. આ પ્રમાણે વચ્ચે વિભવયુક્ત તથા અન્ય સ્ત્રિયોવડે શુશ્રૂષા કરાતી જે ચાલતી તે કોઈ દેવી હશે અને તેની સેવા કરનારી તેની દાસી હશે એવું અનુમાન તેના બાહ્ય વર્તનથી મેં કર્યું હતું. આ પ્રકારની કેટલીક દેવીઓ ગયા પછી તેવી એક દેવી પ્રવાહમાં વહેતી મારા સમીપ આવી. તે મારા સંમુખ જોઇને મન્દ મન્દ હાસ્યથી એટલું બોલી કે 'હે પ્રવાસિન્! જેમ તું ભૂતલઉપર એક સ્ત્રીની પાછળ દોડયો તેમ આ લોકમાં કોઇની પાછળ દોડીશ નહિ. જો તું કલ્યાણની ઇચ્છાવાળો છે તો મોહરહિત રહીને આ પ્રવાસના અન્તને પામજે.' આ તેના શબ્દોને શ્રવણ કરતાં જ મને કંઇક પ્રસન્નતા તથા ગ્લાનિ પ્રતીત થઈ. પણ પ્રવાહમાં ચાલતી તે દેવી તો બે ચાર ક્ષણમાં ઘણે દૂર જતી રહી. તેથી જાણે આકાશવાણીએ મને સાવધાન કર્યો હોય એવું મને પ્રતીત થયું. આગળ ચાલનારી દેવીઓકરતાં પાછળ પાછળ ચાલનારી દેવીઓ મોટા વિભવવાળી હોવાથી અધિક સત્તા બલવાળી હશે એમ હું અનુમાન કરતો હતો. પાછળ આવનારી દેવીઓમાં જ્યારે માત્ર એક જ છેલ્લી રહી ત્યારે તેનાથી પ્રથમ આવનારી અર્થાત્ છેડેથી ગણીએ તો બીજી કહેવાય તે દેવીનો થોડે અન્તરેથી મોટો વિભવ જણાતો હતો. એ દેવી જ્યારે સમીપ આવી અને તેણે સ્મિતવડે મારા પ્રતિ જોયું ત્યારે મને સ્પષ્ટ થયું કે જે દેવીએ મને ભૂતલઉપર પોતાની પાછળ દોડાવીને અન્તે પોતે પૃથ્વીમાં પ્રવેશ કર્યો હતો તે જ દેવી તે હતી. તેને જોઈને મને એક પક્ષથી આનન્દ અને અન્ય પક્ષથી વિકલતા પ્રતીત થઈ. તે દેવી તો જેમ સ્વપ્નગત રાજ્ય, જાગ્રતના આવિર્ભાવથી ક્ષણમાત્રમાં અદૃશ્ય થઈ જાય છે તેમ આગળ ચાલતાં દેખાતી એકાએક બંધ થઈ. તે એક શબ્દ પણ બોલી નહિ, તથા તેણે તે પ્રવાહમાંથી મારા પ્રતિ પાછું વળીને જોયું પણ નહિ. અનિષ્ટના ભયથી શિથિલ સરખો થયેલો તથા પરવશ પડેલો હું ત્યાંથી હાલી કે ચાલી

શક્યો નહિ, અને મહાત્માનાં બોધવચનોનું સ્મરણ કરતો હું મારા મનને તત્ક્ષણ તો નિર્વિકાર સ્થિત રાખતો નિર્મોહપણે ચાલતા પ્રવાહને જોતો રહ્યો. એ દેવીના ગયા પછી અવર્ણનીય ગોભાવડે વહેતી છેલ્લી મોટી દેવી આવી. તેણે તો મારા પ્રતિ દૃષ્ટિમરખી પણ નાંખી નહિ, અને જોતા જોતામા બહુ અન્તરે ચાલી ગઈ આ પ્રવાહનો અન્ત આવવાથી હું થોડીવાર સ્તબ્ધ-સરખો થઈ રહ્યો. પણ પછી પુન ગતિ મળવાથી મારા માર્ગમા વહેતો થયો. મને આ જોયુ તે સમ્બન્ધમા મનમા ઉપરાઉપરી વિચાર આવવા લાગ્યા, પણ ઉંડે ગર્ત જવાના ભયથી હું વિરોધી પ્રયત્નવડે મનને દાબતો વહ્યો જતો હતો થોડુ આગળ ચાલતા તો જાણે હું બહુ નીચા પ્રદેશમા ઉતરી જતો હોઉં એવુ મને ભાસ્યુ અને તેથી મનથી બહુ સાવધાન રહીને મે જોયુ કે હું મોહથી તો આ ઉંડો ઉતરતો નથી ? પણ મને મારા અન્તરની સ્વસ્થતાથી સ્પષ્ટ જણાયુ કે મોહથી કે મોહની પરપગમાના કોઈ પણ દોષથી આ અધોગતિને પ્રાપ્ત થતો નથી. પરન્તુ પૂર્વે જેમ કોઈ સ્થલે નીચા પ્રદેશમા ઉતરવાનો માર્ગ આવતો અને હું નીચે ઉતરતો તેમ આ સમયે પણ ઉતરુ છુ. બહુ નીચે ઉતરીને વળી હું જોવા લાગ્યો તો મને એમ ભાસ્યુ કે હવે પાછો હું મપાટીની ઉપર અને ઉપર વહ્યો જાઉં છું. આગળ ચાલતા તો મે જાણે જૂદી જૂદી ધાતુઓના જૂદા જૂદા વર્ણવાળા રસની નદીઓના પ્રચડ પ્રવાહ એક બાજુથી આવીને બીજી બાજુએ વેગથી વહ્યા જતા હોય એવુ જોયુ. હું તે પ્રવાહને જોતો જોતો જરા જરા અટકીને આગળ વહ્યો જતો હતો આ ધાતુઓના રસનો પ્રવાહ સ્પર્શથી ઉષ્ણ છે કે શીત તે હું સ્પર્શ કર્યા વિના જાણી શક્યો નહિ આગળ ચાલતા તો જાણે સુવર્ણાદિ ધાતુઓથી જ રચાએલા માર્ગો અને આસપાસનાં સર્વ સ્થલો હોય એવુ જણાયુ અને તેથી આગળ ચાલતા તો જેમ નદીના કે સમુદ્રના બાદામા રેતી વગેરે પદાર્થો અસખ્ય પડ્યા હોય છે તેમ આખા ચાલવાના સ્થાનમા નાના પ્રકારના ઉત્તમોત્તમ રત્નો અને મણિઓ નાનામોટા કદના પથરાએલા પડેલા જણાયા એવો ને એવો બહુ વિસ્તારવાળો પ્રદેશ જોઈને મને વિચાર આવ્યો કે ' અહાહા ! આ અદ્‌ભુત સ્થાનના વાસિઓને પણ ધન્ય છે. જો પૃથ્વીઉપર આ પ્રમાણે હોત તો જીવમાત્રને દારિદ્ર કદી પણ પીડી શકત નહિ. રાજાઓ પણ ક્ષુદ્ર પદાર્થની લાલસાથી પરસ્પર યુદ્ધ કરીને રણભૂમિમા મિથ્યા કપાઈ મરત નહિ. સર્વત્ર આ પ્રકારનુ સ્થાન હોત તો ચોરની, ઠગની કે એવા પદાર્થલાલસાવાળા દુષ્ટ જનોની, પ્રજામા કદી ભીતિ ઉપજત નહિ, અને વ્યવસ્થા રાખવાની રાજાઓને પણ ચિન્તા રહેત નહિ પણ અરેરે ! દુર્બલ પ્રારબ્ધબલવાળાં મૃત્યુલોકનાં પ્રાણિઓને નિવાસાર્થે આવું

ભૂતલ ક્યાંથી મળે? વિચિત્ર કર્મફલને ભોગવનાર તે જીવોને સર્વ ક્લેશના અભાવવાળું આવું સ્થાન નિવાસાર્થે કેમ જ મળે? ઉત્તમોત્તમ દૈવીસંપત્તિને પ્રયત્નથી ન પ્રાપ્ત કરેલા તે મન્દભાગી જીવોને તો જન્મમૃત્યુજરાવ્યાધિ આદિ અસંખ્ય ક્લેશોથી યુક્ત તે ભૂતલ જ વસવા યોગ્ય ગણાયું હશે. કેવા પ્રકારનાં સુકૃતવાળાં આ સ્થાનનાં ભોગવનારાં હશે એ પણ હું જાણતો નથી, એટલે કર્તવ્યના સ્વરૂપને હું જાણી શકીશ નહિ.' આ પ્રકારે વિચાર કરતો છતો મોહ તથા ભયાદિને વશ ન વર્તવાના નિશ્ચયવાળો હું નિર્મોહ તથા નિર્ભયપણે ઉદાસીન પ્રવાસીની પેઠે સાવધાનપણે આગળ આગળ વધ્યો જતો હતો. ખરે આ સમુદ્રના અકલ્પ્ય ઉદરને જોયાપૂર્વે હું પણ મૃત્તિકારૂપ તુચ્છ ભૂવિભાગને અર્થે સહસ્રાવધિ પ્રાણિઓનું હનન કરી ચુક્યો છું, અને અલ્પ ધનની લાલસાવડે પણ વિરોધને ધરી ચુક્યો છું. હવે પછી આ સ્થલથી પાછો ફરીને હું કેવી સ્થિતિને પામીશ એ વાર્તાને ન જાણનારો હું કંઈ પણ કલના કરી શકતો નથી.

વીરવિજયને કહે છેઃ હે ભાઈ! આ પ્રકારે કોઈ કોઈ ક્ષણે વિચાર કરતો અને કોઈ ક્ષણે તો વિચાર કર્યા વિના શૂન્યસરખી વૃત્તિથી આસપાસ જોતો હું વધ્યો ચાલ્યો જતો હતો. મેં સમુદ્રના ઉદરમાં જે જે જોયું છે તે તે સર્વને આજે સ્મરણ કરી કરીને કહું તો પણ તેથી તમારો કે મારો કોઈ પણ મુખ્ય અર્થ સધાય એમ નથી. તેથી સૂક્ષ્મમાં કહું છું કે મેં અસંખ્ય ઉત્તમોત્તમ પ્રાણિપદાર્થોને સમુદ્રના ઉદરમાં જોયા છે, અને આજે પણ તે તે પદાર્થોનું જો વિષયાકાર બહિર્મુખ વૃત્તિથી હું સ્મરણ કરું તો મને આ ક્ષણે પણ તે કદાચિત્ મોહના કારણરૂપ થઈ રહે. એ અનેક અનુપમ પ્રાણિપદાર્થોને જોતો હું સર્વ સ્થલે વિચર્યો. તેમાં મેં જે છેલ્લું જોયું છે તેનું વર્ણન કરીને હવે એ મારા સમુદ્રના પ્રવાસના વર્ણનનો અન્ત આણું છું. માર્ગ કાપતો જતો હું વળી એક વાર બહુ નીચા પ્રદેશમાં ઉતરી ગયો ત્યારે જેમ આપણે પૃથ્વીઉપરથી ઉંચે જોતા આ આકાશને દેખીએ છીએ તેમ હું આકાશને જોવા લાગ્યો. તે વિશાલ સ્થાનમાં ઉભો રહીને જોતો હું પૂર્વાદિ દિશાઓના અન્તને જોતો ન હતો. ત્યાં મારી દૃષ્ટિને રોકે એવું પહાડ ઝાડ કે અન્ય કંઈ પણ ન હતું. પણ એ સ્થલે મેં બહુ વિચિત્ર જોયું. જેમ પૂર્વે એકલી સ્ત્રિયોને મેં અનેક વાર જોઈ હતી તેમ આ સ્થલે અસંખ્ય પુરુષોને જ હું દેખતો હતો. તે સર્વ પુરુષો દિવ્ય રૂપવાળા અને પ્રસન્ન મુખમુદ્રાવાળા હતા. તે અસંખ્ય પુરુષોમાંના કોઈને પણ ત્યાં હું સ્થિરતાથી બેઠેલો કે ઉભેલો જોતો ન હતો; પણ તેઓ સર્વ જાણે પોતપોતાનાં બહુ અગત્યનાં કામમાં રોકાયા હોય એમ ભાસતા હતા. તેઓમાંના ઘણા

તો જાતજાતના મોટાં સુન્દર પક્ષિઓઉપર બેશીને આકાશમાર્ગે ગતિ કરતા એક દિશામાંથી બીજી દિશામા જતા આવતા જણાતા હતા. આ સમયે મને વિવિધ પક્ષિઉપર બેશી વિચરનાર દેવોના પુરાણોમાં આપેલાં વર્ણનનું સ્મરણ થતુ અને તેથી આ બધા પુરુષો પણ કોઈ દેવવર્ગમાં ગણાતા હશે, એવુ મેં અનુમાન કર્યું. બીજા ઘણા તો જેમની જાતિનો હુ નિર્ણય ન કરી શકુ એવાં વિચિત્ર ઘાટના વાહનોઉપર બેશીને અપાટીઉપર તેમ જ ઉંચે આકાશમા વેગવડે ગતિ કરતા જતા આવતા જણાતા હતા. અને કેટલાક તો પોતાના દિવ્યરૂપવાળા શરીરથી જ ઉંચે નીચે વિનાકષ્ટે જતા આવતા જણાતા હતા. તેઓમાના ઘણા ખરા મને પ્રવાહમા તણાતો જોતા હશે, પણ તેઓમાના કોઈએ મને કંઈ પણ કહ્યુ કે પૂછ્યુ નહિ. આ તેમના વર્તનથી મને તેમની અનભ્યતાનો વિચાર આવ્યો, પણ પછી તો જ્યારે મે મારી અને તેમની યોગ્યતાનો વિચાર કર્યો ત્યારે મને સ્પષ્ટ થયું કે આ સ્થાનમાં હું ક્યાં ? અને એ દેવસરખા પુરુષો ક્યા ? મારી શી યોગ્યતા કે એઓ મને બોલાવે કે પોતે બોલે ? આ પ્રકારના વિવિધ તરગવશ વહ્યો જતો હુ આગળ જતા એકાએક જેમ કોઈ મને અટકાવે તેમ એક સ્થળે અટકી ગયો. અટકીને જ્યારે મે આજુબાજુ જોયુ ત્યારે મને એક દિવ્યરૂપવાળો પુરુષ પોતાના હાથથી મને ઉભા રહેવાનુ ચિહ્ન બતાવતો મારા તરફ આવતો જણાયો. બહુ ત્વરાથી આવીને તેણે મારો હાથ ઝાલ્યો, અને ચાલતો થયો. હુ પણ હલકા તણખલાની પેઠે તેમની સાથે પ્રયત્નવિના ચાલતો થયો. અને ચાલતાં જ્યારે તે આકાશતરફ ઉંચો ચઢ્યો, ત્યારે તેની સાથે સાથે હુ પણ ઉંચે ચઢ્યો. તે સમયે મને એમ સમજાયુ કે આ ઉપર ચઢનારને પણ, જેમ પગે ચાલનારને પૃથ્વી આધાર હોય છે તેમ કોઈ પદાર્થનો પણ આધાર હોય છે, પણ તે પ્રદેશમા એટલા બધા વેગથી હુ ચઢતો હતો કે તે આધાર મને સ્પષ્ટ જણાતો નહિ. પરન્તુ જેમ વાયુવડે અપાયલી ગતિથી તૃણપત્રાદિ પદાર્થો વહ્યા જાય છે તેમ કોઈપદાર્થ કે સત્તાવડે અમને પણ ગતિ મળતી હોય એમ ભાસતુ હતું આ પ્રમાણે ઉંચી નીચી આડી એમ વિવિધ ગતિવડે હુ તે પુરુષસાથે વહેતો વિવિધ સ્થળોને જોવા લાગ્યો વિવિધ સ્થલે વિવિધ આકારના પ્રાણિઓને તથા ઉત્તમ મધ્યમ એવા અનેક વિચિત્ર પદાર્થોને જોતો હતો આ પ્રકારે બહુ સ્થળોને જોતો અને વિચરતો હુ દિશાના ભ્રમથી ક્યારે નીચે ક્યારે ઉંચે અને ક્યારે સમદેશમાં વિચરુ છુ તે પણ જાણી શકતો ન હતો. આ પ્રકારે દિશાના ભાનવિનાના મને તે પુરુષે એક સ્થલે મોટા નિર્જનસરખા પ્રદેશમા લાવી ઉભો રાખીને પૂછ્યુ કે આ સ્થલમાં તમને કંઈ દેખાય છે ?

મેં ઉત્તર આપ્યું કે નિર્જન પ્રદેશ અન્ય સ્થલે જેવા દેખાતા તેવા અત્ર દેખાય છે. કાંઈ પણ વિશેષ મને દેખાતું નથી. મારું આ સાંભળીને તેણે મારાં નેત્રે પોતાના હસ્તનો સ્પર્શ કરી પૂછયુંઃ હવે જુઓ કંઈ વિશેષ દેખાય છે ? તે પછી એ જ સ્થલે એ જ દિશામાં જોયું તો બહુ પ્રબલ વેગથી નીચેથી ઉપર આવતો સૂક્ષ્મ દ્રવ્યનો પ્રવાહ મને જણાવા લાગ્યો. ત્યારે મેં કહ્યું: હે દેવ ! આપ કોણ છો તે હું જાણતો નથી. માટે હું આપને દેવ શબ્દથી બોલું તેમાં મારો અપરાધ થતો હોય તો ક્ષમા કરશો. હવે આપે પ્રથમ પૂછેલું તેથી કહું છું કે આ આસપાસ સર્વ પ્રદેશમાં અને આપણે ઉભા છીએ ત્યાં પણ એક સૂક્ષ્મ દ્રવ્યનો પ્રવાહ નીચેથી ઉંચે જતા ધૂમની પેઠે ઉંચે ચઢયો જતો જોઉં છું. એથી વિશેષ અન્ય મને કંઈ જણાતું નથી. આ સાંભળીને ફરીથી તેણે મારાં નેત્રને સ્પર્શ કરી કહ્યું કે હવે જુઓ, એથી કંઈ વિશેષ દેખાય છે ? ત્યારે મેં સાવધાનતાથી જોઈને કહ્યું કે જે દ્રવ્ય બહુ સૂક્ષ્મ જણાતું હતું તે હવે મોટા પરિમાણમાં જણાય છે. અને જેમ ઉભો ચઢતો પ્રવાહ પ્રથમ જણાતો હતો તેમ હવે સર્વ દિશાઓમાં જતા આવતા આડાઅવળા પ્રવાહ પણ જણાય છે. વળી તે પુરુષે મારા નેત્રને સ્પર્શ કરી પૂછયુંઃ હવે જુઓ, શું વિશેષ દેખાય છે ? ત્યારે મેં જોઈને ઉત્તર આપ્યું કે હવે તો મને એ દ્રવ્યના જણાતા મોટા અણુઓથી વૃદ્ધિને પામતાં શરીરો જણાય છે. એ શરીરો સાધારણ માણસોના જેવાં નથી, પણ મોટાં અને દિવ્યરૂપવાળાં જણાય છે. આવાં સુન્દર અને મોટાં શરીરો આ એક એક અણુમાંથી શી રીતે પ્રકટ થાય છે તે હું જાણી શકતો નથી. તો પણ મને એવું અનુમાન થાય છે કે મેં જોયલા દ્રવ્યના અણુઓ તે આ દિવ્ય શરીરોનાં બીજરૂપ હશે. આ સાંભળીને તે પુરુષ કાંઈ પણ ન બોલતાં મારો હાથ ઝાલીને ત્યાંથી આગળ ચાલ્યો. ત્વરાથી જતાં મને જણાયું નહિ કે કેટલા કાલમાં કેટલે અંતરે અમે ગયા હતા. ત્યાં આગળ જઈને મને ઉભો રાખીને વળી મારા નેત્રને સ્પર્શ કરી પૂછયું કે હવે શું દેખાય છે ? મેં કહ્યું કે પ્રથમ મને પેલા સ્થલમાં દેખાતો હતો તેવો ઉંચો ચઢતો પ્રવાહ દેખાય છે. પૂર્વવત્ પુનઃ તેમણે નેત્રસ્પર્શ કરી મને પૂછયુંઃ ત્યારે મેં જોઈને કહ્યું કે પ્રથમની પેઠે પરિમાણમાં મોટા અણુઓ દેખાય છે. તે પછી ત્રીજી વાર તેણે મને નેત્રે સ્પર્શ કરી પૂછયું ત્યારે તો મને પ્રત્યેક અણુથી જાણે રચાઈને મનુષ્યના જેવાં વિવિધ રૂપનાં શરીરો તૈયાર થયાં હોય એમ જણાયું. તે જોઈને મેં એ અનુમાન બાંધ્યું કે આ પ્રથમ દેખાયલો પ્રવાહ મનુષ્યશરીરનાં બીજરૂપ હોવો જોઈએ. હે ભાઈ!

એ જ પ્રમાણે એ પુરુષ મને અનેક સ્થલોએ લેઈ ગયો અને ત્રણ ત્રણ વાર મારે નેત્રે સ્પર્શ કરીને એવી અનેક જાતની સૃષ્ટિ મને બતાવી કોઈ સ્થલે વિવિધ વનસ્પતિઓ, કોઈ સ્થલે મણિરત્નઆદિ મૂલ્યવાળા અને સામાન્ય અનેક જાતિના પાષાણો તથા વિવિધ ધાતુઓ તેમ જ કોઈ સ્થલે વિવિધ પક્ષિઓ અને કોઈ સ્થલે વિવિધ જાતિના પશુઆદિ પ્રાણિઓની સૃષ્ટિ દેખાડી. મનુષ્યથી વિલક્ષણ એવાં અનેક જાતિઓનાં શરીરોની ઉત્પત્તિ થતી મને દેખાડી. આ પ્રકારે અનેક સૃષ્ટિઓ જોયાથી મને જે આશ્ચર્યનો તથા આનન્દનો ભાસ થયો હતો તે મુખથી વર્ણન કરી શકતો નથી. એ અનેક જાતિના અસંખ્ય શરીરો જોયાં તેથી મેં એ અનુમાન બાંધ્યું હતું કે આ ભૂગોલઆદિ અનેક વસતિનાં સ્થાનો છે, તે વિવિધ સ્થાનોમાં વસનારી વિવિધ જાતિનાં શરીરવાળી પ્રજાઓ હશે. અને તે જ પ્રમાણે પશુ પક્ષી વનસ્પતિ આદિ પણ વિવિધ સ્થલની વિવિધ જાતિની હશે. એ સર્વ જોયું પણ એ સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ જેવો મેં જોયો તેવો સ્વભાવથી જ હશે ને તે આદિકાલમાં જ પ્રવર્તતો હશે કે એ સૃષ્ટિના સ્વરૂપને મને દેખાડવામસમજાવવામાટે આ પુરુષે પોતાના સામર્થ્યથી જ એ પ્રકારે કરી દેખાડ્યું ? આ વાર્તાનો હું નિર્ણય કરી શક્યો નહિ. તેથી મેં તે પુરુષને પૂછ્યું, પણ તેણે એ પ્રશ્નનું કંઈ પણ ઉત્તર ન આપ્યું, અને વળી મારો હાથ ઝાલીને મને આગળ તેડી ગયો, અને ત્યાં પણ તેણે પ્રથમની પેઠે નેત્રે ત્રણ વાર સ્પર્શ કરીને ક્રમથી જોવા કહીને મને જે દેખાડ્યું તે જોવાથી મને સઉથી અધિક આશ્ચર્યનો તથા આનન્દનો ભાસ થયો. આ જે દેખાડ્યું તે ભૂગોલઆદિ અસંખ્ય ગોલોની ઉત્પત્તિનો ક્રમ દેખાડ્યો હતો. તેમાં નાના મોટા પરિમાણના અનેક જાતિના પ્રકાશવાળા અને પ્રકાશવિનાના ગોલો મારા જોવામાં આવ્યા હતા. તે ગોલોનો રંગભેદથી જાતિભેદ છે એમ મને જાણ્યું હતું. આ પ્રકારે જે મને મારી મેળે જ જાણવું અશક્ય તે જણાવીને તે પુરુષ મને મૂકીને આકાશમાં ગતિ કરી ગયો, અને હું પ્રથમની પેઠે વેગથી વહેતો થયો આ સમયે મારા અન્તઃકરણની સ્થિતિ વિલક્ષણ હતી, તોપણ પેલા પ્રવર્તક મહાત્માની આજ્ઞાનું વિસ્મરણ ન કરનાર હું તે કોઈ પણ વસ્તુથી મોહને કે મોહની પરંપરારૂપ વિકારને વશ થયો ન હતો. આ સર્વ જોયા પછી માર્ગ કાપતો હું અન્તરમાં આ પ્રકારના વિચારને અનુભવતો હતો. અહોહો ! આ અનન્તસ્થાનમાં આ પ્રકારની તેમજ આથી નાની મોટી ચમત્કૃતિઓ અસંખ્ય હશે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આ અનન્ત સૃષ્ટિના વિભવઆગળ મારા જેવા અલ્પ પરિમાણવાળા શરીરના, અલ્પ

બલવાળા, અલ્પવિભવવાળા અને સર્વ પ્રકારથી જોતાં ક્ષુદ્રજેવાની શી ગણના ! મિથ્યા ગર્વને અજ્ઞાનથી માનનારા મારા જેવા અલ્પ જીવો સદા પોતાના તે મિથ્યા ગર્વથી ધિક્કારને પાત્ર છે. અરેરે ! આ અનવધિ ઐશ્વર્યને ન જાણનારા અલ્પ આયુષ્યવાળા અને પુનઃ પુનઃ જન્મમરણાદિ દુઃખને ભોગવનારા ભૌતિક શરીરધારી જીવો આ સંસારમાં શું પુરુષાર્થ કરી શકે એમ છે? તેમાં પણ કેવલ નાશવન્ત વિષયોમાં જ લુબ્ધ રહીને તેમાં બંધાઈને અને તેની આસક્તિમાં જ મગ્ન રહીને વારંવાર મૃત્યુના મુખમાં પ્રવેશે છે તેમને તો અનેક કલ્પે પણ મોટા પુરુષાર્થની આશા જ શી ? આ પ્રવાસથી મારો નિશ્ચય દૃઢ થયો કે આ જગત્‌માં મોહાદિ વિકારને વશ થનાર પ્રાણિઓ જ પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થઈને અધોગતિને પામે છે. હે ઈશ ! અતઃપર મને એ સર્વ દોષોથી મુક્ત રાખી અધોગતિથી ઉગારજે એ જ પ્રાર્થના છે. આ પ્રકારે વિચાર કરી સાવધાન રહેતો હું પરવશસરખો વહ્યો જતો હતો. વહેતાં વહેતાં વળી હું નીચે ઉતરતો જતો હોઉં એમ ભાસવા લાગ્યું. ઘણીવારસુધી નીચે ઉતરવાના માર્ગમાં ઉતરતો હોઉં એમ ભાસ્યા પછી વળી હું જાણે સપાટીઉપર આવીને વહેતો હોઉં એવું સમજાયું. એ સપાટીના પ્રદેશમાં આવ્યા પછી મને વિલક્ષણ આનન્દનો ભાસ સ્વભાવથી જ થવા લાગ્યો. અન્તર્‌માં અપૂર્વ શાન્તિ અને તૃપ્તિ જાણે પોતાની મેળે જ આવી વસ્યાં હોય એમ ભાસવા લાગ્યું, અનન્ત આકાશમાં દિશાઓપ્રતિ દૃષ્ટિ નાંખતાં સર્વત્ર શાન્તિ પ્રતીત થતી હતી. મન નિઃશંક અને નિર્ભયજેવું ભાસતું. આ સ્થલને પામેલો હું અન્ય સ્થલ જોવાની અભિલાષાથી રહિત થયો હોઉં એમ ભાસતું. એમ છતાં પણ એ સ્થલે હું સ્થિર રહી શક્યો નહિ. પ્રાપ્તવેગથી આગળ વહ્યો જતો હતો. એ સ્થલે કોણ વસે છે અને તેઓ કેવા વિભવને ભોગવે છે એ જાણવાની મને ઇચ્છા થઈ નહિ. તેમ જ હું કંઈ દેખી પણ શક્યો નહિ. આગળ આગળ વધતો હું પરમ સન્તોષને અનુભવતો કેટલોક સમય સપાટીઉપર જ વહેતો હતો. પણ પછી મને પોતાને હું ક્રમે કરીને ઉંચે ચઢવાના માર્ગમાં ગતિ કરતો જાણવા લાગ્યો. જેમ જેમ હું મને ઉંચે ચઢવાના માર્ગમાં ચાલું છું એમ ભાન થતું ગયું તેમ તેમ મને છેલા પ્રદેશમાં પ્રતીત થયલી અપૂર્વ શાન્તિતૃપ્તિનું ભાન ઓછું થતું ગયું. આથી મને એવો વિચાર આવ્યો કે હું આ ઉંચે ચઢવાના માર્ગમાં ચાલું છું તો પણ સુખની ભૂમિકાથી તો ખરે હું નીચે પડું છું. પણ મારી સ્વતન્ત્રતા હતી નહિ; તેથી નિરુપાયે હું ઉંચે ચઢતો ચાલ્યો. આ ઉંચે ચઢવાના માર્ગમાં ચાલતાં હું દિશાઓપ્રતિ દૃષ્ટિ ફેરવતો ત્યારે મને સ્પષ્ટ થતું હતું કે જે માર્ગે હું

ઉતરતો ગયો હતો તે માર્ગ આ નથી. ઉપર ચડતાં મેં ઘણાં સ્થાનો સપાટીજેવાં અને ઘણાં ઉંચે ચડવાના માર્ગજેવાં અનુભવ્યાં. અને તેમાં અનેક પ્રકારની વિચિત્રતા તથા પ્રાણિપદાર્થની વિલક્ષણતા જોઈ. પરન્તુ છેલ્લા સ્થાનમાં જે આનન્દને મેં અનુભવ્યો હતો તેનું સહજ પણ વિસ્મરણ ન થવાથી હું આ સર્વને જોતો હતો પણ જાણે જોતો નથી એવું ભાસતું. જે જે હું જોતો તે મને નીરસ ભાસતું. અને તેથી મોહગ્રહિતપણે ઉદાસીન પુરુષના પેઠે પ્રામવેગથી નિર્ધારિત દિશાએ વધ્યો જતો હતો. ઉતરવાના માર્ગમાં મને જે ઉત્સાહ ભાસતો તે પણ આ ચડવાના માર્ગમાં મને ભાસતો ન હતો. ઉતરવાના માર્ગમાં જેવાં સુન્દર સ્થાનો તથા પ્રાણિપદાર્થો જણાતા તેવા જ પ્રસંગે આ માર્ગમાં પણ જણાતાં. તથાપિ મન તેમના તરફ આકર્ષાતું ન હતું. આવો નિરુત્સાહ શાથી પ્રકટેલો તે વાતને હું જાણી શક્યો ન હતો. બહુ વેગથી વધેલો નાના પ્રકારની રચના જોતો ઉપર ઉપર ચડતો અલ્પ સમયમાં હું તે સમુદ્રના જલમાં જ્યાંથી મેં પ્રથમ પ્રવેશ કર્યો હતો ત્યાં આવી પહોંચ્યો. જેવું મેં જલમાંથી મસ્તક બહાર કાઢયું કે મારા મનુષ્યોએ વદેલો જયજયકાર શબ્દ મારે કાને પડયો મેં તેમને તીરઉપર ઉભેલા જોયા, પણ પેલા અલૌકિક મહાત્મા ત્યાં જણાયા નહિ હું સમુદ્રના જલમાંથી બહાર નિકળ્યો ત્યારે મારાં વસ્ત્ર જેવાં ને તેવાં કોરાં હતાં. હું તો જેમ નિદ્રા જતાં આવેલા સ્વપ્નમાંથી જાગ્રત થયેલ મનુષ્ય ગભરાટથી જાગી ઉઠી આસપાસ જુએ તેમ આસપાસ જોવા લાગ્યો. અલ્પ સમય તો એક શબ્દ પણ બોલવાને સમર્થ થયો નહિ. સ્વપ્નગત પદાર્થના પેઠે સમુદ્રના ઉદરમાં જોયેલા પ્રસંગોનું સ્મરણ કરતો પેલા મને સમુદ્રમાં મોકલનાર મહાત્મા કેમ જણાતા નથી એમ વિચારવા લાગ્યો. મને વિચારમાં પડેલો જોઈ મારા સાથી માણસે કહ્યું કે આપના સમુદ્રમાં પ્રવેશપછી પેલા મહાત્મા એવું કહીને ગયા છે કે તમારા રાજા આવે એટલે એને તેડીને તમે તમારે સ્થાને જજો અને હું કોઈ સમયે એક વાર ફરીથી એને મળીશ એટલો સન્દેશો કહેજો. અમે પૂછયું કે અમારા રાજા ક્યારે બહાર પધારશે? ત્યારે એમણે કહ્યું કે તમારી સાત રાત્રિઓ અને સાત દિવસ જતાં આઠમા દિવસના સૂર્યોદયસમયે બહાર આવશે. તે દિવસથી અમે મહાકષ્ટે આપના દર્શનની વાટ જોતા દિવસો ગાળતા હતા. આજે આઠમા દિવસનો સૂર્ય ઉગ્યો છે, અને આપ પણ પ્રકટ થયા છો. અમને મોટો હર્ષ થયો છે. આપ પ્રસન્ન થઈ બોલો, આ આહારના પદાર્થો તૈયાર છે તે ગ્રહણ કરો, આ સ્વચ્છ શીતલ મિષ્ટ જલનું પાન કરો, અને અમને સુખસમાચાર કહીને સુખી કરો. મારાં મનુષ્યોને ચિન્તાગ્રસ્તસરખાં જોઈને

તેમના સમાધાનાર્થે પ્રસન્ન મુખથી હું બોલ્યો કે હે ભાઈઓ! તમે સઉ ચિન્તા ત્યજો, હું સુખી છું. આ પ્રમાણે બોલીને પછી મેં હસ્તપાદપ્રક્ષાલન કરીને મુખશુદ્ધિ કરી. આ સાત દિવસ પર્યન્ત હું સમુદ્રમાં રહ્યો એ જાણીને બહુ આશ્ચર્ય માનવા લાગ્યો, કારણ કે મને એટલો બધો કાલ જણાયો ન હતો. પછી મેં વસ્ત્ર ઉતારી સમુદ્રના જલમાં સ્નાન કર્યું, અને સ્વસ્થ થઈ કર્મસાક્ષી **શ્રીસૂર્ય**ભગવાનને અર્ઘ્ય અર્પીને અન્નજલ ગ્રહણ કર્યું. મને આટલા દિવસસુધી ક્ષુધાતૃષાઆદિ કોઈ પણ દેહના વિકારે ત્રાસ આપ્યો નહિ અને તે દેહસમ્બન્ધી ક્રિયાઓ ન થવાથી કંઈ પણ કષ્ટ થયું નહિ એ જાણીને પણ બહુ સંતોષ થયો. અન્નજલ ગ્રહણ કરીને મેં પુનઃ વસ્ત્રશસ્ત્ર ધારણ કર્યા પણ મને કોઈ પ્રકારનો ઉત્સાહ થતો ભાસ્યો નહિ. મારાં મનુષ્યોસહ હું ચાલવા લાગ્યો. તેમાં જે મારો સાથી હતો તે મારી સાથે તેમ જ હું તેની સાથે પ્રથમ જેમ છૂટથી બોલતા તેમ આ સમયે બોલવાને તેને હિંમત થતી નહિ અને મને પ્રીતિ થતી નહિ. બીજાં જે વ્યાપારીનાં મનુષ્યો, તે તો મારાથી અધિક પરિચયવિનાનાં હોવાથી બોલી શકતાં નહિ. આગળપાછળ ચાલતાં અમે વહાણોસમીપ આવીને વહાણમાં બેઠા અને વહાણો ચાલતાં કર્યાં. હું તો જેમ કોઈ પોતાનું સર્વ જવાથી દિઙ્મૂઢસરખો થાય છે, તેમ દિઙ્મૂઢની પેઠે દિશાઓપ્રતિ દૃષ્ટિ નાંખતો સમુદ્રમાં જોયલા પદાર્થોનું સ્મરણ કરતો. તેમાં સર્વથી છેલ્લું શાન્તિ આપનારૂં સ્થલ અને તે સમયની અન્તઃકરણની સ્થિતિ લેશ પણ ભૂલાતી ન હતી. મારો સાથી મારા મુખસામું જોતો અને સમુદ્રની વાર્તા વા કંઈ પણ હું તેની સાથે બોલું તો ઠીક એવી આશા ધરતો પ્રતીત થતો હતો, પણ મારી સર્વ વ્યવહારવૃત્તિ આ સમયે શાન્તજેવી થઈ ગઈ હોવાથી હું કંઈ પણ બોલવાને ઇચ્છતો ન હતો. આ પ્રમાણે એકબીજાસાથે કંઈ પણ બોલ્યા વિના મૌન ધરી બેઠા બેઠા અમે માર્ગ કાપતા હતા. કોઈ કોઈ વેલા મારા સાથીને બહુ ચિન્તાવાળો જોવાથી હું આડીઅવળી વાતો કરી સંતોષ આપતો. પણ મારી રસવૃત્તિ તો સમુદ્રમાં જ જાણે મૂકી આવ્યો હોઉં એવું ભાસતું. આ પ્રમાણે દિવસો ગાળતાં માર્ગ કાપતાં અમે મારા રાજ્યસ્થાનમાં આવી પહોંચ્યા; અને વહાણો અટકાવી નગરમાં સમાચાર મોકલ્યા. અમારા આવવાના સમાચાર પ્રજામાં પ્રસરવાથી મહા આનન્દ વર્ત્યો. મોટો ઉત્સવ માનીને નગરની પ્રજા તથા રાજસેવકો સર્વ, વિભવસાથે સન્મુખ આવી મને તેડી ગયા. હું રાજમન્દિરમાં પ્રવેશ્યો, પણ મારી પ્રથમસરખી વૃત્તિ કોઈ સાથે પણ થતી ન જોઈ જાણીને સર્વને આશ્ચર્યસાથે ખેદ થતો હોય મને ભાસ્યું. પ્રધાનાદિ મુખ્ય રાજભક્ત સેવકોને

તથા અન્તપુરમા ગૃહિણીને મારા મનની વિલક્ષણ સ્થિતિ જાણીને બહુ પરિતાપ થવા લાગ્યો. તેમણે મારી સાથે આવેલા મારા સાથીને પૂછીને જાણી લીધુ કે સાતદિવસ સમુદ્રમાં રહી આવ્યા પછી મારા મનની સ્થિતિ આ પ્રકારની થઈ છે. તેથી તેઓ સઘળા ધૈર્ય ધરીને ધીરે ધીરે મારી વૃત્તિ અનુકૂલ કરી લેવાને યત્ન કરવા લાગ્યા. મે તેમને સ્પષ્ટપણે કહ્યુ કે તમે કોઈ ચિન્તાવશ થશો નહિ. હુ વિકલ નથી, ભ્રમિત નથી, વ્યાધિગ્રસ્ત નથી, ઉન્માદથી કે તેવા કોઈ નિમિત્તથી દૂષિત ચિત્તવાળો નથી, પણ મે સૃષ્ટિના વિલક્ષણ સ્વરૂપને જાણ્યુ છે તેથી મારી વૃત્તિ આ ક્ષુદ્ર વિષયોના મોહથી વિરમી છે. તમે સર્વ તમારા પોતાના કર્તવ્યમા સાવધાન રહો અને પ્રસન્ન ચિત્તથી કરવાયોગ્ય વ્યવહારોને કરતા રહો આ પ્રકારે મે કહ્યા પછી તેઓ પોતપોતાના વ્યવહારને સેવતા પ્રસન્ન રહેવા લાગ્યા. હુ ગૃહમાં રહીને ગૃહવ્યવહારને સેવતો તથા રાજસભામા પ્રવેશ કરીને પ્રતિદિવસ રાજ્યવ્યવહારને ઉચિત પ્રકારે કરતો, પણ મારુ મન પૂર્વવત્ પ્રસન્નતાથી વ્યવહારમા જોડાતુ નહિ આ પ્રમાણે બહિરૂથી વ્યવહાર કરતા તથા અતરૂથી પેલા મહાત્માનુ તથા સમુદ્રમા દીઠેલા સસારનુ સ્મરણચિન્તન કરતા દિવસો ગાળવા લાગ્યો. કેટલોક સમય આ પ્રમાણે ગાળતા એક દિવસ મને વનમા વિચરવા વૃત્તિ થઈ તેમાં મુખ્ય હેતુ પેલા મહાત્મા કોઈ સ્થળે મળે એ હતો થોડા શસ્ત્રધારીઓને સાથે રાખીને એક સુન્દર વનમા પ્રવેશ કર્યો. એ વનમા એક મોટો પર્વત હતો. તે ઉંચો, વિસ્તારવાળો અને અનેક પ્રકારની વનસ્પતિઓથી શોભતો હતો તેમા મારા સાંભળવાપ્રમાણે મહાત્માઓને નિવાસ કરવાયોગ્ય ગુહાઓ હતી. તે ગુહાઓ જોવાની મને બહુ કાલથી રુચિ હતી. એ અરણ્યમા પ્રવેશીને અમે તે પર્વતઉપર ચઢયા અને એક રમણીય કરેલા સુન્દર સ્થલમા અનુકૂલતા જણાવાથી ઉતારો કર્યો હુ મારા વિશ્વાસપાત્ર શસ્ત્રધારી સાથીઓને લઈને પ્રતિદિવસ વિવિધ માર્ગે ચઢતો અને જ્યા જ્યા કષ્ટવડે પણ જઈ શકાય એવુ હતુ ત્યા ત્યા જઈને જોતો, પણ મારી ધારણા પાર ન પડવાથી પેલા મહાત્માનુ સ્મરણ કરીને નિરાશસરખો થઈ ઉતારામા રાત્રિઓ ગાળતો. આ પ્રમાણે કેટલાક દિવસો એ પર્વતઉપર મેં વ્યતીત કર્યા એક દિવસ મને દૂરની મોટી ગુહાઓમાં પ્રવેશવાની ઇચ્છા થઈ, તેથી ઘટતાં મનુષ્યોને તથા પદાર્થોને સાથે રાખી નિકળ્યો તે ગુહાપર્યન્ત જવાનો માર્ગ બહુ ભયકર હતો તેથી કોઈ એકાકી મનુષ્ય તે સ્થલે જવા પામતુ નહિ. એ વિકટ માર્ગે અમે ચાલ્યા. ત્યા આગળ જતા એક નાની ગુહા અમારી દૃષ્ટિએ પડી અને તેમા અમે દ્વારમાથી જોયું તો એક પુરુષ બેઠેલો દીઠો તે પુરુષ ગુહાના દ્વારસમીપ

આવેલા અમને જાણીને બહાર આવ્યા. તે વયે બહુ વૃદ્ધ જણાતા હતા. એ પુરુષને ગુહાના દ્વારસમીપ આવતા જોઈને અમે સવિનય નમન કર્યું. તેમણે અમારું નમન સ્વીકારતાં પ્રસન્ન મુખથી પ્રેમવડે પૂછ્યું: તમે કોણ છો, અને આ ભયવાળા સ્થાનમાં શા નિમિત્તે આવ્યા છો ? મેં નિરભિમાન-પણે ઉત્તર આપ્યું કે હું આ સર્વ ભૂમિમાં ભયથી પ્રાણિઓનું રક્ષણ કરવા અર્થે નિશ્ચય કરાયો છું તેથી સર્વ મને રાજા માને છે, અને આ મોટી ગુહાઓ મેં સાંભળી છે પણ જોઈ નથી તે જોવા અર્થે આ માર્ગે આવી ચઢયો છું. આપના દર્શનથી મને વિશેષ આનન્દ થયો છે. આજના દિવસને તથા મને હું આપના દર્શનથી ધન્ય માનું છું. આપ આ સ્થલને પાવન કરતા કેટલા કાલથી અત્ર વિરાજો છો, તે કૃપા કરીને કહો, અને અમને નિર્ભય-પણે એ મોટી ગુહાઓ જોવામાં આવે એવો કોઈ ઉપાય આપ જાણતા હો તો દયાથી દેખાડો. આ સાંભળી તે અવધૂતસમા વૃદ્ધ પુરુષ બોલ્યા: હે નરેશ ! આ શરીર પ્રકટયા પછી તેના પંદરમા વર્ષથી હું આ પર્વતઉપર આવ્યો છું; તે પછી એક વર્ષે હું આ ગુહાને પામ્યો છું. અને આજે આ શરીરને પ્રકટયે એકાણું વર્ષ થયાં છે. એટલે પંચોતેર વર્ષથી આ ગુહામાં મારો નિવાસ છે. આ પર્વત અન્ય પર્વતોકરતાં સેવવો કઠિન મનાય છે. આ ગિરિમાં માર્ગો વિકટ છે, આહાર દુર્લભસરખો મનાય છે અને નાના ભયનાં કારણો પણ આ પર્વતની ગુહાઓમાં અધિક ગણાય છે. તેથી એકાન્તસેવનની ઇચ્છાથી નિરુપાધિ સ્થાનને શોધનાર પુરુષો આ સ્થાનમાં ભાગ્યે જ આવે છે. કોઈ કોઈ ધૈર્યબલવાળા સાધકો તથા ઉંચી ભૂમિકાનો આશ્રય કરનાર મહાત્માઓ આ સ્થલે આવી ચઢે છે, પણ તેઓ અધિક કાલ આ સ્થાન-નમાં રહેતા નથી. કોઈ કોઈ દુરાગ્રહથી રહેનારા દેહાન્તને પામ્યા છે અને કોઈ કોઈ નિર્ભય અને નિઃશંક થયેલા મહાપુરુષો આજે કોઈ કોઈ સ્થલે વિદ્યમાન પણ હશે. તો પણ આ વિસ્તારવાળા પર્વતના પ્રમાણમાં તેટલા સત્પુરુષો આ સ્થાનને સેવતા જણાતા નથી. જે મોટી ગુહાઓ જોવાની તમે ઇચ્છા રાખો છો તે જોવાને ઘણા પુરુષો પૂર્વે ગયેલા સાંભળેલા પણ જે જે ગયેલા તે તે પ્રવેશતાં જ મરણને પ્રાપ્ત થયેલા સાંભળ્યા છે. મેં તેની અંદર પ્રવેશ કરવાનો ઉદ્યોગ આ ક્ષણપર્યન્ત કર્યો નથી. એક સમયે પ્રવે-શવાની ઇચ્છાથી જનાર પુરુષને મેં ના કહ્યા છતાં જ્યારે તે ગયા ત્યારે હું તેમની પાછળ ગયેલો. તેમણે ગુહામાં પ્રવેશ કર્યો કે થોડું ચાલતા જ તે પડીને મરણ પામ્યા, એ જોઈને ત્યાંથી હું આ સ્થલે પાછો આવ્યો છું. તે દિવસપછી પુનઃ એ ગુહામાં મેં કદાપિ પ્રવેશ કર્યો નથી અને એ વિકટ માર્ગે હું ગયો પણ નથી. પૂર્વના વૃદ્ધ મહાત્માના મુખથી શ્રવણ કર્યું છે કે એ ગુહા-

માથી પ્રબલ વિષની જ્વાલાઓ આવે છે. તેથી તેમા પ્રવેશનાર તત્કાલ જ મરણ પામે છે. આ પ્રમાણે છે માટે હે રાજન્! તમારે પણ અન્તરમાં જો જીવવાની આશા હોય તો એ ગુહા જોવાની ઇચ્છા ત્યજીને પાછો ફરવુ, એવો મારો નિશ્ચય છે. પછી તો જે તમે અનુકૂલ ગણો તે પ્રમાણે કરો હે ભાઈ! આ પ્રકારના તે મહાત્માના વચન શ્રવણ કરી મે તેમને વિવેકે પૂછ્યુ: કે હે દેવ! આ સસારમા જેમને જીવવાની આશા હોય તેમણે કોઈ પણ કઠિન મનાતા કાર્યને કરવા ઇચ્છવુ કે નહિ તે કહો. આ સાભળીને તે સ્નેહથી બોલ્યા કે હે ભાઈ! જે કાર્ય સાધવા જતા અવશ્ય મરણ આવી પડવા સભવ છે એવુ જાણનારે પોતાને અવશ્ય સાધવાયોગ્ય અન્ય કાર્યોને સાધવા-પર્યન્ત તે કાર્ય સાધવાને ન જવુ એવો મારો નિશ્ચય છે. તેથી જો તમે આ જગત્મા અવશ્ય સાધવાયોગ્ય મુખ્ય કર્તવ્યને પૂર્ણ સાધી રહ્યા હો તો ભલે મરણને સ્વીકારી આ કાર્ય સાધવા તત્પર થાઓ અને જો અવશ્ય કરવાયોગ્ય કાઈ શેષ રહ્યુ તમે જાણતામાનતા હો તો પ્રથમ તે કરીને પછી આ કાર્યને કરવા ધારો. આ સાભળીને મે કહ્યુ હે ભગવન્! આ લોકમા ઘણા મનુષ્યો ધનની ઇચ્છાથી ધન પ્રાપ્ત કરવાઅર્થે યત્ન કરતા તે મેળવ્યા વિનાજ યત્નના આરમ્ભે મધ્યે કે તેથી પછી મરણને પામ્યા છે ઘણા તો રાજ્યની ઇચ્છાથી તે મેળવવા યત્ન કરતા આરમ્ભે મધ્યે કે તે પછી પણ પોતાના નિર્ધારિત મનો-રથપ્રમાણે મેળવ્યા વિના મરણને પામ્યા છે. અને તે જ પ્રમાણે સ્ત્રી આદિ સર્વ વિષયોની ઇચ્છાવાળા પણ ઘણા તે તે અર્થ મેળવ્યા વિના જ જગત્મા મરણને પામ્યા છે, તો તેમના દૃષ્ટાન્તને જોઈ અન્ય મનુષ્યોએ પોતાની તે તે ઇચ્છા પૂર્ણ કરવા કોઈ આરમ્ભ કરવો નહિ કે શુ? જો એમ જ હોય તો તો પછી કોઈ પણ પુરુષ કોઈ પણ કાર્ય કરવા ધારશે જ નહિ મારી અલ્પબલ-વાળી મતિથી હુ માનુ છુ કે મરણ તો જીવોને જ્યારે ત્યારે ભય આપ્યા જ કરે છે. અને આ જગતના જીવો ક્યારે ક્યા અને શા નિમિત્તથી પોતાનુ મરણ છે તેને જાણતા નથી, તેથી પ્રત્યેક કાર્ય કરતાં જીવને ભય તો થવાનુ, અને એમ જો સર્વ જીવો ભયવશ થાય તો પછી કોઈ પણ કાર્યને તે જીવો સાધી શકશે નહિ. માટે પોતાની ઇચ્છા જો અશુભ નથી તો તો જીવે તેને અવશ્ય પૂર્ણ કરવા યત્ન કરવો. તેમા પછી કાર્ય સધાય કે મરણ થાય તેની ચિન્તા રાખવી નહિ હે મહાત્મન્! આપ વૃદ્ધ છો, આપે સર્વ કાઈ જાણ્યુ છે તો કૃપા કરીને આપ કહો કે કયુ કાર્ય સાધવા જતા અવશ્ય મરણનો સમ્ભવ નથી? આ મારાં વચનોને સાભળીને મન્દ મન્દ હસતા તે પુરુષ બોલ્યા ભાઈ! મનુષ્યથી થતા સર્વ કાર્ય જ મરણના સમ્ભવવાળા છે એમ મને સમજાયું છે અને તેથી જ મે તમને પ્રથમ કહ્યુ છે કે જે કાર્ય અવશ્ય કર્તવ્યરૂપ હોય

તેને જ તેણે પ્રથમ સાધવાનો આરમ્ભ કરવો ઘટે છે. પછી તેના આરમ્ભમાં કદાચિત્ મરણ થાય તો પણ તે જીવને અસન્તોષનું કશું કારણ રહેતું નથી. બુદ્ધિમન્તોએ તો અન્તમાં એવો નિશ્ચય કર્યો છે કે આ સંસારમાં કાર્યના આરમ્ભમાત્ર ભયદુઃખના ઉપજાવનાર છે, તેથી સર્વથા અનારમ્ભ જ શ્રેષ્ઠ છે. પરન્તુ માયાવશ આ સર્વ જીવો આપ્તકામ હોતા નથી અને આપ્તકામ થયા વિના સર્વારમ્ભપરિત્યાગરૂપ આરમ્ભરહિત સ્થિતિમાં કદાપિ રહેવાતું નથી, તેથી આપ્તકામ થવાને જ પ્રથમ જો આરમ્ભ કરવો ઘટતો હોય તો કરવો. પણ ઓછા પુણ્યબલવાળા જીવો આપ્તકામપણાને જ પ્રથમ ઇચ્છવા સમર્થ થતા નથી, તેથી તેઓ પોતપોતાના કર્મસ્વભાવસંસ્કારબલાનુસાર કોઈ પણ કાર્યોને આરમ્ભ કરે છે અને અન્તને પણ તદનુસાર અનુભવે છે. આ પ્રમાણે છે, માટે હે રાજન્! જે તમારી ઇચ્છાનો વિષય હોય તેને સાધવા યથામતિ વિચાર કરી પછી આરમ્ભ કરો. અને જો આરમ્ભરહિત રહેવાને સમર્થ હો તો આરમ્ભમાત્ર ત્યજીને નિષ્કામ થઈ રહો. હે ભાઈ! આ તેમનાં વચનો સાંભળીને તે વચનોની યોગ્યતાનો વિચાર કરતો થોડી ક્ષણ હું મૌન રહ્યો. વિચારતાં તેમનાં વચનોની યોગ્યતા મને સમજાઈ, અને એમ મેં પુનઃ તેમને નમન કરીને કહ્યું: હે દયાલો! આપ્તકામ થવા અર્થે જ હું સર્વારમ્ભને હવે સ્વીકારું છું. માટે જ્યાં સુધી સુખપૂર્વક જવાય તેથી હોય ત્યાંસુધીનો એ ગુહાનો માર્ગ આપ અમને દેખાડો; અને જ્યાં જવાથી મરણ થાય છે તે માર્ગને પણ દૂર રહીને દેખાડજો. આ મારી પ્રાર્થના તેમણે સ્વીકારી અને તેઓ મારો હાથ ઝાલીને આગળ ચાલવા લાગ્યા. કેટલોક કઠિન માર્ગ કાપીને તેમણે મને કહ્યું કે આ સ્થલપર્યન્ત કશું ભય નથી. અને આ સંમુખ દેખાતા ગુહાના મુખમાં પ્રવેશવું ભયભરેલું છે, માટે ત્યાં યોગ્ય વિચાર કે બલવાન્ આશ્રયવિના ધસવું નહિ. આટલું બોલીને તેઓ પોતાના સ્થાને જવાને પાછા વળ્યા અને હું મારા કેટલાક સાથીઓસહ ત્યાં ઉભો રહ્યો, અને કર્તવ્યસમ્બન્ધમાં આ પ્રમાણે વિચાર કર્યો: મારે આ સંસારમાં હવે પરમપુરુષાર્થરૂપ મનાયલા જીવન્મુક્તત્વના કે મુક્તત્વના અનુભવવિના અન્ય કંઈ પણ અવશ્ય કર્તવ્ય શેષ છે એમ મને જણાતું નથી. આ વ્યવહાર તો જ્યાં સુધી જીવન હોય ત્યાં સુધી તેને સેવીએ તોપણ તેથી પાછા વળવાને વ્યવહારનાં સંગીસમ્બન્ધીઓ કોઈ આપણને કદી કહેશે એમ ભાસતું નથી. પણ વ્યવહારાર્થે વિવેકદષ્ટિથી જોતાં તો પુત્ર વ્યવહારભાર ઉપાડવાની યોગ્યતાપર આવ્યાસરખો છે. એટલે આ વ્યવહારધર્મનો, કદાચિત્ આ કાલથી હું એકાન્તસેવનને કરું તોપણ, ત્યાગ કર્યો એમ ગણાતું નથી. વળી આ સંસારમાં કાલ, સ્વભાવ, સંકેત તથા કર્માદિ નિમિત્તો સર્વ

પ્રાણિપદાર્થોને યથાયોગ્ય પ્રકારે સ્થાનાન્તરને તથા સ્થિત્યન્તરને પ્રાપ્ત કરે છે તેથી કોઈ પણ કાર્ય સાધવાને આ જીવો સ્વતંત્રપણે પોતાની ઇચ્છાનુસાર આ સંસારી દશામાં રહી શકતા નથી. તે પ્રકારનાં કારણોને વશ વર્તતા આ ભાગ શરીરને પણ સર્વ કાર્યની મનોરથપ્રમાણે સિદ્ધિ કરવાપર્યન્ત વિદ્યમાન રાખવાને હું સમર્થ નથી. તો તે કાલાદિ નિમિત્તોવડે જ જો હું આ શરીરીપણાથી છૂટું તો કોઈ પણ કર્તવ્ય કરવાને મને અવકાશ રહે એમ નથી. આ આદિ વિચારથી આ વ્યવહારની, હવે વ્યવહાર-સાગરને તરી પાર ઉતરવા આવેલા મારા સરખાએ અધિક ચિન્તા કરવી ઉચિત નથી. અને પરમપુરુષાર્થ જે અવશ્ય કર્તવ્ય છે, તેને તો જીવન-પર્યન્ત આગ્રહથી મારે સતત સાધવો ઉચિત છે. આ પ્રકારે છે તોપણ મારે પરમપુરુષાર્થરૂપ મુખ્ય કર્તવ્ય કેવે પ્રકારે સાધવાનું છે તે હું યથા-વત્ જાણતો નથી. તેથી આ ક્ષણે કયા સાધનનો મારે આરમ્ભ કરવો એનો નિશ્ચય મને થતો નથી. એકાન્તવાસ અને બ્રહ્મતત્ત્વવિચાર એ પણ કરવા યોગ્ય સાધન છે તથાપિ તે વિચારોના યોગ્ય ક્રમને હું યોગ્ય પ્રકારથી જાણતો નથી તેથી આ ક્ષણે જે મુખ્ય કર્તવ્યરૂપ ગણું તો માત્ર એક જ છે, તે એ કે જે મહાત્માએ પ્રથમ મને મનુદ્રમાં પ્રવેશ કરાવ્યો છે અને વળી કહી ગયા છે કે એક વાર હું ગમે ત્યાં મળીશ, તેમને મળવાના નિશ્ચયથી આ સ્થાનને આગ્રહથી સેવું તથા તેમનું સ્મરણચિન્તન કરીને કાલ ગાળું. જ્યારે તેમનું દર્શન થાય ત્યારે અત્રથી જાણવાયોગ્ય તેમનાથી જાણીને પછી જ્યાં જવું ઉચિત જણાય તથા જે કરવું યોગ્ય ગણાય તે ત્યાં જઈને કરવું.

હે ભાઈ! આ પ્રકારનો મનથી વિચાર કરીને મે મારા સાથીઓસાથે ત્યાં અનુકૂલ સ્થલ જોઈને રહેવાની ઘટિત વ્યવસ્થા કરી. અવશ્ય ઉપયોગી પદાર્થો મારાં મનુષ્યોએ આણેલા હતા, અને સમયે જે જે જોઈએ તે તે ત્યાં મંગાવી લેવાની મનુષ્યોદ્વારા મારા સાથીઓએ વ્યવસ્થા કરી લીધી. તે સ્થલે તે દિવસથી પેલા મહાત્માના દર્શનની ઇચ્છાથી તેમનું જ સ્મરણ-ચિન્તન કરતો પ્રસંગે તે પર્વતના અન્ય નિર્ભય સ્થાનોમાં વિચરતો હું કાલ ગાળવા લાગ્યો.

પ્રથમ સાત દિવસસુધી સમુદ્રમાં રહીને મેં મોહના જયનો અભ્યાસ કરેલો તે અભ્યાસબલથી મને વિરાગ પ્રાપ્ત થયાસરખો હતો, તો પણ વિરાગની દૃઢતાઅર્થે આ જગતના અશાશ્વતપણાના તથા નિઃસારપણાના વિચારને અનેક વિધિથી હું વારંવાર કરતો હતો.

એક દિવસ ત્યાં આશ્ચર્યસરખું મારા જોવામાં આવ્યું. મારા સાથીઓ સર્વ નિદ્રાવશ થયા પછી મધ્ય રાત્રે હું એકલો પેલા મહાત્માનું વૃત્તિથી

સ્મરણ કરતો મારી શય્યામાં જાગતો બેઠો હતો. તે વેલા દૂરથી મેં કોઈ સ્ત્રીનો શબ્દ સાંભળ્યો. મારે ઉઠીને તે દિશામાં જવું કે નહિ એ સમ્બન્ધમાં મેં તે ક્ષણે મનમાં વિચાર કર્યો. વિચાર કરતાં એવા નિશ્ચયઉપર હું આવ્યો કે જ્યાં સુધી આ રાજાપણાને માનું છું અને એ વેષમાં છું ત્યાં સુધી સર્વ કોઈને અભય આપવાનો મારો ધર્મ છે. ગો,બ્રાહ્મણ,સ્ત્રી,બાલક તથા અનાથઆદિનું રક્ષણ કરવામાં મારે મરણભયને પણ ગણવું ઘટે નહિ. દુઃખથી આર્તના સ્વરને શ્રવણ કરીને તેનો અનાદર કરવો એ સાચા ક્ષત્રિયનો ધર્મ નથી. આ કોઈ સ્ત્રીનો સ્વર છે. અને જો કે તે બહુ સ્પષ્ટ સંભળાતો નથી તોપણ જાણે દુઃખગ્રસ્તનો હોય એમ ભાસે છે. માટે મારે અવશ્ય એ દિશામાં જવું જોઈએ. આ મારા સાથીઓમાંથી કોઈને પણ મારે સાથે રાખવો કે નહિ એ સમ્બન્ધમાં મેં વિચાર કરી નિશ્ચય કર્યો કે જો કદાચિત્ આપત્તિમાં આવી પડવાથી અથવા કોઈ આયુષ્ હરનાર વિઘ્ન આવવાથી હું કુશલ પાછો અત્ર ન આવી શકું તો એમને મોટી ચિન્તા થાય, અને એ સર્વ ક્લેશવશ થઈ મારી શોધ કરવાના શ્રમમાં રોકાય. માટે એમને સાવધાન કરી થોડે થોડે અન્તરે મારી પાછળ રહે એવી વ્યવસ્થા કરીને આ રાત્રિના ભય આપનાર સમયે હું આર્તના સ્વરની દિશા સાધી તેની પાસે જાઉં અને જો મારામાં શક્તિ હોય તો તેના દુઃખનો અન્ત આણું.

આ પ્રકારે વિચાર કરીને શસ્ત્ર સજીને જ્યારે હું સાવધાન થયો ત્યારે મારા સાથીઓ પણ મારી હીલચાલથી જાગ્રત્ થયા અને તેઓ મારી પ્રવૃત્તિ જોઈને તેનું કારણ પૂછવા લાગ્યા. કોઈ સ્ત્રીના સરખો સ્વર આવે છે એમ મેં તેમને કહ્યું. તેમણે કાન માંડી સાભળવા યત્ન કર્યો પણ તેમને તે શબ્દ સંભળાયો નહિ. મેં મારી ધારણા તેમને કહી. તે સર્વ સજ્જ થયા અને થોડે થોડે અન્તરે મારી પાછળ પાછળ ચાલવા લાગ્યા. જે મોટી ગુહામાં મારે જોવા જવાની ઇચ્છા હતી તેની પાછળથી તે સ્વર આવતો હોય એમ ભાસ્યું. કદાચિત્ ગુહામાં જ જો એ સ્ત્રી હશે તો કેમ કરવું એ શંકા તો થઈ, પણ મરણને તૃણવત્ ગણીને મેં આગળ ચાલવા માંડ્યું. મોટી અડચણ એ હતી કે રાત્ર અંધારી ને અજાણ્યો પ્રદેશ. ક્યાં પગ મૂકવો તે સમજાતું ન હતું. આ અડચણને દૂર કરવાને અમે પ્રકાશ સાથે રાખવા નિશ્ચય કર્યો અને સેવકને બોલાવી તેણે કરેલા પ્રકાશના આશ્રયથી અમે આગળ પગથીજેવો માર્ગ જોઈ જોઈ ચાલવા લાગ્યા. આગળ આગળ ચાલતાં સ્વર પાસે પાસે સંભળાતો તેથી દિશાની ભ્રાન્તિ રહી નહિ. મારા સાથીઓને તે સ્વર સંભળાતો ન હતો. અતિ કષ્ટે માર્ગ કાપતાં થોડા સમયે અમે આ મોટી ગુહાની પાછળ જઈ પહોંચ્યા, ત્યારે તે મોટી ગુહાથી

થોડે અન્તરે એક બીજી ગુહાસરખું અમને ભાસ્યુ, અને તેમાંથી આ સ્વર આવે છે એ નક્કી થયું. તે ગુહામાં પ્રવેશનારને મરણ થાય છે કે નહિ એ કંઈ અમે જાણતા ન હતા. તોપણ આ સમય મરણના ભયથી વિચાર કરવાનો નથી એમ ધારી હું તે ગુહાના દ્વારસમીપ જઈ જોવા લાગ્યો. એટલામા મારા સાથીઓ છેક મારી પાસે આવી ઉભા અને મને કહેવા લાગ્યા કે પ્રથમ આપ પ્રવેશ કરશો નહિ, અમે પ્રવેશ કરીશુ. મે તેમને કહ્યું - તમારા અશુભને સ્વીકારીને મારું રક્ષણ કરવા ઇચ્છતો નથી. સાથીઓએ કહ્યુ. અમારા પ્રાણ આ શરીરમા આપના અર્થે જ પોષાય છે માટે તે જ્યાં સુધી કોઈ સંકટમા આપે ઉતરવુ ઉચિત નથી. આ પ્રમાણે અમે ત્યા રકઝક કરતા હતા એટલામા ક્રોધથી ઉંચે શબ્દે બોલતો હાથમા ખડ્ગ લઇને એક વિકરાલસરખો ઘાતકી પુરુષ બહાર નીકળ્યો અને અમારાપ્રતિ બોલ્યો અરે કાલના મુખમા પ્રવેશ કરવાની ઇચ્છાવાળા તમે સર્વ કોણ છો ? રાત્રિના સમયે અત્ર કેમ આવ્યા છો ? મે ઉત્તર આપ્યુ અમે ક્ષત્રિય છીએ અને આક્રન્દન કરતી અબલા સ્ત્રીના સ્વરને સાભળીને તેના રક્ષણાર્થ અત્ર આવ્યા છીએ. તેણે કહ્યું - મૃત્યુનુ ભય રાખો અને અહિથી જ પાછા વળો. જ્યાથી આવ્યા હો ત્યાં જાઓ મે કહ્યુ. આ જગતમાં જ્યાં મૃત્યુનુ ભય નથી એવુ સ્થલ તમે જાણતા હો તો અમને દેખાડો અને તમે પણ આ મરણના ભયવાળા સ્થાનમા શા અર્થે રહો છો ? આ સાભળી ક્રોધથી તેણે ખડ્ગ ઉગામી એકદમ કહ્યુ જાઓ છો કે તમને હણી નાખુ ? મે તેને પુન પૂછ્યું તમે કોણ છો ? આ સ્વર જેનો આવે છે તે કોણ અને ક્યા છે ? તેને શી આપત્તિ છે અને તમે અમને શા માટે હણવા ઇચ્છો છો, એ વાર્તા સ્પષ્ટ કરીને કહો અમે ભયના માર્યા આ સ્થલથી કદી પાછા હઠશુ નહિ, પણ જો તમે અન્યાયથી વર્તશો તો તમને હણીને જે હશે તે જાણીને અમે પાછા ફરશુ, માટે મિથ્યા રોષ તજીને જે હોય તે ખરેખરુ કહો આ શબ્દો સાભળતા જ તેણે મને હણવાને ખડ્ગવાળો હાથ ઉપાડયો. તે જોઇને તત્ક્ષણ મારા સાથીઓએ તેના ઉપર પ્રબલતાથી શસ્ત્ર ચલાવ્યા અને મે પણ મારો ભાલો તેના ઉદરમા માર્યો. અમને હણવા તેણે બહુ બલ કર્યું, પણ તે તેમાં નિષ્ફલ થયો અને અન્તે હણાયો તેણે પડતા મહાભયંકર પોકાર કર્યો પણ તેના રક્ષણાર્થે કોઈ પણ આવ્યુ નહિ. એ હણાઈ પડયો એટલે તત્કાલ તે ગુહાના દ્વારમાથી એવો શબ્દ થયો કે સુરક્ષિત રહેનારી છતાં પણ આ સમયે નિરાશ્રિતજેવી થયલી હું અબલાનું શરણાગત જાણી રક્ષણ કરો હું રાજ-કન્યા છું. આ સાભળી મે તેને ઉત્તર આપ્યુ કે "હે સુકન્યા ! હું આ ભૂમિનો રાજા છું. તમારું ઉત્તમ પ્રકારે રક્ષણ કરીને જ્યાં ઇચ્છા હશે ત્યાં સુખરૂપ

પહોંચાડીશ. માટે સર્વ વાતે નિર્ભય રહો." આ પ્રમાણે બોલીને પછી મારા સાથીઓસહ પ્રકાશસાથે મેં ગુહામાં પ્રવેશ કર્યો. તે ગુહામાં ગુહીની પેઠે વિવિધ વિભવી પદાર્થો અમારા જોવામાં આવ્યા. શોધ કરતાં એક ભંડાર જણાયો. તેમાં બહુ મૂલ્યવાળા સ્ત્રીપુરુષના અલંકારો તથા ઉત્તમ ઉત્તમ વસ્ત્રો હતાં. નાના પ્રકારનાં રત્નથી રચેલા અલંકારોને જોઈને અમને આશ્ચર્ય ભાસ્યું કે આ અરણ્ય સેવનાર અને એકાકી રહેનાર પુરુષ આવા પદાર્થો ક્યાંથી લાવ્યો હશે ? પછી તે કન્યાને મેં પૂછ્યું: "આ મરનાર પુરુષ કોણ હતો ? તમને આ સ્થલે કોણ શી રીતે લાવ્યું છે ?" તે કન્યાએ ઉત્તર આપતાં કહ્યું: "આ પુરુષ કોણ હતો તે હું જાણતી નથી. પણ ગઈ કાલની મધ્યરાત્રિપછી આ સ્થલમાં મને આણી છે. હું મારા શયનમાં એકલી મારા પિતાને ત્યાં સુતેલી ત્યાંથી આ સ્થલે હું શી રીતે આવી, અને મને અહિં કોણ લાવ્યું એ હું જાણતી નથી. હું આ સ્થલે જાગ્રત્ થયા પછી સંપ્રમોહથી પીડાવશ થઈ મૂર્છિત થઈ. મૂર્છાથી જાગીને રુદન કરતી હતી. એ દુષ્ટ મને સમાધાન આપતો, ફલજલ આપતો, પણ મેં હજી ગ્રહણ કર્યું નથી. આજનો દિવસ અને આ ત્રણ પ્રહર રાત્રના મેં મહાકષ્ટે ગાળ્યા છે." આ સાંભળી તત્કાલ તો અમે તે કન્યાને ફલજલ ગ્રહણ કરવા કહ્યું. તે તેણે કર્યું અને શેષ રાત્રિ ત્યાં જ ગાળી. પ્રાતઃકાલે તે ગુહાના સર્વ પદાર્થોસહ તે કન્યાને મારા અન્તઃપુરમાં મોકલવા વ્યવસ્થા કરી, અને રાણીએ એ કન્યાનું અમારા આવતા સુધી રુડી રીતે કક્ષણ કરવું તથા પ્રધાને એના પિતાને કુશલસમાચાર મોકલવા એવું મેં કહાવી મોકલ્યું. આ વ્યવસ્થા કરયા પછી મારા થોડા રહેલા સાથીઓસહ પેલી પાસેની મોટી ગુહામાં પ્રવેશવાની આશાથી હું ત્યાં જ રહ્યો. મેં મરણને સ્વીકારીને પણ તેમાં પ્રવેશવા ઇચ્છા કરી. તથાપિ મારા સાથીઓએ મને સવિનય પ્રાર્થીને રોક્યો. તે પછી મેં વિચાર કર્યો કે "આ પ્રમાણે દિવસોઉપર દિવસો ગત થતાં આયુષ્ ગત થાય છે. કોઈ કર્તવ્યમાં નિઃશંકપણે જોડાયા વિના અમૂલ્ય આયુષ્ ગાળવું એ પણ ઠીક લાગતું નથી. તો હવે શું કરવું ? પેલા મહાત્માના દર્શન-માટે આતુરપણે તેમનું ચિન્તન કરું છું પણ યોગ્ય સમય આવ્યાવિના તે સર્વજ્ઞ મહાત્મા કેમ દર્શન આપે ? આ સંસારમાં એકપછી એક કાર્ય તો આવી પ્રાપ્ત થાય છે જ. અને એમ પ્રાપ્ત થતાં સર્વ કાર્યને કરીને જ વિરમવું, એવું ધારીએ તો કોઈ દિવસ પણ એવો નિવૃત્તિનો આવવો સંભવતો નથી. તેથી હવે તો આવી પડતાં કાર્યની આવશ્યકતાનો વિચાર કરીને પછી તેને સિદ્ધ કરવા કે ન કરવાનો નિશ્ચય ગ્રહીને યત્નમાં જોડાવું ઘટે છે. શરીર અને વ્યવહાર વિવિધ પ્રકારથી દુઃખનાં કારણરૂપ છે. તેથી વાસ્તવ

સુખની પ્રાપ્તિઅર્થે તેનો જેટલો ઉપયોગ હોય તેટલો કરીને વિરમવુ એ જ મારા સરખાને હવે ઉચિત છે. કાલનો અને જગત્ કાર્યનો અવધિ નથી અને શરીરનો અવધિ છે, માટે શરીરવડે સધાવાયોગ્ય સત્વર સાધી લેવુ જોઈએ." આ આદિ ઘટિત પ્રકારના વિચાર કરીને પછી અમે મોટી ગુહાના દ્વારસમીપ જ્યા પ્રથમ રહ્યા હતા ત્યા આવ્યા. અને પછી એ ગુહામાં પ્રવેશવાના જ નિશ્ચયમાટે વિચારો કરતા બેઠા. "કોઈ પણ મુખ્ય પ્રયોજન આ ગુહામાં પ્રવેશવાને નથી ભાસતુ તોપણ વૃત્તિમા આગ્રહ ઉપજે છે એ ઇષ્ટ આપનાર છે કે અનિષ્ટ તે આ ક્ષણે જાણ્યુ જતું નથી. તોપણ ન નિવારણ કરાય એવો આગ્રહ પ્રકટે છે માટે અવશ્યભાવિ હશે એમ માનવુ પડે છે. મરણથી અધિક અનિષ્ટ આવવા સભવ નથી, અને મરણને તો સ્વીકારેલુ જ છે તો હવે વિશેષ વિચારનુ પણ પ્રયોજન શુ છે?" આ પ્રકારે વિચારીને હુ ગુહામા પ્રવેશવા ઉઠયો અને સાવધાન થઈ હસ્તમા શસ્ત્ર લઈ આગળ ચાલ્યો. મારા સાથીઓ પણ સાવધાનપણે શસ્ત્ર ગ્રહીને મને રોકતા મારી સાથે ચાલવા લાગ્યા. હા ના કરતા છેવટે અમે ગુહાના દ્વારે આવીને ઉભા અને પેલા મહાત્માનું સ્મરણ કરી તેમને મનથી નમસ્કાર કરીને ગુહામા જેવો હુ આગળ પગ ધરુ છુ તેવામા તત્ક્ષણ જેમ અભ્રમાથી એકાએક વીજળી પ્રકટે છે તેમ તે ગુહાના મુખમાં મારા મમુખ એ મહાત્મા પ્રકટ થયા તેમને ત્યા ઉભેલા જોઈને હું પ્રસન્ન થઈ આગળ ધસી તેમના ચરણમા મસ્તક મૂકીને નમ્યો અને હર્ષથી સજલ થયલાં નેત્રથી નિમેષરહિત દૃષ્ટિવડે તેમને જોવા લાગ્યો. તેમણે મારો હાથ ઝાલ્યો અને મારા સાથીઓને બહાર રહેવાની આજ્ઞા આપી અને મને તેડીને તે ગુહામાં ચાલ્યા. આગળ ચાલતા તેમા એક મોટું વિષધરનુ જોડુ વિષની જ્વાલાઓ નાખતુ પડેલુ મે જોયુ. તે સમયે મહાત્માએ કહ્યુ કે "આ વિષધરના ભયકર જોડાને જો આ ગુહામા પ્રવેશનાર યોગબલરહિત પ્રાણિઓ આ વિષધરયુગલના વિષથી તત્કાલ મરણને પામે છે. આ સસારરૂપ ગુહામા પણ વાસના તથા કામરૂપ વિષધરનુ જોડુ રહેલું છે. તે વિષની જ્વાલાથી જીવોને ક્રમથી હણતા તે મરણને આપે છે આ વિષધરનુ જોડુ જેમ પૂર્વના કારણ કર્મ કે સકેતાદિ અનુસાર એના સમુખ આવનારને તત્કાલ હણે છે તેમ આ વાસના તથા કામરૂપ વિષધરનું જોડું પણ ક્ષણે ક્ષણે અનર્થ આપતાં કાલાન્તરે એના સમુખ રહેનારને સસ્કારાદિ નિમિત્તોથી હણે છે માટે અખડ કલ્યાણની ઇચ્છાવાળો તુ વાસના તથા કામરૂપ વિષધરથી અન્તરૂથી સદા વિમુખ રહેવાને યત્ન કરજે. આ વિશ્વમા માત્ર યોગતત્ત્વવિત્ પુરુષને જ આ સ્થાવરજગમ સર્વ પ્રકારના વિષને વ્યર્થ કરવાનું સદા સામર્થ્ય હોય છે. સ્થાવરજગમ વિષ, વાસના તથા કામજન્ય

વિષને પણ ગણાય એમ છે. યોગતત્ત્વવિત્ મહાત્મામાં એ વિષને પણ વ્યર્થ કરવાનું પ્રબલ સામર્થ્ય હોય છે. માટે હવે ઉત્તર વયમાં યોગતત્ત્વના અભ્યાસમાં જ તારે કર્તવ્યબુદ્ધિને સ્થાપવી અને મરણના કારણરૂપ વાસના તથા કામને હણીને અમૃતભાવને પામવું. યોગબલના પ્રભાવથી જ અહિં તને તથા મને આ વિષધરનું વિષ બાધ કરી શક્યું નથી એમ તું જાણજે." એટલું બોલીને અમે ત્યાંથી આગળ ચાલ્યા. આગળ ચાલતાં થોડે અંતરે એક ભયંકર દેહવાળી રાક્ષણીજેવી સ્ત્રી અમારા જોવામાં આવી. તે અમને દેખીને તેનું વિકરાલ મુખ ઉઘાડીને જાણે અમારો ગ્રાસ કરવા આવતી હોય એવી જણાઈ. પણ મહાત્માએ પોતાના હાથની આંગળી તેના સંમુખ ધરવાથી તે પાછી હઠીને પોતાને સ્થાને બેઠી. મહાત્માએ મને કહ્યું: "જો ! આ પિશાચિકાનું સ્થાન છે. એ યોગબલરહિત કોઈ મનુષ્ય આ ગુહામાં પ્રવેશે અને વિષથી ઉગરતો આગળ આવે તો તેને હણે છે. આ પ્રકારની આ વિશ્વરૂપ ગુહામાં પણ આશાપિશાચિકા છે તે પ્રાણિમાત્રને હણે છે, અર્થાત્ જન્મમરણના દુઃખરૂપ ચક્રમાં ચઢાવે છે. માટે જો તું કલ્યાણની ઇચ્છાવાળો છે તો એ આશાપિશાચિકાથી પોતાનું રક્ષણ કરી આ વિશ્વરૂપ ગુહામાં વિચરજે. પ્રથમ કહેલા વાસના તથા કામરૂપ વિષધરના જોડાથી અને આશારૂપ પિશાચિકાથી જો તું મુક્ત રહ્યો તો આ વિશ્વમાં પથરાયલા અવિદ્યાના સર્વ પાશોથી તને મુક્ત થયો જાણજે. હે ભાઈ! આગળ સમુદ્રપ્રવેશસમયે મેં કહેલા મોહના સ્વરૂપનું વિસ્મરણ કરીશ નહિ. કારણ કે અધોગતિનું પ્રધાન કારણ મોહ જ છે." આ પ્રમાણે બોલી ત્યાંથી આગળ ચાલતાં અમે એક મોટા ધનના ભંડારમાં આવી પહોંચ્યા. તેમાં વિવિધ રત્નોના સમૂહ પડેલા મેં જોયા. આશ્ચર્યનો ભાસ થતાં જ મેં મનને રોક્યું અને સાવધાનપણે અસ્પૃહાથી હું મહાત્માસાથે ચાલતો રહ્યો, ત્યારે તેમણે મને કહ્યું: 'આ ધનની ઇચ્છા હોય તો ગ્રહણ કર,' મેં કહ્યું: "આપના અનુગ્રહથી હવે હું એને મૃત્તિકા અને પાષાણની તુલ્ય અનુભવું છું." આ સાંભળીને તેમણે કહ્યું: "આ સ્થલે આવીને આ ધનને મોહથી ઇચ્છનાર યોગબલવિનાનું દુર્બલ મનુષ્ય પાષાણરૂપ થાય છે." પછી આગળ ચાલતાં એક સુન્દર સ્થલમાં ગયા. ત્યાં એક મહાત્મા અને તેમની પાસે તેમના શિષ્યજેવા ભાસતા પાંચ પુરુષો બેઠા હતા. અમને જોઈ તેમણે ઉભા થઈને આ મહાત્માને નમન કર્યું અને પુનઃ પોતપોતાને સ્થાનકે બેઠા. પરસ્પર કોઈ કંઈ પણ બોલ્યા નહિ. અમે ત્યાંથી આગળ ચાલ્યા. ત્યારે તે મહાત્માએ મને કહ્યું: આ સ્થાન પણ સિદ્ધાશ્રમ ગણાય છે. વાસના તથા કામનો જય કરનાર, આશાપાશથી મુક્ત રહેનાર તથા ધનના મોહથી રહિત રહેનાર નિધિરૂપ ઐશ્વર્યને તે પામે છે અને તેમાં આસક્તિથી ન

બધાય તે યોગબલવાળો પુરુષ અષ્ટસિદ્ધિરૂપ ઐશ્વર્યનો અધિકારી થાય છે. અને ત્યારે જ તે પાંચ જેને વશ વર્તે છે, અર્થાત્ પચતન્માત્રાસહિત પચભૂત જેને વશ વર્તે છે એવા સિદ્ધના પદને તે પામે છે તે સિદ્ધના પદને પામેલા આ લોકના સિદ્ધાશ્રમોમાં રહેતા કાલે કરીને સ્વતંત્ર એવા સિદ્ધલોકમાં મળી જ્યાં ત્યાં વિચરે છે." આ પ્રકારે બોલીને પછી અમે ચાલતાં ચાલતાં ઉપર ઉપર જવાના માર્ગમાં ગયા, પણ ત્યાં મારા જોવામાં કંઈ વિશેષ આવ્યું નહિ. અન્તે અમે તે તે ઉપર ચડતા જઈને તેના ઉપરના છેલ્લા શિખરમાં એક સૂક્ષ્મ બારી હતી તેમાંથી બહાર નિકળ્યા ત્યારે તેમણે કહ્યું કે "જો નરેન્દ્ર! આ દ્વારે આપણે નિકળ્યા એટલે હવે કોઈ પણ ભયનું સ્થલ નથી. આ શરીરરૂપ ગુહામાંથી પણ જે પુરુષ સૂક્ષ્મ રહેલા ઊર્ધ્વ ભાગમાંથી નિકળે છે તેને પછી ભયદુ ખનું કંઈ પણ કારણ આ વિશ્વમાં રહેતું નથી હવે જા, તારા સાથીઓને મળ, અને પુન તારા રાજ્યભવનમાં જા અને પછી જે કર્તવ્ય હોય તે કરીને સ્વતંત્ર ઇચ્છાપ્રમાણે વિચરજે." મે પ્રણામ કરી પૂછ્યું કે "આપ કોણ છો? મેં સમુદ્રમાં જે જોયું તે સર્વ શું હતું? આપના દર્શન મને શું પુણ્યથી થયા છે? મારે શું કરવાનું છે? અન્તે મારી શી ગતિ થશે અને પુન આપ મને ક્યાં અને ક્યારે મળશો?" આ સાભળીને તે બોલ્યા "હું કોણ છું, સમુદ્રમાં તેં શું શું જોયું છે, શા નિમિત્તે હું તને મળ્યો છું, અન્તે તારી શી ગતિ થશે તથા પુન હું તને ક્યારે ક્યાં મળીશ, એ આદિ તારે જાણવાયોગ્ય જે જે છે તે તે સર્વ સમય આવવાથી તું તારી મેળે જાણીશ, અને તારે જે કરવાનું છે તે મેં તને કહ્યું છે અને તે સિવાનું જાણવાનું તું જાણે છે. મારે જા સુખી થા" એમ બોલીને આકાશમાં અલ્પ કાલમાં ન દેખાય એમ તેઓ ચાલતા થયા હું નિરાશ થઈ વિચાર કરતો શિખરથી નીચે ઉતરી આવ્યો અને સમુદ્રની પેઠે આ પણ એક સ્વપ્ન-સરખું થઈ ગયું એમ માનીને મારા સાથીઓસહ હું પુન મારા રાજસ્થાનમાં આવ્યો. પેલી રાજકન્યાનું તેના પિતાએ આગ્રહ જણાવ્યાથી મારા પુત્ર-સાથે લગ્ન કર્યું. અને ક્રમવડે જેમ દીર્ઘ પ્રવાસે જનાર પુરુષ પોતાના વિસ્તારવાળા વ્યવહારને તથા ગૃહના પથરાયલા પદાર્થોને સમેટે છે, તેમ મે મારા વ્યવહારને વૃત્તિમાંથી સમેટવા માંડ્યો. પુત્રને રાજ્યાધિકાર આપ્યો સર્વ વ્યવહારમાં તે કુશલ નીવડ્યો હતો, તોપણુ યોગ્ય વિચારો હું તેને જણાવતો રહ્યો. અદૃષ્ટગતિથી આયુષ્યના અવધિએ મારી સ્ત્રીએ દેહ તજ્યો અને તે પછી તેની ઉત્તરક્રિયા થઈ રહ્યા પછી મેં મારા પુત્રને કહેવા યોગ્ય સઘળું કહીને અરણ્યમાં એકાન્તવાસાર્થે પ્રયાણ કરવામાં તેની પ્રસન્નતા મેળવી લીધી. પશ્ચાત્ નિકળવાના સમયે નગરની સર્વ પ્રજા ખિન્ન હૃદયથી મારી

વિષને પણ ગણાય એમ છે. યોગતત્ત્વવિત્ મહાત્મામાં એ વિષને પણ વ્યર્થ કરવાનું પ્રબલ સામર્થ્ય હોય છે. માટે હવે ઉત્તર વયમાં યોગતત્ત્વના અભ્યાસમાં જ તારે કર્તવ્યબુદ્ધિને સ્થાપવી અને મરણના કારણરૂપ વાસના તથા કામને હણીને અમૃતભાવને પામવું. યોગબલના પ્રભાવથી જ અહિં તને તથા મને આ વિષધરનું વિષ બાધ કરી શક્યું નથી એમ તું જાણજે." એટલું બોલીને અમે ત્યાંથી આગળ ચાલ્યા. આગળ ચાલતાં થોડે અંતરે એક ભયંકર દેહવાળી રાક્ષસીજેવી સ્ત્રી અમારા જોવામાં આવી. તે અમને દેખીને તેનું વિકરાલ મુખ ઉઘાડીને જાણે અમારો ગ્રાસ કરવા આવતી હોય એવી જણાઈ. પણ મહાત્માએ પોતાના હાથની આંગળી તેના સંમુખ ધરવાથી તે પાછી હઠીને પોતાને સ્થાને બેઠી. મહાત્માએ મને કહ્યું: "જો ! આ પિશાચિકાનું સ્થાન છે. એ યોગબલરહિત કોઈ મનુષ્ય આ ગુહામાં પ્રવેશે અને વિષથી ઉગરતો આગળ આવે તો તેને હણે છે. આ પ્રકારની આ વિશ્વરૂપ ગુહામાં પણ આશાપિશાચિકા છે તે પ્રાણિમાત્રને હણે છે, અર્થાત્ જન્મમરણના દુઃખરૂપ ચક્રમાં ચઢાવે છે. માટે જો તું કલ્યાણની ઇચ્છાવાળો છે તો એ આશાપિશાચિકાથી પોતાનું રક્ષણ કરી આ વિશ્વરૂપ ગુહામાં વિચરજે. પ્રથમ કહેલા વાસના તથા કામરૂપ વિષધરના જોડાથી અને આશારૂપ પિશાચિકાથી જો તું મુક્ત રહ્યો તો આ વિશ્વમાં પથરાયલા અવિદ્યાના સર્વ પાશોથી તને મુક્ત થયો જાણજે. હે ભાઈ! આગળ સમુદ્રપ્રવેશસમયે મેં કહેલા મોહના સ્વરૂપનું વિસ્મરણ કરીશ નહિ. કારણ કે અધોગતિનું પ્રધાન કારણ મોહ જ છે." આ પ્રમાણે બોલી ત્યાંથી આગળ ચાલતાં અમે એક મોટા ધનના ભંડારમાં આવી પહોંચ્યા. તેમાં વિવિધ રત્નોના સમૂહ પડેલા મેં જોયા. આશ્ચર્યનો ભાસ થતાં જ મેં મનને રોક્યું અને સાવધાનપણે અસ્પૃહાથી હું મહાત્માસાથે ચાલતો રહ્યો, ત્યારે તેમણે મને કહ્યું: 'આ ધનની ઇચ્છા હોય તો ગ્રહણ કર,' મેં કહ્યું: "આપના અનુગ્રહથી હવે હું એને મૃત્તિકા અને પાષાણની તુલ્ય અનુભવું છું." આ સાંભળીને તેમણે કહ્યું: "આ સ્થલે આવીને આ ધનને મોહથી ઇચ્છનાર યોગબલવિનાનું દુર્બલ મનુષ્ય પાષાણરૂપ થાય છે." પછી આગળ ચાલતાં એક સુન્દર સ્થલમાં ગયા. ત્યાં એક મહાત્મા અને તેમની પાસે તેમના શિષ્યજેવા ભાસતા પાંચ પુરુષો બેઠા હતા. અમને જોઈ તેમણે ઉભા થઈને આ મહાત્માને નમન કર્યું અને પુનઃ પોતપોતાને સ્થાનકે બેઠા. પરસ્પર કોઈ કંઈ પણ બોલ્યા નહિ. અમે ત્યાંથી આગળ ચાલ્યા. ત્યારે તે મહાત્માએ મને કહ્યું: આ સ્થાન પણ સિદ્ધાશ્રમ ગણાય છે. વાસના તથા કામનો જય કરનાર, આશાપાશથી મુક્ત રહેનાર તથા ધનના મોહથી રહિત રહેનાર નિધિરૂપ ઐશ્વર્યને તે પામે છે અને તેમાં આસક્તિથી ન

બધાય તે યોગબલવાળો પુરુષ અષ્ટસિદ્ધિરૂપ ઐશ્વર્યનો અધિકારી થાય છે. અને ત્યારેજ તે પાચ જેને વશ વર્તે છે, અર્થાત્ પચતન્માત્રાસહિત પચભૂત જેને વશ વર્તે છે એવા સિદ્ધના પદને તે પામે છે. તે સિદ્ધના પદને પામેલા આ લોકના સિદ્ધાશ્રમોમા રહેતાં કાલે કરીને સ્વતંત્ર એવા સિદ્ધલોકમાં મળી જ્યાં ત્યા વિચરે છે." આ પ્રકારે બોલીને પછી અમે ચાલતાં ચાલતા ઉપર ઉપર જવાના માર્ગમા ગયા, પણ ત્યાં મારા જોવામા કઈ વિશેષ આવ્યું નહિ અન્તે અમે તે તે ઉપર ચઢતા જઈ ને તેના ઉપરના છેલ્લા શિખરમા એક ગુપ્ત બારી હતી તેમાથી બહાર નિકળ્યા ત્યારે તેમણે કહ્યુ કે " જો નરેશ ! આ દ્વારે આપણે નિકળ્યા એટલે હવે કોઈ પણ ભયનુ સ્થલ નથી. આ શરીરરૂપ ગુહામાથી પણ જે પુરુષ ગુપ્ત રહેલા ઊર્ધ્વ માગમાથી નિકળે છે તેને પછી ભયદુઃખનુ કંઈ પણ કારણ આ વિશ્વમા રહેતુ નથી. હવે જા, તારા સાથીઓને મળ, અને પુન તારા રાજ્યભવનમા જા અને પછી જે કર્તવ્ય હોય તે કરીને સ્વતંત્ર ઇચ્છાપ્રમાણે વિચરજે." મે પ્રણામ કરી પુછ્યુ કે "આપ કોણ છો ? મેં સમુદ્રમા જે જોયુ તે સર્વ શું હતુ ? આપના દર્શન મને શુ પુણ્યથી થયાં છે ? મારે શુ કરવાનુ છે ? અન્તે મારી શી ગતિ થશે અને પુન: આપ મને ક્યા અને ક્યારે મળશો ? " આ સાભળીને તે બોલ્યા "હુ કોણ છુ, સમુદ્રમા તેં શું શુ જોયુ છે, શા નિમિત્તે હુ તને મળ્યો છુ, અન્તે તારી શી ગતિ થશે તથા પુન હુ તને ક્યારે ત્યાં મળીશ, એ આદિ તારે જાણવાયોગ્ય જે જે છે તે તે સર્વ સમય આવવાથી તુ તારી મેળે જાણીશ, અને તારે જે કરવાનુ છે તે મેં તને કહ્યુ છે અને તે વિનાનુ જાણવાનુ તુ જાણે છે. માટે જા સુખી થા" એમ બોલીને આકાશમા અલ્પ કાલમા ન દેખાય એમ તેઓ ચાલતા થયા હુ નિરાશ થઈ વિચાર કરતો શિખરથી નીચે ઉતરી આવ્યો અને સમુદ્રની પેઠે આ પણ એક સ્વમ-સરખુ થઈ ગયુ એમ માનીને મારા સાથીઓસહ હુ પુન મારા રાજસ્થાનમા આવ્યો. પેલી રાજકન્યાનુ તેના પિતાએ આગ્રહ જણાવ્યાથી મારા પુત્ર-સાથે લગ્ન કર્યુ. અને ક્રમવડે જેમ દીર્ઘ પ્રવાસે જનાર પુરુષ પોતાના વિસ્તારવાળા વ્યવહારને તથા ગૃહના પથરાયલા પદાર્થોને સમેટે છે, તેમ મે મારા વ્યવહારને વૃત્તિમાંથી સમેટવા માડ્યો પુત્રને રાજ્યાધિકાર આપ્યો સર્વ વ્યવહારમા તે કુશલ નીવડ્યો હતો, તોપણ યોગ્ય વિચારો હુ તેને જણાવતો રહ્યો અદૃષ્ટગતિથી આયુપૂર્ણ અવધિએ મારી સ્ત્રીએ દેહ તજ્યો અને તે પછી તેની ઉત્તરક્રિયા થઈ રહ્યા પછી મેં મારા પુત્રને કહેવા યોગ્ય સઘળું કહીને અરણ્યમા એકાન્તવાસાર્થે પ્રયાણ કરવામાં તેની પ્રસન્નતા મેળવી લીધી. પશ્ચાત્ નિકળવાના સમયે નગરની સર્વ પ્રજા ખિન્ન હૃદયથી મારી

પાછળ નગરબહિર્ મને વિદાય કરવાને આવેલી, તેમાંના અગ્રણી મનુષ્યોને સંબોધીને તે સર્વને આ પ્રકારનાં હિતકર વચનો મેં કહ્યાં: "હે શાણા સજ્જનો! આ અનન્ત આકાશપ્રતિ દૃષ્ટિ નાંખો, અને તે પછી આ આપણા માનેલાં શરીરને પણ જુઓ. આ અનન્ત આકાશમાં આપણું શરીર ગણવા જતાં કોઈ પણ પ્રમાણમાં નથી. આ આપણાં શરીરોજેવા ક્ષુદ્ર પદાર્થો આ અનન્ત આકાશમાં પ્રતિક્ષણે અસંખ્ય ઉપજે છે અને નાશને પામે છે. એ પ્રકારના ઉપજતા અને ખપતા આ વિશ્વપ્રપંચને જોતાં જાણતાં છતાં આપણે અવિદ્યાબલથી ઢંકાયલા અજ્ઞાનવશ વર્તીએ છીએ, અને મિથ્યાભિમાનથી આપણે આપણને મોટાં માનીએ છીએ. આ સંસારમાં યોગ્ય પ્રકારે કરવાનું કરીને અને મેળવવાનું મેળવીને જેઓ નિશ્ચિન્ત થઈ બેસે છે તે જ ખરું જોતાં મોટાપણાને પામી શોભે છે. તે વિનાના અન્ય આ અસંખ્ય દેહધારીઓ તો જન્મીને અજ્ઞાનમાં વીંટાઈ ને, ન કરવા યોગ્ય કરીને, પામવા યોગ્ય ન પામતાં ન પામવાયોગ્ય નીચાપણાને પામીને, દુઃખમાં જ વિશ્રાન્તિવિનાના થઈ ભ્રમે છે. અને મરણાન્તે જન્મ અને જન્માન્તે મરણને પ્રાપ્ત થયાં કરે છે. આ જગત્‌માં ખરો જન્મેલો પુરુષ તે જ મનાય છે કે જે દુઃખરૂપ જન્મનાં કારણોનો ઉચ્છેદ કરે છે. અને ખરું જોતાં મરણને પામેલો પણ તે જ છે કે જે પુનઃ પુનઃ આવી પ્રાપ્ત થતાં દુઃખરૂપ મરણનાં કારણને સદાકાલમાટે ટાળીને સ્વતંત્ર થઈ અવિક્રિય સ્વરૂપને પામી રહે છે.

આ લોકમાં જેમ પોતાના ખરા અધિકારને કે સ્વરૂપને ન જાણનાર અજ્ઞાનવશ વર્તતાં બાલકો વિવિધ રમત રમે છે તેમાં એક રાજા થાય છે, અને બીજાં પ્રજા થાય છે અને તે એકબીજાને તે પ્રમાણે માનતાં રમત રમે છે, તેમ આ આપણે પણ અજ્ઞાનવશ રહ્યાં રાજાપ્રજાપણાના અધિકારથી રમત રમ્યાં છીએ. હવે મને મારા કર્તવ્યકાર્યનું ભાન થયું છે. તેથી આ રમત છોડીને હું જાઉં છું; અને તમે તમારા કર્તવ્યના ભાનને પામો ત્યાં સુધી આ રમતને રમતાં રહેજો.

વિવેકી મનુષ્યો! જેમ નાટકના ટોળામાં રમતાં નાટકનાં પાત્રો પોતપોતાના વેષને યોગ્ય પ્રકારે ભજવે છે અને રસનિષ્પત્તિ કરે છે, તેમ આ વ્યવહારનાટકમાં પણ તમે તમારા કાઢેલા વેષને યોગ્ય પ્રકારે ભજવીને રસનિષ્પત્તિ કરજો. અને નીરસતા પ્રતીત થયે આ વ્યવહારનાટકનો અન્ત આણજો, તથા તે સમયે આ સર્વ દુઃખદ વેષના અવધિને પામજો. જેમ નાટકનાં પાત્રો યોગ્ય પ્રકારે વેષ ભજવતાં નથી તો તેમાં રસનો આવિર્ભાવ થતો નથી તેમ જ આ વ્યવહારનાટકનાં પાત્રો પણ પોતાના વેષને વિવેકનીતિધર્મઆદિથી યુક્ત એવા યોગ્ય પ્રકારથી ભજવતાં નથી તો તેમને

તેને વૃથા ખોઈ નાંખશો નહિ, પણ તે આયુષ્ જેવડે ગયું પણ સફલ ગણાય છે એવા ઇષ્ટારાધનમાં સદા તત્પર રહેજો. આ જગત્માં મનાયલા સુખના સાધનરૂપ વિદ્યા સ્ત્રી ધન સુત ગૃહ તથા અન્નવસ્ત્રાદિને ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કરવાને સર્વને અત્યન્ત ઇચ્છા છે, તથાપિ સર્વને તે શા હેતુથી મળતાં નથી અને મળે છે તેને શા કારણથી મળે છે તેનો યોગ્ય વિચાર શાસ્ત્રીય દૃષ્ટિથી કરીને જેવડે તે પ્રાપ્ત થાય છે એવા પુરુષાર્થને સાધજો. તથા આ લોકમાં ચિરકાલ જીવવાની સર્વને આશા છતાં જીવી શકાતું નથી અને ઇચ્છાવિના મરણને સ્વીકારવું પડે છે તો એ જીવનમરણ શાથી મળે છે અને શાથી ટળે છે તેનો યોગ્ય પ્રકારે નિશ્ચય કરીને જે ઉપાયથી આયુષાદિ ઇષ્ટની વૃદ્ધિ અને મરણાદિ અનિષ્ટની નિવૃત્તિ થાય તે ઉપાયને જાણીને તેને સેવતા રહેજો.

કોઈ એક શરીરમાં, કોઈ એક સ્થાનમાં અને કોઈ એક સમયમાં જ ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટનિવૃત્તિ થાય એ જ કંઈ કેવલ અન્તિમ પુરુષાર્થ છે એમ નથી, પણ અનિષ્ટની આત્યન્તિકી નિવૃત્તિ અર્થાત્ સદા ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ રહે એવું જે મેળવવું તે જ પરમપુરુષાર્થ છે; માટે પરમપુરુષાર્થસિદ્ધિપર્યન્ત કર્તવ્યનો અવધિ નથી આવ્યો એમ જાણી મુખ્ય કર્તવ્યમાં વૃત્તિને જોડતા રહેજો.

જીવનમુક્તિના અનુભવને અર્થે આ મમત્વપૂર્વક સેવાતા વ્યવહારથી છૂટીને હું એકાન્તમાં જાઉં છું. એ મારો દૃષ્ટાન્ત જોઈને તમારે સર્વને પણ આ કાલે એ જ કર્તવ્ય છે એવો ભ્રાન્તિથી અયોગ્ય નિશ્ચય કરવો નહિ. કારણ કે અધિકારવિના જેજે યોગ્ય મનાયલી પ્રવૃત્તિ છે તે પણ અનર્થ આપનારી હોય છે. માટે સઉએ પોતપોતાના અધિકારનો નિશ્ચય કરીને તેમાં ધટે તેવી પ્રવૃત્તિ કરવી. હું અનુભવથી કહું છું કે જ્યાં સુધી આ વ્યવહારને સેવતાં વ્યવહારમાં મનાયલાં સર્વ સુખનાં સાધનોમાં વિરાગ એટલે અસ્પૃહા ઉપજે નહિ, તેમ જ તે સર્વ સાધનરૂપ પદાર્થો દુઃખના બીજરૂપ હોવાથી ઉપાદેય એટલે મેળવવાયોગ્ય નથી પણ હેય એટલે તજવા યોગ્ય છે એવો દૃઢ નિશ્ચય અન્તર્માં બંધાય નહિ, ત્યાંસુધી કોઈને પણ એકાન્તસેવનનો અધિકાર મનાતો નથી. માટે યોગ્યતાપર્યન્ત વ્યવહારને પ્રમાદરહિતપણે સેવજો. જન્મમરણરૂપ સ્વભાવવાળા આ શરીરમાં રહીને શરીરીઓએ પ્રમાદ સેવવો ઉચિત નથી. કારણ કે પરમપુરુષાર્થને સાધી લેવામાં અનુકૂલ એવું આ મનુષ્યશરીર પુનઃ પુનઃ પ્રાપ્ત થાય છે જ એવો નિયમ નથી, તેથી સદા દુર્લભ એવા આ મનુષ્યશરીરને પ્રાપ્ત તમે પ્રમાદરહિતપણે પરમપુરુષાર્થને સાધવાના નિશ્ચયવાળા થઈને યોગ્ય સાધનોને સેવજો.

ઘણા મનુષ્યો પોતાના દુર્બલસંસ્કારવશાત્ ઈશ્વરના અભાવ આદિ દુષ્ટ નિશ્ચયોને સાધે છે અને તે નિશ્ચયારૂઢ થયેલાં તે દુષ્ટ મનુષ્યો દુરાચારને સેવતા દુષ્કર્મરૂપ સંપત્તિને મેળવીને ઉત્તરોત્તર અધોગતિના ક્રમને પામે છે, તેથી પુણ્યબલવાળા તમે તેવા દુષ્ટ નિશ્ચયોને ન અનુસરતા યોગ્ય વિચારથી ઈશ્વરભક્તિદ્વારા તથા સદાચારદ્વારા ઉત્તરોત્તર ઊર્ધ્વ ગતિને સાધજો. મારા કલ્યાણની ઇચ્છાવાળા તમે મારા પ્રતિના પ્રેમથી તમારા અંતરમા ઉપજતા ક્લેશને ક્રમવડે નિવારણ કરજો, અને તમે સર્વ હવે પોતપોતાના કલ્યાણના માર્ગમા વૃત્તિને જોડજો.

આ સંસારમા અનેક જન્મને પામીને પણ જ્યારે આ સંસારના વિષયપદાર્થની પ્રબલ આસક્તિથી મનુષ્ય મકાય છે ત્યારેજ તે મુક્તત્વના અધિકારને પામે છે. માટે કાલાન્તરે પણ જે સેવ્યાવિના દુઃખનો અન્ત આવતો નથી એવા મુક્તિસુખના સાધનોને આગ્રહથી સેવવા વિચારજો

આ ભૂલોકમા વસનારાં તમે આ લોકના જ શ્રેષ્ઠ સુખની ઇચ્છામાં આયુષ્યને ગાળશો નહિ જો ઉત્તમોત્તમ વિષયસુખની જ ઇચ્છા તમને પીડતી હોય તો આ લોકથી અધિક ઉત્તમ ઉત્તમ વિષયભોગો અન્ય પુણ્યપ્રધાન લોકોમા ભોગવવાના હોય છે, તેથી આ લોકમા મોટા પુણ્યકર્મને કરી કરીને તે પુણ્યવડે પ્રાપ્ત થતા અન્ય ઉત્તમ લોકના ઉત્તમોત્તમ વિષયોને પ્રાપ્ત કરનાર થજો, અને અન્તમા વિષયવાસનાના ક્ષયવડે પ્રાપ્ત થતા અપ્રતિમ વિષયાતીત સ્વરૂપસુખને પામતા નિત્યતૃપ્ત રહેજો

કોઈનુ પણ અહિત ન કરવાથી તથા ન ઇચ્છવાથી તેમ જ સર્વનુ કલ્યાણ ઇચ્છવાથી આપણા અન્તઃકરણની ઉંચી સ્થિતિ થાય છે તેથી પરસ્પરના દ્વેષનો ત્યાગ કરીને પોતપોતાના હિતને સાધવા અધિકાર મેળવજો.

અન્તમા મારે એ જ કહેવાનુ છે કે આ જગત્મા ગમે તેવે માર્ગે ધન મેળવીને સારું સારું ખાઈપી ઓઢીપહેરીને અને યોગ્યાયોગ્ય વિચારવિના વિષયો ભોગવીને મરવુ એ જ તમારુ કર્તવ્ય નથી. પણ આ જન્મમા પોતાના પ્રાપ્ત વર્ણાદિ ધર્મોનુ પાલન કરતા ઇષ્ટપરાયણ ચિત્ત કરતા, નીતિધર્મવડે અન્યસાથે વર્તતા, ઉત્તરોત્તર ઉંચા અધિકારને સાધી દુઃખમાત્રથી મુક્ત થતા આ જન્મમૃત્યુરૂપ સંસારને તરવો એ જ તમારુ ખરુ કર્તવ્ય છે.

આમ છતા પણ જ્યાસુધી અન્તઃકરણ શુદ્ધ થાય ત્યા સુધી અન્તર્શુદ્ધિઅર્થે પ્રતિપાદન કરાયલા સાધનોને સેવવા ઉચિત ગણ્યા છે

જકથી પ્રથમ મનુષ્યે પોતાના વર્ણાશ્રમધર્મનુ પાલન કરવું એ આપ્તવાક્ય છે. તેમ કરતા મનની શુદ્ધિ થયે તથા દૃઢ વિરાગ થયે આત્મસુખાર્થે શ્રીસદ્ગુરુનો પ્રધાનપણે આશ્રય કરવો.

ઘણા મનુષ્યો એમ સમજે છે કે દોષના કોષરૂપ ગૃહસ્થાશ્રમમાં રહીને અન્તઃકરણની શુદ્ધિ કરી શકાય નહિ, તથા અન્તરના દોષોનો જય પણ કરી શકાય નહિ તથા જ્ઞાનને પણ પ્રાપ્ત કરી શકાય નહિ. પણ એ તેમનું સમજવું અયોગ્ય છે. ખરું જોતાં ગૃહસ્થાશ્રમ જ પ્રાણિઓને મુખ્ય સાધનરૂપ છે. અને ગૃહસ્થના સંસર્ગીઓ જ તેને ગુરુવત્ ક્ષણે ક્ષણે બોધ આપનાર કારણરૂપ વિવિધ નિમિત્તથી થાય છે, તેથી કલ્યાણની ઇચ્છાવાળાએ પ્રથમ તો પ્રધાનપણે સજ્જનની વા સત્પુરુષની સંગતિનો આશ્રય મેળવીને ગૃહસ્થાશ્રમને જ વિધિવડે સેવવો.

મેં આ ક્ષણપર્યન્ત જે મેળવ્યું છે તે ગૃહસ્થાશ્રમમાં રહીને જ મેળવ્યું છે અને હવે મારા એ આશ્રમની સમાપ્તિનો સમય આવ્યો છે. તેથી જ હું એથી ઉપરતિને પામું છું. મુક્તત્વ તો ગૃહસ્થાશ્રમમાં જ પ્રાપ્ત કરી શકાય છે, તથા જીવનમુક્તિનું સામાન્ય સુખ પણ ગૃહસ્થને પ્રાપ્ત થાય છે. માત્ર જીવન્મુક્તિનું વિશેષ સુખ જે નિઃસંગ અવસ્થામાં પ્રાપ્ત થાય છે તે અર્થે જ અધિકારપ્રાપ્તિપછી મનુષ્યે એકાન્ત વિચરવું કે વસવું હોય છે. માટે તમે સર્વ પોતાના અધિકારને જાણી આશ્રમને વિધિવડે સેવીને ઇન્દ્રિયોના તથા અન્તઃકરણના જયને પામજો.

આ સંસાર જે મનુષ્યાદિ પ્રાણિનો તથા પદાર્થોનો મોટો સમુદાય છે તેમાં પ્રાણિઓનો કે પદાર્થોનો સમ્બન્ધ સદા એક સરખી રીતે નીભતો નથી. તેથી પ્રાણીપદાર્થોના સંયોગવિયોગથી તેમાં જ ચિત્ત રાખીને મિથ્યા ક્લેશને અનુભવવો નહિ. પણ ગત પદાર્થોનું વિસ્મરણ કરીને વા તેનું શુભ ઇચ્છીને અન્ય જે જે વિદ્યમાન હોય તેનાથી આવશ્યક વ્યવહાર ચલાવતાં નિર્મોહ થવું.

વારંવાર બહુ કહ્યાથી શું છે? સૂક્ષ્મમાં એ જ કહું છું કે યોગ્ય વિચારવર્તનથી આ જગત્પ્રવાસના અવધિને પામજો. અને હું આદિ દૂર ગયલાના સ્મરણથી શોકને વશ થશો નહિ. હવે તમે સર્વ મારી આજ્ઞાથી આપઆપણા ગૃહપ્રતિ પ્રસન્નતાપૂર્વક જાઓ.

આ પ્રમાણે બોલીને હું સર્વને નમસ્કાર કરીને તથા સર્વના નમનને સ્વીકારીને ત્યાંથી આગળ ચાલતો થયો. અને મારી આજ્ઞાનું પાલન કરનારા તે સર્વ પોતાના ગૃહપ્રતિ જવાને પાછા વળ્યા.

ત્યાંથી રાત્રદિવસ માર્ગને કાપતો હું આ દિશામાં વહ્યો આવું છું. મેં સમુદ્રના ઉદરમાં કરેલા અનુભવથી મોહને જિત્યો છે તેથી આ વસુધાઉપરના ક્ષુદ્ર પદાર્થો મને મોહવશ કરવા સમર્થ થતા નથી. હું આ રાત્રદિવસમાં જ્યારે જ્યારે મારા અન્તઃકરણનો દ્રષ્ટા થાઉં છું ત્યારે ત્યારે તે શાન્ત હોય

છે, તેથી હુ પરમગતિપને પામુ છુ હવે મને પામવાયોગ્ય કઈ બાકી નથી, તેથી હુ તૃપ્ત થયો છુ, મને શોકનો કોઈ હેતુ હવે પ્રાપ્ત નથી તેથી હુ અખંડઆનન્દમગ્ન છુ.

આટલુ બોલીને મૌન ધરી રહેલા તે મહાપુરુષપ્રતિ જોતો વીરવિજય બોલ્યો. હે ભગવન્! આપનુ ચરિત્ર શ્રવણ કરતા મને વિલક્ષણ આનન્દ થયો છે તથા અપૂર્વ બોધ પણ મળ્યો છે તથાપિ એ જાણવાની મને અન્તરમા ઇચ્છા રહી છે કે આપે સમુદ્રમા જોયેલા પ્રસંગસમ્બન્ધમા તથા મહાત્માના સમ્બન્ધમા કારણાદિ જાણવાને તે મહાત્માને પૂછેલુ ત્યારે તેમણે કહેલુ કે તે સર્વ વાર્તા સમય આવ્યે તમે તમારી મેળે જાણશો, તો તે સર્વ વાર્તાને હવે આપ જાણી ચૂક્યા છો કે કેમ? જો જાણી હોય તો કૃપા કરીને મને શ્રવણ કરાવો.

આ સાંભળીને મહાત્મા બોલ્યા તે સર્વ જાણવા યોગ્ય મે જાણ્યુ છે અને જે મે જાણ્યુ છે તે સર્વ તમે પણ તમારા યોગ્ય અધિકારના સમયે જાણશો. તેથી મારે આ ક્ષણે તે કથન કરવા યોગ્ય નથી એટલુબોલીને તે પુરુષ ત્યાથી ઉઠીને ચાલતા થયા

વીરવિજય તે મહાત્માના ચાલતા થયા પછી માનસાશ્ચર્યથી વિચાર કરવા લાગ્યો કે હવે આ મહાત્માની પાછળ મારે જવું એ કલ્યાણકારક નથી. કારણ કે જો તેમ થવુ યોગ્ય હોત તો તેઓ મને સૂચના કરત, માટે મારે તો હવે મારો અંતરઆત્મા જેમ પ્રેરે તેમ ચાલવાનુ તથા તે કહે તેમ વિચારી વિચારી કરવાનુ છે.

આ પ્રમાણે વિચારીને પોતે આરંભેલી દિશા સાધીને ત્યાથી ચાલવા માંડયુ. ચાલતાં આ પ્રકારના વચનો ઉંચે સ્વરે બોલવા લાગ્યો

સોરઠા

છે આ જગમાં સર્વ, (પણ) ભાગ્યહીનને નવ મળે,
સુભાગીને શુભ પર્વ, ક્ષણ ક્ષણ આવી મળી રળે.
વસુધામાં બહુ રત્ન, સ્થળ સ્થળમાં મળી આવતાં,
પણ ત્યરશું વિણ યત્ન, સહુ જન સહજ ન ફાવતા.
જે આ સહુ દેખાય, તે નહીં સુખ એ જાણીયું,
પણ જેથી પેખાય, તે સુખસ્વરૂપ પ્રમાણીયું.
ભાવે ગમે તે થાય, પણ ધાર્યું કરવા ઘટે,
છાને દેહ વિલાય, પણ નિશ્ચયથી નવ ખસે.
સમર્થ છે જગરાય, તેથી કાંઈ ન નીપજે,
તો પણ પ્રેર્યું કરાય, તેથી ઘટ જ ઉપજે.
નિશ્ચય છે દૃઢેશ, આપણને યોગ્ય જ થશે,

આ હુંપદ ધર્યો વેશ, જ્યાં જ્યાં પ્રેરો ત્યાં ધસે.
સાચું પામી ઈશ! છે આ જગથી વિરમવું,
માટે અર્પી શીશ, સુખદુઃખ દો તે જ ખમવું.
ધારો જે પ્રભુ આપ, તે દઇ આ ઉર ઠારજો,
આ ભવથી ભયતાપ, સમૂલ ટાળી તારજો.

આ આદિ વચનો ઉચ્ચરતો **શ્રીવીર**વિજય પોતાનો માર્ગ કાપતો ચાલ્યો. એની ચાલવાની દિશા અને પેલા મહાત્માની ચાલવાની દિશા જૂદી જૂદી હોવાથી આગળ એકબીજાને મળે એવો સંભવ ન હતો; તેથી **વીર**વિજય એકલો ભયરહિતપણે વેગથી ચાલવા લાગ્યો. અરણ્યમાંથી રાત્રિ થતાં પૂર્વે નિકળી જવાની આશાથી વિરામ લીધા વિના ત્વરાથી પગલાં ભરવા લાગ્યો.

**વીર**વિજયની સાયંકાલ થતાં વસતિવાળા સ્થાનમાં જઈ પહોંચવાની આશા પૂર્ણ થઈ નહિ અને ક્રમથી દિવસનો અન્ત આવ્યો. ત્યાં તો સૂર્ય અસ્ત થયા. દિશાઓમાં રાત્રિના આગમનપૂર્વે પ્રસરતું ભય પ્રસરવા લાગ્યું. રાત્રિમાં થતી વનની ગર્જનાનો આરંભ થયો. પ્રાણિઓના વિવિધ પ્રકારના શબ્દો સંભળાવા લાગ્યા, પરન્તુ મરણને ઉત્સંગે મસ્તક સમર્પીને વિચરનાર **વીર**વિજય લેશ પણ ભયને અનુભવતો ન હતો. ચિત્તની પ્રસન્નતાને અખંડ અનુભવતો માર્ગ કાપતો ચાલ્યો જતો હતો. આગળ ચાલતાં એકાએક સ્ત્રિયોનો સમુદાય મળીને તાળી દઈને ગરબા ગાતો હોય એવું સંભળાવા લાગ્યું. બહુ પ્રિય પ્રતીત થતા તે સ્વરને સાંભળીને માર્ગમાં ઉભો રહ્યો અને જે દિશામાંથી તે સ્વર આવતો હતો તેનો તેણે નિર્ણય કર્યો. તે દિશા પોતાના ચાલવાના માર્ગમાં જ છે એમ જણાવાથી આગળ સમીપ કોઈ ગ્રામ હશે એ અનુમાનથી વેગપૂર્વક ચાલવા લાગ્યો. આગળ ચાલતાં તેને સ્વર સ્પષ્ટ થવા લાગ્યો, પણ ગ્રામ આવતું જણાયું નહિ. બહુ આગળ જતાં તેને એક વિસ્તારવાળું સરોવર જોવામાં આવ્યું. એ સરોવરસમીપ આવ્યો ત્યારે એને એ સરોવરના સામા તટઉપર એક મોટું મન્દિર હોય એવું ભાસ્યું. અને તે મન્દિરમાં અથવા તેની આગળ કોઈ સ્ત્રિયો સુકંઠે ગાય છે એમ ભાન થયું. એટલે તે સરોવરની પાળે પાળે આગળ ચાલ્યો. સરોવર વિસ્તારવાળું હોવાથી મન્દિરનિકટ જવાનો માર્ગ કાપતાં તેને વિલમ્બ થયો પણ આશ્ચર્યથી જોવાની લાલસાવાળો તે ત્વરાથી ચાલતો હતો. જ્યારે તે પોતાનો મન્દિરપર્યન્તનો માર્ગ કાપી રહેવા આવ્યો ત્યારે રાત્રિના મધ્યનો સમય તેને આકાશપ્રતિ જોતાં ભાસ્યો. તેણે થોડા અંતરથી જોયું તો ત્યાં આસપાસ ગ્રામ હોય એવું કોઈ પ્રકારનું ચિહ્ન જણાયું નહિ, પણ માત્ર એક દિવ્યસરખું ભવન જણાયું. તેમાં વિલક્ષણ પ્રકાશ જણાતો હતો. એ ભવનના નીચલા મંડપમાં સ્ત્રિયોનું યૂથ ચક્રાકારે ફરતું તાળી દઈને ગાતું

જણાયું જેમ જેમ તે સમીપ ગયો તેમ તેમ તેને સર્વ સ્પષ્ટ જણાવા લાગ્યુ. મહામૂલ્યવાળા અલંકારો તથા વસ્ત્રોથી ગોભતી દિવ્યરૂપવાળી અને એક સરખી પ્રથમાવસ્થાવાળી સ્ત્રિયો તેને દેખાઈ તે કોણ હશે એ જાણી શક્યો નહિ, પરન્તુ આ મનુષ્યજાતિની સ્ત્રિયો હશે કે કોઈ શક્તિઓ મનુષ્ય-શરીરને ધરી આ પ્રકારના આનન્દને અનુભવે છે એવા સંશયને વશ થયો. તેથી થોડે અંતરે ઉભો રહીને જોવા-સાભળવા લાગ્યો. આ સમયે વીર-વિજયને સ્વર્ગસદનના આનન્દસમ આનન્દનો અનુભવ થતો હતો. ચાલતાં અને ઉભા રહેતા ઘણો સમય જવાથી શ્રમિત થયેલો તે પાસેના એક વૃક્ષસમીપ બેઠો અને શું શું થાય છે તે જોતો હતો. અચલ નિશ્ચયવાળો તે વીરવિજય તે સ્થાનમા બેશીને જોતો પોતાના પ્રવાસને સાર્થક માનતો હતો. જ્યારે મધ્યરાત્રિ વ્યતીન થઈ ત્યારે તેમણે તે ગાવાની ક્રિયા બંધ કરી અને સર્વ સ્ત્રિયો એક બીજીથી હસીને વાર્તા કરવા લાગી અને પર-સ્પરના હાથમા તાળી લેવા આપવા લાગી. તેમણે શી વાર્તા કરી તે વીર-વિજય જાણી શક્યો નહિ પણ અલ્પ સમયમાં તેમાથી એક મોટેથી બોલી કે આ આપણા ચરિત્રને તથા ગાનને આપણી બાંધેલી મર્યાદામા આવીને બેશીને જુએ-સાભળે છે તે પુરુષ કાલ આપણા અત્ર આવવા સુધી આ મર્યાદામા સ્થિર રહેજો. તે પછી તે સ્ત્રિયો એક ક્ષણમાત્રમાં આકાશમાર્ગે ગતિ કરતા અદૃશ્ય થઈ વીરવિજય તે બોલેલા શબ્દને સાંભળીને અને તેમના આકાશગમનને જોઇને તે સ્ત્રિયો મનુષ્યજાતિની નથી એમ જાણીને આશ્ચર્યને તથા આનન્દને અનુભવવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે અહે ! આ સ્થાને જ મારા મનોરથ પૂર્ણ કરનાર છે કે શુ ? આ મારા અન્તરૂમા આ ક્ષણે વિલક્ષણ આનન્દનો ભાસ થાય છે. દક્ષિણાગસ્ફુરણાદિ શુભ ચિહ્નો મને પ્રતીત થાય છે. મારો થાક ટળી ગયો છે. મને ક્ષુધા તૃષા તથા નિદ્રા પણ પીડતી જણાતી નથી. હે ઈશ્વર ! આપ જ આ સમગ્ર વિશ્વરૂપ તંત્રને ચલાવનાર છો. નિમિત્તકારણને આધારે આપની સત્તા પ્રાણિપદાર્થને સ્થાનાન્તરસ્થિત્યન્તરને પ્રાપ્ત કરે છે. આપ કે જે સ્વભાવથી કોઇના મિત્ર કે શત્રુ નથી તે મને તો કોઈ પણ નિમિત્તથી મિત્રસમ ભાસો છો અરે ! હુ અલ્પમતિ હીનસામર્થ્યવાળો આપને મિત્ર માનવાને સમર્થ નથી હું તો સદા આપના દાસપણાને જ યોગ્ય છુ, તથાપિ આપનો મારા પ્રતિ થતો અનુગ્રહ જાણીને હુ આપને મિત્રરૂપ સમજું છુ, સ્થલે સ્થલે અને સમયે સમયે આપે મારુ મિત્રની પેઠે કે પુત્રની પેઠે કે પ્રિય દાસની પેઠે રક્ષણ કર્યું છે તેથી આપ જ મારા ખરા પિતા મિત્ર કે સ્વામી છો એમ દઢ માન-વામા મને સંશય નથી. ઘણા મન્દમતિ મનુષ્યો આ અપારસરખા સંસાર-

સમુદ્રના સ્વરૂપને અંશત: પણ જાણતાં નથી છતાં અજ્ઞાનપણે તેઓ આ સંસારસાગરના આધારરૂપ આપની અવજ્ઞા કરે છે. પ્રસંગે આપના અત્યન્તાભાવને સ્વીકારે છે. અને તે નિશ્ચયને અનુસરતાં અન્તમાં કર્તવ્ય ન કરતાં અધોગતિ જે અનિષ્ટ છે તેને પામે છે. હે ઈશ ! મહાસંકટના સમયમાં પણ સદા આપની સંમુખ મારી વૃત્તિ વેગ કરજો, અને આ ઉપાધિના અન્તમાં આપ જ મારું પરમપ્રાપ્તવ્ય સ્વરૂપ હોજો. આ વિશ્વમાં આ ક્ષણપર્યન્ત ભ્રમણમાં પડેલા મને જે જે પ્રકારે હિતમાં યોજવો ઘટે તેમ યોજીને અન્તે આપસ્વરૂપથી અભેદપણે સ્થાપજો. હે દાતા ! આપના મહિમારૂપ આ સંસારને ત્યજવાની અને અયોગ્ય માર્ગે વિષયોને ભજવાની દુષ્ટવૃત્તિઓનો મારામાં કદી ઉદય કરશો નહિ. જે જે સમયે જે જે પ્રકારે આપની સત્તાવડે વા મને પૃથક્ પ્રાપ્ત થયેલ સંસ્કારસત્તાવડે મારી પ્રવૃત્તિ થાય તે તે સમયે તે તે પ્રવૃત્તિને યોગ્ય રૂપે કરવાકરાવવામાં આપ સહાય થજો.

આ સંસારમાં ઘણા મન્દ પુરુષાર્થી પ્રમાદી જીવો વિષયવાસનાનો યોગ્ય પ્રકારે જય કર્યા વિના જ આપના અનુગ્રહને પ્રાપ્ત કરાવનાર મનાયલા ત્યાગને સેવવા ઇચ્છે છે, તથા ત્યાગીના વેશ કાઢે છે અને પછી સેવવો બહુ કઠિન એવો જે ત્યાગ તેને ન સેવતાં રાગને સેવીને નિન્દ્ય આચારવિચારને સેવે છે અને તે વડે અન્તમાં આપની અકૃપાના પાત્ર થઈને જીવનમાં કેવલ દુ:ખને અનુભવાવનાર અધોગતિને પામે છે. એ પ્રકારના અસદ્‌ગતિના અધિકારને હું ન પામું એ જ મારી દીનપણે આપના પ્રતિ પ્રાર્થના છે. આ શરીરરૂપ વ્યાપારગૃહમાં મને લાવી મૂક્યો છે તો એ ગૃહમાં વ્યાપારનાં જે જે સાધનો છે તે તે પ્રાપ્ત સાધનોવડે યોગ્ય વ્યાપારમાત્રથી નિવૃત્ત થવાના યોગ્ય સમયે યોગ્ય પ્રકારે હું વ્યાપારરહિત થઈ સ્વરૂપાવસ્થાન કરું એ જ મારી વૃત્તિમાં પ્રકટ થતો ભાવ છે. સર્વ સ્થલે રક્ષણ કરનારા તથા હિતને સધાવનારા આપ મને દુષ્ટ મનને અધીન થવા દેશો નહિ. હે વિશ્વેશ્વર ! આપની સત્તાથી પ્રવૃત્તિધર્મને પામેલો હું જો યથાઘટિત પ્રવૃત્તિ કર્યા વિના જ પ્રમાદવશ થઈ ક્રિયારહિત થવા પ્રયત્ન કરું તો આપનો અપરાધિ થાઉં, એમાં સન્દેહ નથી. તેથી જે પ્રકારે આપના અપરાધિપણાને ન પમાય અને આપના અનુગ્રહને પમાય તે પ્રકારે જ આપ આ અંતરને પ્રેરજો.

આ પ્રકારે અંતરમાં ઇષ્ટસાથે વિચારવાર્તા કરતો વીરવિજય આસપાસ જોતો રાત્રિને વ્યતીત કરવા લાગ્યો. જોયલા આશ્ચર્યરૂપ પ્રસંગનું વિસ્મરણ થતું નથી તેથી ત્યાંથી આગળ જવા વૃત્તિ થતી નથી. પણ એ વૃક્ષતળે રાત્ર ગાળવી કઠિન સમજીને ઉઠીને આસપાસ શયન કરવાજેવા

સ્થાનની શોધ કરવા લાગ્યો. સરોવરની પાળ સ્વચ્છ સુન્દર હતી, તથાપિ ત્યા એક પાસે અમાપ જલ હોવાથી નિદ્રાવશ થયા પછી જલમા કદાચિત પડાય તો વૃથા પ્રાણની હાનિ થાય એ વિચારથી ત્યાથી આગળ ચાલ્યો. અને જે મંડપમાં સ્ત્રિયો ગાન કરતી હતી તે મંડપમા જો અને કોઈ પ્રતિબન્ધ ન કરે તો જઈને શયન કરુ એવો નિશ્ચય કર્યો, અને ભયરહિત થઈને ત્યા ગયો. જઈને જોતા ત્યા કોઈ પણ જણાયુ નહિ, તેથી નિઃશંક થઈને ત્યા સૂતો મન્દિરમાં પ્રવેશવાના સર્વ દ્વારો બંધ હતાં તેથી અંદર શુ છે તે જાણી શક્યો નહિ પણ શંકારહિત થઈને તે મંડપમા જ એક કોણે શયન કર્યું. પરન્તુ આવતા વિચારના પ્રવાહથી તે તત્કાલ નિદ્રાવશ થયો નહિ સૂતા સૂતા બોલતો કે હે ઈશ ! હુ મૃત્યુનુ પણ ભય ધરતો નથી તથાપિ હુ પાપનુ ભય ધરુ છુ. હુ ત્રિલોકીના રાજ્યની સ્પૃહા કરતો નથી પણ આપવડે સ્થપાયલા ધર્મના પાલનની સ્પૃહા કરુ છુ. હુ આપના સમગ્ર ઐશ્વર્યને પામવાની કામનાને સેવતો નથી, પણ માત્ર આપને જ પામવાની કામનાને સેવુ છુ. જેથી આ વિશ્વમા અથવા બહિર્ અન્ય કોઈને શરણ હુ થતો નથી, પણ કેવલ આપને જ શરણ થયો છુ. માટે મારુ રક્ષણ તથા તરણ આપને સ્વાધીન છે, એમ દૃઢપણે માનીને હુ નિર્ભયપણે અત્ર સૂતો છુ. આપ્રમાણે કેટલાક વચનો વદીને સ્વસ્થ થતો વીરવિજય અલ્પ કાલમાં નિદ્રાવશ થયો. સૂર્યોદય થતા પૂર્વે જાગ્યો અને ત્યાથી ઉઠીને સરોવરના જલથી દન્તધાવનાદિ કાર્ય કરીને તે સરોવરમા ઇષ્ટસ્મરણપૂર્વક સ્નાન કરવા લાગ્યો રુડી રીતે સ્નાન કરી જલથી બહાર આવતા તે પોતાના શરીરને દિવ્યસરખુ અનુભવવા લાગ્યો. બહુ તેજસ્વી ત્વચા ભાસવા લાગી અને ઉત્તમ અગરુલ શરીરનાં સર્વ અંગોમાં પ્રતીત થવા લાગ્યુ. અંતરમા ઉત્સાહ ઉપજતો ભાસ્યો, વિલક્ષણ આનન્દ ઉરમાં વર્તતો પ્રતીત થયો આ સ્નાનથી એકાએક ચમત્કારિક ફેરફાર થવાથી તે આશ્ચર્યને પામ્યો. અધિક શુદ્ધ ઓજસના પ્રભાવે ત્રિભુવનને તુચ્છ લેખવવા લાગ્યો. મહા બલિષ્ઠ મસ્તિષ્ક જેને પ્રાપ્ત થયુ છે એવો તે પ્રલયસમયના રુદ્રની પેઠે સર્વસૃષ્ટિસંહાર કરવામા પણ પોતાને સમર્થ સમજવા લાગ્યો

આ પ્રકારે જેના અંતર્બહિર્ તનુ સરોવરના દિવ્ય જલમા સ્નાન કરવાથી બદલાયા છે, એવો તે વીર પુરુષ વીરવિજય સરોવરથી બહાર આવીને આસપાસ જોવા લાગ્યો તો એક સુન્દર અને વિસ્તારવાળુ વન ઉપવનસરખુ દેખાયુ. તેમા પ્રવેશ કરીને જોયું તો વિવિધ જાતિના વૃક્ષો એકે કાલે ફલ પામેલા જણાયા. તેમાંથી ઉત્તમોત્તમ ફલોને ઇચ્છાપ્રમાણે ખાતો વીરવિજય તે ઉપવનમા વિચરવા લાગ્યો, આખો દિવસ ઉપવનમા

ફર્યો પણ તેનાથી તે શ્રમિત થયો નહિ. તેમ જ તે ઉપવનના અવધિને પણ પામ્યો નહિ. ત્યારે આશ્ચર્યથી બોલવા લાગ્યો કે અરે! હું આ મૃત્યુલોકમાં ભૂતલઉપર છું કે સ્વર્ગસદનમાં છું? આ સરોવર તે દેવલોકનું છે કે શું? અને આ ઉપવન તે ઇન્દ્રનું નન્દનનામનું અતિ દિવ્ય ઉપવન કહેવાય છે તે છે કે શું? અહો! આશ્ચર્ય છે કે હું કોઈ પણ મોટા પુરુષપ્રયત્નવિના જ આ ઐશ્વર્યને પામ્યો પ્રતીત થાઉં છું! પણ ખરેખરું જોતાં આ ઐશ્વર્ય શું છે? કંઈ જ નથી. અને આ જે મને પ્રાપ્ત થયું ભાસે છે, એથી પણ કંઈ આશ્ચર્ય પામવા સરખું જણાતું નથી. કારણ કે **વિશ્વપતિના** અનુગ્રહથી તો તે રૂપ જ થવાય છે. જો આ મને તે **મહેશ્વરે** જ અનુગ્રહ કર્યો છે તો તેમણે કરવાયોગ્ય અનુગ્રહનો તો આ અનુગ્રહ અંશમાત્ર પણ નથી. માટે હે મન! તું આ ક્ષણે મિથ્યા હર્ષથી મને છળીશ નહિ, મોહવશ કરીશ નહિ, દુરાશાપાશથી બાંધીશ નહિ અને મારા અચલ નિશ્ચયથી મને ભ્રષ્ટ થવા દઈશ નહિ. હે મન! તારે તો હવે બહુ સાવધાન રહેવાનું આવ્યું છે. જો તું અસાવધ થઈશ તો મને અનર્થને પ્રાપ્ત કરીશ. માટે સર્વ લોભથી મુક્ત રહેજે. મોહશોકાદિનો પણ સ્પર્શ થવા દઈશ નહિ. અભિમાનને તથા ગર્વને દૂરથી ત્યજજે. અને સૂક્ષ્મમાં કહું છું કે સર્વ દોષોથી તું દૂર રહેજે. આ આદિ વચનોને વદતો વિવિધ કામનારૂપ તરંગથી સંસારસાગરમાં ઉછળતા મનને ધૈર્ય તથા બોધ દેતો, સૂર્યાસ્તસમયે પાછો સરોવરના તીરે આવ્યો. જલપાન કર્યું. નિત્યકર્મ કરી અદર્શ થતા **શ્રીસૂર્યભગવાનને** નમસ્કાર કરીને પછી રાત્રિનો આરમ્ભ થયા પશ્ચાત્ આગલી રાત્રે બેઠો હતો તે સ્થાનમાં તત્પશ્ચાત્ શું થાય છે તે જોવાના નિશ્ચયથી બેઠો. ચપલ વેગવાળો કાલ ક્ષણાદિ પ્રમાણથી વ્યતીત થતો તોપણ આતુરતાવાળા **વીરવિજયને** તે કાલ જાણે બહુ મન્દવેગથી વ્યતીત થતો હોય એમ ભાસતું હતું.

કાલની ગતિએ કાલ વ્યતીત થતાં જ્યારે એક પ્રહર રાત્ર વ્યતીત થઈ ત્યારપછી એકાએક તે સરોવરપાસેના મન્દિરમાં અત્યન્ત રમ્ય પ્રકાશ જણાવા લાગ્યો. અને થોડીવારમાં તો તે મન્દિરમાં નીચેઉપર સ્ત્રિયોની આવજા થતી જણાઈ. તે સ્ત્રિયો ચપલતાથી આવજા કરતી હતી, તેથી જાણે કોઈ મોટું કાર્ય ધારેલા સમયમાં સાધવાનું હોય અને તે સમય બહુ પાસે આવતો જતો હોય તેવું અનુમાન થતું હતું. બહુ ત્વરાથી આવતીજતી તે સ્ત્રિયો અલ્પ સમયમાં નીચેના સુન્દર મંડપમાં એકઠી થઈ અને પછી ઉચ્ચ સ્વરે મંગલગીતો ગાવા લાગી. કેટલીકવાર ત્યાં ઉભા રહી ગાયા પછી તે સર્વ મળીને જે દિશામાં **વીરવિજય** બેઠો જોતો

હતો તે ક્રિયામાં ચાલવા લાગી. વીરવિજય સાવધાન હતો અને પોતાના મનોરથ પૂર્ણ થવાનાં અનુમાન આવેલો હતો તેવામાં પોતાના પ્રતિ આવતા યુવતિઓના મુખને જોઈને તે એક પક્ષથી સ્નેહને તથા આનન્દને અનુભવવા લાગ્યો, અને યોગ્ય કારણને યથાર્થ ન જાણનાર વીરવિજય અન્ય પક્ષથી સંશયને તથા અસન્તોષને પણ અનુભવવા લાગ્યો. એટલામાં તો તે સ્ત્રિયોનું ટોળું ગાતાં ગાતાં વીરવિજયસમીપ આવી ઉભું અને તેમાંથી એક પ્રધાનસરખી સ્ત્રીએ કહ્યું: હે રાજકુમાર! સાવધાન થાઓ. તમારા સત્કર્મનો ઉદય થયો છે. અમારી સાથે આ મન્દિરમાં ચાલો. આજ તમારા પૂર્ણ ભાગ્યનો ઉદય થનાર છે. હવે કોઈ પણ ભય કે શંકાને સેવશો નહિ. આ સાંભળતાં જ સર્વ સંશય તજીને નિઃશંકપણે વીરવિજય આગળ ચાલ્યો. સ્ત્રિયોએ તેને પુષ્પવડે તથા મોતીવડે વધાવ્યો. પછી તે મન્દિરના અંદરના મંડપમાં આવ્યાં. ત્યાં તેને વિવાહસમયે કરવાયોગ્ય સર્વ આચાર રીતિ મંગલસ્નાન કરાવ્યું. પછી શરીરઉપર ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યાં, અને એક દિવ્યઆસનને ઉભો રાખ્યો. આ કાર્ય કરતાં મધ્યરાત્રિનો સમય થયો. પછી પેલી પ્રમુખ સ્ત્રીએ વીરવિજયને કહ્યું: હવે સાવધાન રહેજો ભય પામશો નહિ. એટલું બોલી રહેતાં તત્કાળ એક મોટી ગર્જના થઈ. કડકાટ શબ્દ થયો. એ શબ્દ ત્રિલોકમાં સંભળાય એવો હોવાથી આ ભૂમંડલ બધિર થઈ ગયું. એ રાત્રિના સમયે શય્યામાં સૂતેલાં તથા આમતેમ ત્યાંસાં બેઠેલાં કે માર્ગમાં ઉભેલાં કે ચાલતા રાજથી રંકપર્યન્તનાં સર્વ મનુષ્યોતથા અન્ય પ્રાણિઓ પોતપોતાના સ્થાનથી તત્કાળ ભ્રષ્ટ થઈ પડ્યાં અને ભયને પામવા લાગ્યાં. કોઈએ જાણ્યું, અવશ્ય આ તો બ્રહ્માંડ ભાગવાનો સમય આવ્યો. કોઈએ માન્યું, આ ભૂમિ રસાતલ જવા લાગી. કોઈએ ધાર્યું, આ નક્ષત્રમંડલ તથા સૂર્યચન્દ્રસહિત આકાશ ઉપરથી તુટી નીચે પડવાનું કોઈ મહા કારણ ઉત્પન્ન થયું છે. કોઈએ કહ્યું કે મહાપ્રલયનો સમય આવ્યો છે. કોઈએ કહ્યું, પ્રલયકાલના મેઘની કોપવડે કરેલી આ ગર્જના થઈ છે. કોઈ કહે, પ્રલયકાલના અગ્નિ કોપ્યા છે, કોઈ કહે પ્રલયસમયના મનુ કોપ્યા છે. કોઈ કહે, મહામાયશક્તિનો કોપ થયો છે. કોઈ કહે, દૈવકોપસરખું ભાસે છે. ભૂમંડલનાં સર્વ મનુષ્યોમાં સજ્જનો જેઓ ઈશ્વરને તથા દૈવી સત્તાને માનનાર આસ્તિક નિર્મલ હૃદયના હતા તેઓ ઈશ્વરનું તથા પોતપોતાના ઉપાસ્યદેવતાનું મનવડે સ્મરણચિન્તન કરવા લાગ્યા, અને કાલસ્વભાવાદિને કારણ માનનાર તેમ જ અન્ય અનીશ્વરવાદી નાસ્તિકો તો ગભરાટથી સ્ત્રીપુત્રધનાદિમાં પ્રીતિ રાખતા મૃત્યુના ભયથી કંપવા લાગ્યા અને આ અકસ્માત્ શાથી થયો તે ન જાણવાથી મુઝાતા ભયથી વ

સ્વભાવથી આ એકાએક થયું હશે એમ માનતા અનેક વિચારમાં પડયા. પદાર્થવિચાર કરનારામાંના તો કોઈએ ધાર્યું કે મોટો જ્વાલાગિરિ ફાટયો હશે, અને તેનાં મોટાં શિખરો ત્રુટી પડયાં હશે. કોઈએ માન્યું, પૃથ્વીમાં કોઈ ધાતુ આદિની કે કોઈ રસાદિ પદાર્થની ખાણુમાંથી આ ભૂકંપજેવો કંપ અને મોટો ભડાકો થયો છે, અને એથી કોઈ સ્થલે પૃથ્વી પણ ફાટી હશે. ખગોલવેત્તામાંના કોઈ કહે કે કોઈ ધૂમકેતુ આપણી પૃથ્વીજોડે બલપૂર્વક અથડાયો હશે, અને કોઈ કહે કે આ ગ્રહોમાંના કોઈ પરસ્પર અથડાયા હશે અને તેથી આ પૃથ્વીને પણ આંચકો લાગ્યો હશે. અથવા વિજળી પણ કોઈ સ્થલે પડી હશે. આ આદિ અનેક વિચારના મનુષ્યો વિવિધ પ્રકારે આ અકસ્માત્‌ની વાર્તા કરવા લાગ્યા. પણ જ્યાં ત્યાં પાપાત્મા પ્રાણિઓને હૃદયમાં ફડફડાટ થઈને મોટું ભય ઉત્પન્ન થયું. સર્વ સ્થલે આ પ્રમાણે અવ્યવસ્થા થઈ, તે સમયે **વીરવિજય** સાવધાન ઉભો હતો. એ કડકડાટની સાથે એક દિવ્ય કન્યા હસ્તમાં ખડ્ગ ધરીને **વીરવિજય**ની સંમુખ આવીને ઉભી રહી, અને આ પ્રમાણે બોલી :

હે નરેશાધિપતિ ! આપ ત્રિલોકીને વશ વર્તાવવા અર્થે, સર્વ રાજાઓના ઇશ થવાઅર્થે, અને જ્યાં જ્યાં દૃષ્ટિ કરો ત્યાં ત્યાં વિજય પામવાઅર્થે આ મારા દક્ષિણ પાણિને ગ્રહણ કરો, મારા પતિ થાઓ અને આ **ત્રિભુવનવિજયી ખડ્ગ**ને મારા હસ્તથી પ્રાપ્ત કરો. હે સિદ્ધપદાધિકારિન્‌ ! અનેક જન્મના ઉત્તમ ઉત્તમ પ્રયત્નવડે સંપ્રાપ્ત કરેલી દૈવીસંપત્તિવાળા મહાધીર પુરુષ જે આપ, તેમને જ આ વિશ્વમાં હું પ્રાપ્ત થવા યોગ્ય છું; અન્ય જીવોને તો મારાં દર્શન પણ દુર્લભ છે. હે મહાત્મન્‌ ! આ ખડ્ગ હસ્તમાં ગ્રહીને જ્યાં જ્યાં દૃષ્ટિ કરો ત્યાં ત્યાં દૃષ્ટિમર્યાદામાં રહેલા શૂર પુરુષો પણ હતવીર્ય થઈ શરણુ થશે, અને સંમુખ યુદ્ધની ઇચ્છાથી આવેલા પરાભવને પામી હણાશે. ઇન્દ્રાદિ દેવો પણ આ ખડ્ગધારી આપને અભ્યુત્થાનપૂર્વક સંમાન આપી પોતાના અર્ધ આસને બેસાડશે. સૂક્ષ્મમાં એટલું જ કે હુંસહિત આપને આ ત્રિલોકીમાં કોઈ પણ પરાભવને પમાડે એવું નથી. માટે સત્વર મારો પાણિગ્રહો, પતિ થાઓ, અને આ અજય્ય ખડ્ગને મારા હસ્તમાંથી ગ્રહણ કરો. જ્યાં સુધી આ શરીરથી આપ સંસારને સેવશો તથા વૃત્તિથી પણ વ્યવહારને સેવશો ત્યાં સુધી આ ખડ્ગસહિત હું આપને પ્રાપ્ત રહીશ, અને જ્યારે આપ મુ[illegible]ક્ષુ થઈ તથા ખડ્ગની સ્પૃહાથી રહિત થયેલા મને તથા ખડ્ગને પ્રિય ગણ[illegible] સમયસ્હં ત્યારે હું આ ક્ષણે આપની સંમુખ ઉભેલા અને આપને અર્પાતા[illegible]ગલા દેહને યોગાગ્નિવડે દગ્ધ કરીને આ ભૂલોકથી નિવૃત્ત થઈશ. આ પ્રકારના નિયમથી યોગ્ય અધિકારને પ્રાપ્ત

આપને જ વરવાયોગ્ય જે હુ તેના આપ પતિ થાઓ, પાણિ ગ્રહણ કરો, અને મહાકષ્ટવડે પ્રાપ્ત થનાર આ વિજયી ખડ્ગને હસ્તમા સ્વીકારો. આપના, કનેગમાં દિનરાત્રને ગાળતા માતાપિતાઆદિ સ્વજનોના સતોષને અર્થે, આપના કરેલા સકલ્પની પૂર્ણતાઅર્થે, આ સસારપ્રવાસની સમાપ્તિઅર્થે અને દિગ્વિજયવડે અનુપમ યશને પ્રાપ્ત કરી વિશ્વમા કૃતાર્થતાની સિદ્ધિઅર્થે, હુ કે જે આ કાલે અન્ય કોઈને પ્રાપ્ત થવાયોગ્ય નથી તેનો પાણિ ગ્રહો, મારા પતિ થાઓ, અને આ અભ્યુદય અર્પનાર દૈવી ખડ્ગને ધારણ કરો. ઉત્કૃષ્ટ સત્ત્વબલવાળા મહાપુરુષ આ ખડ્ગને હસ્તમાં ધારણ કરવાથી આકાશગમન કરવા સમર્થ થાય છે, તથા લોકલોકાન્તરમા તથા ત્રિલોકીનાં સર્વ દુર્ગમ સ્થાનોમાં પ્રવેશવાને સર્વ પ્રકારથી સમર્થ થાય છે, જરાવસ્થા તથા વ્યાધિથી નિત્ય મુક્ત રહે છે, વિલક્ષણ તેજબલ અને આનન્દને અનુભવે છે અને ભયમાત્રથી મૂકાય છે. માટે સર્વ સપત્તિરૂપ આ ખડ્ગને સ્વીકારવા અર્થે આપ મને સ્વીકારો, મારો પાણિ ગ્રહો, અને મારા પતિ થાઓ.

આ પ્રકારે બોલીને મૌન રહેલી તે કુમારિકાને નિર્નિમેષ દૃષ્ટિથી જોયા કરતો વીરવિજય પ્રસન્ન ચિત્તથી પ્રહર્ષને શમાવતા આ પ્રકારે બોલ્યો·

જેણે મને સ્વપ્નમા પોતાનુ દિવ્ય રૂપ દેખાડી મોહવશ કરી આટલો કાલ આ અટવીમા ભ્રમણ કરાવ્યુ છે તે આ સમયે આવી પ્રાપ્ત થયેલી તુ દેવીને હુ સ્વીકારીશ. જેને પામવાના દૃઢ સકલ્પને વશ વર્તતો હુ રાજ્ય, ગૃહ તથા વિભવાદિને ત્યજીને અને માર્ગમા પ્રાપ્ત થતા સુખાદિને પણ ન સ્વીકારીને આ સ્થલે કષ્ટને સહન કરતો આવ્યો છુ તે મારા સકલ્પની સિદ્ધિઅર્થે આજે હું તને સ્વીકારીશ. કોઈપણ ઉપાધિરૂપ પદાર્થ મારે આ વિશ્વમાં પામવાયોગ્ય નથી એવો મારો દૃઢ નિશ્ચય હવે પછીના સમ્બન્ધમાં બધાઈ ચૂક્યો છે, તોપણ મે પ્રયત્નવડે પ્રાપ્ત કરેલા બલરૂપ અથવા આજપર્યન્ત આ સસારચક્રમાં ભમીને સાધેલા મારા ઐશ્વર્યવડે મને અવશ્ય પ્રાપ્ત થવા યોગ્ય સ્વભાવસત્તારૂપ હે દેવિ! ખડ્ગસહિત હુ તને આજે સ્વીકારીશ. જેને પામવાવડે હું ત્રિભુવનને વશ વર્તાવવા સમર્થ થનાર છું, જેનાવડે હુ આ ત્રિલોકીમાં મારે માટે વિદ્યમાન એવા સર્વ પ્રકારના ભયદુ:ખને નિવારવા સમર્થ થનાર છું, જેની પ્રાપ્તિથી હુ આ અનન્તસરખા જણાતા સસારપ્રવાસને ગોષ્પદમાત્ર અન્તવાળા પ્રદેશના પ્રવાસસમ અન્તવાળો અનુભવનાર છુ અને જેના સમ્બન્ધથી હું અન્તમા કૃતકૃત્ય થવાની સાક્ષાત્ યોગ્યતાને પામનાર છુ તે સર્વ સામર્થ્યની અધિષ્ઠાત્રીરૂપ દેવિ! હું તને આજે સ્વીકારીશ. યોગ્ય સમયે પ્રાપ્ત થનારી અને યોગ્ય સમયે નિયમથી નિવૃત્ત થનારી હે દેવિ! હુ કે જે આ સંસારમા નિયમથી વર્તનાર, નિયમથી વ્યવહાર કરનાર,

અને નિયમથી જ પરમપ્રાપ્તવ્યની સિદ્ધિઅર્થે આ પ્રપંચથી નિયમિત સમયે નિવૃત્ત થનાર છું તે મારા કર્તવ્યની નિઃશેષ સિદ્ધિઅર્થે યોગ્ય સમય-પર્યન્ત તારા સહવાસાર્થે આજે નિઃશંકપણે તને સ્વીકારીશ. કદાચિત્ પણ ન નિવારણ કરી શકાય એવા મારા સમર્થ કૃતનિશ્ચયને જાણનારી તથા તે મારા નિશ્ચયના નિર્વાહમાં અનુરાગવાળી હે દેવિ ! તું તે મારા નિશ્ચયની સિદ્ધિઅર્થે ઉચિત વ્યવસ્થાને કર એટલે હું આ ક્ષણે જ તારો પાણિ ગ્રહું, તારો પતિ થાઉં અને આ તારા હસ્તમાં ધારણ કરેલા **ત્રિભુવનવિજયી** ખડ્ગને હું ધારણ કરું.

આ પ્રકારનાં **શ્રીવીર**વિજયનાં વચનો શ્રવણ કરીને તત્ક્ષણ તે કન્યાએ પોતાના સમીપ ઉભેલી સ્ત્રિયોપ્રતિ જોયું એટલે ક્ષણવારમાં પેલા મન્દિરમાં આણી રાખેલી પેલી રાજકન્યાને લાવીને એ દૈવી કન્યાની પાછળ ઉભી રાખી. તેને જોઈને સાનન્દાશ્ચર્યસરખી પ્રતીતિ કરાવતા **વીર**વિજયે તે કન્યા તે પૂર્વની રાજકન્યા જ છે એવો વાર્તા પૂછી સ્પષ્ટ નિર્ણય કરીને પશ્ચાત્ પ્રસન્ન મુખવડે સર્વ સ્ત્રિયોએ વદેલા જયજયકારસહ તે દૈવી કન્યાનો પ્રથમ હસ્ત ગ્રહ્યો, **ખડ્ગ** પોતાના હસ્તમાં લીધું અને પછી અન્ય ક્ષણે તે રાજકન્યાનો પાણિ ગ્રહ્યો. આ સમયે દિશાઓ જાણે જયજયકારના ઘોષ કરતી ગર્જતી હોય એવું સ્પષ્ટ ભાન થતું હતું.

એ સ્ત્રિયોના પાણિ ગ્રહણ કરેલા તે **શ્રીવીર**વિજયને તથા બન્ને **શક્તિ**-રૂપ દેવીઓને સર્વ સ્ત્રિયોએ આગળ કરીને માંગલિક શબ્દોના ઉચ્ચારણ-પૂર્વક સમીપના મન્દિરમાં પ્રવેશ કર્યો.



॥इति श्रीत्रिभुवनविजयिखड्गे पूर्वधारारूपः पूर्वार्धः समाप्तः॥



॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीत्रिभुवनविजयी खड्ग ॥

## ॥ उत्तरधारा ॥



સર્વ વિઘ્નોના વિનાશપૂર્વક ગ્રન્થસમાપ્તિનિમિત્ત સર્વેશ્વર શ્રીમહેશને પ્રણામ કરીને જીવોના હિતને સાધવામાં તથા જીવોને નિરન્તર ઊર્ધ્વગતિ આપવામાં સમર્થ એવા શ્રીત્રિભુવનવિજયીખડ્ગની ઉત્તરધારાનો અર્થાત્ શ્રીત્રિભુવનવિજયીખડ્ગ નામક ગ્રન્થના ઉત્તરાર્ધનો પ્રકાશ કરાય છે

અધિકારિચિન્ત કરણમાં શાન્તિતૃપ્તિના બીજને સ્થાપનાર, વિવિધ કથાપ્રસંગથી શોભાને પ્રાપ્ત, તથા ઉત્તમોત્તમ સાધનોના સ્વરૂપના સદ્બોધથી પૂર્ણ આ શ્રીત્રિભુવનવિજયીખડ્ગની પૂર્વધારારૂપ આ ગ્રન્થનું પૂર્વાર્ધ પ્રકટ થયું છે, તેથી સંતોષને તથા પ્રહર્ષને પ્રાપ્ત સજ્જન અધિકારિઓની આ ઉત્તરધારારૂપ ઉત્તરાર્ધ પ્રકટ થવાવિષયક અભિલાષા જાણીને તેનો પ્રકાશ કરવા વૃત્તિ પ્રવર્તે છે.

અને નિયમથી જ પરમપ્રાપ્તવ્યની સિદ્ધિઅર્થે આ પ્રપંચથી નિયમિત સમયે નિવૃત્ત થનાર છું તે મારા કર્તવ્યની નિઃશેષ સિદ્ધિઅર્થે યોગ્ય સમય-પર્યન્ત તારા સહવાસાર્થે આજે નિઃશંકપણે તને સ્વીકારીશ. કદાચિત્ પણ ન નિવારણ કરી શકાય એવા મારા સમર્થ કૃતનિશ્ચયને જાણનારી તથા તે મારા નિશ્ચયના નિર્વાહમાં અનુરાગવાળી હે દેવિ ! તું તે મારા નિશ્ચયની સિદ્ધિઅર્થે ઉચિત વ્યવસ્થાને કર એટલે હું આ ક્ષણે જ તારો પાણિ ગ્રહું, તારો પતિ થાઉં અને આ તારા હસ્તમાં ધારણ કરેલા **ત્રિભુવનવિજયી ખડ્ગને** હું ધારણ કરું.

આ પ્રકારનાં **શ્રીવીર**વિજયનાં વચનો શ્રવણ કરીને તત્ક્ષણ તે કન્યાએ પોતાના સમીપ ઉભેલી સ્ત્રિયોપ્રતિ જોયું એટલે ક્ષણવારમાં પેલા મન્દિરમાં આણી રાખેલી પેલી રાજકન્યાને લાવીને એ દૈવી કન્યાની પાછળ ઉભી રાખી. તેને જોઈને સાનન્દાશ્ચર્યસરખી પ્રતીતિ કરાવતા **વીર**વિજયે તે કન્યા તે પૂર્વની રાજકન્યા જ છે એવો વાર્તા પૂછી સ્પષ્ટ નિર્ણય કરીને પશ્ચાત્ પ્રસન્ન મુખવડે સર્વ સ્ત્રિયોએ વદેલા જયજયકારસહ તે દૈવી કન્યાનો પ્રથમ હસ્ત ગ્રહ્યો, ખડ્ગ પોતાના હસ્તમાં લીધું અને પછી અન્ય ક્ષણે તે રાજકન્યાનો પાણિ ગ્રહ્યો. આ સમયે દિશાઓ જાણે જયજયકારના ઘોષ કરતી ગર્જતી હોય એવું સ્પષ્ટ ભાન થતું હતું.

એ સ્ત્રિયોના પાણિ ગ્રહણ કરેલા તે **શ્રીવીર**વિજયને તથા બને શક્તિ-રૂપ દેવીઓને સર્વ સ્ત્રિયોએ આગળ કરીને માંગલિક શબ્દોના ઉચ્ચારણ-પૂર્વક સમીપના મન્દિરમાં પ્રવેશ કર્યો.



॥इति श्रीत्रिभुवनविजयिखड्गे पूर्वधारारूपः पूर्वार्धः समाप्तः॥



॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीत्रिभुवनविजयी खड्ग ॥

## ॥ उत्तरधारा ॥



સર્વ વિઘ્નોના વિનાશપૂર્વક ગ્રન્થસમાપ્તિનિમિત્ત સર્વેશ્વર શ્રીમહેશને પ્રણામ કરીને જીવોના હિતને સાધવામા તથા જીવોને નિરન્તર ઊર્ધ્વગતિ આપવામાં સમર્થ એવા શ્રીત્રિભુવનવિજયીખડ્ગની ઉત્તરધારાનો અર્થાત્ શ્રીત્રિભુવનવિજયીખડ્ગ નામક ગ્રન્થના ઉત્તરાર્ધનો પ્રકાશ કરાય છે

અધિકારિઅન્તઃકરણમા શાન્તિભૂમિના બીજને સ્થાપનાર, વિવિધ કથાપ્રસંગથી શોભાને પ્રાપ્ત, તથા ઉત્તમોત્તમ સાધનોના સ્વરૂપના સદ્બોધથી પૂર્ણ આ શ્રીત્રિભુવનવિજયીખડ્ગની પૂર્વધારારૂપ આ ગ્રન્થનુ પૂર્વાર્ધ પ્રકટ થયુ છે, તેથી સંતોષને તથા પ્રહર્ષને પ્રાપ્ત સજ્જન અધિકારિઓની આ ઉત્તરધારારૂપ ઉત્તરાર્ધ પ્રકટ થવાવિષયક અભિલાષા જાણીને તેનો પ્રકાશ કરવા વૃત્તિ પ્રવર્તે છે.

**શ્રીવીરવિજય** સંજ્ઞાવાળો ક્ષત્રિય વીરપુરુષ આ સંસારમાં પોતાની તથા અન્ય સર્વ જીવોની પરવશતાને જોઈ જાણીને પુરુષાર્થપ્રતિ આદરવાળો થઈ પ્રવાસે નીકળ્યો છે; તેણે માર્ગમાં પ્રાપ્ત થયેલા વિવિધ પ્રસંગોથી તથા સમયપરત્વ પોતાને પ્રાપ્ત થયેલા વિવિધ તર્ક, વિચાર અને અનુભવથી જાણવાયોગ્ય કેટલુંક જાણ્યું છે, તથા અન્તમાં ત્રિભુવનનો વિજય જેનાવડે કરી શકાય એવું **શ્રીત્રિભુવનવિજયી** નામવાળું અપ્રતિમ ખડ્ગ, અંતરિક્ષથી ઉતરી આવી પ્રકટ થયેલી કન્યાના પાણિસહ ગ્રહણ કર્યું છે—એ સર્વ પ્રસંગ **પૂર્વધારારૂપ** પૂર્વાર્ધમાં વિસ્તારથી વર્ણાવ્યો છે. તે પછી જે જે થયું છે તે આ **ઉત્તરધારારૂપ ઉત્તરાર્ધ**માં પ્રકટ કરાય છે.

સંકેતથી વરવા યોગ્ય ઠરેલી અને જેને એણે વચનમાત્રથી વરી હતી તે રાજકન્યાના તથા હસ્તમાં ખડ્ગ ગ્રહીને અંતરિક્ષથી ઉતરી આવેલી દૈવી કન્યાના પાણિસહ ખડ્ગને ગ્રહણ કરીને, અન્ય માંગલિક ગીતો ગાતી શક્તિઓસહ દિવ્યસમ ભુવનમાં પ્રવેશેલો શ્રી વીરવિજય પોતાની ધારણાપ્રમાણેનો પદાર્થ પ્રાપ્ત થયાથી અનુપમ આનન્દને અન્તરમાં અનુભવવા લાગ્યો.

સ્વરૂપ થાય છે, અને નીચા તટપ્રતિ તણાતા પ્રાણિઓ ઉત્તરોત્તર અધિક દુઃખાનુભવ કરતા અન્તમાં બહુ કાલપર્યન્ત દુઃખગ્રસ્ત રહે છે. માટે સદા ઉંચા તટપ્રતિ તણાવાનો વેગ સધાય એવા અપૂર્વ યુક્તિબલને સાધજો, તથા તમારા આશ્રિતોને સધાવજો. આ માયાપ્રવાહના ઉભય તટમાના પ્રત્યેકમાં સામ્રાજ્ય ભોગવતી એકેક એવી બે સત્તા રહી છે. એક આસુરી અને બીજી દૈવી ત્યા નીચા તટમા અધિકાર પામેલી આસુરી સત્તા છે. તેનો આ માયાપ્રવાહમા પડેલાં પ્રાણિઓમાના જેઓ આશ્રય કરે છે તેમને તે આસુરી સત્તા નીચા તટપ્રતિ આકર્ષી લે છે, અને આ માયાપ્રવાહવિષે પડેલા જે પ્રાણિઓ ઉંચા તટપ્રતિ અધિકાર ભોગવતી દૈવી સત્તાનો સબલ આશ્રય કરે છે તેમને તે દૈવી સત્તા ઉચા તટપ્રતિ આકર્ષી લે છે માટે તમારે તથા તમારા આશ્રિતોએ ઉચા તટપ્રતિ આકર્ષી લેનાર દૈવી સત્તાનો આશ્રય કરવા સદા ઉદ્યોગ સેવવો. પ્રવાહમા પણ જેની મર્યાદા છે અને પ્રધાનપણે જે નીચા તટના અધિકારવાળી આસુરી સત્તા છે તે કૃષ્ણા સન્નાવાળી પણ કહેવાય છે. અને પ્રવાહમા પણ જેની મર્યાદા છે અને પ્રધાનપણે જે ઉચા તટના અધિકારવાળી છે તે દૈવી સત્તા શુક્લા સન્ના-વાળી પણ છે. એ બે સત્તાના અંશવાળી, જેનો પ્રધાનપણે પ્રવાહમાં અધિકાર છે એવી ત્રીજી સત્તા મિશ્રા સન્નાવાળી પણ છે જેમ આ ત્રણ સત્તા છે તેમ સૃષ્ટિ પણ પ્રધાનપણે ત્રણ જાતિની છે—(૧) કારણસૃષ્ટિ, (૨) મિશ્રસૃષ્ટિ અને (૩) કાર્યસૃષ્ટિ. તેમાં પ્રથમ કારણસૃષ્ટિને ઈશસૃષ્ટિ પણ કહે છે, મિશ્રસૃષ્ટિને દેવસૃષ્ટિ કહે છે અને કાર્યસૃષ્ટિને જીવસૃષ્ટિ કહે છે આ ત્રણ સૃષ્ટિભેદથી આસક્તિ પણ ત્રણ ભેદની છે. તેમા જે પ્રાણિની પ્રધાનપણે કાર્યસૃષ્ટિમાં આસક્તિ હોય છે તે તો નીચા તટના અધિકારી થાય છે અને તેમની ઉત્તરોત્તર પણ નીચા તટપ્રતિ જ ગતિ થાય છે જે પ્રાણિની પ્રધાનપણે મિશ્રસૃષ્ટિમા આસક્તિ હોય છે તે પ્રાણિઓ કોઈ પણ તટપ્રતિ ન આકર્ષાતાં પ્રવાહના મધ્યમાં જ વહ્યા કરે છે. જે પ્રાણિઓની પ્રધાનપણે કારણસૃષ્ટિમા આસક્તિ હોય છે તેમની ઉત્તરોત્તર ઉંચા ઉંચા તટપ્રતિ ગતિ થાય છે, અને આ ત્રણ પ્રકારની સૃષ્ટિના પ્રવાહને યથાવત્ જાણીને જેઓ એ ત્રિવિધ સૃષ્ટિમા અલોલુપ થયા છે તે અલોલુપ અવસ્થાને પામેલા પ્રાણિની આ માયાપ્રવાહના ઉચા તટપર સ્થપાયેલી દશા સૃષ્ટિ છે તેમાં ગતિ થાય છે એ, પૂર્વ ત્રણ સૃષ્ટિની અપેક્ષાથી ચોથી સૃષ્ટિ ગણાય છે અને જ્યા સૃષ્ટસ્રષ્ટાભાવ કે કાર્યકારણભાવ વિદ્યમાન નથી અને જે મહા સિદ્ધોએ અવકલિત હોય છે તેવી વસ્તુરૂપા સ્થિતિને સ્વરૂપાવસ્થાન કહે છે. એ આ ચાર પ્રકારની સૃષ્ટિની અન્તિમ સ્થિતિ હોવાથી એને શરીરની ચરમ દશા

પણ કહે છે. એ ચરમ સ્થિતિ સર્વ સૃષ્ટયન્તર્સ્થિત પ્રાણિઓને પ્રાપ્તવ્યરૂપે મનાય છે. અને એ અવશ્ય પ્રાપ્તવ્ય સ્થિતિ ઉંચા તટના આશ્રયવાળાને જ પ્રાપ્ત થાય છે. માટે તમારે આ માયાપ્રવાહમાં વર્તતાં સદા ઉંચા તટનો આશ્રય કરવો અને ત્રિવિધ સૃષ્ટિમાં અલોલુપ થવા અભ્યાસ રાખવો; જેથી તમે દૃષ્ટાસૃષ્ટિમાં સુખાનુભવ કરતા સ્વરૂપાવસ્થાનને અનુભવશો.

આ પ્રકારનાં વચનો વદીને જ્યારે તે પ્રમુખા શક્તિ મૌનગ્રહી રહી ત્યારે દિશાઓમાં જયઘોષ થયો અને દિવ્ય વાદ્યત્રનો નાદ થયો. તત્પશ્ચાત્ અલ્પસમયપર્યન્ત માંગલિક સમયસૂચક મધુર ગીતો ગવાયાં અને મહોત્સવનાં સર્વ ચિહ્નો પ્રકટયાં. તે પછી બે કન્યાને તથા **શ્રીવીર**વિજયને તે મુખ્યા શક્તિએ કહ્યું: 'હવે આ ત્રણ દિવ્ય શયનોમાં તમે ત્રણે શયન કરો એટલે તમને સુખરૂપ નિદ્રા પ્રાપ્ત થશે. તે પછી તમે દિવ્ય ગતિએ આ રાજકન્યાના સુન્દર ભવનમાં પ્રાપ્ત થશો. ત્યાં સૂર્યોદય થતાં જાગ્રત્ થઈને પ્રસિદ્ધપણે લોકનિયમથી વિવાહકાર્યનો આરંભ કરી લગ્ન કરજો. અને આ પ્રવાહમાં યોગ્ય સમયે યોગ્ય કાર્યવ્યવહારને સેવતાં ઉંચા તટના આશ્રયથી શ્રેષ્ઠ ગતિને પામજો. આ પ્રમાણે થયેલી તે શક્તિની આજ્ઞાપ્રમાણે ભિન્ન ભિન્ન શયનમાં તે ત્રણે જણાં સુતાં અને દિવ્ય બલથી તેમને સત્વર નિદ્રા પ્રાપ્ત થઈ. ત્યાંથી તેઓ દિવ્ય ગતિવડે તે કન્યાના રાજભવનમાં પ્રાપ્ત થયાં. આ શક્તિઓ પોતાના સ્થાનને પ્રાપ્ત થયાં અને દિવ્ય ભવન અદૃશ્ય થયું.

પત્નીભાવને પ્રાપ્ત ઉભય કન્યાસહ **શ્રીવીર**વિજયે સૂર્યોદયસમયે જાગ્રત થઈને રાજસેવકને પ્રધાનને તેડી લાવવા આજ્ઞા કરી. રાજદ્વારમાં રાજસેવકોને સાનન્દાશ્ચર્ય થયું અને એ **શ્રીવીર**વિજયનું અલૌકિકસરખું આગમન પ્રસિદ્ધ થવાથી જનમાં સર્વત્ર આશ્ચર્યસહ આનન્દનો આવિર્ભાવ થયો.

પ્રધાન આવ્યાથી **શ્રીવીર**વિજયે તેને પોતાનો ઘટતો સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને પછી આજ્ઞા આપી કે લગ્નસમ્બન્ધે થવાયોગ્ય ઉત્સવની ઘટિત વ્યવસ્થા કરવી. માંડલિક રાજાઓને તેમ જ ઇતર રાજાઓને સન્માનાર્થ બોલાવવા આજ્ઞાપત્રિકાઓ મોકલવી અને પોતાના પિતાને-અર્થાત્ **શ્રીવીર**વિજયના પિતાશ્રીને-સમાચાર જણાવવાને યોગ્ય અધિકારી મનુષ્યને તત્કાલ વિદાય કરવા. **શ્રીવીર**વિજયે પોતે પોતાના પિતાઉપર જાણવાયોગ્ય વાર્તાનું પત્ર લખી આપ્યું.

પ્રધાન **શ્રીવીર**વિજયના નવા ઐશ્વર્યને તથા નવીન પ્રાપ્ત થયેલા વિલક્ષણ તેજને જોઈને બહુ હર્ષ પામ્યો, અને ઘટતા શબ્દોમાં **શ્રીવીર**વિજયની સ્તુતિ કરવા લાગ્યો, તથા પોતાને, રાજકન્યાને તથા આ રાજ્યના મૂલધણીને તથા આ રાજ્યની પ્રજાને ધન્ય ધન્ય વદવા લાગ્યો. **શ્રીવીર**-

વિજયની આજ્ઞાપ્રમાણે કાર્યના આરંભઅર્થે આજ્ઞા માગી પ્રધાન તેની પાસેથી ગયા અને નગરમાં નવા રાજાના આગમનનું ડિંડિમ ફેરવી નગરજનોએ ગૃહે ગૃહે ઉત્સવના ચિહ્નો પ્રકટાવવા એવી આજ્ઞા વર્તાવી. રાજસેવકોને સહુ સહુના અધિકારપ્રમાણે કરવાયોગ્ય કાર્ય, વ્યવસ્થા કરી, સોંપી આપ્યાં અને શ્રીવીરવિજયના પિતાપ્રતિ મોકલવાયોગ્ય મનુષ્યોને પત્ર આપી સમાચાર કહી વિદાય કર્યા. પુરોહિત બ્રાહ્મણને બોલાવીને લગ્નસમ્બન્ધમાં જે જે ધર્મક્રિયા કર્તવ્ય હોય તે સમ્બન્ધમાં ઘટિત યોજના કરવા નિવેદન કર્યું. આ પ્રકારે સર્વ વ્યવસ્થા તે કુશલ પ્રધાને કરી એટલે નગરમાં જ્યાં ત્યાં ઉત્સવનાં ચિહ્નો પ્રકટ થયાં પ્રજાજનમાં અને રાજસેવકોમાં વિવિધ આનન્દવાર્તા થવા લાગી.

સૈનિકો પરસ્પર વાર્તા કરતા કે આપણા રાજા એક ખડ્ગ મેળવીને આવ્યા છે. તે ખડ્ગના પ્રતાપથી એમના સન્મુખ દેવતાઓનો રાજા ઇન્દ્ર પણ જય મેળવવા સમર્થ થશે નહિ તો બીજા મનુષ્યરાજાની શી સત્તા છે કે જય મેળવે? હવે આપણને મરણનું ભય મટ્યું છે; રણમાં રોળાવાની ચિન્તા ટળી છે, શસ્ત્ર વાપર્યાવિના આપણને આજીવિકા મળશે ને આપણાથી આ ભૂમંડળના તેમ જ ત્રિલોકીના બીજા સર્વ રાજા તથા સૈનિકો ભય પામશે. હવે આપણા ભાગ્યની કંઈ સીમા રહી નથી. આ આદિ વચનો વદતા તેઓ બહુ પ્રસન્ન થતા હતા.

પ્રજાજનોમાં સ્થલે સ્થલે વાર્તા થતી કે આપણાં ભાગ્યનો કંઈ પાર નથી આપણને દેવોને દુર્લભ એવો રાજા મળ્યો છે. આપણા રાજાની હવે ત્રણ લોકમાં કીર્તિ થશે એટલે આપણા ઉપર, બલના અભિમાનવાળા કે ધનસમ્પત્તિના લોભવાળા બીજા રાજાઓ ચઢી આવી આપણને ત્રાસ આપશે નહિ, તેથી આપણે પ્રાણની, સ્ત્રીપુત્રની કે ધનની બહુ સંભાળ રાખવાની હવે આવશ્યકતા રહેશે નહિ. આપણા રાજાના વિજયધ્વજવડે આપણું નગર પ્રસિદ્ધિને પામી શોભશે. દેશવિદેશથી આપણા મહારાજાનાં દર્શનાર્થે અસંખ્ય મનુષ્યોની આવજા થશે તેથી આપણા વ્યાપારની પણ વૃદ્ધિ થશે. દુષ્ટ તસ્કરાદિના ભયની પીડા ટળશે, અને ધીરે ધીરે સર્વ પ્રકારે સુખની વૃદ્ધિ થશે. આ આદિ વાર્તા કરતા પ્રજાજન ઉમંગથી ઉત્સવનાં ચિહ્નો ગૃહે ગૃહે પ્રકટ કરવા લાગ્યા.

સ્ત્રીઓમાં સ્થાને સ્થાને એમ વાર્તા થવા લાગી કે દેવની, ગન્ધર્વની અને નાગની કન્યાઓને પણ ન મળી શકે એવો અનુપમ વર આપણી રાજકન્યાને મળ્યો છે તેથી એના ભાગ્યનો પાર નથી. ઇન્દ્રાણીકરતાં પણ અધિક ઉંચા અધિકારને પામનારી આપણી રાજકન્યાએ કોણ જાણે કેવાં પુણ્ય

પાછલા જન્મોમાં કર્યાં હશે ! ખરે બ્હેન ! આ સંસારમાં બહુ પુણ્ય કર્યાવિના કોઈને કોઈ જાતનું પણ ઉત્તમ સુખ મળતું નથી. એના પૂર્વજન્મોમાં એ બાઈએ પોતાના પતિને તથા પરમેશ્વરને દૃઢ ભક્તિથી પ્રસન્ન કર્યાં હશે તેથી એને આ જન્મે એવો ઉત્તમ પતિ મળ્યો હશે. નહિ તો ઘેર બેઠાં રસ્તે જતો એવો ક્યાંથી આવી મળે ? આ આદિ વિવિધ વિચારોને કરતી તે સ્ત્રિઓ પ્રસન્ન થતી હતી.

પ્રધાનાદિ પ્રમુખ રાજસેવકો પરસ્પર વદતા કે આપણા રાજા ત્રિભુવનમાં વિજય આપનાર શસ્ત્ર પ્રાપ્ત કરી આવ્યા છે એટલે હવે આપણી રાજ્યસત્તા અને આપણા વિભવો ધ્રુવની પેઠે અચલ થયાં જાણવાં. આપણા અંતરમાં આજપર્યન્ત રાજ્યસમ્બન્ધી જે જે ભયો ઉઠતાં તે હવે પોતાની મેળે સૂર્યોદયે અળપાતા અન્ધકારની પેઠે અળપાઈ જશે. આપણી રાજ્યસત્તાને વિસ્તારવામાં આજપર્યન્ત જે જે અનેક વિઘ્નો આપણને નડતાં તે તે સર્વ વિઘ્નો, ઈશ્વિરભક્તને ઈશ્વિરાનુગ્રહવડે જેમ પ્રાપ્ત થતાં વિઘ્નો અનાયાસ શમી જાય છે, તેમ આપણા રાજાના પ્રતાપબલે અનાયાસ શમી જશે. જેમ દુષ્કાલના વર્ષમાં પિંજેલા રૂના ગાળાના પુંજજેવાં મોટાં મોટાં વાદળાંઓ ચઢી આવી આવીને વ્યર્થ જ વિખેરાઈ જાય છે અને જેમ ઉત્તમ હિતકર નિશ્ચય સાધવાને એકઠી થયેલી દુષ્ટજનોની સભા કાંઈ કાર્ય સાધ્યા વિના જ વેરાઈ જાય છે તેમ આ આપણા અજિત મહા પરાક્રમી રાજાસન્મુખ જયની આશાથી એકઠા થઈ ચઢી આવેલા સર્વ રાજાઓ પણ અવશ્ય નિષ્ફલ થશે. રાજ્યની વૃદ્ધિથી આપણા વેતનની પણ વૃદ્ધિ થશે. અને ભયવિના સુખ ભોગવાશે. સમર્થ ધણીના સેવકો સર્વત્ર સન્માન પામવા યોગ્ય મનાય છે, તે નિયમથી આપણે પણ જ્યાં ત્યાં અધિક માનને પાત્ર ગણાઈશું. આ આદિ અનેક વિચારવાર્તાને કરતા પ્રમુખરાજસેવકો નિર્ભયતાને પ્રાપ્ત થતા પ્રસન્ન થવા લાગ્યા.

પ્રજાજનમાં ધર્માચરણી મનુષ્યો વિચારવાર્તા કરતા કે આપણાં ધર્મકર્મમાં વિઘ્ન કરનાર દુષ્ટજનો હવે દુર્બલ થશે. દિવ્યશક્તિવાળા રાજા આપણને પ્રાપ્ત થવાથી ધર્મનું રક્ષણ થશે. જ્યાં ત્યાં ધર્મસ્થાપનાના યોગ્ય ઉપાયો લેવાશે, અને ધર્મના વિરોધી દુષ્ટ રાજાઓ પણ આપણા રાજાના દાસ થશે. અને ધર્મના, અંતરથી કદાચિત્ વિરોધી હશે તોપણ ઉપરથી તે ધર્મરક્ષક જેવા થઈ રહેશે. ઉત્તમ ધર્મસ્થાપક પુરુષોને ધર્મની વ્યવસ્થા કરવામાં આપણા આ રાજા મોટા આધારરૂપ થશે, અને આજકાલ ઉપજતા તથા વૃદ્ધિને પામતા પાખંડધર્મના પ્રવર્તક દુષ્ટજનોને દંડવડે સરલ કરવામાં આવશે, તેથી વૃદ્ધિને પામતા અધર્મનો તથા અધર્મનાં કારણોનો ઉચ્છેદ

થશે. રાજા તથા શ્રીમાન્ પ્રજા ઉત્તમોત્તમ શુદ્ધ ધર્મકર્મ કરશે, તથા નાનાવિધ દાન કરશે, તેથી પુણ્યની અધિક વૃદ્ધિ થવાથી અનાવૃષ્ટિ, દુર્ભિક્ષ, દરિદ્રતા અને દુષ્ટ ઉપદ્રવોવડે થતા અકાલમૃત્યુ આદિ અનેક અનર્થની નિવૃત્તિ થશે. વ્યવહારમાં પણ અસત્ય, છલ, કપટાદિ દોષો નિર્મૂલ થશે અને સર્વ પ્રકારે પ્રજાજન સુખી થશે. આ આદિ વાર્તા કરતા સદાચરણી, સદ્ધર્મપરાયણ પ્રજાજન પ્રસન્ન થતા હતા.

દુષ્ટ પાપાચરણી પ્રાણિઓ પરસ્પર વાર્તા કરતા સંતાપને વશ થવા લાગ્યા કે અરે! રે! હવે આપણા સુખના દિવસો તો વર્ષાઋતુમા આવેલા નદીના જલની પેઠે વહી ગયા જાણવા. ઉદય પામેલો સૂર્ય જેમ આથમે છે તેમ આપણા એ સારા દિવસો અદૃશ્ય થયા. જેમ સ્ત્રીપુરુષની યુવાવસ્થાની શોભા થોડા કાલમાં શમી જાય છે તેમ આપણા ઉદ્યોગની શોભા શમી ગઈ જાણવી. જેમ યોગાભ્યાસ સાધનાર સાધકની ઇન્દ્રિયો શિથિલ થઈ જાય છે તેમ આ કાલે હવે યોગાભ્યાસવિના ભયમાત્રથી જ આપણી ઇન્દ્રિયો શિથિલ થઈ છે. જેમ દિવ્ય શક્તિવાળા કોઈ તત્ત્વવિત્ મહાત્મા પ્રાપ્ત થવાથી અજ્ઞાની જીવોના દુષ્ટ નિશ્ચયો અંતરથી છૂટી જાય છે, તેમ દિવ્ય શસ્ત્રવાળા આ રાજા આપણને પ્રાપ્ત થવાથી આપણા દુષ્ટ વ્યાપારો છૂટી ગયા જાણવા. નિર્વ્યાપાર થયેલા યોગી મહાત્મા જેમ પોતાના ઉજ્જ્વલ કર્મના પ્રભાવે ઇશ્વરને પામી પરમસુખાનુભવ કરે છે તેમ તેથી ઉલટી રીતે નિર્વ્યાપાર થયેલા આપણે આપણાં મલિન કર્મના પ્રભાવે હવે દારિદ્ર દુઃખનો અનુભવ કરવા યોગ્ય થયા જાણવા. ખરે, આપણા પણ કોઈ મોટા દુર્ભાગ્યનો ઉદય થયાથી જ આ રાજા આપણને પ્રાપ્ત થયો જણાય છે. આપણે આજીવિકા મેળવવાના કોઈ સારા વ્યાપારને જાણતા નથી, કદી જાણીએ તોપણ પાપના પ્રભાવે તેમા રુચિ થતી નથી, તેથી આપણે તો દુર્ભિક્ષ ભોગવવાનો સમય આવ્યો એમા સંશય નથી આ આદિ અનેક વિચારવાર્તાને કરતા તે દુષ્ટકર્મથી જ જીવનાર ખલ પુરુષો ખેદવશ થતા હતા તથા તેમાના કેટલાક તો ઉત્તર કાલે દુષ્ટ કર્મથી છુટવાને આતુર રહી નિશ્ચયો કરવા લાગ્યા

આ પ્રકારે વિવિધ જાતિના તથા સ્વભાવનાં મનુષ્યો વિવિધ વિચારવાર્તાને કરતાં ઉત્સવમા ભાગ લેતા હતાં. આખા નગરમા ઉત્સવના ચિહ્નો સ્થાપ્યા હતા, અને નગરબહાર મોટા મોટા શોભિતા મંડપો અન્ય દેશોમાથી આવનાર રાજાઓને અર્થે સ્થપાયા હતા તેથી નગરબહારની શોભા પણ અવર્ણનીય હતી

લગ્નના નિર્ણય કરેલા દિવસપૂર્વે આવનાર ઘણાં ખરાં આવી ચૂક્યા. ને આવેલાં ઘણા મનુષ્યોથી શોભતી આ નગરની તથા બહારની ભૂમિ

કોઈ મોટા તીર્થની ભૂમિસમાન ભાસતી હતી. સર્વ મનુષ્યોનાં મુખઉપર આનન્દ ઉભરાતો હતો. આશાવાન્ ભિક્ષુકો, વિદ્વાન્ પુરુષો અને ઉત્સવ જોવાની આતુરતાવાળાં અસંખ્ય મનુષ્યો સ્થલ સ્થલથી આવ્યાં હતાં.

જેમના અંતર્માં હર્ષ માતો નથી એવાં **શ્રીવીર**વિજયનાં માતાપિતા-આદિ સ્વજનો સમાચાર જાણતાંજ આશ્ચર્યથી હર્ષાશ્રુવડે પોતાનાં નેત્ર પૂર્ણ કરવા લાગ્યાં અને ત્વરાથી પુત્રને મળવાને અધિક આતુર માતાપિતા પોતાના સમ્બન્ધિવર્ગને તથા ઘણા સૈનિકોને સાથે લઈને પોતાના સ્થાનથી નીકળેલાં તે પણ આવી પહોંચ્યાં. **વીર**વિજયને સમાચાર મળવાથી મોટી શોભાવાળી સ્વારીની સાથે પિતામાતાના દર્શનાર્થે સન્મુખ ગયો. દૃષ્ટિમર્યાદાજેટલા અંતરથી **શ્રીવીર**વિજય વાહન ત્યજી પગે ચાલી પિતાસન્મુખ ગયો. અપાર છે હર્ષ તથા આનન્દ જેના બાહ્યાન્તર્ એવા પિતા, સમીપ આવતા પોતાના પુત્રને બહુ વર્ષે જોવાથી ત્વરાવડે વાહનથી ઉતરીને ઉભા. **શ્રીવીર**વિજયે બહુ ભક્તિથી દંડવત્ પ્રણામ કર્યા. પિતાએ મસ્તકે હાથ મૂકી આશીર્વચન વદીને તેને સત્વર ઉઠાડીને હૃદયસમીપ લઈ આલિંગન દીધું અને પ્રેમવડે કુશલ પૂછ્યું. તે પછી મર્યાદાપટમાં વાહનથી ઉતરી ઉભેલાં માતૃશ્રીને **વીર**વિજયે જઈને સવિનય સાષ્ટાંગ પ્રણામ કર્યા. અપરિમિત પ્રેમવડે જેમનાં નેત્રમાંથી હર્ષના અશ્રુની ધારાઓ ચાલી છે અને જેમના ઉરમાં અપાર આનન્દ પ્રકટયાથી પયની ધારાઓ છૂટવા લાગી છે એવાં માતાએ પુત્ર **વીર**-વિજયને આશીર્વચન વદીને હસ્ત ગ્રહી ઉઠાડયો અને નિર્નિમેષ દૃષ્ટિથી તેના મુખને જોઈ કુશલ પૂછ્યું. પરસ્પર કુશલ પૂછીને પછી સૈનિકોસહ પ્રધાનમંડલને નગરબહિર્ રચેલા મંડપમાં ઉતારો આપ્યો અને માતાપિતા તથા સમ્બન્ધીજનોને નગરમાં બહુ શોભાથી અને સંમાનથી તેડી જઈને સુન્દર ભવ્ય મહાલયોમાં ઉતાર્યા અને પછી નિવૃત્તિએ માતાપિતાસમીપ સર્વ વ્યતીત વાર્તા કહી સંભળાવી. તે સાંભળતાં તેઓ પ્રહર્ષથી પ્રસન્ન થતાં હતાં, પણ બહુ કષ્ટે કરેલા પુત્રના પ્રવાસને જાણીને મનમાં પ્રસંગે વત્સલભાવે ખેદ માનતાં હતાં. પશ્ચાત્ દિવ્ય કન્યાને અને રાજકન્યાને જોઈને એ **શ્રીવીર**-વિજયની માતાને બહુ આનન્દ થયો અને પિતાને પણ અપૂર્વ આનન્દ પ્રકટયો. બંને કન્યાઓએ શ્વશ્રૂને પ્રણામ કરી પાદવન્દન કર્યું અને શ્વશુરને દૂરથી સવિનય નમન કર્યું.

દેશવિદેશથી આવેલાં સર્વનું યોગ્યપ્રકારે આતિથ્ય થાય એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી; તેથી સર્વને મનમાં અધિક સુખનું ભાન થતું હતું.

લગ્નનો શુભ દિવસ પ્રાપ્ત થવાથી વિધિવડે અગ્નિ, દેવ, ગુરુ અને દ્વિજસમક્ષ **શ્રીવીર**વિજયે ઉભય કન્યાના પાણિ ગ્રહણ કરી પાછળથી કરવા યોગ્ય સર્વ ક્રિયા પૂર્ણ કરી.

આવેલા રાજાઓએ ભેટ અર્પણ કરી, અને સર્વના અધિકારને જોઈ જોઈને શ્રીવીરવિજયે પણ સર્વ રાજાઓને વસ્ત્રાલંકાર અર્પીને શોભા આપી. યાચકોને યથાઘટિત આપ્યું તથા વિદ્વાન બ્રાહ્મણોને સન્માનપૂર્વક વિવિધ પ્રકારના દાન આપ્યાં

ઉત્તમ પ્રકારે લગ્નસમ્બન્ધી સર્વ કાર્યો થઈ રહ્યા પછી શ્રીવીરવિજયે મોટા સભામંડપમા સર્વ રાજાઓને બોલાવી, તેમની યોગ્યતાપ્રમાણે આસન આપીને બેસાડ્યા, અને નીચે પ્રમાણે ભાષણ કર્યું

સજ્જનો ! આજે આપણો ક્ષત્રિય પુરુષોનો આ સમારંભ જોઈને મને વિશેષ આનન્દ પ્રતીત થયો છે. શસ્ત્રધારી ક્ષત્રિયવીર જ્યાં ત્યાં પણ પરરક્ષણાર્થે જ પ્રાણને ધારણ કરે છે એ આપણા વૃદ્ધોનો નિશ્ચય અને શાસ્ત્રે વિધાન કરેલો ધર્મ અવશ્ય સાચો છે. શૂરવીર શુદ્ધ ક્ષત્રિય માત્ર પેટ ભરવાને કે ક્ષુદ્ર વિષયભોગ ભોગવવાને જ શસ્ત્રો ધારણ કરે છે એવું કોઈ પણ પ્રાજ્ઞ પુરુષનું માનવું કે વદવું છે એમ જાણ્યું નથી. શસ્ત્રધારી ક્ષત્રિય પુરુષે સુખશય્યામાં સુના સુનાં નિશ્ચિન્તપણે રાત્રિઓ ગાળવાની નથી. તેમ જ અન્તઃપુરમાં સ્ત્રીપુત્રાદિના લાલનમાં જ દિવસો ગાળવાના નથી, પણ તેમને અહોરાત્ર પરદુઃખહરણાર્થ તથા દુષ્ટનિગ્રહાર્થ ઉદ્યોગ જ કર્તવ્ય છે, એ વાર્તા આપણા ક્ષત્રિયના બાલકોને પણ અજ્ઞાત હોતી નથી. આપણે સદ્ગ્રન્થોદ્વારા વૃદ્ધોથી જાણીએ છીએ કે પર્વે જે કાળે ધર્મ તથા નીતિથી જ પ્રાણિઓ સ્વેચ્છાથી વર્તતા ત્યારે તેઓ રાજાની અપેક્ષાવિના જ સર્વ-સંપત્તિયુક્ત રહેતા હતા. પણ કાલાદિ નિમિત્તોથી જ્યારે પ્રજાવર્ગમાં ધર્મ તથા નીતિ શિથિલ થવા લાગ્યા અને કલેશની પરંપરા પ્રકટવા લાગી ત્યારથી પ્રજાપણું અને રાજાપણું સ્થપાયું છે. તેથી રાજાનો મુખ્ય ધર્મ તો એ જ છે કે પ્રજાને કલેશથી મુક્ત રાખવા અર્થે તથા સંપત્તિયુક્ત કરવા અર્થે સમગ્ર પ્રજાને અનેક કષ્ટથી પણ ધર્મ તથા નીતિએ વર્તતી કરવી. કારણ કે રાજા નિરાધાર પ્રાણિઓના આધારરૂપ, અન્ધના નેત્રરૂપ અને ન્યાયથી વર્તનારના પાલકરક્ષકરૂપ મનાય છે. દુષ્ટને યથાન્યાય શિક્ષા કરવી અને સર્વેનું યોગ્ય પ્રકારે રક્ષણ કરવું એ આપણો સામાન્ય ધર્મ છે આપણી આપેલી સત્તાવડે ઉન્મત્ત થયેલા અધિકારીઓના ત્રાસથી ચોરના અને આપણા શત્રુના ભયથી તથા આપણા સમીપ રહીને મિથ્યા કર્ણ ભ્રષ્ટ કરી કરીને આપણી મતિ મલિન કરીને આપણે હાથે આપણું તથા આપણી પ્રજાનું તથા અન્ય સાધુ પુરુષોનું કે પતિવ્રતા અબલા-ઓનું અહિત કરાવનાર દુષ્ટ ભૃત્યોની દુષ્ટતાથી, તેમ જ આપણા અન્તરમાં રહેલા કામ, ક્રોધ, લોભ, મોહ આદિ રિપુઓના સંતાપથી આપણે મુક્ત

રહીને આપણી પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. જેમ આ શરીરમાં નિર્વિઘ્ન જીવનનો આધાર શુદ્ધ રક્ત છે, તેમ આ સંસારમાં સર્વત્ર પ્રજારૂપ શરીરના નિર્વિઘ્ન નિર્વાહનો આધાર શુદ્ધ ધર્મજ્ઞ રાજા છે. જેમ આહારવિના શરીરનું અસ્તિત્વ હોતું નથી, તેમ ધર્મનીતિવિના શુદ્ધ વ્યવહારની પણ સ્થિરતા હોતી નથી. ધર્મજ્ઞ પુરુષોને રાજાઓની આજ્ઞા છે કે જેમ પુષ્પના જીવનને જલસિંચનાદિ ઉપાયોથી વધારતાં તેનાથી પ્રાપ્ત થતાં પુષ્પોને માલાકાર ગ્રહણ કરે છે, તેમ પ્રજાના જીવિતનું અખંડ રક્ષણ કરતાં તથા પ્રજાની સમૃદ્ધિની વૃદ્ધિને અનેક ઉપાયોથી કરતાં પ્રજાને સુખમાં સ્થાપી તેમના સુખના સાધનરૂપ ધનનો યોગ્ય વિભાગ રાજાએ લેવો. કારણ કે ધીવર તથા પારધીની પેઠે પ્રજાના જીવનરૂપ પ્રાણ હણનાર વિષયાસક્ત રાજા પોતાના સર્વ ઐશ્વર્યની ક્ષીણતાપૂર્વક અલ્પકાળમાં વિનાશને પામે છે. જેમ ગાયને દૂધની વૃદ્ધિ કરનાર પદાર્થો ખવરાવીને તથા તેના વત્સને ધવરાવીને પછી તેના દૂધને તેના પાલકો ગ્રહણ કરે છે, તેમ રાજાએ પોતાની ગોરૂપ પ્રજાને તેમની સમૃદ્ધિ વધવાના સર્વ ઉપાયો રચી આપીને તથા તેમના અને તેમના કુટુમ્બના પોષણનાં સાધનપૂરતું તેમને રહે એવા વિચારથી તેમને રક્ષીને તેમની સમૃદ્ધિના અંશને ગ્રહણ કરવો. નહિ તો સ્વાર્થી રાજા પોતાની પ્રજાના નાશથી પોતે પણ નાશ જ પામે છે. આ આદિ અનેક પ્રકારના પ્રજારક્ષણાદિ ક્ષત્રિયના ધર્મને તથા નિયમોને તમે સર્વ સજ્જનો રુડી રીતે જાણો છો, તેથી કરી આ સ્થલે તે તમારી જાણેલી વાર્તાને જ મિથ્યા પુનઃ કથન કરીને તમારો સર્વનો અમૂલ્ય કાલ ગાળવાને તથા તમને અધિક શ્રમ આપવાને હું ઇચ્છતો નથી. પરન્તુ આપણે ક્ષત્રિયો પ્રમાદાદિ દોષોને વશ થઈને જાણતાં છતાં પણ આપણા ધર્મોને તથા પાલવાયોગ્ય નિયમોને સાવધપણે પાલતા નથી અને તેથી આપણે આપણને પોતાને તથા આપણી પ્રાણસમ પ્રિય પ્રજાને અનર્થ આપીએ છીએ, તે પ્રમાણે ન થાય, એ દોષો આપણા છૂટે અને આપણે સ્વધર્માચરણી થઈ આગળ થનારી આપણી પ્રજાને સ્વધર્માચરણે ચાલનાર કરીએ તેમ જ તેઓને ઉત્તર ઉત્તર કાલે થતી પ્રજાને પૂર્વ પૂર્વ કાલે થયેલા આપણ આદિનાં દૃષ્ટાન્તો કહેવા સાંભળવા મળે એ અર્થે આ કાલે સાવધાનતાથી આપણે ક્ષત્રિય શસ્ત્રધારી પુરુષોએ નીતિધર્મને અનુસરવું જોઈએ. જેમ વાડ ક્ષેત્રને અને કોટ નગરને રક્ષે છે તેમ ધર્મનીતિ સદા રાજાપ્રજાને રક્ષે છે.

સત્ત્વગુણની અધિકતાવાળા, કામજન્ય રાગદ્વેષાદિદોષવિવર્જિત, દૈવરૂપ અદૃષ્ટબલને આશ્રયે ઉછરતા અને પારમાર્થિક સંપત્તિને જ પ્રાપ્ત કરવામાં

સદા માનવાન એવા સર્વશિરોમણિ આત્મજ્ઞોની પેઠે આપણે કે જેઓ રજો-ગુણની અધિકતાથી કામરાગાસક્ત છીએ, વ્યવહારસુખની લાલસાવાળા છીએ, અન્યાયને ન સહન કરનાર છીએ, અપ્રતિમ સ્વાભિમાનવાળા છીએ અને પ્રધાનપણે પરહિતાર્થેજ પ્રાણને ધારણ કરીએ છીએ તે કેવલ અ-રણ્યનો આશ્રય ધરીને સંતોષથી સુખ માની રહીએ એવા નથી, તેથી આપણે અને વૈશ્યોએ તો નિરન્તર વ્યવહારની સુસિદ્ધિઅર્થે જ ઉદ્યોગી થવું જોઈએ. અને બ્રાહ્મણોએ નિરન્તર પોતાના સ્વભાવપ્રમાણે પરમાર્થસિદ્ધિ-અર્થે સ્વધર્માનુસાર ઉદ્યોગી રહેવું જોઈએ છે. અને અન્ય શૂદ્ર વર્ણે તો બ્રાહ્મણને તથા આપણને અનેક પ્રકારથી ઉપયોગી થઈ રહેવું જોઈએ. જો એ પ્રમાણે પોતપોતાના કાર્યને યથાનિયમે ધર્મ સંભાળી સર્વ મનુષ્યો કરે તો કોઈ દિવસ પણ પ્રજાની આપત્તિ રહે નહિ, અને સર્વને સુખ-શાન્તિ પ્રાપ્ત થઈ રહે. આપણે ઉત્તર વયમાં પુત્રને મસ્તકે વ્યવહારભાર મૂકીને પરમાર્થસિદ્ધિઅર્થે આદિ એકાન્તસેવન કરવા જવું એ અત્યન્ત યોગ્ય છે. કારણ કે તે ઉત્તર જન્મોમાં પરમાર્થ સધાવનાર આત્મગુણને સિદ્ધ કરી આપનાર મુખ્ય સાધનરૂપ છે. કહેવાનું તાત્પર્ય એજ છે કે આપણે આપણી પૂર્વાવસ્થામાં તથા ઉત્તરાવસ્થામાં જે જે કરવું છે તેમાં ક્વચિત્ પણ પ્રમાદ ધરવો નહિ. આલસ્યજ આપણા સર્વ સુખનો નાશ કરનાર શત્રુ છે અને પુરુષાર્થરૂપ ઉદ્યોગજ આપણાં સર્વ દુઃખની નિવૃત્તિ કરી સુખ સાધી આપનાર ઉત્તમ મિત્ર છે.

મેં મારા અનુભવથી નિશ્ચય કર્યો છે કે આ સંસારમાં યોગ્ય પુરુષ-પ્રયત્ન જે શાસ્ત્રીય પ્રયત્ન ગણાય છે તે કરનાર પુરુષ સર્વ પ્રકારના ઐશ્વર્યને પામવા યોગ્ય થાય છે. આ જગતમાં જીવોએ મેળવવાયોગ્ય ઐશ્વર્ય દેવ-કોટિનું અને ઋષિકોટિનું છે. દેવકોટિ આ વિશ્વવ્યવહારનિર્વાહક છે, અને ઋષિકોટિ નિત્યવ્યવસ્થાપક છે. ઋષિકોટિની અપેક્ષાથી દેવકોટિ પરતંત્ર છે, પણ જીવકોટિકમાં દેવકોટિ અધિક સ્વતંત્ર છે. આ લોકમાં મનુષ્યપ્રાણી મનુષ્યત્વને પામીને પછી દેવત્વને અને પછી ક્રમથી ઋષિત્વને પામે છે. ઋષિપણું પામવામાં જન્મજન્માન્તરે કરેલા શાસ્ત્રીય પ્રયત્ન કારણરૂપ છે. તેથી મનુષ્યોએ સત્વર ઋષિપણું ન પમાયાથી પ્રયત્નમાં શિથિલતા આવવા દેવી નહિ. દેવત્વ ન પ્રાપ્ત થવાથી પણ પુરુષપ્રયત્ન તજવો નહિ પણ યથાશક્તિ ઉત્તરોત્તર પ્રયત્ન કરવો.

સજ્જનો! આ લોકના શુદ્ધ વિષય, પદાર્થ કે માત્ર લૌકિક વિલાસકાર્યો પણ નકામા સાધ્ય કરવાનાં નથી. શુદ્ધ મનુષ્યત્વ પણ નકામા પ્રાપ્ત કરવાનું નથી, તો દેવત્વ અને ઋષિત્વ વિશેષથી અધિકશ્રમે પ્રાપ્ય થાય એમાં શું આશ્ચર્ય

છે ? આ પ્રમાણે હોવાથી મનુષ્યમાત્રે નિરન્તર પોતાના પ્રાપ્તવ્ય પદાર્થના શુદ્ધ નિશ્ચયપૂર્વક કર્તવ્યનો નિર્ણય કરી સદા સદુદ્યોગમાં જોડાયેલા રહેવું જોઇએ, અને દૃષ્ટ ફલ ન જણાવાથી નિરુત્સાહ ન થવું જોઈએ. આપણે જાણીએ છીએ કે બહુ દિવસ રોગથી પીડાતાં ધાતુઓની ક્ષીણતાથી કૃશ થયેલું શરીર પ્રથમ રોગથી મુક્ત થાય, તે પછી જઠરાગ્નિ પ્રબલ થાય, તે પછી ક્રમથી પૌષ્ટિક આહારોને સેવતાં સેવતાં પુષ્ટ થાય છે, કાંઈ એક દિવસમાં બહુ આહાર કરીને પુષ્ટ થવાતું નથી. એ જ પ્રમાણે મનુષ્યોએ અલ્પ કાળમાં પ્રાપ્તવ્ય વસ્તુ મેળવવા અધીર થઈને અકળાઈને શક્તિથી અધિક પ્રયત્ન કરવો નહિ, પણ યોગ્યતાપ્રમાણે ઘટતો પ્રયત્ન પ્રતિદિન કરતાં જવું. ઘણા મનુષ્યો ધૈર્ય તથા યોગ્ય વિવેકવિચારથી રહિત હોવાથી અકળાઈને અલ્પકાલ આગ્રહ ધારણ કરીને અધિક શ્રમ કરે છે અને પછી પોતાના સામર્થ્યને તથા ઉત્સાહને, અયોગ્ય શ્રમથી ક્ષીણ કરીને પશ્ચાત્ પ્રયત્નને ત્યજી દે છે. પણ એ નિયમ અત્યન્ત અયોગ્ય છે. કોઈ પણ ફલ મેળવવાની ઇચ્છાવાળાએ કામના બલવત્તર વેગથી, આશાથી અને તૃષ્ણાથી અખંડ સાવધાન રહેવું જોઈએ છે. કારણ કે જ્યારે ફલની ઇચ્છાવાળો મનુષ્ય પ્રબલ ઇચ્છાને વશ થાય છે અને આશાતૃષ્ણાના વેગને પોતામાં ઉપજાવ્યા કરે છે ત્યારે તે અલ્પ સમયમાં જ હતવીર્ય થાય છે; તેથી પછી યોગ્ય પ્રયત્નથી પણ ભ્રષ્ટ થાય છે. માટે નિયમવિના અને સામર્થ્યના તથા કાર્યની યોગ્યતાના વિચારવિના અયોગ્ય પ્રકારે કદાચિત્ પણ પ્રયત્ન કરવો નહિ.

ધૈર્યવિના, નિયમવિના, વિચારવિના અને કાર્ય સધાવનાર હેતુઓના જ્ઞાનવિના, તેમ જ યોગ્ય પ્રવર્તકવિના અનેક મનુષ્યો અઘટિત વેગથી કાર્યને આરંભનાર થાય છે તો તેઓ ભાગ્યે જ પ્રાપ્તવ્યફલની પ્રાપ્તિપર્યન્ત સદા પ્રયત્નમાં ટકી રહે છે. જેથી ફલના પ્રત્યક્ષની આશાવાળાએ માત્ર આરંભશૂર ન થતાં ઉચિત પ્રકારે યોગ્યતાપૂર્વક ધૈર્યથી પ્રયત્નને સેવનાર થવું.

આ જગતમાં એવું કોઈ પણ ફલ નથી કે જે પોતાના પ્રકટનામાં કોઈ કાલે કોઈ પણ જાતિના પ્રયત્નની અપેક્ષા રાખે નહિ, તેમ એવો કોઈ પણ પ્રયત્ન નથી કે જે પોતાના અવધિપર્યન્તમાં કોઈ જાતિના પણ ફલની ઉત્પત્તિ કર્યાવિના રહે.

કદાચિત્ કોઈ મનુષ્ય એમ કહે કે અમે પ્રયત્ન જ ન કરીએ તો પછી તેના સમ્બન્ધમાં જાણવાયોગ્ય સર્વ જાણવાની શી અપેક્ષા છે ? તો આ તેમનું કહેવું તો અધિક અયોગ્ય છે. કારણ કે પદાર્થમાત્રમાં પ્રયત્નગુણ રહ્યો છે. તેથી પદાર્થજન્ય શરીરવાળા શરીરિમાત્ર પ્રયત્નવિના કદી રહી શકે નહિ. સ્વભાવથી જ પ્રયત્ન કરવા ઇચ્છા થાય છે. જો પ્રયત્નવિના રહેવાનું

નથી તો પછી યોગ્યાયોગ્ય પ્રયત્નના સ્વરૂપને સર્વ મનુષ્યોએ પ્રથમ જાણવું અવશ્યનું છે એ નિર્વિવાદ છે.

તત્ત્વજ્ઞ મહાત્માઓ કોઇક પ્રયત્નરહિત પણ રહી શકે છે. કારણ કે તેઓ તત્ત્વને, પદાર્થને તથા ગુણને જાણે છે. અને તેના જયના નિયમોને જાણીને તેમનો યોગ્ય જય પણ કરી શકે છે. તેવાઓને અર્થે પ્રયત્નસમ્બન્ધી અત્ર કહેવાયલા નિયમો નથી. તોપણ તેવા પુરુષો એ પ્રયત્નના નિયમોને પ્રથમ અનુસરીને જ તત્ત્વજ્ઞ થાય છે તેથી તેમને અર્થે કે કોઇને અર્થે પણ પ્રથમથી જ પ્રયત્નની વા પ્રયત્નના નિયમાદિના જ્ઞાનની અપેક્ષા નથી એમ હોતું નથી.

આ પ્રમાણે છે માટે હે શૂરવીર ક્ષત્રિયો ! આપણા પૂર્વપુરુષો સદા પ્રયત્નથી જ સુખાનુભવ કરતા આવ્યા છે અને આપણે તથા આપણી પાછળ થનારા આપણા પુત્રપૌત્રાદિકોએ પણ પ્રયત્નથી જ આ જગત્માં મેળવવા યોગ્ય મેળવીને કૃતાર્થ થવું છે, તેથી સર્વ સન્તાનોએ

છે ? આ પ્રમાણે હોવાથી મનુષ્યમાત્રે નિરન્તર પોતાના પ્રાપ્તવ્ય પદાર્થના શુદ્ધ નિશ્ચયપૂર્વક કર્તવ્યનો નિર્ણય કરી સદા સદુદ્યોગમાં જોડાયેલા રહેવું જોઇએ, અને દૃષ્ટ ફલ ન જણાવાથી નિરુત્સાહ ન થવું જોઈએ. આપણે જાણીએ છીએ કે બહુ દિવસ રોગથી પીડાતાં ધાતુઓની ક્ષીણતાથી કૃશ થયેલું શરીર પ્રથમ રોગથી મુક્ત થાય, તે પછી જઠરાગ્નિ પ્રબલ થાય, તે પછી ક્રમથી પૌષ્ટિક આહારોને સેવતાં સેવતાં પુષ્ટ થાય છે, કાંઈ એક દિવસમાં બહુ આહાર કરીને પુષ્ટ થવાતું નથી. એ જ પ્રમાણે મનુષ્યોએ અલ્પ કાળમાં પ્રાપ્તવ્ય વસ્તુ મેળવવા અધીર થઈને અકળાઈને શક્તિથી અધિક પ્રયત્ન કરવો નહિ, પણ યોગ્યતાપ્રમાણે ઘટતો પ્રયત્ન પ્રતિદિન કરતાં જવું. ઘણા મનુષ્યો ધૈર્ય તથા યોગ્ય વિવેકવિચારથી રહિત હોવાથી અકળાઈને અલ્પકાલ આગ્રહ ધારણ કરીને અધિક શ્રમ કરે છે અને પછી પોતાના સામર્થ્યને તથા ઉત્સાહને, અયોગ્ય શ્રમથી ક્ષીણ કરીને પશ્ચાત્ પ્રયત્નને ત્યજી દે છે. પણ એ નિયમ અત્યન્ત અયોગ્ય છે. કોઈ પણ ફલ મેળવવાની ઇચ્છાવાળાએ કામના બલવત્તર વેગથી, આશાથી અને તૃષ્ણાથી અખંડ સાવધાન રહેવું જોઈએ છે. કારણ કે જ્યારે ફલની ઇચ્છાવાળો મનુષ્ય પ્રબલ ઇચ્છાને વશ થાય છે અને આશાતૃષ્ણાના વેગને પોતામાં ઉપજાવ્યા કરે છે ત્યારે તે અલ્પ સમયમાં જ હતવીર્ય થાય છે; તેથી પછી યોગ્ય પ્રયત્નથી પણ ભ્રષ્ટ થાય છે. માટે નિયમવિના અને સામર્થ્યના તથા કાર્યની યોગ્યતાના વિચારવિના અયોગ્ય પ્રકારે કદાચિત્ પણ પ્રયત્ન કરવો નહિ.

ધૈર્યવિના, નિયમવિના, વિચારવિના અને કાર્ય સધાવનાર હેતુઓના જ્ઞાનવિના, તેમ જ યોગ્ય પ્રવર્તકવિના અનેક મનુષ્યો અઘટિત વેગથી કાર્યને આરંભનાર થાય છે તો તેઓ ભાગ્યે જ પ્રાપ્તવ્યફલની પ્રાપ્તિપર્યન્ત સદા પ્રયત્નમાં ટકી રહે છે. જેથી ફલના પ્રલક્ષની આશાવાળાએ માત્ર આરંભશૂર ન થતાં ઉચિત પ્રકારે યોગ્યતાપૂર્વક ધૈર્યથી પ્રયત્નને સેવનાર થવું.

આ જગતમાં એવું કોઈ પણ ફલ નથી કે જે પોતાના પ્રકટનામાં કોઈ કાલે કોઈ પણ જાતિના પ્રયત્નની અપેક્ષા રાખે નહિ, તેમ એવો કોઈ પણ પ્રયત્ન નથી કે જે પોતાના અવધિપર્યન્તમાં કોઈ જાતિના પણ ફલની ઉત્પત્તિ કર્યાવિના રહે.

કદાચિત્ કોઈ મનુષ્ય એમ કહે કે અમે પ્રયત્ન જ ન કરીએ તો પછી તેના સમ્બન્ધમાં જાણવાયોગ્ય સર્વ જાણવાની શી અપેક્ષા છે ? તો આ તેમનું કહેવું તો અધિક અયોગ્ય છે. કારણ કે પદાર્થમાત્રમાં પ્રયત્નગુણ રહ્યો છે. તેથી પદાર્થજન્ય શરીરવાળા શરીરિમાત્ર પ્રયત્નવિના કદી રહી શકે નહિ. સ્વભાવથી જ પ્રયત્ન કરવા ઇચ્છા થાય છે. જો પ્રયત્નવિના રહેવાતું

નથી તો પછી યોગ્યાયોગ્ય પ્રયત્નના સ્વરૂપને સર્વ મનુષ્યોએ પ્રથમ જાણવું અવશ્યનું છે એ નિર્વિવાદ છે.

તત્ત્વજ્ઞ મહાત્માઓ લૌકિક પ્રયત્નરહિત પણ રહી શકે છે. કારણ કે તેઓ તત્ત્વને, પદાર્થને તથા ગુણને જાણે છે. અને તેના જયના નિયમોને જાણીને તેમનો યોગ્ય જય પણ કરી શકે છે. તેવાઓને અર્થે પ્રયત્નસમ્બન્ધી અત્ર કહેવાયલા નિયમો નથી. તોપણ તેવા પુરુષો એ પ્રયત્નના નિયમોને પ્રથમ અનુસરીને જ તત્ત્વજ્ઞ થાય છે તેથી તેમને અર્થે કે કોઈને અર્થે પણ પ્રથમથી જ પ્રયત્નની વા પ્રયત્નના નિયમાદિના જ્ઞાનની અપેક્ષા નથી એમ હોતું નથી.

આ પ્રમાણે છે માટે હે શૂરવીર ક્ષત્રિયો ! આપણા પૂર્વપુરુષો સત્પ્રયત્નથી જ સુખાનુભવ કરતા આપ્તકામ થયા છે અને આપણે તથા આપણી પાછળ ચાલી આવતા આપણા પુત્રપૌત્રાદિકોએ પણ પ્રયત્નથી જ આ જગતમાં મેળવવા યોગ્ય મેળવીને કૃતાર્થ થવું છે, જેથી સર્વ સજ્જનોએ શાસ્ત્રીય પ્રયત્ન સેવવો અને પોતાની પ્રજામાં તેનો સદ્ભાવ કરવો.

જે રાજાની પ્રજા પ્રયત્નરહિત હોય, તે રાજા પોતાને તથા પ્રજાને અધિક કાલ સંપત્તિયુક્ત જોવા પામતો નથી. માટે રાજાએ તો નિરન્તર પોતાની પ્રજાને સારા ઉદ્યોગવાળી કરવી જોઈએ; અને ઉદ્યોગ તો તે જ છે કે જે રાજપ્રજાની સંપત્તિને વધારનાર છે. આલસ્ય ને પ્રમાદ મનુષ્યને પિશાચરૂપે વળગે છે, અને તેનું રુધિરમાંસ ચુસીને ખાલી ખોખું કરીને છોડે છે. માટે કોઈ પણ ક્ષત્રિય પુરુષ પોતાને શૂરવીર જાણતોમાનતો હોય તો તેણે પોતાના અંગમાંથી, પોતાના ક્ષત્રિયકુલમાંથી તથા પોતાની વિવિધ વર્ણવાળી પ્રજામાંથી મહાપિશાચરૂપ આલસ્યપ્રમાદને હાંકી કાઢવાં જોઈએ શરીરમાં રહીને શત્રુનું કાર્ય સારનાર આલસ્યપ્રમાદ જેટલો અનર્થ આપે છે, એટલો અનર્થ કોઈ પણ પ્રત્યક્ષ શત્રુ આ મનુષ્યજાતિને કદી આપી શકતો નથી. પ્રત્યક્ષ શત્રુ પણ આલસ્યપ્રમાદવાળાને જ અનર્થ કરે છે માટે, પ્રિય સાવધાન ક્ષત્રિય વીરો ! આપણે રાજ્યસત્તાવાળાએ તો નિરન્તર ઉદ્યોગી રહેવું, અને રાજસેવકોને તથા પ્રજાને સદા પોતપોતાના વ્યવહારમાં સાવધાન રાખવાં પ્રજાએ રાજાના શ્રમથી કે રાજાએ પ્રજાના શ્રમથી પોતાનો નિર્વાહ ચલાવવાની આશા ન રાખવી, પણ સર્વે પોતપોતાના ન્યાયપુરઃસર કરેલા પ્રયત્નથી જ પોતાના સુખની આશા રાખવી અને સુખી થવું.

જે રાજા પોતાની પ્રજામાં કોઈ ભૂખથી મુએ છે તે જાણવાનો યત્ન કરતો નથી તે રાજા સ્વાર્થી, અધર્મી અને કૃતઘ્ન હોવાથી અભાગિયો

જ અધિકારી મનાય છે. માટે જે પુરુષ પોતાને પ્રજાપતિ રાજા માનતો હોય તે પુરુષે પોતાની પ્રજાને સદા અન્નવસ્ત્ર પૂરાં પડે એવા પ્રકારના વ્યવહારમાં જોડવાને યત્ન રાખવો જોઈએ. જે પ્રજા પોતાના અન્નવસ્ત્રની આપત્તિમાં આવી પડે છે તે પ્રજા અવસ્ય અધર્માચરણ કરે છે. તે અધર્મથી ઇતર પ્રજા તથા રાજા પોતે પણ પીડા ભોગવે છે. માટે રાજા હોય તેણે પોતાની પ્રજા અન્નવસ્ત્રસમ્બન્ધી આપત્તિમાં આવી પડે ત્યાં સુધી તેમના પ્રતિના સ્વધર્મમાં પ્રમાદ સેવવો નહિ.

પ્રજાનો અને રાજાનો માતાપિતા અને પુત્રજેવો નિકટ સમ્બન્ધ છે. તેથી એકના દુ:ખથી બીજાને દુ:ખ થવાનો સંભવ આવે છે. માટે રાજાએ જેમ પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાને અર્થે ચિન્તા રાખવી ઘટે છે તેમ પ્રજાને માટે પણ ચિન્તા રાખવી ઘટે છે. જે રાજ્યસત્તાથી આપણે આપણાં સુખ સંપાદન કરીએ છીએ, આપણી પ્રજાને સુખપ્રાપ્ત કરીએ છીએ, અને આપણા તથા આપણી પ્રજાના શત્રુને કે વિરોધીને વશ વર્તાવીએ છીએ કે ભય આપીએ છીએ તે રાજ્યસત્તા કેવલ આપણી નથી, પણ આપણી અને આપણી પ્રજાની એમ ઉભયની છે, એમ મારું માનવું છે.

આપણી પ્રજા વિમુખ હોય તો આપણું રાજાનું બલ અર્ધ ગણાય, અને આપણી સેનાસહ આપણે વિમુખ હોઈએ તો આપણી પ્રજાનું બલ અર્ધ થયું ગણાય છે. તેથી પૂર્ણબલી થઈ રહેવા અર્થે આપણે રાજાએ અને પ્રજાએ પરસ્પરના સ્નેહને નિભાવતાં સ્વધર્મથી વર્તવું જોઈએ. એ પ્રમાણે એક બીજાના હિતમાં તત્પર રાજાપ્રજા પોતાનું નિત્ય કલ્યાણ મેળવે છે.

હે સજ્જનો ! સદાકાલ અચલ ન રહેનારી આપણી સત્તાથી કે અનિત્ય એવા આપણા વિભવ અને શરીરબલથી પણ આપણે ગર્વિષ્ટ થવું ઉચિત નથી. આપણે આપણા ધર્મને પાલવાના સમયવિનાના સર્વ સમયમાં તો આપણે પણ પ્રજાજનમાંની એક વ્યક્તિરૂપે આપણને પોતાને માની નિરભિમાન અને સરલ સ્વભાવના થઈ રહેવું જોઈએ.

સંપત્તિ અને આપત્તિ મનુષ્યને કેવલ અદૃષ્ટબલથી કે દૃષ્ટબલથી મળતી નથી તથા રક્ષાતી નથી, તેમ જ કઢાતી નથી. તેથી સંપત્તિ ક્યારે મળે અને ક્યારે ટળે, તેમ જ આપત્તિ ક્યારે આવી મળે અને ક્યારે ટળે એ અનિશ્ચિત છે. માટે સંપત્તિમાં આપણે ગર્વિષ્ઠ થવાનો અને આપત્તિમાં દીન થવાનો સ્વભાવ કદાચિત્ પણ સેવવો યોગ્ય ગણાતો નથી.

સંપત્તિના સમયમાં આપણે આપણી પીઠપાછળ આપત્તિ વેગથી વહી આવે છે એમ જાણી સાવધાન તથા ગર્વરહિત રહેવું ઘટે છે; તથા આપ-

ત્તિના સમયમાં પણ આપણી પાછળ સંપત્તિ ચાલી આવે છે એવી ધારણા રાખીને ઉત્સાહથી સાવધાનપણે આપણી વિપત્તિ સત્વર ટાળવાના, અને સંપત્તિ સત્વર આણવાના યોગ્ય ઉપાયોને ધૈર્યપૂર્વક યત્નથી સેવવા ઘટે છે

હું મોટાઈ મનાવવાને નહિ, પણ સમજવામા પ્રત્યક્ષ દૃષ્ટાન્ત ઠીક પડે તેથી કહું છું કે સતત ધૈર્યથી ધારેલા નિશ્ચયને અનુકૂલ ફલ પ્રાપ્ત કરવાને મે પ્રયત્ન કર્યો, અને તેનુ ફલ મને પ્રત્યક્ષ મળ્યુ, તેથી સહુએ એ નિશ્ચય ધારવો ઘટે છે કે દૃઢ નિશ્ચયથી, યોગ્ય પ્રયત્નથી અને સદા અપ્રમાદયુક્ત ધૈર્યના નિર્વાહથી પુરુષ જ્યારે ત્યારે ધારેલા અર્થને અવશ્ય પામે છે

આ વિશ્વપ્રપંચમા આપણે સાક્ષાત્ જોવાથી તથા પૂર્વકાલસમ્બન્ધે આપણા વૃદ્ધોના તથા ઇતર વૃદ્ધ શ્રીમન્તોના મુખથી શ્રવણ કરવાથી જાણીએ છીએ કે જે જે ધનવન્ત, યશકીર્તિમન્ત અને અન્ય અનેક પ્રકારના વિભવયુક્ત થઈ ઉત્તમ ભોક્તા થયા છે તે તે નીતિધર્મથી અને અનાલસ્ય તથા અપ્રમાદથી સદુદ્યોગ કરીને જ થયા છે.

મનુષ્યમાત્રે રાત્રદિવસના કાલના વિભાગ કરીને તેમા નિયમથી ઉદ્યોગને, ગૃહવ્યવહારને, પરોપકારને તથા વિશ્રામને સેવવા જોઈએ. કેવલ ઉદ્યોગ કે કેવલ વિશ્રાન્તિ મનુષ્યમાથી કોઈને પણ જીવિતપર્યન્ત અવશ્ય સેવવાયોગ્ય છે, એમ કોઈ પણ સુજ્ઞ પુરુષ માને એમ નથી. આ સ્થલે યોગ્ય ક્રિયાયુક્ત હોવુ તે ઉદ્યોગ છે, અને યોગ્યાયોગ્ય ક્રિયારહિત રહેવુ તે વિશ્રાન્તિ છે. અયોગ્ય ક્રિયા કરવી, એ ઉદ્યોગમા કે વિશ્રામમા ગણાય એમ નથી

કોઈ કોઈ મનુષ્યો એમ માનેસમજે છે કે મોક્ષાર્થી જનોને તો કેવલ વિશ્રાન્તિ જ સેવવાયોગ્ય છે, કાંઈ ઉદ્યોગ સેવવાયોગ્ય નથી પણ આ તેમનુ માનવુંસમજવુ કેવળ ભૂલવાળુ છે મોક્ષાર્થીજનોએ તો અવશ્ય શુદ્ધ પારમાર્થિક શાસ્ત્રીય પ્રયત્નરૂપ ઉદ્યોગને પ્રધાનપણે, અને વ્યાવહારિક પ્રયત્નરૂપ ઉદ્યોગને ગૌણપણે સદા અર્થાત્ અર્થીરૂપ અવસ્થાના અવધિપર્યન્ત સેવવો પડે છે. તેમ જ સમાધિસ્થિતિનો નિર્વાહ તથા સમાધિસ્થિતિરૂપ અન્તિમ અવસ્થાનો સાધક ઉદ્યોગ, મુક્ત પુરુષોએ પણ કર્તવ્ય છે, તો ઇતર સામાન્ય મોક્ષની ઇચ્છામાત્રવાળા જીવોએ ઉદ્યોગ સદા સેવ્ય છે એ વાર્તામા સંશય જ શેનો ?

સંસારસુખને કે મુક્તિસુખને ઇચ્છનાર મનુષ્યોને એ બેમાનુ કોઈ પણ સુખ ઉદ્યોગવિના બેઠા બેઠાં કે સુતાં સુતા અવશ્ય આવી મળે એવો કોઈ પણ સુપ્રસિદ્ધ નિયમ જ્ઞાત નથી, અને સદુદ્યોગથી એ ઉભય સુખની પ્રાપ્તિ થાય છે, એ વાર્તા તો સુપ્રસિદ્ધ હોવાથી સર્વ વિચારવન્તને જ્ઞાત છે. માટે ક્રિયા કરવાના અભાનવાળી અન્તિમ અવસ્થા પ્રાપ્ત થતા પર્યન્ત

સર્વને સ્વહિતાર્થ તથા પરહિતાર્થ સદુદ્યોગ કરવાની અનિવાર્ય અપેક્ષા છે, એમાં લેશ પણ સંશયસરખું નથી. કદાચિત્ કોઈ મનુષ્ય એમ માને કે અમારે સંસારસુખની અપેક્ષા નથી, તેથી અમે વ્યાવહારિક ફલના ઉદ્દેશથી કરાતા ઉદ્યોગને કરતા નથી, તો આ તેમનું માનવું કે કહેવું કેટલે અંશે યોગ્ય ગણાય એમ છે, તેનો વિચાર કરીએ.

ઘણાં મનુષ્યો એ પ્રમાણે બોલનારાં હોય છે, પરન્તુ તેમને ભાન હોતું નથી કે વ્યાવહારિક ક્રિયાઓ કોને કહેવી અને પારમાર્થિક ક્રિયાઓ કોને કહેવી, તેમ જ પરમાર્થની સિદ્ધિપર્યન્ત વ્યાવહારિક ગણાતી કેટલી જાતની ક્રિયાઓ અપેક્ષિત હોવાથી અવશ્ય કરવાયોગ્ય છે. આ પ્રકારના અજ્ઞાનવાળાં તે મનુષ્યો પ્રસંગે પરમાર્થની ઉપયોગી ક્રિયાઓને ત્યજી બેસે છે, અને કેટલીક પરમાર્થમાં તથા વ્યવહારમાં વિઘ્નરૂપ ક્રિયાઓને ઉત્સાહથી કરતા અનર્થને પ્રાપ્ત થતા જાય છે. કલ્યાણની કે મોક્ષની ઇચ્છાવાળાએ અવશ્ય જાણવું જોઈએ છે કે શરીરની વિદ્યમાનતાવિના કોઈપણ અર્થ સાધી શકાતો નથી; જેથી પરમાર્થસિદ્ધિપર્યન્ત શરીરની અપેક્ષા છે, એમાં કોઈ પ્રકારનો સંશય નથી. જ્યારે શરીરની અપેક્ષા છે ત્યારે શરીરને નિભાવી રાખનારાં જે જે દેહનિર્વાહક કારણો હોય તેમને તો તેમણે અવશ્ય કરીને પ્રાપ્ત કરવાં ઘટે છે. એ દેહનિર્વાહક કારણોની સંપ્રાપ્તિમાં અન્નવસ્ત્રાદિ ઉપયોગી સર્વ પદાર્થોની પ્રાપ્તિઅર્થે ઉદ્યોગની અપેક્ષા છે. અન્નવસ્ત્રાદિ પદાર્થોમાં ધનાદિની અપેક્ષા છે, તેથી તે પણ પ્રાપ્તવ્ય ગણાય. એમ પરંપરાથી જોતાં વ્યવહારમાં ઉપયોગી અનેક આવશ્યક પદાર્થો તેમને પ્રાપ્ત કરવાના હોય છે, અને તદર્થ ક્રિયા પણ કરવી અવશ્યની હોય છે. ઘણા મનુષ્યો દેહનિર્વાહક સાધનો ઇતરની ક્રિયાવડે અન્યદ્વારા પ્રાપ્ત કરી લેવાની આશા બાંધીને પોતે ક્રિયારહિત થવા આદર કરે છે, પણ તે તેમની પ્રવૃત્તિ અન્તઃકરણના ઉંચા અધિકારની પ્રાપ્તિ થયા પછી જ યોગ્ય ગણાય એમ છે; નહિ તો સર્વ મનુષ્યો જો પ્રથમથી જ અન્યની આશાવડે ઉદ્યોગરહિત રહેવા જાય તો સર્વ એકે કાલે અનર્થને જ પ્રાપ્ત થવા યોગ્ય થાય. આ પ્રકારથી જોતાં, જેમની વૃત્તિ કેવલ ઈશ્વરાભિમુખ રહેવાને યોગ્ય થઈ છે, જેમનાં અંતરમાંથી કામરાગના વેગો નિવૃત્ત થયા છે, તથા અન્તઃકરણના સર્વ દોષોની નિવૃત્તિપૂર્વક વ્યવહારપદાર્થમાંથી સુખબુદ્ધિ ટળી ગઈ છે, અને દેહ રહ્યો વા ન રહ્યો તો તે સમ્બન્ધી જેમનું અન્તઃકરણ લેશ સંતપ્ત થાય એમ નથી, એવા મહાજનોએ જ માત્ર શરીરના નિર્વાહક પદાર્થોની પ્રાપ્તિ-સમ્બન્ધે અન્યના પ્રતિ ભાર જવા દેવો ઘટે છે. અને તે વિનાના જેઓ વસ્ત્રાદિ પદાર્થો ન મળવાથી સંતાપને પામનારા છે, વળી તે પદાર્થો

પણ ઉત્તમ જાતિના પ્રાપ્ત થાય તો ઠીક એવી ઇચ્છાવાળા છે, અને એ નિમિત્તથી કામક્રોધલોભમોહાદિ દોષોને અંતરમાં રાજ્ય કરવા દેનારા છે, તેવા રાગદ્વેષાદિ દૃઢને પ્રાપ્ત અનધિકારી જનોએ આલસ્ય પ્રમાદાદિ દોષોને વશ વર્તી પોતાની આશાને અન્યના પ્રયત્નથી પોષવા ધારવું, એ અત્યન્ત અનુચિત છે.

ખરી રીતે જોવા જતા તો બહિરના વિષયોના સમ્બન્ધને જ્યારે ઇન્દ્રિયો સેવે છે, અર્થાત્ ઇન્દ્રિયો જે જે સમયે બહિર્મુખ હોય તે તે સર્વ સમયે જે શ્વાસપ્રશ્વાસરૂપ પ્રાણની ક્રિયા થાય છે, એ પણ વ્યાવહારિક ક્રિયા ગણાય છે, તેથી જેમને વ્યાવહારિક ક્રિયા ન કરવાનો નિયમ જ હોય તેમણે તો ઇન્દ્રિયવિષયના સમ્બન્ધસમયે અર્થાત્ ઉત્થાનદશામાં શ્વાસપ્રશ્વાસ પણ કરવા ન જોઈએ. પણ તેમ તો થઈ શકે એમ નથી. માટે સૂક્ષ્મમા કહેવાનું એ કે પરમાર્થ કે વ્યવહારના સર્વોત્તમ ફલની પ્રાપ્તિઅર્થે સર્વ વિવેકી પ્રાણિએ છેક પરમાત્મતત્ત્વમા અભેદ થઈ રહેવાના પૂર્વ ક્ષણપર્યન્ત ક્રિયા કરવાની છે. જેથી કોઈએ પણ આલસ્યપ્રમાદથી વ્યવહારક્રિયાની અમારે અપેક્ષા નથી, એવો દોષના કોશરૂપ દુષ્ટ નિશ્ચય ધરીને અન્યના ઉપર મિથ્યા ભારરૂપ થઈને સુખના સાધનો મેળવવા આશા રાખવી, એ અત્યન્ત અયોગ્ય વ્યવહાર છે.

આ સંસારમાં સર્વ મનુષ્યો કોઈ એક જ કાર્યની સિદ્ધિ કરી આપનાર ક્રિયાને કરે એવુ ધારવુ તો સર્વાંશે પ્રતિકૂલ જ છે તેથી સર્વ મનુષ્યોએ પરસ્પરના સુખનાં સાધનો પ્રાપ્ત કરવાઅર્થે પોતાના અધિકારપ્રમાણે ભિન્નભિન્ન પ્રકારની ક્રિયા કરવાની જ અપેક્ષા છે અને તે પ્રમાણે વ્યવહારમા સર્વ વર્તતું જણાય છે. બુદ્ધિવિભવમાં શ્રેષ્ઠ બ્રાહ્મણપ્રજા ઇતરને તેમ જ પોતાને અર્થે જ જે જે હિતકર વિચારો, નીતિઓ, વિદ્યાકલાઓ અને સર્વોત્તમ સુખના આધારરૂપ પરમાર્થસાધનો હોય છે તેના સમ્બન્ધમાં યથાયોગ્ય નિર્ણયો કરીને સર્વને યોગ્ય પ્રકારે પ્રવર્તાવવાનો પ્રયત્ન કરે છે. આપણે ક્ષત્રિયપ્રજા, આપણા તથા અન્ય સર્વના ઉત્તમ પ્રકારના રક્ષણને અર્થે જે જે ક્રિયાવિચારાદિની અપેક્ષા છે તેને આપણે પોતે પોતાના આન્તર પ્રયત્નથી વા બ્રાહ્મણદ્વારા જાણીને તે પ્રકારે વર્તી પ્રયત્નથી સર્વનુ રક્ષણ કરવાને યત્નવાળા છીએ અને સર્વના દૃષ્ટ ભયનાં કારણોનો ઉચ્છેદ કરીને સર્વને વ્યાવહારિક અભય આપીએ છીએ. વૈશ્યપ્રજા વ્યવહારમાં ઉપયોગી પદાર્થો પોતાના શુદ્ધ પ્રયત્નથી સર્વ પ્રજાને ઉપજાવી આપવાના પોતાના ધર્મને સેવતી યત્ન કરે છે, અને શૂદ્ર પ્રજા ત્રણ વર્ણની સેવા કરતાં કરતાં પોતાના સુખના સાધનો મેળવતી સર્વને અનુકૂલ વર્તવા પ્રયત્નવાળી

છે. એ જ પ્રમાણે ઇતર સર્વ પ્રજાઓ પોતપોતાના કુલથી પ્રાપ્તવ્યાપારને વા સમયપરત્વ વિશેષ ગ્રહણ કરવા યોગ્ય વ્યાપારને ગ્રહી સેવતી જણાય છે, તેથી સુખની પ્રતીતિ થાય છે. પણ જો એ પ્રજા વિરોધી વર્તન કરે વા દુષ્ટ નિશ્ચયોથી પ્રયત્નરહિત થાય, તો સર્વને દુઃખ પ્રાપ્ત થાય, એમાં સન્દેહ નથી.

આ કારણથી આપણે રાજ્યકર્તાએ સર્વ પ્રજાને પોતપોતાના અધિકારપ્રમાણે ઉદ્યોગી રાખવા યત્ન કરવો જોઈએ, જેથી કરીને આપણા અને પ્રજાના હિતમાં વિઘ્ન આવે નહિ.

સાવધાન રાજ્યકર્તાએ પ્રજાને પ્રાપ્ત થતાં ભયનાં કે દુઃખનાં કારણોનો, તથા તેની નિવૃત્તિના યોગ્ય ઉપાયોનો યુક્તિયુક્ત વિચાર કરીને તે પ્રકારના પ્રયત્નને સાધીને પ્રજાને ભયદુઃખાદિથી મુક્ત રાખવી જોઈએ. કારણ કે પોતાના અજ્ઞાનથી કે પ્રમાદથી પ્રજાનાં ભયદુઃખોને નિવારણ ન કરતાં ઉલટાં ભયદુઃખને અધિક પ્રમાણમાં વધારી આપે છે તે રાજા સદા દુષ્ટ ગણાય છે, અને પોતાની અસાવધાનતાથી અને દુરાગ્રહથી કે દુર્વર્તનથી પોતાનો જ નાશ કરે છે, અને પ્રજાને તથા પોતાના કુલને અનર્થ આપી અન્તે અધોગતિએ જાય છે.

યોગ્ય પ્રકારે વિસ્તારથી વિચારી જોતાં તો પ્રજાને અનેક પ્રકારનાં ભય દુઃખનાં કારણો હોય છે. પણ તેમાંનાં મુખ્ય જો આપણે જોઈએ તો (૧) દુષ્ટ દુર્જન પ્રજા, (૨) અન્નાદિ સાક્ષાત્ નિર્વાહકપદાર્થોની પ્રાપ્તિમાં વિઘ્ન નાખનાર દુષ્કાલ, (૩) સ્વાભાવિક વ્યાધિઓના પ્રકોપ, અને (૪) દૈવી પ્રકોપો જેવા કે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, અતિશીત, અતિતાપ, ભૂકંપ, ગ્રહોનું વિરોધી ભ્રમણ ઇત્યાદિ ) છે. આ સર્વ ભય દુઃખનાં કારણો એક પક્ષથી જોતાં આપણા અર્થાત્ રાજાના પ્રમાદથી થવાં સંભવે છે. યદ્યપિ એમાંના દૈવી પ્રકોપોથી થતાં ભય દુઃખનું અન્ય પક્ષથી જોતાં રાજા કારણ ગણાય નહિ, તોપણ શાસ્ત્રકારોએ સારા નહારા કાલનું કારણ રાજાને ગણ્યો છે, તેથી તેને વિવેકી રાજકર્તાઓએ, પોતાના પ્રમાદના ફલરૂપ નથી એમ ગણવું ન જોઈએ; અને તેની નિવૃત્તિના યોગ્ય ઉપાયોને સાધવામાં પ્રમાદી ન થવું જોઈએ; કારણ કે આ સંસારચક્ર કર્મગતિથી યથાનિયમે કે વિપરીતપણે ભ્રમતું આપણે સાંભળતા આવ્યા છીએ. જેથી કર્મની ગતિ ગહન છે, માટે નિરન્તર એ સમ્બન્ધમાં અનેક પ્રકારની યુક્તિથી શાસ્ત્ર તથા સત્પુરુષથી અને કાલ તથા કાલના થતા વ્યતિકરોના અનુભવથી ઉપાયોની ઘટિત યોજના કરવી રાજાને ઘટે છે. એમ છતાં આપણે રાજાઓએ અવશ્ય લક્ષમાં રાખવાયોગ્ય એ છે કે આપણા અજ્ઞાન વા પ્રમાદથી કે દુરાગ્રહથી ની પ્રજાના ભયને કે દુઃખને ન્યૂન કરવાને સ્થાને અધિક કરીએ નહિ.

હવે આપણે રાજાઓ એ સર્વ પ્રકારના પ્રજાઉપર આવી પડના વિવિધ ભયદુઃખના કારણરૂપ જે પ્રકારે થઈએ છીએ તે પ્રકારના વિચારને કરીએ તો આપણને સ્પષ્ટ થશે કે આપણી અનુચિત પ્રવૃત્તિ કે પ્રમાદ પ્રજાના ભયદુઃખનુ કારણ છે કે નહિ.

૧. દુષ્ટ દુર્જન પ્રજાની વૃદ્ધિ. એ સર્વ પ્રજાના ભયદુખનુ કારણ છે, અને તે આપણા પ્રમાદથી થાય છે, એમાં સંશય નથી. જ્યારે જ્યારે રાજા પોતાની પ્રજાના સુખની વૃદ્ધિઅર્થે વિવિધ કાર્યોનિમિત્તે રાજ્યાધિકારીઓને નીમે ત્યારે ત્યારે તેમણે તે પુરુષના ગુણદોષની તથા આચારવિચારની અનેક પ્રકારે અનેક યુક્તિથી ગુપ્ત પ્રકારે પરીક્ષા કરવી ઘટે છે; અને અધિકાર આપ્યા પછી પણ તેની નીતિરીતિનુ રાજાએ નિરન્તર આસપાસથી સાવધાનતાથી નિરીક્ષણ કરવુ ઘટે છે. કારણ કે અધિકાર તથા સત્તા છે તે મનુષ્યના દોષનો આવિર્ભાવ કરે છે, ગુપ્ત દોષો હોય તો પ્રકટ કરે છે અને ઉત્તરોત્તર અનર્થને પ્રાપ્ત કરે છે તેથી સત્તાધારીઉપર રાજાઓએ અંકુશ રાખવો જોઈએ. સત્તાધીશોએ નિરન્તર આવા દુષ્ટ જનોનો શોધ કરીને તેમને શિક્ષાવડે ભય આપવુ જોઈએ, કે જેથી અન્ય દુષ્ટ મનુષ્યો ભય ધરી સુધરે. જો સત્તાધીશો દુરાચારવાળા હોય તો તેમની દુષ્ટતાનો લાભ લેઈને અન્ય મનુષ્યો દુષ્ટ થાય છે, અને રાજાના અધિકારીઓ પોતાના દુષ્ટ સ્વાર્થમાટે દુષ્ટોને ઉત્તેજન આપે અને ધર્માચરણીઓને પીડે, જેથી ધર્માચરણને કે સદાચરણને તજીને તેવા મનુષ્યોમાંથી પણ કેટલાક, કાલને અનુસરીને દુષ્ટ થાય છે. તેથી રાજાઓનુ મુખ્ય કર્તવ્ય એ જ છે કે પ્રજાજનને દુઃખ આપવાની જેમને સત્તા હોય એવા નાનામોટા સર્વ રાજસેવકો તેવા દુષ્ટ વ્યવહારથી પ્રજાની પીડા પ્રચારે નહિ એ અર્થે સદા ઉત્તમ પ્રકારે અંકુશ રાખવો જોઈએ. એ અંકુશ રાખવામા રાજાએ લેશ પણ પ્રમાદ સેવવો ઘટતો નથી. અંકુશવડે મદોન્મત્ત હસ્તીઓ પણ વશ થાય છે, તેથી જે જે મનુષ્ય જે જે પ્રકારના અંકુશથી નિર્દોષ કરાય, તે તે મનુષ્યને તે તે પ્રકારના અંકુશથી નિર્દોષ કરવુ અને સદાચરણી પ્રજાને રાજાએ ઓળખવી તથા તેમના પ્રતિ લક્ષ રાખી તેમના દુખની વાર્તા શ્રવણ કરી અનેક પ્રયત્ને તેમને અનુકૂલતા કરી આપી પ્રજાનુ ભય ટાળવુ, પ્રજાને અભય આપવુ, તેમનુ સર્વ પ્રકારે રક્ષણ કરવુ અને તેમને સુખના સાધનો જેમ ઘટે તેમ વધારી આપવાં, એ જ માત્ર રાજાનુ પ્રધાન કાર્ય છે

આ પ્રકારે જેમ દુષ્ટતાથી રહિત સત્તાધીશોવડે દુષ્ટ પ્રજાનો વિનાશ કરી નિર્દોષ પ્રજાને સુખ આપવુ ઘટે છે, તેમ જ રાજાએ પણ રાજ્ય ચલાવ-

વાના અને પ્રજારક્ષણના જે જે નિયમો પ્રથમથી બાંધ્યા હોય અથવા સમયાનુસાર બાંધવામાં આવે, તે કેવલ સ્વાર્થથી ન બાંધતાં પ્રજાના સુખના સાધક થાય એવા પ્રકારથી વિચારી બાંધવા જોઈએ. પ્રજાપ્રમુખ જે વિવેકી, સદાચરણી અને સ્વાર્થ સાધવામાં દુષ્ટતા સેવે નહિ એવા હોય તેમની સંમતિથી તે રાજ્યના નિયમોમાં ઘટિત હોય તેવો ફેરફાર કરવો. અને પ્રત્યેક નિયમને દીર્ઘ દષ્ટિથી વિચારી પ્રજાના દુઃખમાં વધારો ન કરે એવો નિર્દોષ કરવો જોઈએ. રાજાએ કેવલ રાજ્યકોશની અભિવૃદ્ધિનો જ વિચાર કરવો નહિ, પણ પ્રજાની પ્રીતિ અને સંપત્તિ વધે તથા નીતિ સદ્ગુણથી પ્રજા વર્તે એવો જ વિચાર કરવો જોઈએ. પ્રજાની સંપત્તિ એ જ કોઈકાલે રાજાના કોશરૂપ થાય છે, અને પ્રજામાં દુર્ભિક્ષ તે કોઈ કાલે રાજાના કોશના નાશનું કારણ થાય છે, માટે રાજાઓએ સદા પોતાની પ્રજામાં ધનધાન્યની વૃદ્ધિ તથા નિર્ભયતાપૂર્વક અનેક સુખની વૃદ્ધિ કરવાને જ સાવધાનતા સેવવી ઘટે છે. પ્રજામાં અસંતોષ કે ભયની ઉત્પત્તિ કરનાર રાજસેવક તથા નિયમોને સત્વર ટાળીને પ્રજાને સુખ, સંતોષ તથા અભય આપવાં, એમાં જે પ્રમાદ સેવે છે તે રાજા પોતાના સુખને મેળવવામાં જ પ્રમાદ કરે છે અને પો સુખના વિનાશપ્રતિ જાય છે, એમ માનવામાં સંશયજેવું નથી.

જેમ સારા અધિકારીથી તથા નિર્દોષ નિયમોથી પ્રજા પત્તિની વૃદ્ધિ કરવી છે, તેમ જ રાજાઓએ આપણા રાજ્યના રાજ્યરક્ષક શૂરવીર પુરુષોની પણ રુડી રીતે સંભાવના રાખવી ઘટે છે. કારણ કે તેમની પ્રસન્નતાથી તથા તેમનામાં રહેલી રાજભક્તિથી રાજ્યનું ચિરાયુ હોય છે; અને તેમના વિરોધથી રાજ્યનો વિનાશ હોય છે. ઓછા બલવાળા પણ ઘણા મળીને એક મોટા બલવાળાનો વિનાશ કરવા સમર્થ હોય છે, તેથી પોતાના મોટાપણાના અભિમાનથી તથા કેવલ સ્વાર્થબુદ્ધિથી અનેકના વિરોધી થવું, એ ઘણા અનર્થનું કારણ છે. જેથી રાજાએ પોતાના રાજ્યના રક્ષક શૂર પુરુષોને તથા રાજ્યના સમ્બન્ધીઓને, તેમના યથાઘટિત હકને પાળીને સંતોષ આપતા રહેવું; એટલું જ નહિ પણ તેમનામાં ઉત્તરોત્તર રાજભક્તિ વધે અને રાજ્યરક્ષણાર્થ સ્વધર્મ માની તેઓ પોતાના ઉત્સાહને વધારતા રહે એવું તેમને સન્માનાદિથી સુખ આપતા રહેવું જોઈએ. વળી જે રાજાઓને જિતીને આપણે તેમના પ્રતિ સત્તા મેળવી હોય એવા તે સર્વ ખંડીયા રાજાઓની પણ આપણા પ્રતિ પ્રીતિ વધે અને આપણા અર્થે તેઓ પોતાના પ્રાણ અર્પવા તત્પર રહે, એવું તેમનું માન રાખવું જોઈએ, તથા આપણે તેમની સાથે તેવું વર્તન રાખવું જોઈએ. નહિ તો વિરોધી થયેલા અને સંતાપથી આપણા ઉપર અધિક

પ્રજાળીતા તે રાજાઓ કાલાન્તરે આપણા ઐશ્વર્યનો નાશ કરે છે. આમ છતાં પણ તે ખંડીયા રાજાઓ પોતાની પ્રજાને પીડે નહિ, અને ઉન્મત્ત થાય નહિ એવો અંકુશ તેમના પ્રતિ પણ રાખવો જોઈએ, અને તેમણે પ્રધાન રાજાને પોતાના રક્ષકરૂપ ગણીને તેમની સાથે તેવા જ માનથી વર્તવું જોઈએ.

રાજાઓએ રાજ્યની, રાજ્યકોશની, પ્રજાની અને પ્રજાની સંપત્તિની વૃદ્ધિ કરી બેસવાનુ નથી, પણ અનેક પ્રકારથી રાજ્યની સ્થિરતાનિમિત્તે રાજ્યબલની વૃદ્ધિ કરતા રહેવું જોઈએ. રાજ્યબલની વૃદ્ધિમાં રાજાની શુદ્ધ પ્રવૃત્તિ તથા સર્વ પ્રકારની નિપુણતા અને સાવધાનતા એ પ્રધાન કારણ છે. બીજુ કારણ પ્રજાની, પ્રધાન રાજ્યરક્ષકોની અને સૈનિકોની પ્રીતિ છે. અને ત્રીજુ કારણ ખડીયા રાજાઓની રાજભક્તિપૂર્વક અનુકૂલ બુદ્ધિ કારણરૂપ છે. આટલુ છતાં પણ રાજ્યબલની વૃદ્ધિના જે સહાયક હેતુઓ છે, તે જો ન હોય તો રાજાઓ પોતાના શત્રુના પક્ષથી આવેલી આપત્તિઓને નિવારી શકવા સમર્થ થતા નથી. માટે તેમણે શસ્ત્રાસ્ત્રાદિ યુદ્ધની સામગ્રીને તથા યુદ્ધકલામા કુશલ પુરુષોને પાસે રાખીને રાજ્યાશ્રિતોને તથા યોગ્ય ભાસતી પ્રજાને યુદ્ધકલા શીખવી રાખવી જોઈએ. આપત્તિના સમયે યુદ્ધકલામા કુશલ અને શસ્ત્રાસ્ત્રસંપન્ન પ્રજા પોતાનુ તેમ જ પોતાના રાજાનુ રક્ષણ કરવાને સમર્થ થાય છે. તેથી રાજાઓએ પ્રજાને યુદ્ધકલાનુ તથા શસ્ત્રાસ્ત્ર વાપરવાનુ જ્ઞાન અવશ્ય આપવુ જોઈએ, તથા તે જ્ઞાન મતેજ રહે, એવા ઉપાયોની યોજના પણ કરી રાખવી જોઈએ

અનેક પ્રકારના શસ્ત્રાસ્ત્ર જે ધનુર્વેદાદિ ગ્રન્થે વિધાન કરેલા છે તે તથા દેશકાલાનુસાર જેનો જેનો અધિક ઉપયોગ હોય એવા શસ્ત્રાસ્ત્રનો મોટો સંગ્રહ રાજાએ રાખવો જોઈએ. કારણ કે *યુદ્ધસામગ્રીનો અધિક સંગ્રહ, એ જ રાજાનો મોટો કોશ માનવો

---

× × × × ×

*अस्यते क्षिप्यते यत्तु मन्त्रयन्त्राग्निभिश्च तत् ॥१९१॥
अस्त्रं तदन्यतः शस्त्रमसिकुन्तादिकं च यत् ।
अस्त्रं तु द्विविधं ज्ञेयं नालिकं मांत्रिकं तथा ॥१९२॥
यदा तु मांत्रिकं नास्ति नालिक तत्र धारयेत् ।
सह शस्त्रेण नृपतिर्विजयार्थं तु सर्वदा ॥ १९३ ॥
लघुदीर्घाकारधारभिदैः शस्त्रास्त्रनामकम् ।
प्रथयन्ति नवं भिन्न व्यवहाराय तद्विदः ॥ १९४ ॥
नालिकं द्विविधं ज्ञेयं बृहत्क्षुद्रविभेदतः ॥ १९५ ॥

સુક્ત, અમુક્ત, યન્ત્રમુક્ત અને મુક્તામુક્તાદિ શસ્ત્રાસ્ત્ર અનેક છે. તેમાંનાં મંત્રથી પ્રવર્તાવાતાં અસ્ત્રોના જ્ઞાતા વિરલ હોય છે, તેથી તેમ જ યુદ્ધાર્થે આવી પ્રાપ્ત થયેલા ઉભય પક્ષમાંના એકમાં મંત્રવિદ્ હોય અને અન્ય પક્ષમાં ન હોય તો નિયમાનુસાર જે મંત્રવિદ્ ન હોય એવા યોદ્ધાપ્રતિ મંત્રાસ્ત્રનો ઉપયોગ જ્ઞાતાએ કરવો એ અધર્મરૂપ છે. જેથી

---

तिर्यगूर्ध्वच्छिद्रमूलं नालं पंचवितस्तिकम् ।
मूलाग्रयोर्लक्ष्यभेदितिलबिन्दुयुतं सदा ॥ १९६ ॥
यन्त्रघाताग्निकृद्ग्राव चूर्णधृक्कर्णमूलकम् ।
सुकाष्ठोपाङ्गबुध्नं च मध्यांगुलबिलान्तरम् ॥ १९७ ॥
स्वान्तेऽग्निचूर्णसंधातृशलाकासंयुतं दृढम् ।
लघुनालिकमप्येतत् प्रधार्यं पत्तिसादिभिः ॥ १९८ ॥
यथा यथा तु त्वक्सारं यथा स्थूलबिलान्तरम् ।
यथा दीर्घं बृहद्गोलं दूरभेदि तथा तथा ॥ १९९ ॥
मूलकीलभ्रमाल्लक्ष्यसमसंधानभाजि यत् ।
बृहन्नालिकसंज्ञं तत् काष्ठबुध्नविनिर्मितम् ।
प्रवाह्यं शकटाद्यैस्तु सुयुक्तं विजयप्रदम् ॥ २०० ॥
सुवर्चिलवणात्पंच पलानि गंधकात् पलम् ।
अन्तर्धूमविपक्वार्कस्नुह्याद्यंगारतः पलम् ॥ २०१ ॥
शुद्धात् संग्राह्य संचूर्ण्य संमील्य प्रपुटेद्रसैः ।
स्नुह्यर्काणां रसोनस्य शोषयेदातपेन च ।
पिष्ट्वा शर्करवच्चैतदग्निचूर्णं भवेत्खलु ॥ २०२ ॥
सुवर्चिलवणाद्भागाः षड्वा चत्वार एव वा ।
नालास्त्रार्थाग्निचूर्णे तु गन्धांगारौ तु पूर्ववत् ॥ २०३ ॥
गोलो लोहमयो गर्भगुटिकः केवलोऽपि वा ।
सीसस्य लघुनालार्थे ह्यन्यधातुभवोऽपि वा ॥ २०४ ॥
लोहसारमयं वापि नालास्त्रं त्वन्यधातुजम् ।
नित्यसंमार्जनस्वच्छमस्त्रपातिभिरावृतम् ॥ २०५ ॥
अंगारस्यैव गन्धस्य सुवर्चिलवणस्य च ।
शिलाया हरितालस्य तथा सीसमलस्य च ॥ २०६ ॥
हिंगुलस्य तथा कान्तरजसः कर्पूरस्य च ।
जतोर्नील्याश्च सरलनिर्यासस्य तथैव च ॥ २०७ ॥
समन्यूनाधिकैरंशैरग्निचूर्णान्यनेकशः ।
कल्पयन्ति च तद्विदाश्चन्द्रिकाभादिमन्ति च ॥ २०८ ॥

સામાન્ય પ્રકારે વપરાતા વિવિધ શસ્ત્રો તથા યંત્રથી અને અગ્નિથી પ્રવર્તાવાતાં અસ્ત્રોનો અધિક સંગ્રહ રાખવો ઉચિત છે. અર્થાત્ ખડ્ગ, પ્રાશ, ગદા, ચક્ર, ક્ષુદ્ર વા લઘુ નાલિકાસ્ત્ર, બૃહન્નાલિકાસ્ત્ર અને એવાં અનેક ઉપયોગી પ્રબલ શસ્ત્રાસ્ત્રનો મોટો સંગ્રહ રાખવો જોઈએ. તેમજ નાલિકાસ્ત્રના પ્રયોગાર્થે સીસું, લોહ, વા અન્ય વિવિધ ધાતુમય ગોલ અર્થાત્ ગર્ભગુટિકાઓ તથા વિવિધ જાતિના અગ્નિચૂર્ણાદિ અપેક્ષિત સાધનોના મોટા સંગ્રહ તૈયાર રાખવા જોઈએ જે રાજા એ સંગ્રહોથી રહિત છે તે

---

क्षिपन्ति चाग्निसंयोगाद्गोलं लक्ष्ये सुनालगम् ॥ २०९ ॥
नालाग्रं शोधयेदादौ दद्यात्तत्राग्निचूर्णकम् ।
निवेशयेत्तद्दण्डेन नालमूले यथा दृढम् ॥ २१० ॥
ततः सुगोलकं दद्यात् ततः कर्णेऽग्निचूर्णकम् ।
कर्णचूर्णाग्निदानेन गोलं लक्ष्ये निपातयेत् ॥ २११ ॥
लक्ष्यभेदी यथा बाणो धनुर्ज्याविनियोजितः ।
भवेत्तथा तु संधाय द्विहस्तश्च शिलीमुखः ॥ २१२ ॥

× × - × × ×

અર્થ—મંત્ર, યંત્ર અને અગ્નિવડે જે ફેંકાય છે અથવા પ્રયોજાય છે તે અસ્ત્ર છે, તેથી ભિન્ન તલવાર, ભાલા–ઇત્યાદિ શસ્ત્ર છે. અસ્ત્ર બે પ્રકારના જાણવા નાલિક (નળીથી પ્રયોજાય એવાં) અને માંત્રિક (મંત્રથી પ્રયોજાય એવાં) જ્યારે જ્યારે માંત્રિક અસ્ત્ર ન હોય ત્યારે ત્યારે રાજાએ જયને અર્થે શસ્ત્રસહિત સદા નાલિકાસ્ત્ર ધારણ કરવું. શસ્ત્રાસ્ત્રને જાણનારાઓ વ્યવહારને માટે લઘુ અને દીર્ઘ અવયવોના પ્રયોગની રીતિપરત્વે શસ્ત્ર અને અસ્ત્રના ભિન્નભિન્ન નૂતન નામો આપે છે. બૃહત્ (મોટું) અને ક્ષુદ્ર (નાનું) એ ભેદથી નાલિક અસ્ત્ર બે પ્રકારના કહેવાય છે. ક્ષુદ્ર નાલિકાસ્ત્ર પાંચ વેતનું હોય છે, તેના મૂલમાં ત્રાંસું (વાંકું) અને ઉભું છિદ્ર હોય છે તેના મૂલમાં અને અગ્રમાં નિશાન તાકવા માટે તિલબિન્દુ (માખી) હોય છે. તેના કર્ણમૂલમાં ઘોડો પડવાથી અગ્નિ ઉત્પન્ન થાય એવું પ્રસ્તરચૂર્ણ (ચકમક) રાખવામાં આવે છે. તેનો કુન્દો ભાગ લાકડાનો હોય છે અને તે નાળની એક બાજુએ અને મૂલના સમીપે રહે છે. તેનું મધ્ય અંગુલપરિમાણ હોય છે, અને તેની સાથે સળી રાખવામાં આવે છે. આ દૃઢ લઘુનાલિકાસ્ત્ર પાળા અને અશ્વારોથી ધરવા યોગ્ય છે. નળીના, છિદ્રના અને ગોળાના મોટપણાના પ્રમાણમાં વધારે દૂરવર્તિ નિશાન ભેદી શકાય છે. મૂલમાં રહેલા ખીલાને ફેરવવાથી જેને

અનાયાસ પરાભવને પામે છે. તેમ જ એ યુદ્ધસામગ્રીનાં વિવિધ સાધનોના સંગ્રહવાળા પણ જો તે સંગ્રહનું રુડે પ્રકારે સાવધાનતાથી રક્ષકો રાખી રક્ષણ ન કરે તો શત્રુઓવડે હરણ કરાયલો તે શસ્ત્રાદિ સંગ્રહ, તે સંગ્રહકર્તાના જ વિનાશના કારણરૂપ થાય છે. તેથી તે શસ્ત્રાસ્ત્રાદિના સંગ્રહનું ઉત્તમ પ્રકારે અખંડ વિશ્વાસપાત્ર રક્ષકોદ્વારા રક્ષણ કરાવવું પણ અવશ્યનું છે. પ્રજાજન શસ્ત્રરહિત હોય તોપણ યુદ્ધકલાકુશલ હોય અને જો તેમને સમય ઉપર રાજાએ પોતાના શસ્ત્રાસ્ત્રસંગ્રહમાંથી યુદ્ધસામગ્રી આપી હોય તો તે પ્રજાજનો સેનારૂપ થઈને રાજાનું પોતાનું તથા રાજ્યનું રક્ષણ કરે છે, માટે એ કાર્યમાં પણ રાજાએ સાવધાનતા તથા સમયસૂચકતા રાખવી અત્યન્ત ઉચિત છે.

---

નિશાનની સામે આણી શકાય છે અને જેનું બુધું કાષ્ઠનું હોય છે તે બૃહન્નાલિકાસ્ત્ર કહેવાય છે. તે બહુ ભારે હોવાથી ગાડા આદિમાં લઈ જવાય છે. તેની સારી રીતે યોજના કરતાં તે વિજયને આપનાર હોય છે. પાંચ પલ સુરોખાર, એક પલ ગંધક, એક પલ ધૂમાડો ન નીકળે એવી રીતે પાડેલા આકડાના કે ખરસાણીના કોયલા—એ પદાર્થોને શુદ્ધ કરીને લેવા; તેમનું ચૂર્ણ કરવું, તે સર્વનું સારી રીતે મિશ્રણ કરવું, અને તેને ખરસાણી, આકડો, અને લસણના રસના પટ દઈ તડકે સૂકવવું. પછી તેને સાકરની પેઠે દળી નાંખવું એટલે અગ્નિચૂર્ણ થાય. નાલાસ્ત્રને માટે જે અગ્નિચૂર્ણ બનાવવું તેમાં સુરોખાર ચાર કે છ ભાગ લેવો, પણ ગંધક અને કોયલા તો પૂર્વના પ્રમાણમાં જ લેવા. લઘુનાલિકાસ્ત્રને માટે ગોળી કેવલ લોઢાની કે સીસાની કે કોઈ અન્ય ધાતુની બનાવવી. ખરા લોઢાના કે અન્ય ધાતુના નાલાસ્ત્રને લોઢાના કે અન્ય ધાતુના નાલાસ્ત્રને શસ્ત્રધારીએ નિત્ય માંજેલું અને ઢાંકેલું રાખવું. અગ્નિચૂર્ણની કલાને જાણનારાઓ કોયલા, ગંધક, સુરોખાર, પથ્થર, હડતાલ, સીસાનો મળ, હિંગળોક, લોહચુંબકનો પત્થર, કપૂર, લાખ, ગળી અને સરલવૃક્ષનો ગુંદર—એ સર્વને સમ, ન્યૂન કે અધિક પ્રમાણમાં લઈને અનેક પ્રકારનાં ચંદ્રિકાગ્નિચૂર્ણ (બપોરિયાદારુ) બનાવે છે, અને અગ્નિસંયોગથી ગોળાને સારી નળીદ્વારા નિશાનપ્રતિ પ્રેરે છે. પ્રથમ નાલાસ્ત્રનું શોધન કરવું, અને પછી સળીથી નળીના મૂલમાં અગ્નિચૂર્ણને સારી રીતે ગડબવું અને ગોળો મૂકવો, પછી કર્ણને વિષે અગ્નિચૂર્ણ મૂકવું, અને તેને અગ્નિથી ચેતાવી નિશાનપ્રતિ ગોળાને પાડવો. ધનુષ્યથી ફેંકાયલું બાણ પણ નિશાનને ભેદે એવું સંધાન રાખી બે હાથનું બાણ કરવું.

× × × × ×

આ પ્રકારે સાવધાનતાથી રાજ્યવ્યવહારને કરતો પુરુષ દુષ્ટ દુર્જનોને નિરન્તર ભય આપનાર થાય છે, જેથી પ્રજાને પીડા આપનાર વિરોધી કારણોમાંનું એક જે દુર્જનોની વૃદ્ધિ છે તેને નિર્મૂલ કરવા તે સમર્થ હોય છે.

૨. પ્રજાને બીજો દુઃખદ પ્રસંગ જે દુષ્કાલ છે તે વૃષ્ટિઆદિ દૈવી સત્તાને અધીન છે જો નિયત કાલે નિયત અર્થાત્ યથાવસ્થિત પ્રમાણમાં વૃષ્ટિ, શીત અને તાપ હોય તો સુકાલ હોય છે, અને આરોગ્ય પ્રવર્તાવે છે, અને યથાવસ્થિત શીત, તાપ અને વૃષ્ટિ યોગ્ય સમયે ન પ્રાપ્ત થવાથી દુષ્કાલ અને વ્યાધિના કારણો ઉપજે છે. તેથી રાજાએ દુષ્કાલના ભયથી પ્રજાના રક્ષણાર્થે સદા સાવધાનતા રાખવી ઘટે છે.

ધાન્ય પકાવવાના ક્ષેત્રોમા કૂપવાપિકાઆદિ જલાશયોની વ્યવસ્થા અધિક પ્રમાણમાં રાખવી, તથા વિવિધ નાના મોટા જનસમુદાયનાં સ્થાનરૂપ ગ્રામનગરાદિસમીપ નાના મોટા જલાશયો, સરોવરજેવા જલસંગ્રહાર્થે રચાવી તૈયાર રાખવા જોઈએ. જ્યા ત્યા જલની ખોટ હોય અથવા ભૂમિમાથી ખારા જલ પ્રાપ્ત થતા હોય, એવા સ્થાનમા મોટાં જલાશયો રચાવવાં, અને જ્યાં અનાવૃષ્ટિનો સંભવ વારંવાર હોય એવા સ્થાનોમા તો મિષ્ટ જલ આસપાસના અનુકૂલ સ્થાનમાંથી પ્રાપ્ત કરી રાખવાના સાધનો રચી મૂકવાં જોઈએ. તે જલથી ધાન્યાદિ પદાર્થો ઉપજાવવાની વ્યવસ્થા કરવી. વિવિધ ફલનાં વૃક્ષો તથા કંદમૂલો નગરબહિર્ વનઉપવનમા ઉપજે એવી વ્યવસ્થા કરીને તે વન તથા ઉપવનોને રક્ષવાં જોઈએ ધાન્યાદિ જીવનના હેતુરૂપ પદાર્થોના સંગ્રહ રાખે એવા મોટા પ્રતિષ્ઠિત વ્યાપારીઓ નગરમા કે વસતિસ્થાનોનાં રાખવા જોઈએ, તથા તેમને ઘટતી સઘળી ન્યાય્ય અનુકૂલતા માટે રાજ્યાશ્રય આપવાની વ્યવસ્થા રાખવી જોઈએ. કોશના, રાજસેવકોના અને પ્રજાના પ્રમાણમાં રાજાએ પણ અન્નાદિ પદાર્થોના સંગ્રહાર્થે કોઠારો રચાવી રાખવા જોઈએ. સમયે સમયે પદાર્થોના સંગ્રહ રાખવા જોઈએ અને દુષ્કાલના સમયમા દુર્ભિક્ષથી પીડાતી પ્રજાનું બહુ શોધથી, પ્રયત્નથી અને ઘટતા સર્વ ઉપાયોથી રાજાએ સાવધાન રહીને જ્યા ત્યાં રૂડે પ્રકારે રક્ષણ કરવું જોઈએ એ પ્રમાણે યોગ્ય સમયે પ્રજારક્ષણાર્થ પોતાના સર્વસ્વવડે જે રાજા પ્રજાપાલનમા કુશલપણે યત્નશીલ રહેતો નથી, તે રાજા મહાપાતકનો ભાગી થઈને પોતાના ઐશ્વર્યથી અલ્પકાલમાં ભ્રષ્ટ થાય છે માટે એ સમ્બન્ધમા રાજાઓએ બહુ સાવધાનતાથી રહેવું જોઈએ. વળી અતિતાપના, અતિવૃષ્ટિના અને અતિશીતના સમયોમા તે કાલની પ્રતિકૂલતાથી પ્રજાને જે પીડા ઉભી થવાના સંભવ હોય તે ને પીડાના નિવારણના ઉપાયોની પણ ઉત્તમ પ્રકારના વિચારોથી યોજના રાખવી

જોઈએ; નહિ તો કાલની પ્રતિકૂલતાજન્ય ઉપાધિઓથી પ્રજાનો તથા રાજાનો પોતાનો નાશ થવાનો સમય આવે છે.

કાલમાં હીન, મિથ્યા અને અતિમાત્ર યોગો થાય છે ત્યારે જેમ અનેક રોગના પ્રાદુર્ભાવ થાય છે, તેમ જ આ પ્રજામાં અર્થ અને કર્મમાં પણ હીન, મિથ્યા અને અતિમાત્ર યોગો થવાથી વિવિધ વ્યાધિઓનો ઉપદ્રવ થાય છે. જ્યારે જ્યારે કાલ, અર્થ અને કર્મના સમ્યક્ યોગ પ્રવર્તે છે ત્યારે ત્યારે જ સર્વત્ર આરોગ્ય પ્રાપ્ત હોય છે; જેથી રાજાઓએ જે જે ઉપાયોથી કાલ, કર્મ અને અર્થના સમ્યક્ યોગને પ્રાપ્ત રખાય એવી યોજનાઓ પોતાથી થતા પ્રયત્નથી રાખવી જોઈએ છે. એ કાલ, અર્થ અને કર્મમાં સમ્યક્ યોગ કેવા પ્રકારના ઉપાયોની યોજનાથી થાય, અને ક્યારે ન થાય, એને તત્ત્વથી જાણનારા, વિશ્વતંત્રના વેત્તા મહાશયોના આશ્રયથી જાણીને તે પ્રકારની વ્યવસ્થાથી તે સમ્યક્ યોગ સાધવામાં રાજાઓએ અપ્રમાદી રહેવું જોઈએ.

વિદ્વાન્ તત્ત્વજ્ઞ મહાપુરુષોએ કહેલો એવો નિર્ણય સર્વને સદા જ્ઞાત જ છે કે આધિ એટલે અન્તઃકરણની વા મનની અવ્યવસ્થા અથવા અધિક ક્લેશ ભય ચિન્તાદિ અન્તર્દોષોની વૃદ્ધિ એ જ વ્યાધિમાત્રમાં પ્રધાન કારણરૂપ છે. તેથી આપણે રાજાઓએ સદા એવા નિયમો સ્થાપીને પ્રજાઆદિજનો-સાથે વર્તન રાખવું કે જેથી તેમને તથા આપણને અકારણ નિરન્તર ભય-શોકાદિ અન્તર્દોષોના ઉદ્ભવથી વ્યાધિના ભોગ થવાનો સંભવ રહે નહિ.

આ પ્રકારે જોતાં સર્વ પ્રકારની પ્રતિકૂલતાવાળો કાલ તે જ દુષ્કાલ છે; અને જે દુષ્કાલ છે તે જ સદા ભયશોકાદિ નિમિત્તોથી વ્યાધિના કારણ-રૂપ છે, માટે રાજાઓએ કાલસમ્બન્ધી પ્રતિકૂલતાને યત્નથી દૂર કરીને તે તે દ્વારા પ્રજાને થતાં સંકષ્ટોથી પ્રજાનું રુડી રીતે રક્ષણ કરવું ઘટે છે.

૩. સ્વાભાવિક વ્યાધિઓના પ્રકોપસમ્બન્ધી વિચાર કરતાં ઉપર કહેલાં કારણોમાંનું અન્તઃકરણ વા મનની અસ્વસ્થતા એ એક છે; અને તે વિનાનાં પણ અન્ય ભૌતિક અનેક કારણો હોય, તે સમ્બન્ધમાં પણ આપણે રાજાઓએ સાવધાનતા રાખીને તે તે સર્વ પ્રકારનાં કારણોનો યથાશક્તિ પ્રયત્નવડે નિર્ણય કરી તે કારણોનો યોગ્ય ઉપાયોથી અભાવ સાધીને પ્રજાનું વ્યાધિ-દુઃખથી રુડી રીતે રક્ષણ કરવું યોગ્ય છે.

પ્રાણિઓને થતા રોગોમાં જે જે નિમિત્તો કારણરૂપ હોય છે તે આ છેઃ ૧ પૃથ્વિ તથા તેમાં થતા ઓષધી અથવા અન્નાદિ આહારને યોગ્ય પદાર્થોમાં વિવિધ નિમિત્તોથી પ્રાપ્ત થતાં પ્રતિકૂલ બલ; ૨ જલાદિ પીવાના

પદાર્થોમાં પ્રકટતું પ્રતિકૂલ બલ, ૩ ઉષ્ણતાની ન્યૂનાધિકતાથી થતું અગ્નિનું પ્રતિકૂલ બલ; ૪ શ્વાસપ્રશ્વાસાદિદ્વારા ગ્રહાતા-ત્યજાતા વાયુમા અનેક નિમિત્તોથી પ્રાપ્ત થયેલું પ્રતિકૂલ બલ; ૫ આકાશમાં વાતાવરણની ભીતર તથા બહિર્ વર્તતા પરમાણુજન્ય સંયોગી પદાર્થોમાં વિવિધ નિમિત્તોથી પ્રાપ્ત વા પ્રકટતુ પ્રતિકૂલ બલ; તથા ૬ શરીરીમાત્રનાં શરીરોમાં અનેક નિમિત્તોથી પ્રકટ થતુ પ્રતિકૂલ બલઃ આ સર્વ રોગમાત્રમાં કારણરૂપ હોય છે.

એક પક્ષથી જોતાં શરીરાન્તર્ અને બહિર્ પ્રકૃતિસ્થાનમાં સર્વત્ર, રોગનાં અનેક કારણો સદા વિદ્યમાન જ હોય છે, અને તેથી પ્રાણિઓને અર્થે વ્યાધિદુઃખની આત્યન્તિકી નિવૃત્તિ કરવી, એ તો આપણા રાજાઓના સામર્થ્યથી બહિર્ની વાર્તા છે, પરન્તુ પદાર્થગત દોષોનો યોગ્ય નિર્ણય કરીને જે તજ્જન્ય વ્યાધિ પ્રકટ્યો હોય તો તેના શમનાર્થ આપણે યત્ન કરવા સમર્થ ગણાઈએ એમ છે. આમ છતાં પણ જે વ્યાધિનાં યોગ્ય કારણોનો નિર્ણય આપણે ન કરી શકીએ તો તે વ્યાધિના શમનને કરવામા પણ આપણે અસમર્થ જ હોઈએ છીએ.

વ્યાધિનું કારણ કંઈ હોય અને ઉપાય કંઈ અન્ય જ કરાય તો તેથી રોગનું શમન ન થતાં શરીરમાં ઉલટાં વિવિધ વ્યાધિના અનેક કારણો ઉપજે છે, માટે કારણના નિશ્ચયવિના અને યોગ્ય ઉપાયના યથાર્થ નિર્ણયવિના માત્ર આપણા સત્તાબલથી કે દુરાગ્રહથી વા સ્વાભિમાનની સિદ્ધિનિમિત્ત, આપણે સ્વેચ્છાનુકૂલ અયોગ્ય ઉપાયોને આદર કરી આપણને તેમ જ આપણી શરણાગત પ્રજાને અનર્થ પ્રાપ્ત થાય એવા ઉપાયોની યોજના કરવી અનુચિત છે.

પ્રકૃતિવશાત્ વિરોધી કારણો પૃથક્ પૃથક્ વ્યાધિને ઉપજાવે છે. તેથી ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા મનુષ્યપશુપક્ષિઆદિ અનેક જાતિના પ્રાણિઓને એકસરખી રીતે અનર્થ આપવાને તે વિરોધી કારણો તથા વ્યાધિઓ સમર્થ હોતા નથી. જ્યારે જ્યારે શરીરી પ્રાણિઓની પ્રકૃતિને વિરોધી કારણો અસર કરવાને સમર્થ હોય છે, ત્યારે ત્યારે જ તે દુ:ખને આપનાર હોય છે, તેથી અનેક વ્યાધિ પ્રકટાવનાર કારણો સર્વત્ર વિદ્યમાન છતાં પણ સર્વ પ્રાણિને એકેકાલે તેની અસર થતી નથી. કેટલાક વ્યાધિઓ સ્પર્શજન્ય વા સંપર્કાયિ* હોય છે. તથાપિ પ્રકૃતિની સામ્યતાવિના તે સંસ્પર્શજન્ય વ્યાધિઓ એક શરીરમાં પ્રકટ હોવા છતાં અન્ય સમીપસ્થ શરીરમા પ્રકટી શકતા નથી, માત્ર તેને અનુકૂલ શરીરપ્રકૃતિમાં જ તેઓ સમ્બન્ધનુ કારણ મળતાં પ્રકટે

* ચેપી Contagious.

છે. ઘણીવાર તો સામાન્ય વ્યાધિઓ જે સ્વરૂપથી સ્પર્શસંચારી હોતા નથી તેવાઓ પણ અનુકૂલ કાલપ્રકૃતિઆદિ નિમિત્તોથી તથા પ્રતિબન્ધક કારણોના અભાવથી વૃદ્ધિને પામી સ્થલે સ્થલે પ્રસરે છે, ત્યારે કારણના અજ્ઞાનવાળા આપણે તેને સ્પર્શજન્ય કે સંપર્કીય માનીએ છીએ; પણ એ માનવું અયોગ્ય હોય છે. જેથી તે અયોગ્ય માનવા પ્રમાણે તેના ઉપાયોની અયોગ્ય પ્રકારે યોજના કરવી એ અનુચિત હોવાથી અનર્થકર જ થઈ પડે છે. માટે જ્યારે જ્યારે દેશમાં કોઈ વિસ્તૃત સ્વરૂપે વ્યાધિ પ્રકટતો ભાસે ત્યારે ત્યારે આપણે પ્રજાપાલક પુરુષોએ ધૈર્યથી અને મહાશય તત્ત્વવિદ્‌ના સાહાય્યથી પૃથ્વી, અન્નજલ કે વાયુઆદિ અનેક કારણોમાંના ક્યા કારણથી એ વ્યાધિ પ્રકટ્યો છે, ક્યા નિમિત્તોથી તે વૃદ્ધિને પામે છે, એનાં વિરોધી કારણો ક્યાં ક્યાં છે, અને ક્યા પ્રકારના પ્રયત્નથી એની શાન્તિ થશે, એ જાણીને પછી ઉચિત જણાય તે પ્રયત્નવડે તેની શાન્તિ કરી પ્રજાને આપણે અભય આપવું જોઈએ.

ઇતિહાસાદિ ગ્રન્થોથી આપણ સર્વને સ્પષ્ટ ભાસે છે કે સર્વ પ્રકારના સર્વોત્કૃષ્ટ સામર્થ્યને ધરાવનારા પૂર્વ થયેલા રાજાઓએ પણ સમગ્ર પ્રજાને જરા, વ્યાધિ કે મરણથી રહિત કરીને અજરામરત્વને પ્રાપ્ત રાખીને ભય–શોકરહિત કરી હોય, એમ નથી જ; કારણ કે તેઓ સર્વ પણ જરા, વ્યાધિ અને મરણને શરણ થતા આ ભૂમંડલથી ચાલી ગયા છે. એમ છતાં પણ જનોક્તિ છે કે 'જાળવતાં જુગ જાય' એ જનવાદમાંથી પણ કંઈક ઉત્તમ ભાવ ગ્રહણ કરવા યોગ્ય છે; અને તેથી વિવિધ યોગ્ય યુક્તિથી, શરીરાદિના રક્ષણની નીતિ પ્રાણિઓને આવશ્યક છે. તથાપિ અજ્ઞાનતાથી સ્વીકારેલા રક્ષણના ઉપાયો પ્રસંગે મરણની પ્રાપ્તિના ઉપાયરૂપ જ થઈ રહે છે. જેથી સત્તાવન્ત આપણે પ્રજાપાલક રાજાઓને અત્યન્ત વિચારપૂર્વક પ્રજાનાં અનેક સુખની અભિવૃદ્ધિઅર્થે વિચાર તથા પ્રયત્નને સેવવાની અપેક્ષા છે. કોઈ પણ સાવધાન પ્રજાપાલક પુરુષે નગરમાં વ્યાધિ, શત્રુ કે વિરોધી કારણના પ્રકટ્યા પછી વા તેની સન્મુખ પ્રાપ્તિ પછી તેના જયઅર્થે ગભરાટથી ગમે

રાટથી આપણે ઉલટી અનુકૂલતા રચી આપીએ છીએ તો તે પ્રબલ થઈને આપણને આપણીજ ભૂલથી બહુ અનર્થ આપનાર થાય છે. માટે સમય-સૂચકતા, શાન્તિ તથા ધૈર્ય જ એવા સમયમાં ઉપયોગી છે. જેમ કાળે કાળે ઉદ્ભવતા પ્રાણિપદાર્થો પોતાનો સમય વ્યતીત થતા નિવૃત્તિને પામે છે, તેમ વ્યાધિ કે શત્રુ પણ સમયે પ્રકટી સમયે શમે છે. એવા સામયિક રોગાદિના જયમાં અધિક પ્રયત્નની આવશ્યકતા નથી. પણ માત્ર તેની વૃદ્ધિના હેતુઓનો ક્ષય થાય એટલી જ યોજના રાખવી ઉચિત છે.

આટલું કહીને સૂક્ષ્મમાં એ સમ્બન્ધે આપને જણાવવાનું એ જ છે કે રોગશત્રુઆદિ વિરોધીથી સદા સાવધાન રહેવું. સાવધાનતા છતાં પ્રકટી આવે તો તેના ખરા મૂલનું છેદન કરવા તથા તેના વૃદ્ધિકર હેતુઓને નિર્મૂલ કરવા યત્ન રાખવો પણ અધૈર્યથી આપણે કે આપણી પ્રજાએ અધિક ભયશોક કે દુ:ખમાં ઉતરવું પડે, એવા ઉપાયોની યોજના કરવા પ્રવૃત્ત થવું ન જોઈએ હવે દૈવી પ્રકોપોસમ્બન્ધમાં વિચાર કરીએ.

[સંપૂર્ણ.]